वर्ष २० मुं
ग्रंथांक
२३७-३६ [?]

विविध ग्रंथमाला

सं० १९८६
फागणथी
जेठ

વાર્ષિક રૂ૦ ૪) પાકું [illegible]) પા૦ માટે.
તંત્રી ભિક્ષુ–અખંડાનંદ

# परमहंस श्रीरामकृष्ण

## एमनुं जीवन चरित्र तथा उपदेशो

અનુવાદક:-ચુનીલાલ રામચંદ્ર શેલત

प्रसिद्धिस्थान—सस्तु साहित्य वर्धक कार्यालय

अमदावाद
ભદ્રપાસે

મૂલ્ય ૧॥, પો. જુદું

मुंबई—२
કાળબાદેવી

"વિવિધ ગ્રંથમાળા" ગ્રંથાંક ૨૩૩ થી ૨૩૬, વર્ષ ૨૦મું-સં. ૧૯૮૬



# परमहंस श्रीरामकृष्ण
## એમનું જીવનચરિત્ર
## અને ઉપદેશ

અનુવાદકઃ ચુનીલાલ રામચંદ્ર શેલત
સ્થળ-ઉમરેઠ. જીલ્લો ખેડા.

सस्तु साहित्य वर्धक कार्यालय तरफथी
સંપાદક અને પ્રકાશકઃ ભિક્ષુ-અખંડાનંદ
અમદાવાદ અને મુંબઈ-૨

પૃષ્ઠ ૪૯૨, પ્રત ૬૩૦૦, ભાદ્રપદ ૧૯૮૬
મૂલ્ય ૧॥, પો૦ જૂદું.

युगावतार प्रातःस्मरणीय योगेश्वर



પરમહંસ રામકૃષ્ણદેવ ભાવાવેશમાં ઉભા છે.



ધ્યાનમગ્ન સ્વામી વિવેકાનંદ અને ગુરુ રામકૃષ્ણદેવ

# મુમુક્ષુ જનોને વંદન

આમાંના એક સાચા મહર્ષિના જીવન અને કથન ઉપરથી,
'રામકૃષ્ણકથામૃત' ઉપરથી, બીજા ઉત્તમ ગ્રંથ
વાંચવા વિચારવાથી, કિંવા બીજા સાધન યા કારણથી
જેમને—પરમોત્તમ અખૂટ સ્થાયી સંપત્તિ અને
ઉન્નતિ શું છે, શામાં છે, તથા તે શી રીતે
મેળવી શકાય છે; એ બાબત યથાવત્
સમજાઇ જઇ એ દિશામાં આગળ
વધવાની જરા પણ ધગશ જાગી
ઉઠી હોય, કિંવા જાગી ઉઠે;
તે તે દરેક વાંચનાર અને
બીજા મુમુક્ષુ સજ્જનો
પ્રત્યે આગળ વધવાની
કૃપાભિક્ષા યાચી
સપ્રેમ વંદન છે.
ૐ તત્સત

"एकं सत् विप्रा बहुधा वदंति।"

જૂદા જૂદા ધર્મના વિપ્રો-ઋષિમુનિઓ-તે એકજ પરમ સત્‌ને (સચ્ચિદાનંદ પરમાત્માને) અનેક પ્રકારે અને નામે કહે છે.

वज्रादपि कठोराणि मृदूनि कुसुमादपि।
लोकोत्तराणां चेतांसि को हि विज्ञातुमर्हति॥

લોકોત્તર મહાપુરુષો ક્યારેક વજ્રથી પણ કઠોર થાય છે, તો ક્યારેક પુષ્પથી પણ કોમળ હોય છે; એટલે તેમના હૃદયને યથાવત્ કોણ સમજી શકશે? અર્થાત્ તેમની અસામાન્ય રહેણી, કહેણીનાં ખરાં કારણ અને રહસ્ય લોકોને સમજાતાં નથી.

लौकिकानां हि साधुनामर्थं वागनुवर्तते।
ऋषीणां पुनराद्यानां वाचमर्थोऽनुधावति॥

અર્થાત્ લૌકિક સાધુ-બ્રાહ્મણોની વાણી (ગમે તેટલી વિદ્વત્તા અને છટાવાળી હોય તોપણ અંતરમાં ઇચ્છા લૌકિક પદાર્થોની હોય ત્યાં સુધી તો તે) લૌકિક પદાર્થોનેજ અનુસરે છે; (એટલે કે લૌકિક પદાર્થવાળા ધનિકોનેજ તેઓ શોધે છે-સાધે છે-યાચે છે-આધીન રહે છે) અને (ઋષિજનો તો એ લૌકિક પદાર્થોને અસાર સમજી જઇ અલૌકિક પરમપદાર્થમાંજ પ્રીતિવાળા થવાથી, ઋષિજનોની વાણીને (ઇચ્છાને-આજ્ઞાને) તો ઉલટા એ લૌકિક પદાર્થોજ (અર્થાત પદાર્થવાળાઓજ) અનુસરે છે. (ઇચ્છે છે-શોધે છે-યાચે છે--આધીન રહે છે.)

# પ્રકાશકનું નિવેદન

"ભારતવર્ષ સદાકાળથી આધ્યાત્મિક ઉન્નતિમાં આગળ રહ્યો છે. જ્યારે જ્યારે અહીં ધાર્મિક અને નૈતિક ભાવોનો લોપ તથા નાસ્તિકવાદનો પ્રચાર થવા માંડે છે; ત્યારે ત્યારે કોઇ ને કોઈ મહાન આત્મા આ ભૂમિપર અવતરી પોતાના જ્ઞાનસૂર્ય અને નૈતિક બળવડે અજ્ઞાનતિમિરને દૂર કરે છે. આજકાલ લોકો આધ્યાત્મિક ઉન્નતિને ઉપેક્ષાની દૃષ્ટિથી જોવા લાગ્યા છે અને પાશ્ચાત્ય વિજ્ઞાનના ધમંડે જ્ઞાનશિરીષ-કુસુમને ઉખાડી ફેંકી દીધું છે; છતાં પણ આધ્યાત્મિકતાનો હજી અભાવ થઇ ગયો હોય એવું નથી. આ સમયમાં પણ આધ્યાત્મિકતાનું મહત્ત્વ બતાવવા માટે કોઇ કોઈ મહાન આત્માઓ અવતરે છે. શ્રીરામકૃષ્ણ અને વિવેકાનંદ, તથા રામતીર્થ અને દયાનંદ એવા અસામાન્ય કોટીના મહાપુરુષો હતા."

બ્રહ્મ સમાજના સુપ્રસિદ્ધ ઉપદેશક પી. સી. મઝુમદારે પરમહંસ રામકૃષ્ણદેવ વિષે લખ્યું છે કે "એ ભલા અને પવિત્ર પુરુષ હિંદુ ધર્મના સારાંશરૂપ અને માધુર્યની સાક્ષાત્ મૂર્તિ હતા. તેમણે વિષયો પર પૂર્ણ સંયમ કેળવ્યો હતો. તેમનામાં અધ્યાત્મતત્ત્વ ઉભરાયા કરતું હતું. તેઓ ધર્મના ધામરૂપ હતા; આનંદના ઓઘરૂપ હતા અને પવિત્રતાનાં પરાકાષ્ઠારૂપ હતા.........તેમના વિનમ્ર જીવનમાં પ્રભુ સિવાય તેમને નહોતો બીજો વિચાર, નહોતો કોઇ ધંધો, નહોતું કોઈ સગુંવહાલું કે નહોતો કોઇ મિત્ર. તેમને કેવળ પરમાત્માનુંજ કથન અને ધ્યાનચિંતન કરવું ગમતું. તેમની નિષ્કલંક પવિત્રતા, તેમની નિર્વિઘ્ની અગાધ આનંદાવસ્થા, તેમનું સરળ અને ઉંડું ડહાપણ, તેમની બાલોચિત શાંતિ, સરળતા અને સાર્વત્રિક પ્રીતિ, તથા તેમનો ઉત્કટ અને સર્વવ્યાપી ઈશ્વરભાવ, એજ તેમને મન તેમની અખૂટ મહાન દોલત હતી." કેવા સુંદર અને સાચા શબ્દો!

"શ્રીરામકૃષ્ણની મહત્તાનો કેવો સાચો અને તલસ્પર્શી સારાંશ! હિંદના ઇતિહાસના એ કટોકટીના પ્રસંગે તેનો ધાર્મિક પુનરુદ્ધાર કરવા માટે આવો એક સ્વર્ગીય પેગંબર ઉતરી આવ્યો હતો. તેણે પોતાના હૃદયમાં ઉભરાઈ રહેલા અધ્યાત્મસાગરમાંથી પોતપોતાનાં પાત્ર ભરી જવા માટે સેંકડો ત્યાગશીલ આત્માઓને દક્ષિણેશ્વર આકર્ષ્યા; ......એકેએક ધર્મ અને સંપ્રદાયવાળાઓને પોતાના પૂર્ણ આદર્શની પ્રતીતિ તેમનામાં થઇ; અને તેમણે પણ પોતાનો બધો ખજાનો તેમની આગળ ઉદારભાવે ખુલ્લો મૂકી દીધો." *

આવા એક પ્રાતઃસ્મરણીય અસામાન્ય મહાપુરુષનું આ જીવનચરિત્ર વિવિધ ગ્રંથમાળાના સં. ૧૯૮૬ના બીજા પુસ્તક (સળંગ

* અહીં સુધીનું લખાણ મૂળ ગ્રંથ વગેરે ઉપરથી અપાયું છે.

ગ્રંથાંક ૨૩૩ થી ૨૩૬) તરીકે પાઠકબંધુઓની સેવામાં રજુ થાય છે. આગળ આ માળાદ્વારા એમના ઉપદેશોથી ભરપૂર **'શ્રીરામકૃષ્ણ કથામૃત'**ના બે ભાગ ૧૯૭૪ અને ૭૫ માં નીકળેલા હોઇ ૧૯૮૦ માં તે એક ગ્રંથરૂપે ફરી છપાયા હતા. પરમહંસદેવના કેટલાક ઉપદેશ અને પ્રસંગ એ કથામૃતમાં વધુ વિસ્તારવાળા અને રસપ્રદ જણાશે; તો કેટલાક આમાં વધુ વિસ્તારવાળા અને રસપ્રદ જણાશે. માટે જેમણે તે ગ્રંથ ન વાંચ્યો હોય તેઓ તે પણ જરૂર વાંચે.

આમાંના અને "રામકૃષ્ણ કથામૃત"માંના કેટલાક પ્રસંગ અને ઉપદેશ એકજ હોવા છતાં એમાંનો શબ્દે શબ્દ મળતો ન આવે એ સ્વાભાવિક છે. કેમકે રામકૃષ્ણ કથામૃતની યોજના બંગાળી ગ્રંથો ઉપરથી થઇ હતી અને આ ગ્રંથની યોજના મુખ્યત્વે બંગાળી ઉપરથી લખાયલા અંગ્રેજી ગ્રંથ ઉપરથી થઇ છે.

આ નિવેદન પછી **પરમહંસદેવ અને તેમના ઉપદેશો વિષે જાણવા જેવા કેટલાક વિચાર**, એ મથાળા નીચે મહાત્મા ગાંધીજીના, મૂળ અંગ્રેજી ગ્રંથમાંના, સ્વામી વિવેકાનંદના અને અધ્યાપક કાલેલકર ઇત્યાદિના ખાસ મનનીય વિચાર સમાયલા છે.

અદ્વૈત આશ્રમ, માયાવતી–અલમોરા, એ ઠેકાણેથી "લાઇફ ઑફ શ્રીરામકૃષ્ણ" નામે અંગ્રેજી ગ્રંથ અગાઉ નીકળેલો, તે વિષે પૂછતાં નવી આવૃત્તિ સુધારાસહિત નીકળે તેનો ઉપયોગ કરવા સૂચના મળી હતી. આથી એ નવી આવૃત્તિ નીકળતાં તેને આધારે આ ગ્રંથ નીકળ્યો છે. એ અંગ્રેજી ગ્રંથમાંના ઘણાખરા જીવનપ્રસંગ અને ઉપદેશ આમાં સામાયલા હોઇને તે બને તેટલા સરળ, ભાવવાહી સ્પષ્ટ, અને જરૂર જણાઈ ત્યાં ત્યાં ટુંકાવીને સારાંશરૂપે આપવા યથાશકય યત્ન અનુવાદક અને સંપાદકે કર્યો છે. સામગ્રી બધી એ અંગ્રેજી ગ્રંથની હોવાથી આને તેનો સ્વતંત્ર અનુવાદ અથવા સારાનુવાદ કહી શકાય. નિર્દોષ અને સર્વજ્ઞ તો એક ઇશ્વરજ હોવાથી સુયોગ્ય જનોને આમાં ભૂલચૂક, ન્યૂનતા વગેરે જણાય તે તેઓ ક્ષંતવ્ય સમજી તેની સુધારણા અને પુરવણી તૈયાર કરી મોકલવા કૃપા કરે, એવી વિનતિ છે.

મૂળ અંગ્રેજી ગ્રંથમાં અનેક પ્રસંગ ચમત્કારોને લગતા છે. આધ્યાત્મિકતાથી ભરપૂર અસામાન્ય મહાત્માઓના જીવનમાં એવા પ્રસંગ પણ આવે એ સ્વાભાવિક છે. લૌકિક અનિત્ય પદાર્થોથી અત્યંત શ્રેષ્ઠ એવા આધ્યાત્મિક પદાર્થ, વિચાર, અને સિદ્ધાંતો સુધી જેમનો અભ્યાસ કે સમજણ પહોંચ્યાં હોય નહિ, તેમને એવા પ્રસંગ અસંભવિત અને ગપાષ્ટક જેવા લાગે એ પણ સ્વાભાવિક છે. આ પછીના લેખમાં એ વિષે મૂળ ગ્રંથકારે ટુંકામાં કેટલીક સમજણ આપી છે.

સાચા મહાપુરુષ અને ઈશ્વર વચ્ચે, બીજું કોઇ જાણે નહિ એવી તો વળી અનેકાનેક અસાધારણ બાબતો બને; પરંતુ એવું તેવું બીજાઓ આગળ કહેવાનુંજ અયોગ્ય લાગે, ત્યાં પછી સિદ્ધિઓ સાધીને કે ચમત્કાર બતાવીને નમસ્કાર, સેવા, કે માનમોટપ મેળવવાના મદારીવેડા તો હોયજ ક્યાંથી! પછી પુણ્યાત્માઓના પુણ્યબળને લીધે (તેઓ એવા મહાપુરુષનો લાભ વધુ લે તેટલાસારૂ) જગદીશ્વરજ એવા અસામાન્ય સંયોગ ઉભા કરે, કે જેથી એવા બનાવ બીજા પણ જાણી જાય, તો તે પણ સ્વાભાવિક છે. વળી એવી બાબત કર્ણોપકર્ણ ફેલાતાં ફેરવાઈ જાય, એકની અનેક થઇ જાય અથવા 'ટેટા'માંથી 'બેટા' જેવા ગપગોળા પણ બની જાય એ પણ જનસ્વભાવ જોતાં સંભવિત છે.

હકીકત એવી હોવાથી ચમત્કારની જે જે હકીકતો મૂળ અંગ્રેજી ગ્રંથમાં આવી છે, તે માત્ર સોમાં દશ જેટલી હોય તોપણ નવાઇ નથી. આમ છતાં એ ગ્રંથમાંના બધા ચમત્કારપ્રસંગ આમાં નહિ આવવાનું કારણ કે, એવા કેટલાક પ્રસંગ યથાવત્ વર્ણવાયા હોય, અથવા તો અત્યુક્તિરહિત ખરા રૂપમાં લેખકને મળ્યા હોય એવું આ સેવકની અલ્પ મતિમાં જણાયું નહિ.

બીજી તરફ આ જમાનામાં એવા એવા ધૂર્ત ઉપદેશક, વિદ્વાન, યોગી, ઋષિ, ધરબારી, મઠધારી, ભેખધારી, વગેરે હોય છે કે જેઓ બીજા સ્વાર્થસાધકોને શિષ્ય, સેવક, ભકત, સહાયક, ભાગીદાર, ઇજારદાર કિંવા દલાલ બનાવીને પોતામાં મહાત્માપણું, વચનસિદ્ધિ, ચમત્કારશક્તિ તથા વરદાન અને આશીર્વાદશકિત વગેરે હોવાનું ફેલાવતા રહે છે; અને યુક્તિપ્રયુક્તિથી ધૂર્તવેડા કર્યા કરી જનવર્ગની જ્ઞાનરહિત ધર્મવૃત્તિ તથા અંધશ્રદ્ધાનો પુષ્કળ લાભ લેતા થકા ખાનપાન, ધનધામ, માનમોટપ અને દુરાચાર સુદ્ધાં સાધ્યા કરે છે! દુઃખની વાત છે કે, આવાં અસામાન્ય ચરિત્રોમાંથી પણ એવા ધર્મઠગો તો સાચા મહાત્માના જેવું બોલવાનું અને ડૉળ દેખાવ કરવાનુંજ શીખી લઈ દુરૂપયોગજ કરે છે.

લોકપુણ્ય હજી એટલું બધું ઓછું છે કે એવા તેવાઓનાં પોલ ખોલનારાઓને સાચી હકીકતોના પુરાવા મળવા દુર્લભ હોવાથી તથા ધર્મઠગો પાસે ધન, છળપ્રપંચ અને લાગવગનું બળ હોવાથી, એવા સાચા લોકસેવકોને દંડાવી શકે છે અને કારાવાસમાં પણ મોકલાવી શકે છે! ફિકર નહિ, એવાઓના એ છૂટા છવાયા તપધર્મ પણ એવા ખીલી ઉઠશે કે એ ધર્મધૂર્તોને ભોંય ભારે પડી જશે. વંદન છે એવા તપોધન-લોકસેવક દેવમાનવોને.

અવતરવું એટલે ઉતરવું અથવા જન્મવું, અને શુભ તો બધું પરમાત્મદેવરૂપી શુભના અખૂટ સાગરમાંથી સર્વત્ર આવે છે; તથા

પામર મનુષ્યમાં પણ કાંઇ ને કાંઇ શુભ તો હોય છેજ; એટલે પછી રામકૃષ્ણદેવ જેવા ઇશ્વરની મહાન વિભૂતિરૂપ મહાપુરુષને ઇશ્વરાવતાર કહેવામાં આવે, એમાં નવાઇ નથી. પણ એથી જગતને આ મોટું નુકસાન થાય છે કે "એ તો પરમેશ્વર પોતે અવતરેલા, એટલે એમનામાં અસાધારણ જ્ઞાન, ચારિત્ર અને દિવ્ય શક્તિઓ હોઇ શકે, અને તેથી ચાહે તે કરી શકે; પણ આપણે રહ્યા માણસ એટલે આપણે એવી યોગ્યતા નજ મેળવી શકીએ. અને જૂઠપ્રપંચ વિના પણ આપણે સંસારીને ચાલે નહિ. આપણે તો એ ઇશ્વરનું ને અવતારોનું નામ લઇએ, પાઠપૂજા કરીએ, અને મૂર્તિ કે છબીનાં દર્શનપૂજન કરીએ તોપણ ઘણું છે." એવી એવી દુર્બળ માન્યતાઓ ફેલાય છે.

ઉમરેઠના વતની (હાલ ભરૂચમાં સબ રજીસ્ટ્રાર) શ્રીયુત ચુનીલાલ રામચંદ્ર શેલતજીએ કશા પણ બદલાની ઇચ્છા વિના આ ગ્રંથના અનુવાદ પાછળ જે નિષ્કામ અને કાળજીભર્યો પરિશ્રમ લીધો છે; તથા પરમહંસદેવના જે શિષ્ય પ્રશિષ્ય વગેરેએ ઉપરોક્ત અંગ્રેજી ગ્રંથ, અને તેના પાયારૂપ બંગાળી ગ્રંથ લખ્યા-લખાવ્યા છે, તથા પ્રસિદ્ધ કર્યા-કરાવ્યા છે; તે સર્વ સજ્જનોનો આ સ્થળે ઉપકાર માનીએ છીએ.

આધ્યાત્મિક યુગાચાર્ય પ્રાતઃસ્મરણીય પરમહંસદેવની લોક-હિતાર્થે અસાધારણ કાળજી, ત્યાગવૃત્તિ, ઉદારતા, મહાનુભાવતા ઇ૦ અનેકવિધ દિવ્ય યોગ્યતાઓને પૂરેપૂરી તો કોણજ જાણી અને વર્ણવી શકે ? જે યોગીશ્વરે પોતાની રહેણી અને કહેણી વડે પરમાત્મદેવની અનેકવિધ મહત્તાનું જીવતું જાગતું દર્શન કરાવી અનેક ભકત, મુમુક્ષુ અને જિજ્ઞાસુ નરદેવતાઓને કૃતકૃત્ય કર્યા છે; તથા હજારો અને લાખો સ્ત્રીપુરુષોને જેમના જીવન અને ઉપદેશામૃતે પરમાત્મા તરફ પ્રેર્યાં છે અને પ્રેર્યા કરશે; એવા કૃપાસિંધુ શ્રીરામકૃષ્ણદેવના સગુણરૂપને પરમાત્મસ્વરૂપને, તથા તેમની સેવામાં સમગ્ર જીવન ગાળવાનું પરમ સૌભાગ્ય ભોગવનાર સાક્ષાત્ જગદંબા જેવાં યોગેશ્વરી બ્રહ્મચારિણી શ્રીશારદામણિ માતાને અનેકાનેક સાષ્ટાંગ પ્રણામ છે. પરમહંસદેવનાં સેવાસમાગમથી કૃતકૃત્ય થયેલા તેમના મહાભાગી હયાત અને સદ્‌ગત સર્વ શિષ્યો તથા ભક્તજનોને, અને મૂળ બંગાળી તથા અંગ્રેજી ગ્રંથો જે દેવમાનવોએ લખવા અને પ્રસિદ્ધ કરવાથી આ ગુજરાતી ગ્રંથ પ્રસિદ્ધ કરવાનું સૂઝયું અને શકય થયું, તથા જે ગુજરાતી અનુવાદક બંધુએ એમાં નિષ્કામભાવે નિમિત્તભૂત થવાનું અહોભાગ્ય ભોગવ્યું, તે તે સર્વ બંધુઓને વંદન કરી ૐ તત્સત્

ભાદરવા સુદ ૧૫ **ભિક્ષુ-અખંડાનંદ**

# અનુક્રમણિકા

# શુદ્ધિપત્ર

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૮ | ૪-૫ | ચિંતવનનના | ચિંતવનના |
| ૪૪ | ૮ | ચાકત | ચકિત |
| ૬૧ | ૨૭ | ભ્રત્ર | ભ્રમ |
| ૧૦૫ | ૩૩ | તેમને મને મન | તેમને મન |
| ૧૫૬ | ૬ | પણા | પણ |
| ૧૬૫ | ૨૧ | આવ્યા તે પણ | આવ્યા. |
| ૧૯૯ | ૧૧ | માગે તે | માગે તો તે |
| ૨૩૮ | ૧૪ | બહુ હું | હું બહુ |
| ૩૦૪ | ૧ | ૩૮ | ૩૮-૨ |
| ૩૨૦ | ૧૩ | છટે | છૂટે |
| ૩૭૫ | ૬ | તો !! (હાસ્ય) | તો!! (હાસ્ય) |

# પરમહંસદેવ અને તેમના ઉપદેશવિષે જાણવા જેવા કેટલાક વિચાર

## ૧–મૂળ અંગ્રેજી ગ્રંથના પ્રકાશકની નોંધ

(સારાનુવાદરૂપે)

આ અંગ્રેજી પુસ્તક પ્રસિદ્ધ કરવાનો હેતુ એ છે કે, અંગ્રેજી વાંચનારાઓને શ્રીરામકૃષ્ણના જીવનનો ટુંકો પણ તારીખવાર હેવાલ પ્રાપ્ત થાય. કોઇ પણ અસામાન્ય વ્યક્તિનું યથાર્થ જીવનચરિત્ર આલેખવામાં અનેક મુશ્કેલીઓ હોય છે. તેમાંયે જ્યારે શ્રીરામકૃષ્ણ જેવી અસામાન્ય વિભૂતિનું ચારિત્ર્ય આલેખવાનું હોય ત્યારે તો એ મુશ્કેલીઓને કેવી રીતે વટાવી જવી એના વિચારથીજ મુંઝાઈ જવાય છે. અહીં એક વાત ખાસ નોંધવા જેવી છે કે, દક્ષિણેશ્વરના એ પયગંબર વિષે જેટલા પ્રમાણમાં પરસ્પર વિરોધી તુલનાઓ કરાઈ છે અને અભિપ્રાયો અપાયા છે તેટલા પ્રમાણમાં બીજા કોઈ વિષે થયેલું જણાયું નથી. તેમનું વ્યક્તિત્વ એકબીજાથી વિરોધી દેખાતાં એટલાં બધાં તત્ત્વોના મિશ્રણરૂપ હતું કે તેનો ઉકેલ પાડવા જતાં કોઇ ઉપર ઉપરથી જોનાર તો ગોથુંજ ખાઇ બેસે. આથીજ જુદી જુદી કોટીના માણસોના જુદા જુદા દૃષ્ટિબિંદુ પ્રમાણે તેમના વિષે જનતામાં જુદા જુદા અભિપ્રાયો ફેલાયા છે. કોઇએ તેમને પાગલ તો કોઇએ ભલા–ભોળા માણસ, કોઇએ ભક્ત તો કોઇએ સંત, કોઇએ પરમ સિદ્ધ મહાપુરુષ તો કોઇએ ઈશ્વરના અવતાર; એમ જુદાં જુદાં વિશેષણો આપ્યાં છે. આથી આ દેશમાં કે પરદેશમાં સર્વ કોઇને સંતોષ આપી શકે એવું તેમનું જીવનવૃત્તાંત રજુ થઈ શકવું કેવળ અશક્ય છે. આમ છતાં પોતાનાં વાણી અને વર્તન-વડે તેમણે જેટલા સંપ્રદાયોનું જેટલા પ્રમાણમાં સમાધાન કર્યું છે તેટલા પ્રમાણમાં બીજા કોઇએ ભાગ્યે કર્યું હશે. દરેક પદાર્થને પોતપોતાની માન્યતારૂપી માપવડે માપવાની આપણને ટેવ પડી ગઈ છે, એટલે જે વસ્તુ આપણા માપમાં આવી શકતી નથી તે વસ્તુને અશક્ય, અયોગ્ય, બેહૂદી કે અસંભવિત કહીને આપણે નિકાલ કરી દઇએ છીએ. આથી કરીને સત્યને વળગી રહી બનેલી ઘટનાઓ રજુ કરવી, અને ગુરુદેવના સંબંધમાં ઠીક લાગે તેવો અભિપ્રાય બાંધવાનું વાંચનારની મરજી ઉપર છોડવું, એ સિવાય શ્રીરામકૃષ્ણના ચરિત્રકાર માટે બીજો માર્ગ નથી.

'શ્રીરામકૃષ્ણ લીલા પ્રસંગ' નામના પાંચ ભાગોમાં પ્રસિદ્ધ થયે-

લા એક મોટા બંગાળી ગ્રંથને આધારે આ અંગ્રેજી પુસ્તક યોજવામાં આવ્યું છે, અને તવારીખનો ક્રમ પણ એ બંગાળી ગ્રંથને અનુસરતો આમાં રખાયો છે. એ બંગાળી ગ્રંથ ગુરુદેવના સીધા સંસર્ગમાં આવેલા તેમના શિષ્ય અને રામકૃષ્ણ મિશનના સફળ મંત્રીતરીકે પચીસ વર્ષ સુધી અગત્યની સેવા બજાવનાર સદ્ગત સ્વામી શારદાનંદને હાથે લખાયેલો છે. સામાન્ય વાચક જેને ઉવેખી કાઢે એવા ગુરુદેવના જીવન સંબંધી ગુહ્ય મુદ્દાઓ વિષે એમણે જે વિદ્વત્તાપૂર્ણ ચર્ચા અને ખુલાસા કર્યા છે તે અમે આ પુસ્તકમાં જાણી જોઇને દાખલ કર્યા નથી. કારણ કે સામાન્ય વાંચનારાઓ માટે એ તત્ત્વજ્ઞાન બહુ ઉંચું હોઇ સમજાય તેવું નથી. એ સિવાયની બીજી વધારાની હકીકતો નીચલા બંગાળી ગ્રંથોમાંથી એકત્ર કરી છેઃ—ગુરુદેવના શિષ્ય સદ્ગત રામચંદ્ર દત્તનું લખેલું શ્રીરામકૃષ્ણનું જીવન ચરિત્ર, સદ્ગત અક્ષયકુમાર સેનનું પદ્યાત્મક ચરિત્ર, રામકૃષ્ણ મિશનના મોટેરા અને અનુભવી સંન્યાસીઓની સહાયથી સ્વામી વિવેકાનંદના શિષ્ય સદ્ગત પ્રિયનાથ સિંહા ઉર્ફે ગુરુદાસ વર્મન, એમણે માનવાયોગ્ય દફતરી પુરાવા ઉપરથી રચેલું શ્રીરામકૃષ્ણનું જીવન ચરિત્ર; અને મ. તરીકે જાણીતા બાબુ મહેન્દ્રનાથ ગુપ્તે ચાર ભાગમાં સંગ્રહેલા "શ્રીરામકૃષ્ણના સદુપદેશો" એ ગ્રંથોમાંથી કેટલીક અગત્યની બાબતો આ ગ્રંથમાં ઉતારવામાં આવી છે. ગુરુદેવના બેલૂર મઠનિવાસી ચાર હયાત શિષ્યો પાસે જે વૃત્તાંત સાંભળેલાં તેની અને બીજા પણ એકાદ બે આધારોની નોંધ આમાં યોગ્ય સ્થળે લેવામાં આવી છે. આવી કેટલીક અગત્યની પુરવણી ઉપરાંતનું આ ગ્રંથમાં જે કાંઇ આપવામાં આવ્યું છે, તે ઉપરોક્ત બધા આધારભૂત ગ્રંથોમાં અપાયલી હકીકતોના સારાંશરૂપ છે. જ્યાં જ્યાં અમને મજકૂર પુસ્તકોમાં એકબીજાથી વિરોધી હકીકત જણાઇ, ત્યાં ત્યાં અમને જે હકીકત વધારે વિશ્વાસપાત્ર લાગી તે સ્વીકારી છે.

આ અંગ્રેજી ગ્રંથમાં ચમત્કારિક પ્રસંગોનો છૂટથી સમાવેશ કરેલો છે, એટલે તે વિષે પણ થોડા ખુલાસાની જરૂર છે. એમ કરવાનું મુખ્ય કારણ એ છે કે, તેમ કર્યા વગર અમારે છૂટકો નહોતો. ધર્મનો પ્રદેશ એ હાલના સાયન્સથી પર અને ચમત્કારનોજ પ્રદેશ છે. વિજ્ઞાનવેત્તા માટે જે કાર્ય સૂક્ષ્મદર્શક યંત્ર કે દૂરબીનની નળી કરે છે, તે કાર્ય યોગીને માટે તેનું પવિત્ર અને ઉચ્ચ કક્ષાનું ધ્યાનસ્થ મન બજાવે છે. બંનેદ્વારા જગતનાં જે ઇંદ્રિયાતીત અદ્ભુત રહસ્યો ખુલ્લાં થાય છે, તેની પ્રતીતિ સામાન્ય મનુષ્યને થવી અસંભવિત હોય છે. આ ગ્રંથમાં આલેખાયલાં બધાંજ 'ચમત્કારિક' દશ્યો સાચાં છે, અને તેથી એ રીતે તેમની નોંધ લેવાય એ પણ વાજબી છે. પાશ્ચાત્ય વિજ્ઞાન હજી બાલ્યાવસ્થામાં હોવાથી પોતાના અંધારૂં

ઉલેચવાના પ્રયત્ન આડે આવાં દશ્યો વિષે ખુલાસો કરી શકે તેમ નથી. પણ તેથી કરીને જો સાચા ઘટનાઓ ઉપર ઢાંકપિછોડો કરવામાં આવે તો એ સાયન્સનો વિકાસ થવામાં હરકત આવે તેમ છે. માટે એ તરફ અલક્ષ્ય કરવાને બદલે કોઇ પણ સત્યશોધક તેના પર મદાર બાંધીને આધ્યાત્મિક પ્રદેશમાં ઉંડી શોધખોળ કરશે તો તે નિઃશંક સાચી સેવા બજાવશે. અમારા વાચકો આ ગ્રંથ ખુલ્લા મનથી વાંચશે; અને તેમાંનો કોઈ ભાગ પસંદ નહિ પડતાં, તેઓ તેમાંના બીજા પોતાને ગમી જાય એવા મહત્ત્વના પ્રસંગોપર લક્ષ આપશે, કે જેવા પ્રસંગોનો આ જીવનચરિત્રમાં ટોટો નથી.

વાર્તાલાપોના અનુવાદમાં મૂળની ખુબી મારી જાય એ તો તદ્દન સ્વાભાવિક છે. વળી એ વાર્તાલાપોને કોઈ કોઈ સ્થળે ટુંકાવવામાં આવ્યા છે; તો કેટલેક સ્થળે વિસ્તારપૂર્વક અપાયા છે. પરંતુ તે બદલ વાચકની ક્ષમા માગવાની જરૂર જણાતી નથી. કારણકે એ વાર્તાલાપો દ્વારાજ વાચકને ગુરુદેવના વિચાર અને વાણીના વિભવનું દિગ્દર્શન થઇ શકે છે. આ સંબંધમાં વધુ જાણવાની જિજ્ઞાસા તૃપ્ત કરવાને ગુરુદેવના ઉપદેશોના જે સંગ્રહ બહાર પડયા છે તે તરફ વાચકનું અમે ધ્યાન ખેંચીએ છીએ.

ગુરુદેવની સાથે જુદા જુદા શિષ્યોને થયેલા વાર્તાલાપનો જે અહેવાલ આપવામાં આવ્યો છે તે વાંચનારને ઘણોજ રસપ્રદ જણાશે, એવી અમે આશા રાખીએ છીએ. આમાં જુદી જુદી વ્યક્તિઓના વાર્તાલાપ પાછળ જે કાંઇ થોડી અથવા ઘણી જગ્યા રોકાઇ છે, તે પરથી તે તે વ્યક્તિની મહત્તા થોડી અથવા વધુ માની લેવાની ભૂલ કોઈ વાંચનાર કરે નહિ એવી અમારી વિનંતિ છે. કેમકે આ પ્રસંગો આલેખવામાં અમારી પાસે જે સાધન હતાં તેનેજ અમારે અનુસરવું પડયું છે, એટલે વાર્તાલાપ આપવામાં શિષ્યોની મહત્તાના પ્રમાણમાં જગ્યા રોકવાનું ધોરણ અમારાથી જાળવી શકાયું નથી.

ગુરુદેવની પ્રશંસામાં જે સુંદર બે બોલ મહાત્મા ગાંધીજીએ લખી મોકલ્યા છે, તે પણ રસપૂર્વક વંચાશે એવી આશા છે. અદ્યાપિપર્યંત આવા ગ્રંથની જે ખોટ જનતાને માલૂમ પડતી હતી તે આ ગ્રંથથી પૂરી પડશે; તેમજ આધુનિક જગતના ધર્માંધ, ઝનૂની અને સ્વાર્થકટુ વાતાવરણ વચ્ચે પણ એકબીજામાં પ્રેમભાવ જગાડવા-વધારવામાં આ ગ્રંથ સહાયભૂત થશે, એવી આશા રાખવાનું અમને હરેક કારણ છે.

---

## ૨–સ્વામી વિવેકાનંદનો એક લેખ
### (સારાનુવાદરૂપે)

બ્રહ્મસમાજના મહાન ઉપદેશક સ્વર્ગસ્થ કેશવચંદ્ર સેને એક વાર પોતાની હમેશની મોહક ઢબે કહ્યું હતું કે "શ્રીરામકૃષ્ણની સાદી, મીઠી અને ઘરગથ્થુ ભાષામાં આશ્ચર્યકારક પવિત્રતા જોવામાં આવે છે. જો કે આપણે જેને અશ્લીલ કહીએ એવા કેટલાક શબ્દોનો તે ઉપયોગ કરે છે; પણ તેમનું નાના બાળક જેવું નિર્દોષ અને અસાધારણ જીવન જોતાં, તથા તેમનામાં વિષયીપણાની જરા પણ ગંધ નહોતી એ વાત ધ્યાનમાં લેતાં એ ગામઠી અશ્લીલ શબ્દો નિંદાપાત્ર નહિ બનતાં એથી એમની વાતચીતમાં ઉલટી વધારે લહેજત આવે છે."

તેમના ઉપર બીજો આક્ષેપ એ મૂકવામાં આવે છે કે, તેમણે પોતાની પત્ની તરફ ઘણી જંગલી વર્તણુંક ચલાવી હતી. કારણ કે તેમણે પરણ્યા પછીથી બ્રહ્મચારીતરીકે જીવન ગાળવાની પ્રતિજ્ઞા લીધી હતી. આના જવાબમાં પ્રૉ૦ મેક્સમૂલર લખે છે કે "શ્રીરામકૃષ્ણે પોતાની સ્ત્રીની અનુમતિ પછીજ સંન્યાસવ્રત લીધું હતું." તેમનાં પત્ની પણ એવા અસામાન્ય પતિને લાયક અસામાન્ય ચારિત્ર્યવાળાં હોઇને તેમનાં શિષ્યા પણ બન્યાં હતાં; અને પતિએ બતાવ્યા પ્રમાણે સાધનભજન કરીને તથા નૈષ્ઠિક બ્રહ્મચારિણીતરીકે તેમની સેવાચાકરી બજાવીને આનંદ અનુભવતાં હતાં. વળી પ્રૉ૦ મેક્સમૂલર પ્રશ્ન પૂછે છે કે "પ્રજોત્પત્તિ કર્યા વિના પણ શું પતિપત્ની વચ્ચે પ્રીતિ નજ હોઇ શકે? શરીરના સંબંધ વિના પણ એક બ્રહ્મચારી વિષયવાસનાના જરાપણ ડાઘ વગરનું શુદ્ધ સાત્ત્વિક જીવન ગાળી શકે, અને પરમાત્મસાક્ષાત્કારથી પોતાને પ્રાપ્ત થતા પરમાનંદમાં બ્રહ્મચારિણી પત્નીને સહભાગી બનાવી શકે; એ વાત આપણા દેશની–યુરોપની સ્થિતિ જોતાં આપણને નહિ માનવા જેવી લાગે એ સ્વાભાવિક છે; પરંતુ હિંદુઓ એ વાત શકય કહે છે; તો તેમના પ્રમાણિકપણા ઉપર આપણે ભરોસો મૂકતાં પણ શીખવું જોઇએ."

તેમના ઉપર ત્રીજો આક્ષેપ એ મૂકવામાં આવે છે કે, તેઓ "વેશ્યા સ્ત્રીઓ તરફ જોઈએ તેવો નૈતિક તિરસ્કાર રાખતા નહિ." એના ઉત્તરમાં પ્રૉફેસર મેક્સમૂલર ઘણીજ મધુર દલીલનો ઉપયોગ કરે છે કે "આ આક્ષેપ શું એકલા રામકૃષ્ણ ઉપરજ મૂકી શકીએ? બુદ્ધ ભગવાનની કૃપાપ્રસાદી મેળવવા ભાગ્યશાળી થયેલી વારાંગના અંબાપાલિ, અને ભગવાન જીસસ ક્રાઇસ્ટે જેના ઉપર અનુગ્રહ કર્યો હતો તે વ્યભિચારિણી સામેરિટન સ્ત્રીનું પણ એ આક્ષેપ આપણને સ્મરણ કરાવે છે."

ચોથો આક્ષેપ એ છે કે, દારૂ પીનાર તરફ તેઓ તિરસ્કાર બતાવતા નહિ. પરંતુ રાગ અને દ્વેષની ભાવનાઓ શ્રીરામકૃષ્ણ જેવા અસામાન્ય સ્થિતિવાળા પુરુષમાં હોયજ કેવી રીતે? એમ હોય તો પછી બુદ્ધ

ભગવાને પણ તેમનો આશ્રય લેવા આવનારા દારૂડીઆઓ, વેશ્યાઓ, ચોર લોકો અને બીજા પ્રકારનાં પાપકર્મ કરનારાંઓને તિરસ્કાર કરીને હાંકી મૂકવાં જોઇતાં હતાં! પરંતુ તેમણે તેમ કર્યું નથી; અને ઉપદેશ પણ કાંઇ આંખો મીંચીને યંત્રની પેઠે ઉપર ઉપરનો આપ્યો નથી.

પ્રૉ૦ મેક્સમૂલરે પ્રસિદ્ધ કરેલો (અંગ્રેજી) ગ્રંથ શ્રીરામકૃષ્ણના જીવન કરતાં તેમનાં ઉપદેશવચનોથી વધારે જગ્યા રોકે છે. અંગ્રેજી જાણનાર પ્રજા એ ઉપદેશવચનો તરફ કેટલી બધી આકર્ષાઈ છે, તે એ પુસ્તકના ઝપાટાબંધ થયેલા વેચાણ ઉપરથી જણાઇ રહે છે. શ્રીરામકૃષ્ણનાં દિવ્ય વચનામૃત, તેમની પ્રબળ આધ્યાત્મિક ભાવના અને શક્તિથી એવાં ભરપૂર છે કે જગતના એકેએક ભાગ ઉપર તે પોતાની શુભ અસર કર્યા વગર રહે નહિ. **बहुजनहिताय बहुजनसुखाय**—અનેક લોકોના સુખ અને કલ્યાણ માટેજ અસામાન્ય મહાનપુરુષો જન્મે છે. જેમ તેમની રહેણી કરણી ઉત્તમ અને અનુકરણીય હોય છે; તેમ તેમની કહેણી અથવા ઉપદેશપદ્ધતિ પણ આશ્ચર્યકારક હોય છે.

પણ એવા મહાપુરુષો તરફ આપણે કેવું વર્તન રાખીએ છીએ? એક નિર્ધન બ્રાહ્મણ બાળકે આપણા દેશમાં જન્મીને આપણ સર્વને પવિત્ર બનાવ્યા, અને પોતાનાં ચિરંજીવ રહે એવાં ઉપદેશવચનોના પ્રતાપે આપણા ઉપર રાજ્ય કરનારી પ્રજાને આપણા તરફ સહાનુભૂતિ અને સન્માન રાખતી બનાવી; તેને માટે આપણે શું કર્યું? ચોખ્ખું સત્ય ઘણી વાર પ્રિય લાગે એવું હોતું નથી; પરંતુ **सत्यं वदेत् प्रियं वदेत्**—એ નિયમનો ભંગ કરવાની કેટલેક પ્રસંગે જરૂર પડે છે. આપણામાંથી ઘણા માણસો સ્વીકારે છેજ કે, તેમના જીવનવડે અને તેમના ઉપદેશવડે આપણને ઘણો લાભ થયો છે; પણ એટલું માત્ર મોઢેથી કહીને જેઓ પોતાને કૃતાર્થ થએલા માની લે છે, તેઓ બહુ ભૂલે છે. જો આપણા જીવનમાં એ ઉપદેશો ઉતારવાનો ખાસ પ્રયત્ન આપણે કરીએ નહિ; તો તો પછી જ્ઞાન અને ભક્તિના સૂરની મિલાવટ કરીને શ્રીરામકૃષ્ણે જે મહાન સંગીત ઉત્પન્ન કર્યું છે; તેને સર્વત્ર ફેલાવી દેવાનું તો આપણાથી બનેજ ક્યાંથી?

તમે અમુક વાત માનો છો કે નથી માનતા, તેની મોટી સાબીતી તો તમારાં કામકાજ અને રહેણી આપી શકે છે. માટે જે વાત તમે સાચી માનો છો તેને આચરણમાં મૂકી બતાવો. તમારા વિચારો અને વૃત્તિઓ શુદ્ધ છે કે મલિન? એ તો તેના પરિણામ ઉપરથી—તમારાં કાર્યો ઉપરથીજ જણાઇ આવે છે.

જેઓ પોતાને ઘણા વિદ્વાન માને છે અને તેથી જેઓ એ એક સામાન્ય અને નિરક્ષર પૂજારીને વિસાત વગરનો ગણે છે; તેમને અમારી નમ્ર પ્રાર્થના છે કે "જે દેશનો એક સાધારણ નિરક્ષર પૂજારી પોતાના અસામાન્ય ચારિત્ર્ય અને આત્મબળથી થોડાજ વખતમાં તમારા પૂર્વજોએ

સેવેલા સનાતન આર્યધર્મનો વિજયનાદ ચારે દિશાએ ગજાવવા સમર્થ થયો; અને દરિયાપારના દેશો સુધી તમારા ધર્મની વિજયઘોષણા ગજવી મૂકી; તે દેશના તમે પોતે તો સમર્થ વીર નર છો! વળી તમે સંભાવિત, સત્તાવાન, કુલીન અને વિદ્વાન પણ છો! એટલે પછી તમે તો ધારો તો તમારા દેશને માટે, તમારા ધર્મને માટે અને તમારી હિંદુજાતિને માટે એમના કરતાં બહુ વધારે મહત્ત્વનાં અને વધારે યશસ્વી કાર્ય કરી શકો! માટે ચાલો, તૈયાર થાઓ; કમ્મર કસીને આગળ આવો. તમારામાં જે દિવ્ય વિભૂતિઓ રહેલી છે તે તમારાં કામોથી દર્શાવી આપો. તમને તેમ કરતા જોઇશું એટલે અમે તો તમારૂં પણ અત્યંત ભક્તિપૂર્વક પૂજન કરવા તૈયાર છીએ. અમે તો અજ્ઞાન, અપ્રસિદ્ધ અને બે બદામના દરિદ્ર ભિખારીઓ હોઇને સાધુનો વેશ ધારણ કરી અમારૂં પેટજ ભરી જાણીએ છીએ; પણ તમે તો શ્રીમંત છો, પ્રતિષ્ઠિત છો, સત્તાવાન છો, કુળવાન છો અને વળી જ્ઞાન તથા વિદ્યાના ભંડાર છો! અને એટલી બધી યોગ્યતા છતાં તમે શામાટે જાગ્રત થઇ જગતને સર્વના નેતા બનતા નથી? માટે તમે જરા અમારી આગળ આગળ ચાલીને અમને માર્ગ બતાવો, અને જગતના કલ્યાણ માટે સર્વભાવથી આત્મસમર્પણ કરવાનું ભવ્ય દૃષ્ટાંત અમારી આગળ રજુ કરો; કે જેથી અમે તમારા પણ દાસાનુદાસ બની તમારૂં અનુસરણ કરી શકીએ!"

એવો ખરો માર્ગ લેવાને બદલે કેટલાક વિનાકારણે તદ્દન અયોગ્ય ઇર્ષ્યા અને વૈરની વૃત્તિ—કે જે પરાધીન અને ગુલામીમાં સડતી નિર્બળ પ્રજામાં રહેલી હોય છે—તેને વશ થઇને શ્રીરામકૃષ્ણદેવને મળેલો વિજય અને પ્રસિદ્ધિ નહિ ખમાયાથી નાહક બળાપો કરવા લાગ્યા છે; તેમને અમારે એટલુંજ કહેવું જોઇએ કે "પ્રિય મિત્રો! તમે જે કરો છો તે મિથ્યા ફાંફાં મારવા જેવું છે. ધર્મભાવનાનો જે અપાર બળવાન મહામોજ ઉછળ્યો છે; અને જેણે દિશાની મર્યાદાઓ તોડી પાડી પોતામાં શમાવી દીધી છે; તથા જેના શ્વેત શિખર ઉપર દિવ્ય તેજથી ઝળકતી શ્રીરામકૃષ્ણદેવની મહાપ્રતાપી મૂર્તિ નૃત્ય કરી રહી છે; તે સર્વ પરિણામ જો આગળ પડવા માટેના, કીર્તિ મેળવવા માટેના, અથવા પૈસા પેદા કરવા માટેના અમારા સ્વાર્થી પ્રયત્નોથીજ આવ્યું હશે; તો તો તમારા અથવા બીજા કોઇના પ્રયત્ન વિના પણ—જગતના મહાન નીતિનિયમને લીધે આ મહામોજ થોડાજ વખતમાં કાળના ઉંડા ગર્તમાં સમાઇ જશે અને તેનું નામનિશાન પણ રહેશે નહિ. અને જો આ તરંગ જગદંબાની ઇચ્છાથી, તેનીજ પ્રેરણાથી અને તેનાજ આદેશથી ઉત્પન્ન થઇને આ મહાપુરુષના પરમ શુદ્ધ નિષ્કામ પ્રેમથી જગતને પ્લાવિત કરવા માટેજ સરજાયો હશે; તો તો હે પામર, નિર્બળ અને અદેખા માનવી! સર્વશક્તિમાન જગદીશ્વરની ઇચ્છાનો વેગ રોકવાની તારામાં શી તાકાત છે?"

---

## ૩—અધ્યાપક કાલેલકરનું એક વ્યાખ્યાન

ઈ૦ સ૦ ૧૮૩૩ કે ૩૪ માં લૉર્ડ મૅકૉલેએ હિંદુસ્તાનને વિલાયતી શિક્ષણ આપવાનું કંપની સરકાર પાસે નક્કી કરાવ્યું તેના પહેલાં પણ આપણે ધર્મભ્રષ્ટ તો થયાજ હતા. ધર્મભ્રષ્ટ થયા તેથીજ પારતંત્ર્યમાં આવી પડયા, છતાં અધર્મનેજ ધર્મ માનવા જેટલો બુદ્ધિભ્રંશ થયો ન હતો; પણ અંગ્રેજી કેળવણી લેવાને આપણે આતુર થયા. અંગ્રેજ લોકોએ તે પૂરી પાડવાનો નિશ્ચય કર્યો તે દિવસથી ધીમે ધીમે આપણે આપણા જીવનનો પાયો સ્વાર્થ, સ્વચ્છંદ અને નરી હરિફાઈપરજ ચલાવ્યો.

ઈશ્વરને ત્યાં એવો નિયમ છે કે, દરેક આપત્તિનો ઇલાજ એની સાથેજ જન્મે છે. ઈ૦ સ૦ ૧૮૩૪માંજ જ્યાં અંગ્રેજી કેળવણી પહેલ-વહેલી વવાઇ ગઇ હતી તેજ પ્રાંતમાં શ્રીરામકૃષ્ણ પરમહંસનો જન્મ થયો. રામકૃષ્ણ પરમહંસ એટલે હિંદુધર્મનો શુદ્ધ અને પ્રાણવાન પ્રવાહ. રાજા રામમોહન રાયે હિંદુમુસલમાન અને ઇસાઇ ધર્મનાં તત્ત્વોનું અધ્યયન કરી બધાનો સામાન્ય સાર કાઢવાનો પ્રયાસ ચલાવ્યો હતો; એજ અરસામાં પ્રત્યક્ષ સાધના કરી ધર્મતત્ત્વનો અનુભવ કરવાનો પ્રયાસ રામકૃષ્ણ પરમહંસે ચલાવ્યો. રામકૃષ્ણ પરમહંસે પણ હિંદુ, મુસલમાન અને ખ્રિસ્તી, એ ત્રણે ધર્મનું રહસ્ય અનુભવ્યું અને કહ્યું કે "અનુભવની દૃષ્ટિએ બધા ધર્મ સરખા સાચા છે." રામમોહન રાયને ત્રણે સંસ્કૃતિના સાહિત્ય સાથે પરિચય હતો, ત્યારે રામકૃષ્ણ પરમહંસે ત્રણમાંથી એકેનું અધ્યયન કર્યું ન હતું; છતાં ભણ્યા વગર પણ અનુભવ મેળવી શકાય છે, એમ રામકૃષ્ણ પરમહંસે સિદ્ધ કર્યું.

નાનપણથીજ રામકૃષ્ણ પરમહંસે સ્વતંત્ર વૃત્તિ કેળવી હતી. સત્ય-વાદી પિતા અને નિઃસ્પૃહ માતાનું સંતાન બીજું શું કરી શકે? એમના વખતમાં સામાન્ય કેળવણી મળતી તે પણ લેવાની તેમણે ના પાડી. 'કેળાં, ચોખા અને પૈસા અપાવનાર કેળવણી લઇને હું શું કરૂં? મારે તો પરમાત્માની પ્રાપ્તિ કરવી છે. તમારી કેળવણી મને તે ક્યાંથી આપે?' એમજ તેઓ કહેતા. એક વાર જો તેઓ પણ કેળવણીના સકંજામાં સપ-ડાઇ જાત તો તેમને પણ મૅકૉલેવાળી કેળવણી લેવી પડત. પણ તેમને તો ઈશ્વરપ્રાપ્તિની કેળવણી લેવી હતી અને ઈશ્વરને તેમની મારફતે બંગા-ળાને તેવીજ કેળવણી આપવી હતી; તેથી તેઓ અભણજ રહ્યા. આજે દુનિયામાં કેટલાએ લોકો તેમને અવતારી પુરુષતરીકે પૂજે છે.

× × × ×

રામકૃષ્ણ પરમહંસને ઈશ્વરના અવતાર ગણવા કે ન ગણવા એની ભારે ચર્ચા હજીએ ચાલે છે. દરેક વ્યક્તિમાં ઈશ્વરી તત્ત્વ તો હોય છેજ. જ્યાં જ્યાં આ ઈશ્વરી તત્ત્વ વધારે સ્ફુટ થતું હોય—વિભૂતિમત્, શ્રીમત્ ઊર્જિત હોય ત્યાં ત્યાં અવતારની કલ્પના કરવી એ કંઇ ખોટું નથી.

જેણે પોતાનો ઉદ્ધાર કર્યો છે એટલુંજ નહિ પણ જે બીજાનો ઉદ્ધાર કરવા સમર્થ છે તે ચોક્કસ ઈશ્વરનો અવતાર છે, એમાં શક નથી. વિશિષ્ટ જમાનાની ખાસ ખામી જોઇ, ખાસ નબળાઇ જોઇ તે દૂર કરવાનું સામર્થ્ય જેની અંદર જોવામાં આવે તેનેજ અવતાર કહેવો, એમ પણ કેટલાક કહે છે. આ બધી દૃષ્ટિએ રામકૃષ્ણ પરમહંસને આપણે અવતાર ગણી શકીએ; છતાં સ્વાર્થની દૃષ્ટિએ હું રામકૃષ્ણ પરમહંસને અવતારી પુરુષતરીકે ઓળખવા નથી માગતો. અવતાર એટલે માણસની દયા ખાઇને માણસનો હાથ ઝાલવા નીચે ઉતરેલો મનુષ્યદેહધારી ઈશ્વર. તે કંઇ સાચો માણસ નથી. તેની પાસેથી મદદ મળી શકે, પણ તેનું અનુકરણ કરવાની શ્રદ્ધા તે ન આપે. રામકૃષ્ણ પરમહંસને અવતારી માનીએ એટલે તેમણે કયા કયા ચમત્કારો કર્યા, કયી કયી લીલા કરી બતાવી, આપણી પાસેથી તેઓ શું શું માગે છે અને એક વાર વિધિપૂર્વક તેમને શરણ જઇએ એટલે અનાયાસે તેમની પાસેથી આપણને શું શું મળી શકે તેનોજ વિચાર આપણા મનમાં આવે છે. પણ જો આપણે તેમને માણસ ગણીએ તો એમની પાસે એમની પહેલાંની મૂડી કેટલી હતી, તે મૂડીનો તેમણે કેવો ઉપયોગ કર્યો, પોતાના દોષો સામે તેમને કેવું કેવું લડવું પડયું અને પોતાના પુરુષાર્થથી તે કેવી રીતે સંપૂર્ણતા અને ઐશ્વર્ય પ્રાપ્ત કરી શક્યા તે તરફ આપણું ધ્યાન જાય છે. માણસને હિંમત આપનાર બે વચનો આપણી ભાષામાં છેઃ **परित्राणाय साधूनां संभवामि युगे युगे।** આ એક અને 'નર કરણી કરે તો નર કા નારાયણ હોય' એ બીજું. બંને ઈશ્વરી વચન છે, પણ બીજું વધારે પ્રાણપ્રદ છે એમાં શક નથી.

\+ + + +

રામકૃષ્ણ પરમહંસના મનમાં નાનપણમાં વર્ણાભિમાન તો હતુંજ. રાણી રાસમણિ ન્યાતે માછણ હતી. તેના મંદિરમાં પણ આપણાથી ભોજન કરાય નહિ, એમ તેઓ માનતા. પણ જ્યારે તેઓ સાધના કરવા લાગ્યા ત્યારે અભિમાન કાઢી નાખવા માટે તેમણે રાત્રે આસ-પાસનાં જાજરૂ સાફ કરવાનું અને અત્યંજોનાં આંગણાં પોતાના વાળ-વતી વાળવાનું શરૂ કર્યું. ધન અને માટી સમાન છે, એવી વૃત્તિ કેળવી હાથમાંનો રૂપિયો અને માટીનું ઢેફું બંને તેઓ નદીમાં ફેંકતા. અંત્યજો પાસે ઈશ્વરનું નામ લેવડાવી તેમના હાથનું પાણી પીનાર એવા પોતાના એક ચુસ્ત વૈષ્ણવ મિત્રનાં તેઓ વખાણ કરતા. મનમાં અપવિત્ર વિચાર આવતાંવાર ફરી એવું થાય તો આ દેહનો અંત આણીશ, એવો તેમણે નિશ્ચય કર્યો. દરેક ધર્મના વિદ્વાનો પાસેથી તે તે ધર્મની સાધના સમજી લઇ તેનો અનુભવ કર્યો અને પરિણામે દુનિયાના બધાએ ધર્મો સાચા છે, એવો સ્વાનુભવ એમણે જગતને ઉપદેશ્યો. પ્રથમ તેઓ કાલીના પ્રસાદતરીકે માંસાહાર કરતા. પછી તે છોડી દીધો, એટલુંજ

નહિ પણ પૂજાને માટે ફૂલ અને બિલ્વપત્ર વગેરે તોડતા તે પણ તેમણે છોડી દીધું. 'આ ફૂલો જ્યાં છે ત્યાંજ તે ઈશ્વરને અર્પિત નથી? ઈશ્વરના આ વિસ્તીર્ણ દેહ ઉપર તેઓ ભૂષણુતરીકે નથી વિરાજેલાં? ત્યાંથી તેમને શામાટે તોડી કાઢીએ?' એમજ તેઓ કહેતા. જ્યાંસુધી મનનું સમાધાન ન થાય ત્યાંસુધી તેઓ ઉદ્વિગ્નજ રહેતા. સાંજ પડે એટલે જીંદગીનો એક દિવસ ગયો, છતાં ઈશ્વરપ્રાપ્તિ થઇ નહિ એ દુઃખે તેઓ પોકે પોકે રોઇ પડતા.

*　　　*　　　*　　　*

ઈશ્વર પાછળ જે માણસ ગાંડો થાય તેને સમાજ સાંખી શકતો નથી. રામકૃષ્ણ પરમહંસનું ગાંડપણ જોઇ સગાંવહાલાંએ તેમને પરણાવી દેવાનો વિચાર કર્યો. તેમણે પોતેજ એક પાંચ વર્ષની સાત્ત્વિક વૃત્તિવાળી કન્યા પસંદ કરી; પરંતુ પરણ્યા છતાં પણ એ તો તેવા ને તેવાજ રહ્યા.

એમની સ્ત્રી જ્યારે મોટી થઇ ત્યારે પતિની દશા શી છે તે જોવા તેમની પાસે આવી. રામકૃષ્ણ પરમહંસે માતા ગણી તેની પૂજા કરી! શારદામાતાએ કહ્યું "આપે પરમેશ્વરપ્રાપ્તિનો માર્ગ સ્વીકાર્યો છે. આપને ત્યાંથી પાછા ખેંચનારી અવિદ્યા માયા હું નથી થવા માગતી. આપની પાસે આપની સેવા કરૂં એટલોજ પ્રસાદ ચાહું છું." શારદામાતાએ આખરસુધી તેમની સેવા કરી, તે મારફતે શાંતિ મેળવી અને રામકૃષ્ણ પરમહંસે આ લોક છોડયા પછી પણ તેમનીજ માનસપૂજા કરવામાં પોતાની બાકી રહેલી જીંદગી વીતાવી. પ્રતાપચંદ્ર મુઝુમદાર જેવા બ્રાહ્મભક્તે રામકૃષ્ણ પરમહંસપર આક્ષેપ મૂકયો છે કે 'રામકૃષ્ણ પરમહંસે આ રીતે પોતાની સ્ત્રીપ્રત્યે ક્રૂરતા વાપરી છે અને તેની સ્થિતિ વિધવા જેવી કરી મૂકી છે.' પરંતુ હિંદુ આદર્શની દૃષ્ટિએ શારદામાતાની સ્થિતિ દયા ખાવા જેવી નહિ, પણ અદેખાઈ કરવા જેવી હતી. કોઇ સ્ત્રીપુરુષ પોતાના વિકારને મારીને સંયમી જીવન પસંદ કરે તો તેમાં દયા ખાવા જેવું શું છે?

"વાસનાતૃપ્તિ એ માણસનો સ્વાભાવિક હક્ક છે અને વાસનાતૃપ્તિમાંજ જીવનસાફલ્ય છે" એ તત્ત્વજ્ઞાન આપણું નથી. વાસનાઓથી આત્મા ઘેરાયો છે અને તેથી કષ્ટ પામે છે. વાસનાનો નાશ કરી આત્માને છોડાવવાથી તે પોતાનો આનંદ પોતાની મેળે ભોગવી શકે છે, એ આપણો જીવનમંત્ર છે. હું જ્યારે કલકત્તામાં શારદામાતાનાં દર્શને ગયો હતો ત્યારે તેઓ રામકૃષ્ણ પરમહંસની છબીની પૂજા કરતાં હતાં. ફક્ત એકજ સફેદ વસ્ત્ર પહેરેલું. વાળ છૂટા હતા. લાંબા વખતસુધી ધ્યાન કરવાથી આંખમાં જે વિશેષ તેજ આવે છે તે તરફ સ્વાભાવિક રીતે લક્ષ ગયું. તેમની મુખમુદ્રા ઉપર પાવિત્ર્ય, શાંતિ, પ્રસન્નતા અને માતૃવાત્સલ્ય ભરપૂર વિલસતાં હતાં. પતિદેવની પૂજામાં તેમની તલ્લીનતા જોઇ મનમાં થયું કે, શું આ પ્રત્યક્ષ દુર્ગાની મૂર્તિ હશે? એમની નજીક પણ દુઃખ

આવી ન શકે, તો એમને પોતાને તો દુઃખ ક્યાંથીજ સંભવે ?

*  *  *

'મારા ગુરુદેવ' એ સ્વામી વિવેકાનંદના લેખ ઉપરથીજ ઘણાખરાને રામકૃષ્ણ પરમહંસની માહિતી મળી હશે; પણ તેમનો પહેલવહેલો પરિચય તો આપણને 'ગૉસ્પેલ ઑફ શ્રીરામકૃષ્ણ' ઉપરથી થયો. આ ગ્રંથ લખનાર વિભૂતિ કોણ હશે ? એમ ઘણાને થયું હશે. ચોપડી ઉપર લેખકતરીકે ફક્ત મ૦ એટલીજ નિશાની છે. તેમનું આખું નામ મહેંદ્રનાથ ગુપ્ત હતું. કલકત્તામાં તેમને દર્શને પણ અમે ગયા. તેમની ભવ્ય અને ભક્તિનમ્ર મૂર્તિ જોઇ રામકૃષ્ણ પરમહંસનાંજ દર્શન થયા જેટલું સમાધાન થયું. આગળ જતાં તેમનો વધારે સહવાસ મળ્યો. તેઓ તો રામકૃષ્ણ પરમહંસના ચરિત્રકાર. પરમહંસવિષે તેમની પાસેથી કેટલુંયે સાંભળવાનું મળ્યું. તેમની સ્મરણશક્તિ અજબ છે. જ્યારે જ્યારે અમે તેમને કંઇ પણ પૂછીએ, ત્યારે પોતાની સ્મરણપોથી ઉઘાડીને તેમાંથી એકાદ પાનું જોઇ લે, મિનિટેક આંખ મીંચી ધ્યાન કરી લે અને તરતજ પરમહંસ સાથેનો કોઈ જૂનો પ્રસંગ તેમની દૃષ્ટિ આગળ ઉભો થતો. પરમહંસ ક્યાં બેઠેલા, તેમણે શું ઓઢેલું, તેમનું મોં કયી દિશા તરફ હતું, પાસે કોણ કોણ બેઠેલા હતા, પછી કોણ કોણ આવ્યા, વચમાંથી કોણ ઉઠી ગયા—બધું વિગતવાર તેઓ કહી શકતા. સંભાષણ તો અક્ષરે અક્ષર ઉતારી શકતા. તેમની ગુરુભક્તિ એટલી ઉત્કટ છે કે એક અક્ષરની પણ ભૂલ થઈ જાય તો ગુરુદ્રોહ કર્યાનું તેમને દુઃખ થાય. તેમના જેટલા યથાર્થવાદી ચરિત્રકાર ભાગ્યેજ બીજા હશે.

×  ×  ×  ×

પરમહંસના ૩૬ શિષ્યો હતા એમ કહેવાય છે. દરેકને એમણે જુદી જુદી રીતે કેળવેલા. કોઇને જ્ઞાનમાર્ગ બતાવ્યો તો કોઇને ભક્તિમાર્ગ. **એક શિષ્યને ખાસ ઉપદેશ આપતા હોય એ વખતે બીજાઓને ત્યાં હાજર રહેવાની રજા આપતા નહિ.** એક જણ સાથે અધ્યાત્મરામાયણ વાંચતા હતા ત્યાં રાખાલબાબુ (સ્વામી બ્રહ્માનંદ) આવી ચઢ્યા. પરમહંસે કહ્યું 'આ તારે માટે નથી, તું અહાંથી જતો રહે.'

×  ×  ×  ×  × ઈશ્વરને ઓળખો, ઈશ્વરને પ્રાપ્ત કરો એટલુંજ તેઓ કહેતા; છતાં પોતાના જીવનથી તેમણે આ યુગનો યુગધર્મ ચોક્કસ રીતે આપણને બતાવ્યો છે.

તેમનો **પ્રથમ સંદેશ સર્વ ધર્મોની એકતાનો છે.** બધા ધર્મો એકજ ઈશ્વરની ઉપાસના કરે છે, બધા એકજ ઠેકાણે જાય છે. એકે એક રસ્તો સાચો છે, એમ તેમણે અનુભવની અધિકારયુક્ત વાણીથી દુનિયાને સમજાવ્યું. એક જણે તેમને પૂછ્યું કે, શું વામાચારી શાક્તધર્મ પણ સાચો રસ્તો છે ? તેમણે કહ્યું 'મંદિરમાં જવાના અનેક

રસ્તા હોય છે અને ખાળ મોટો હોય તો તેના કાણામાંથી પણ મંદિરમાં પ્રવેશ તો થઇ શકે; પણ મહાદ્વાર છોડી એવો ગંદો રસ્તો આપણે કેમ પસંદ કરીએ?'

તેમનો **બીજો સંદેશો માણસના ધ્યેય વિષે** છે. માણસે **ઈશ્વરપ્રાપ્તિનોજ** વિચાર કરવો, અને આત્મશુદ્ધિ કરવી, એટલે તેને જે જોઇએ છે તે મળી શકે છે; થડ હાથમાં આવ્યું એટલે ડાળાં-પાંદડાં એમની મેળે હાથ આવી જાય.

આના સાધનતરીકે તેમણે **કનક અને કાન્તાનો ત્યાગ** બતાવેલો છે. કોઇ પણ માણસ સ્ત્રી તરફ પત્નીભાવે જુએ (અથવા તો કોઈ પણ સ્ત્રી પુરુષ તરફ વલ્લભભાવે જુએ) ત્યાંસુધી તેને માટે મોક્ષ નથી. કામ અને લોભ એ મોક્ષમાર્ગમાં મોટામાં મોટા વાટપાડુઓ છે.

રામકૃષ્ણ પરમહંસની **સાધનાનું પ્રથમ પગથિયું અહંકારનાશ** એ હતું. અહંકારનો નાશ કરવા તેમણે **અંત્યજસેવા** આદરી આપણને **આપણો યુગધર્મ** શીખવ્યો છે. કૃષ્ણકિશોર નામના એક વૈષ્ણવ બ્રાહ્મણની વાર્તા તેઓ પોતાના શિષ્યોને કહેતા. પરમહંસ કહેતા "કૃષ્ણકિશોરને ત્યાં હું અધ્યાત્મરામાયણ સાંભળવા જતો. કૃષ્ણકિશોર-ની શ્રદ્ધા ભારે હતી. એક વાર તે વૃંદાવનની યાત્રાએ નીકળેલો. રસ્તામાં તેને બહુ તરસ લાગી, એક કૂવાપરના કોઇ માણસ પાસે તેણે પાણી માગ્યું. પેલાએ કહ્યું 'હું અંત્યજ છું, મારું પાણી તમને કેમ ચાલશે?' કૃષ્ણકિશોરે કહ્યું 'તું ઈશ્વરનું નામ લે અને પાણી કાઢી આપ.' તેણે તે પ્રમાણે કૃષ્ણકિશોરને પાણી કાઢી આપ્યું અને તે બ્રાહ્મણે એ પાણી પીધું."

જેણે કનક અને કાન્તાનો ત્યાગ કર્યો છે, જેનામાં અહંકાર નથી તેના મનમાં સામાજિક ઉચ્ચનીચતાનો ભાવ ક્યાંથી હોય? તેને હિસાબે રાય અને રંક સરખાજ હોય. રામકૃષ્ણ પરમહંસે રાજા સુરેન્દ્રનાથ ટાગોરને રાજા કહેવાની ના પાડી હતી. પરમહંસે કહ્યું: 'જો, હું કંઇ તને રાજા બાજા કહેવાનો નથી, કેમકે તેમ કહેવું એ જૂઠું બોલવા સમાન છે.'

પરમહંસની ખાસ વિશેષતા તેમની શિષ્યપ્રીતિ છે. ગુરુની પાછળ પડેલા શિષ્યો ઘણા મળે છે, પણ શિષ્ય પાછળ ઘેલા થયેલા રામકૃષ્ણ પરમહંસ તો અપૂર્વજ ગણાય. જેમ દયામય પ્રભુ ભક્તાધીન છે, તેમ પરમહંસ પોતાના શિષ્યોની બધી કાળજી રાખતા.

રામકૃષ્ણ પરમહંસે આ રીતે આખી જીંદગી ઈશ્વરભકિતમાં અને લોકકલ્યાણમાં ખર્ચી નાખી. રાતદિવસ ધર્મોપદેશ કરી કરી તેમના ગળામાં વ્રણ પડયું. વૈદ્ય અને દાક્તર લોકોએ તેમને બોલવાની મનાઇ કરી. પણ લોકો—સત્પુરુષના ચાર શબ્દો સાંભળી કૃતાર્થ થવા માગનારા લોકો–તેમની પાસે આવ્યાંજ કરે અને પરમહંસ પણ કોઇને નિરાશ કરે નહિ. રાતદિવસ તેમનો વાગ્યજ્ઞ ચાલુજ રહેતો. પરમહંસ-ની ગંભીર માંદગી સાંભળી તેમને આરામ આપવાને બદલે આ છેલ્લી

તક સાધવા ટોળેટોળાં દૂર દૂરથી આવવા લાગ્યાં. યજ્ઞ વધારે જોરથી ચાલવા લાગ્યો. આખરે સને ૧૮૮૬ ના ઑગસ્ટની ૧૬ મીની રાત્રિએ પરમહંસદેવે યજ્ઞમાં પોતાની પૂર્ણાહુતિ આપી દીધી. × × ×

શરીર નશ્વર છે, તે યથાકાળે પડવાનુંજ; પણ આપણા સમાજની પામરતા જોઇ દુઃખ થાય એવું છે. સાધુસંતોએ ઉપદેશેલા માર્ગ પ્રમાણે ચાલનાર ઓછા હોય છે, પણ સાધુના ચરણનો સ્પર્શ કરી, તેનું દર્શન કરી, તેનો અવાજ કાનમાં ભરી લઇ તેના પ્રસાદના બે ચાર ટુકડા ખાઇ જઇ, તેના નામનો જયઘોષ કરી 'પાવન' થવા માગનાર કૃપણ લોભીઓની સંખ્યાજ વધારે હોય છે. અનાયાસે કેટલું મળી શકે છે એ તરફજ તેમની દૃષ્ટિ હોય છે. શાક વેચનારી પાસેથી બે શીંગ વધારે કઢાવવાની વૃત્તિ અને આવી રીતે સહેજે મોક્ષ મેળવવાની વૃત્તિમાં કશો ફેર નથી.

× × ×

સમાજમાં લોકસેવક વધે એ ઇચ્છવા જેવું છે, પણ તેની સાથે સેવા લેનારની સંખ્યા વધે તો તો મેળ સરખોજ રહેવાનો. સમાજમાં સેવા લેવાની વૃત્તિ વધતીજ જાય છે. સેવકોને તેમનો સેવાધર્મ સમજાવી સમજાવીને તેમના ભોગ કરવામાં આવે છે. શું પત્ની, શું દેશસેવક અને શું સાધુસંત—દરેક ઉપભોગ્ય વસ્તુ છે એવીજ માન્યતા વધી પડી છે.

સાધુસંતો પાસેથી આપણે આશ્વાસન મેળવીએ, સાધનાનો રસ્તો જાણી લઇએ, તેમના સહવાસથી વાસનાપર જય મેળવવાની શક્તિ કેળવીએ; પોતાની કૃપણતા છોડી ધર્મવીર થઇએ એવો આશીર્વાદ માગીએ; નહિ કે અનાયાસે ઐહિક કે પારલૌકિક સુખોપભોગ તેમની મારફતે મેળવવાની આશા રાખીએ.

× × ×

પરમહંસનો ઉપદેશ તેમના શિષ્ય સ્વામી વિવેકાનંદે દેશદેશાંતર સુધી પહોંચાડયો. અંગ્રેજી કેળવણીથી મોહિત થયેલા આપણા લોકો ઉપર વિવેકાનંદના અંગ્રેજી લેખો મારફતેજ અસર થાય એમ હતું. પરમહંસનું શુદ્ધ અધ્યાત્મ જીરવવાની શક્તિ જેમનામાં ન હતી તેમને માટે પાશ્ચાત્ય વિચારો મેળવીને કરેલું વિવેકાનંદી મિશ્રણ બહુજ અનુકૂળ થઇ પડયું. વિવેકાનંદે પરમહંસના અધ્યાત્મને તત્ત્વજ્ઞાનની ભાષામાં મૂકયું અને તે દૃષ્ટિએ સંસારસુધારો અથવા જીવનસુધારો કેવી રીતે થઇ શકે તે બતાવ્યું. તેજ સૂત્ર હાથમાં લઇ ભગિની નિવેદિતાએ હિંદુ સામાજિક જીવન અને ઐતિહાસિક રાષ્ટ્રીય જીવનનું રહસ્ય ખોલી બતાવ્યું. આજે રામકૃષ્ણ મિશનમાં અનેક સેવાશ્રમો, અદ્વૈતાશ્રમો અને મંદિરો રામકૃષ્ણનો ઉપદેશ કાયિક, વાચિક અને માનસિક પ્રવૃત્તિદ્વારા દુનિયા આગળ પીરસી રહ્યાં છે. જેને ભૂખ લાગી હશે તેજ લેશે. જેનામાં મુમુક્ષા હશે તેજ તેનું રહસ્ય સમજી શકશે. જેનામાં વ્યાકુળતા હશે તેજ તેનો ઉપયોગ કરી શકશે.

---

# ૪–પરમહંસદેવના એક ભક્તના થોડાક વિચાર

અભિમાન મટતાં સુધી હૃદયમંદિર પવિત્ર થતું નથી, માટે ઈશ્વરના માર્ગમાં નડયા કરનારા એ અભિમાનને દૂર ફેંકી દેવાય તોજ ઇષ્ટિસાક્ષાત્કાર થાય; એવી પરમહંસદેવની સમજણ હોવાથી એને માટે તેમણે બની તેટલી સાધના કરી હતી. એ પછી એક દિવસ તેઓ એક ઘાટ ઉપર બેઠા હતા, ત્યાં તેમને એવો વિચાર આવ્યો કે "કામ, ક્રોધ, લોભ, મોહાદિ શત્રુઓનો આપણામાંથી નાશ થયો છે, એટલે હવે ભય શો છે?" પણ એ વિચાર આવતાંજ તેમનામાં કામવૃત્તિ જાગ્રત થઈ હતી. એ પ્રસંગ વિષે તેઓ કહેતા હતા કે "એ સમયે કદાચ કોઈ વૃદ્ધા સ્ત્રી ત્યાં થઇને જતી હોત તો પણ મારૂં ધૈર્ય રહેત કે નહિ તે કહી શકાતું નથી." આથીજ તેઓ કહેતા કે "કોઇ પણ બાબતનું અભિમાન કરવું યોગ્ય નથી."

શ્રીરામકૃષ્ણ કોઇ એક સંપ્રદાય કે ભેખનાં ચિહ્ન ધારણ કરતા નહિ. ભગવાં પહેરવાથી પણ અહંકાર થાય છે, એમ જાણી તેઓએ ભગવાં પહેર્યાં નહોતાં. એકંદરે તેઓ એવી વિચિત્ર રીતે રહેતા કે તે અમુક વર્ણ, આશ્રમ કે સંપ્રદાયના છે, એવું કોઇથી કહી શકાતું નહિ.

જેમ કામક્રોધાદિના આવેશથી જે કાર્ય થઇ જાય છે, તે કાર્ય સાધારણ અવસ્થામાં થઈ શકતું નથી; તેમ પરમહંસદેવ સર્વ કાર્યો ઇષ્ટપ્રેરણાથી–પ્રેરાઇને કરતા; પોતાની ઇચ્છાથી કિંવા સંકલ્પથી નહિ.

પરમહંસદેવ મહાન સંન્યાસી, મહાન ગૃહસ્થાશ્રમી, મહાન ભક્ત અને મહાન જ્ઞાની હતા. પરણેલી સ્ત્રી સાથે કોઇ પ્રકારનો શરીરસંબંધ રાખતા નહિ; તેમ તેનો ત્યાગ પણ કર્યો નહોતો. તેમને સંતાન નહિ છતાં અમારા જેવા અનેક તેમના સંતાનરૂપે વિદ્યમાન છે. અમારાં કલ્યાણ માટે તેઓ જેટલા વ્યગ્ર રહેતા, તેટલાં અમારાં માતાપિતા પણ વ્યગ્ર જણાતાં નહિ. અમારાં કલ્યાણકારી ખરાં માતાપિતા તો તેઓજ હતાં. ભક્તનું કે અભક્તનું કોઇનું પણ દુઃખ જોઇને તેઓને આંસુ આવી જતાં. પરમહંસદેવનું હૃદય જાણે દયાનાંજ પરમાણુઓથી રચાયું હતું–અથવા તેમના હૃદયમાં જાણે દયાસિંધુ પ્રભુજ બિરાજતા હતા.

પરમહંસદેવ સર્વ ધર્મની સાધના કરીને તે પછીજ સર્વ ધર્મ સત્ય છે એવું સમજ્યા હતા, તેથીજ તેઓમાં અસાંપ્રદાયિક ભાવ આવી શકયો હતો અને સર્વ ધર્મ તથા સંપ્રદાયના લોકો તેમની પાસે જઇ ઉપદેશ અને શાંતિ મેળવતા.

સાધારણ બ્રાહ્મસમાજના પ્રચારક પંડિત શિવનાથ શાસ્ત્રી પાસે એક દિવસ જઇને અમે પરમહંસદેવની ધર્મભાવના સંબંધી પૂછ્યું હતું;

(સૂચના–આ લેખનો બાકીનો ભાગ તથા ગાંધીજીના બે બોલ આ પુસ્તકની છેવટે પૃષ્ઠ ૪૪૮–૪૪૯ માં છે.)

# સારામાઠા પ્રસંગે જ્ઞાનલહાણી

પોતેજ પૂર્ણ જ્ઞાની થઈને બીજાઓને જ્ઞાન આપવું, એ તો કોઇકથીજ બને; પરંતુ મહાન જ્ઞાનીઓના જ્ઞાનોપદેશરૂપ ઉમદા પુસ્તકો તો સર્વ કોઇ બીજાઓને આપી શકે.

કોઇ કોઈ ઉદારાત્માઓ આ રીતે પણ પોતાના ધનનો થોડોઘણો સદુપયોગ કરે છેજ; પરંતુ દેશની વર્તમાન દશા તરફ જોતાં આ પ્રકાર સર્વત્ર મોટા પ્રમાણમાં ચાલુ થઈ એક ઉમદા સામાજિક રૂઢિરૂપે બની રહેવો જોઇએ.

સારામાઠા પ્રસંગો ઉપર માત્ર થોડાક વધુ ખર્ચથી ( કે થોડુંક ઘી ઓછું વાપરીને પણ ) શારીરિક ખાનપાન ઉપરાંત એવા માનસિક ખોરાકની પત્રાવલિરૂપ ઉમદા પુસ્તકો પણ પ્રત્યેક મહેમાન, પડોશી, સગાં, કુટુંબી, મિત્ર, જ્ઞાતિબંધુ, બ્રાહ્મણો, વિદ્યાર્થીઓ વગેરેને ભેટ અપાય તો તે તેમને માટે ગમે તેવાં મિષ્ટાન્ન અને બીજી વસ્તુઓ કરતાં ઘણુંજ વધારે ઉપકારક થાય એ ખુલ્લું છે.

ઇચ્છા હોય તો "અમુક પ્રસંગ અથવા વ્યક્તિના સ્મરણનિમિત્ત અમુક તરફથી ભેટ" કે એવું કાંઇ મુખપૃષ્ઠપર છપાવીને, કે રબરસ્ટાંપથી છાપીને અથવા હાથવડે લખીને તેવી ભેટ આપવાથી તે પ્રસંગ અથવા વ્યક્તિના સ્મારકનો હેતુ પણ સરી રહે છે.

સસ્તા સાહિત્યદ્વારા નીકળેલાં અથવા બીજાં જે પણ પોતાને પસંદ પડે તે તે લોકોપકારક પુસ્તકો પોતાને ત્યાં આવતા પ્રત્યેક નાનામોટા પ્રસંગે વહેંચીને ધનના સદુપયોગનું તેમજ જ્ઞાન જેવી સર્વોપરિ વસ્તુના પ્રચારનું શ્રેય દરેક સમજુ મનુષ્યે મેળવવું ઉચિત છે.

છૂટથી ખર્ચ કરવા ઇચ્છનાર સજ્જન ધારે તો કોઇએક ઉપકારક પુસ્તકની ખાસ આવૃત્તિ છપાવીને પણ વહેંચી-વહેંચાવી શકે; અને મધ્યમ કે ઓછો ખર્ચ કરવાનો હોય તો પોતાને પસંદ પડે તેવા કોઈ એક ઉત્તમ પુસ્તકની સામટી પ્રત ખરીદીને તેની લહાણી કરી શકે. જો એકથી વધુ જાતનાં સારાં સારાં પુસ્તકો લીધાં હોય તો ભેટ લેનારને તેમાંથી પોતાને મનગમતું પુસ્તક ઉપાડી લેવાની સગવડ પણ આપી શકાય. માત્ર પાંચ દશ રૂપિયાજ આ રસ્તે ખર્ચવા હોય તોપણ ગીતાનો ૧૮ મો અધ્યાય અથવા તો બીજી કોઇ સારી બસો-ચારસો પુસ્તિકાઓની લહાણી વહેંચી શકાય; છેવટે એકાદ રૂપિયો ખર્ચવો હોય તો તેટલાવડે પણ ધર્મગ્રંથોની અથવા બીજી અસરકારક શિખામણોનાં સો-બસો હસ્તપત્ર સુખેથી વહેંચી શકાય.

ॐ

# परमहंस श्रीरामकृष्ण
# એમનું જીવનચરિત્ર



## १–पूर्वज अने जन्म

બંગાળાના હુગલી જિલ્લાના દરિપોર ગામમાં અઢારમી સદીના વચગાળામાં એક બ્રાહ્મણકુટુંબ રહેતું હતું. એ કુટુંબના મુખ્ય પુરુષ મણિકરામ ચટ્ટોપાધ્યાય ( ચેટરજીના નામથી વધારે પ્રસિદ્ધ થયેલા ) હતા. ચેટરજી કુટુંબનાં બધાં માણસો ઈશ્વરથી ડરીને ચાલતાં, અને હિંદુધર્મના બધા વિધિનિષેધો પ્રેમપૂર્વક પાળતાં. એ ગામમાં તેઓ પેઢી દરપેઢીથી રહેતા હતા, અને તેમની પ્રમાણિકતા, પવિત્રતા અને સાદાઇને લીધે ગામના લોકો તેમનો ઝાઝો આદર કરતા. એમના કુળદેવ શ્રીરામચંદ્ર હતા, એટલે કુટુંબના પુરુષોનાં નામ મોટે ભાગે 'રામ' શબ્દવાળાં પડાતાં હતાં. ચેટરજીકુટુંબ દુષ્કાળ જેવા કઠણ: પ્રસંગે પણ દીન-દુ:ખીઓને સહાય કર્યાં કરતું. મણિકરામ સાધારણ રીતે સુખી સ્થિતિના હતા. માલકીની આશરે પચાસ એકર જમીનની આવક ઉપરાંત બહારથી બીજી જે થોડી ઘણી આવક થતી, તેથી તે પોતાના કુટુંબનું ભરણપોષણ સારી પેઠે કરવા ઉપરાંત ગરીબોને પણ મદદ કરતા. સમય જતાં આશરે ઈ. સ. ૧૭૭૫માં તેમને ત્યાં ખુદીરામ નામના પુત્રનો જન્મ થયો. આ જીવનવૃત્તાંતમાં વર્ણવેલા સુપ્રસિદ્ધ મહાપુરુષના પિતા તે આજ ખુદીરામ. એ સિવાય મણિકરામને બીજા બે પુત્રો અને એક પુત્રી હતી. પુત્રોને ગામની પાઠશાળામાં શિક્ષણ મળ્યું હતું. મણિકરામના

અવસાન પછી યુવાન ખુદીરામપર કુટુંબનો ભાર આવી પડયો.

ખુદીરામ પોતાના ગુણોથી આ ભાર વહન કરવાને પૂર્ણ લાયક હતા. તે સ્વભાવે માયાળુ હોઇ પ્રમાણિકતા માટે પણ સ્વાર્થનો ભોગ આપતા. સાત્ત્વિકતા, ઇષ્ટભક્તિ અને દૈવી સંપત્તિમાં પણ તેઓ રામકૃષ્ણ પરમહંસ જેવા મહાપુરુષના પિતા થવાને યોગ્ય હતા.

તેમને ચંદ્રમણિ નામની સુયોગ્ય સ્ત્રી હતી. એ બાઇને લીધે તેમનું ઘરસૂત્ર કુશળતાથી ચાલતું. ચંદ્રમણિ પતિની આજ્ઞામાં રહી તેમના વિચાર મુજબ વર્તવામાં કંઈ સુખદુઃખ આવે તો તેની દરકાર કરતાં નહિ. સાદાઈ અને મધુરતાની તો તેઓ મૂર્તિરૂપ હતાં. ઈશ્વરમાં પરમ શ્રદ્ધા અને ભક્તિ હોવા ઉપરાંત, તેમનો મનુષ્યપ્રેમ પણ એવો વ્યાપક હતો કે એમના ગામનાં સર્વ કોઈ તેમને 'મા' કહીને બોલાવતાં. તેમને આંગણેથી કોઇ વિમુખ જતું નહિ. તેમની પાસેથી સહાય અને સલાહ મળવાની આશાથી સુખદુઃખના પ્રસંગોમાં તેમની પાસે ગામની સ્ત્રીઓ આવ્યા કરતી.

જે સર્વશ્રેષ્ઠ દ્રષ્ટાઓની પવિત્ર ચરણરજથી આ પૃથ્વી પાવન થઇ છે, તેઓમાંના એક મહાપુરુષનાં માતાપિતા થવાનું મહદ્‌ભાગ્ય આ અસાધારણ ચારિત્ર્યસંપન્ન દંપતીને સાંપડયું.

પોતાના પ્રથમ પુત્ર રામકુમારના જન્મને નવમે વર્ષે, ૧૮૧૪ માં, ખુદીરામપર એકાએક વિપત્તિનું વાદળ ચઢી આવ્યું. ખુદીરામના ગામનો જમીનદાર રામાનંદ રાય કરીને હતો. ગામમાં તેનો ત્રાસ ભારે હતો. બધા ગ્રામવાસીઓ તેનાથી થથરતા. ગામના કોઇએક માણસે કાંઇ અવિચારી કૃત્ય કર્યું હશે, તેથી રામાનંદને ગુસ્સો ચઢયો. પેલા માણસપર ખોટો આરોપ મૂકીને રામાનંદે તેની સામે ફરિયાદ નોંધાવી, અને તેમાં ખુદીરામની સાક્ષી મૂકાવી. ખુદીરામ કોર્ટે જવાથી કંટાળતા, તેમાં વળી આ ફરિયાદ ખોટી હોવાની તેમને ખબર હતી. આથી ખોટી સાક્ષી પૂરવા જતાં અંતરાત્માને છેતરવાનો પ્રસંગ આવે તેમ હતું; અને ના કહેવાથી રામાનંદનો કોપ વહોરી લેવો પડે એમ હતું. આથી થોડો વખત હૃદયમંથન થયા પછી તેમણે સાક્ષી પૂરવાની ના કહી. ખુદીરામ ઉપર આથી રામાનંદનો પિત્તો ઉછળી આવ્યો, અને તેણે તેમને પોતાનો હાથ બતાવી દેવાનો સંકલ્પ કર્યો. પરિણામે ખુદીરામ ઉપર પણ ખોટા આરોપસર ફરિયાદ મંડાઇ, અને તેમાં તેમનાં ઘરબાર સાથે બધી મિલ્કત ચાલી ગઇ.

આવો કટોકટીનો પ્રસંગ છતાં, તેમની ભગવાન શ્રીરામચંદ્ર ઉપરની આસ્થા જેવી ને તેવી કાયમ રહી, અને એ આપત્તિને કર્મ-ફળ આપનાર ઇશ્વેચ્છારૂપ માની મનને શાંત કર્યું. તેમને હવે દરિપોર છોડવા સિવાય બીજો ઉપાય હતો નહિ. પોતાના બે ભાઇઓ તેમના સાસરે ચાલી ગયા હતા, એટલે કામારપુકૂરવાળા પોતાના મિત્ર સુખ-લાલ ગોસ્વામીના આમંત્રણને માન આપી કામારપુકૂરમાં જઇ વસવાનો તેમણે વિચાર કર્યો. દરિપોરમાંથી તેમની વિદાયગીરીને અંતે એક વારના સુપ્રસિદ્ધ અને સાધનસંપન્ન ચેટરજીકુટુંબનું ત્યાં નામનિશાન રહ્યું નહિ. રહેવામાં માત્ર એક શિવમંદિર, તેનું વિશાળ તળાવ અને ગ્રામવાસીઓનો પ્રેમ તથા કૃતજ્ઞતા.

બાંકુરા અને મિદનાપોરની લગોલગ, હુગલી જિલ્લાના વાયવ્ય કોણમાં કામારપુકૂર ગામ આવેલું છે. આજથી પચાસ વર્ષ પહેલાં બંગાળનાં ગામડાંનાં વાન કાંઇ ઓરજ હતાં. ૧૮૬૭ થી મેલેરિયાનો ઉપદ્રવ શરૂ થયા પછી, ભૂખ અને રોગ-પીડિત માણસોનાં સૂનકાર જેવાં ગામડાં આજે જોઇએ છીએ તેવાં ત્યારે નહોતાં. તે વખતે તંદુરસ્ત ગ્રામવાસી સ્ત્રીપુરુષો આનંદ અને આબાદીમાં દિવસો ગાળતાં. કામારપુકૂર પણ એવા આનંદથી ગાજતું ગામ હતું. ગામના જમીનદારો બરદ્વાનનરેશ-ના પુરોહિતના વંશજો હતા, અને તેઓ તેની આબાદીમાં પોતાનો ફાળો અવારનવાર આપ્યા કરતા હતા. જગન્નાથ જવાના રસ્તાપર એ ગામ આવેલું હતું. ત્યાં મુખ્યત્વે ખેડુતો અને કારી-ગરોની વસ્તી હતી. અમુક જાતની મિઠાઇઓ માટે તેમજ હુકકામાં વપરાતી આબનુસના લાકડાની નેહો માટે એ ગામ વખણાતું હતું. હાથશાળનો ઉદ્યોગ ત્યાં ખૂબ ચાલતો હતો, અને તેમાંથી વણાતું કાપડ કલકત્તાનાં બજારોમાં વેચાતું. વર્ષ દરમિયાન જૂદા જૂદા ધાર્મિક મેળા પણ ભરાતા, અને તે દ્વારા ગામલોકો ગંભીર અને નિર્દોષ આનંદ પણ ખૂબ લૂંટતા. ગ્રામદેવતાતરીકે શ્રીધર્મની× પૂજા થતી. એ પૂજા રથયાત્રાના દિવસે ભારે દમામથી થતી. ત્રણ કે ચાર મોટાં તળાવો હતાં, જેમાં હલદરપુકૂર નામીચું હતું. એ તળાવો ચોખ્ખું પાણી પૂરૂં પાડતાં. પુરાણાં મકાનો, મોટી મોટી દિવાલો અને મંદિરોનાં ખંડિયેર આજે પણ કામારપુકૂરની તે વખતની જાહોજલાલીની સાક્ષી પૂરી રહ્યાં છે. મણિકચંદ્ર ચેટર-

× બુદ્ધ ધર્મનો એક કનિષ્ઠ પ્રકારનો અવશેષ.

જીએ લોકોપયોગ માટે કૃષ્ણાર્પણ કરેલું વિશાળ આંબાવાડિયું આજે પણ મોજૂદ છે. મણિક પડોશના ગામનો જમીનદાર હતો. બહોળે હાથે તેણે જે સખાવતો કરી હતી તેને લીધે ગામડીઆઓ તેને "મણિકરાજા"ના નામથી બોલાવતા હતા.

આ વખતે સુખલાલ ગોસ્વામી કામારપુકૂરનો જમીનદાર હતો. તે દિલનો દરિયાવ અને પવિત્ર પુરુષ હતો. હવે તો ત્યાં પણ તેના મકાનનાં અને તેની સમાધિનાં ખંડિયેરોજ રહ્યાં છે. તેનું અવસાન ૧૮૨૪ની આસપાસ થયું હતું. વિચિત્ર સંજોગોને લીધે, તેના દીકરાને લાહાકુટુંબને પોતાની વંશપરંપરાની જમીનદારી વેચી નાખવી પડી હતી. એ જમીનદારીની માલકી આજે પણ લાહાકુટુંબની છે. એજ સુખલાલના નિમંત્રણથી ખુદીરામ કામારપુકૂર આવ્યા હતા. સુખલાલે તેમને પોતાના મકાનનાં કેટલાંક ઓરડાં કાઢી આપ્યાં, અને સારામાં સારી થોડીક જમીન આપી. એ જમીન "લક્ષ્મીજાળ"ને નામે ઓળખાય છે.

પોતાની પત્ની, દશ વર્ષનો પુત્ર અને ચાર વર્ષની પુત્રીને લઈ ખુદીરામે પોતાના ૩૯ મે વર્ષે આ નવા ઘરમાં નિવાસ કર્યો. પોતાના બાપુકા ઘરના ગેરવાજબી રીતે કરવા પડેલા ત્યાગની અને કામારપુકૂરમાં પોતાને મળેલા આશ્રય અને આદરની ખુદીરામના મનપર પ્રબળ છાપ પડી. તેમને પોતાના અનુભવ ઉપરથી દુનિયામાં ચાલતા દ્વેષ, પ્રપંચ અને લોભપર પૂરેપૂરો તિરસ્કાર આવવાથી હવે તેમનામાં ઈશ્વરભક્તિ અને પ્રભુપ્રેમ વધતાં ચાલ્યાં. પોતે જયારે નિરાશાથી બહુ મુંઝાઇ રહ્યા હતા, અને વિનાશની ઝાંખી કરી રહ્યા હતા, તેવે વખતે આમ અણધાર્યો આશ્રય મળી જવાથી તેમના હૃદયમાં ઈશ્વરપ્રત્યે શરણભાવ વિશેષ જાગ્યો, અને બીજા લૌકિક વ્યવહારો ઉપરથી વૃત્તિ હટી ગઈ. હવે તેઓએ પોતાનો ઝાઝો વખત શ્રીરામચંદ્રજીની પૂજા અને ધ્યાનભજનમાં ગાળવા માંડયો. "લક્ષ્મીજાળ"ની જમીન ફળદ્રૂપ હતી, તેથી તેમાંથી પાક લેવાને ઝાઝી મહેનત કરવી પડતી નાહિ કે વખતનો ઝાઝો ભોગ આપવો પડતો નહિ; એટલે કેટલીકવાર તો તેઓ દિવસોના દિવસોસુધી ધ્યાનભજનમાંજ મસ્ત રહેતા. ખેતર ખેડાઈને તૈયાર થતું, એટલે ખુદીરામ "જય રઘુવીર" એમ બોલીને થોડાં બી વાવતા અને બાકીનું કામ મજૂરો કરી લેતા. પાક કદી નિષ્ફળ જતો નહિ, દુકાળ કે રેલના પ્રસંગે પણ તે પૂરેપૂરો

ઉતરતો; એટલે તેમાંથી કુટુંબની આછી પાતળી જરૂરીઆતોને પહોંચી વળવા ઉપરાંત, બ્રાહ્મણ ભિક્ષુકનો પણ સત્કાર થઇ શકતો.

આ અરસામાં ખુદીરામને પોતાના રક્ષકદેવ રઘુવીરની મૂર્તિ એક જગાએથી મળી આવતાં તેને પોતાને ઘેર પધરાવીને પૂજા કરવા લાગ્યા.

ખુદીરામે કામારપુકૂરમાં આવતાંજ સર્વનું ધ્યાન પોતા તરફ ખેંચ્યું હતું. અત્યંત ભક્તિ અને પવિત્રતાને લીધે આડોશીપાડોશીઓ તેમના પ્રત્યે માનની નજરથી જોતા, અને તેમની આશિષ લેતા. હલદરપુકૂરમાં જ્યારે તેઓ સ્નાન કરતા હોય ત્યારે તે જળાશયને પોતાના સ્પર્શથી ન અભડાવતાં લોકો અળગા ઉભા રહી તેમને નાહવા દેતા. હવે તેમના અંતરમાં આધ્યાત્મિકતા વધી ગઇ હતી. તેઓ ધ્યાનમાં બેસતા ત્યારે પ્રભુપ્રેમનાં આંસુ તેમના ગાલપર થઇને નીચે ટપકી રહેતાં; તેમનું મન ઉચ્ચ ભૂમિકામાં વિહરતું અને આ પ્રસંગે તથા તેઓ ગાયત્રીજપ કરતા ત્યારે તેમનું વદન અને હૃદય પ્રભુપ્રેમના પ્રકાશથી દીપી રહેતાં હતાં. ગામના લોકોપર ચંદ્રદેવીની પણ બહુ સારી છાપ પડી હતી. તેમના ઘરમાં અનાજનો એક પણ કોળિયો હશે ત્યાંસુધી કંઈ ને કંઈ મળશે, એવી ભિક્ષુકો આશા રાખતા હતા. બાળકોની રકઝક અને ઉચ્છૃંખલ માગણીઓને તેઓ મોટું દિલ રાખી સાંખી લેતાં હતાં. ગામની દીકરીઓ અને માતાઓ પોતાની મુંઝવણના ઉકેલ માટે તેમની પાસે શ્રદ્ધાથી આવતી હતી. ખુદીરામનું ઘરસૂત્ર ફરીથી આગળના જેવી આબાદી જોઈ શક્યું નહોતું, છતાં તે અનેકોના વિસામારૂપ થઈ રહ્યું હતું.

જીવનના પાછલા ભાગમાં પોતાનાં માતાપિતાની વાત નીકળતાં, ભક્તો અને શિષ્યોને ઉદ્દેશીને શ્રીરામકૃષ્ણ કહેતા કે "મારી માતા પ્રમાણિકતા અને એકનિષ્ઠાની જીવંત મૂર્તિ જેવી હતી. તેને દુનિયાના પ્રપંચની કશી ગમ નહોતી. તે કાંઇ પણ છુપાવ્યા વિના મનમાં હોય તે વાત કહી નાખતી. તેના આવા નિખાલસ હૃદયને લીધે લોકો તેને બહુ ચાહતા હતા. મારા પિતા શૂદ્રો પાસેથી કાંઈ પણ દાન સ્વીકારતા નહિ. તેમનો ઝાઝો વખત દેવસેવા, ધ્યાન અને જપમાં જતો. દરરોજ પ્રાર્થના વખતે અને ગાયત્રીની ઉપાસના કરતા ત્યારે તેમની છાતી તરી આવતી, મુખાકૃતિ દિવ્ય તેજથી પ્રકાશી રહેતી અને નેત્રોમાંથી અશ્રુપ્રવાહ વહી રહેતો. તેઓ સેવાપૂજામાં ગુંથાયા ન હોય અને વખત હોય, ત્યારે રઘુવીર

માટે ફૂલહાર ગુંથતા. ખોટી સાક્ષી પૂરવી પડે નહિ, એવા સત્યપાલન માટેજ તેમણે પોતાના વડીલોનાં ઘરગામ તજ્યાં હતાં. અને તેથી ગામલોકો તેમને ઋષિદેવ ગણીને માન આપતા હતા.”

કામારપુકુરમાં છ વર્ષના વસવાટ પછી, ખુદીરામે પોતાનાં પુત્રપુત્રીને પરણાવ્યાં હતાં. પડોશના ગામની ગામઠી નિશાળમાં ભણીને રામકુમારે હિંદુશાસ્ત્રનું સારૂં જ્ઞાન મેળવીને કેટલેક અંશે પિતા ઉપરનો કુટુંબભાર ઉપાડવા માંડયો હતો, તેથી ચેટરજી-કુટુંબ સાધારણ રીતે હવે સુખી થયું હતું. ધર્મવિધિના ગુંચવાડા-ભરેલા પ્રશ્નવિષે અભિપ્રાય આપવો, અને ધર્મક્રિયા કરાવવી, એ રીતે રામકુમાર હવે કુટુંબની આવકમાં ઉમેરો કરતો હતો. રામ-કુમારમાં દૈવી ગુણો ઉપરાંત દૈવી શક્તિ પણ હતી એ વાત આજે પણ એ ગામના લોકો સંભારે છે. લોકો તેની આગાહીને દેવવાણી ગણતા. તેમનાં પત્ની ૧૮૪૯ની સાલમાં પાંત્રીસ વર્ષની ઉંમરે એક સુંદર પુત્રને જન્મ આપીને ગુજરી ગયાં હતાં.

રામકુમાર કુટુંબની સંભાળ લેતો હોવાથી ખુદીરામને હવે પ્રથમ કરતાં વધારે વખત મળવા લાગ્યો, પરંતુ તેનો ઉપયોગ પણ તેઓ બીજી ત્રીજી લૌકિક બાબતો પાછળ નહિ કરતાં ઇષ્ટદેવના ધ્યાનભજન અને ધર્મચર્ચામાં કરતા. આ અશાંત અને અસાર સંસા-રમાં પણ પ્રભુભક્તિજ એક સાચો આશ્રય છે અને પરમકલ્યાણનું સાધન પણ એજ છે; એવું તેમને મન વસી ગયું હતું. તેમને યાત્રાએ જવાની ઇચ્છા થઈ આવી. જમાનાઓથી તપસ્વી સાધુ-સંતો અને ભકતોની ચરણરજથી પવિત્ર થતી આવેલી તીર્થભૂમિ તો ઇષ્ટસિદ્ધિનાં સાધન અને સાધનામાં સાધકને વિશેષ અનુકૂળ છે એવો શાસ્ત્રાદેશ પણ કયાં નથી?

૧૮૨૪ના અરસામાં, ખુદીરામ દક્ષિણહિંદમાં રામેશ્વરની યાત્રાએ નીકળ્યા. લંકાથી આવી શ્રીરામચંદ્રે ત્યાં શિવપૂજન કર્યું હતું, એટલે શ્રીરામચંદ્રના પવિત્ર સંસ્મરણથી એ ધામની મહત્તા વિશેષ અંકાય છે. ૧૫૦૦ માઇલ જેટલું અંતર ખુદીરામે પગ-પાળા કાપ્યું. તેઓ રસ્તામાં અનેક ધામોની યાત્રા કરતા ચાલ્યા. આ યાત્રા એક વર્ષસુધી પહોંચી. એ પછી બાર મહિને, ૧૮૨૬માં, તેમની પત્ની ચન્દ્રાને બીજા પુત્રનો પ્રસવ થયો, અને તેમનું નામ એ યાત્રાના સ્મરણમાં ‘રામેશ્વર’ પાડવામાં આવ્યું.

ખુદીરામ બીજી વાર ગયાજીની યાત્રાએ જઇ આવ્યા પછી

ચંદ્રાબાઇને ગર્ભ રહ્યો હતો. એ પછી જે ચોઘડિયાની ખુદીરામ અને ચંદ્રા આતુરતાપૂર્વક રાહ જોઈ રહ્યાં હતાં, તે ચોઘડિયું આખરે નજીક આવી પહોંચ્યું. ૧૮૩૬ના ફેબ્રુઆરીની ૧૭ મીના પ્રભાતે પોતે પ્રસવવાની અણીપર છે એવું ચંદ્રાએ પોતાના પતિને કહ્યું, અને પછી 'ધની' નામે બાઇની સહાયથી તેમણે પુત્રરત્નને જન્મ આપ્યો. આ ભવ્ય અતિથિની પધરામણી સુવાવડના જે ઓરડામાં થઇ હતી તે કેવળ ઝુંપડુંજ હતું. તેમાં ડાંગર ખાંડવાનો ખાંડણિયો, અને ઉકાળવાનો પેણો પડી રહ્યાં હતાં. વસંતઋતુ હતી, અને શિયાળાનો લાંબો અમલ ઉતરતાં, પ્રકૃતિએ જગતભરમાં નવા પ્રાણ સિંચવાની શરૂઆત કરી દીધી હતી. કષ્ટાતી જનતાને આશાનો સંદેશ પાઠવવા માટે એક હાથમાં અપાર પ્રેમ અને બીજા હાથમાં અનંત જ્ઞાન લઇને અવતરનાર, આ નવીન પયગંબરની પધરામણીના હર્ષમાં પંખીઓએ મધુર સ્વરે ગીતડાં લલકાર્યાં અને પુષ્પોએ સુવાસિત પરાગની લહાણી કરી!

માતાને જોઇતી સહાય કર્યા પછી, ધની બાળક તરફ ધ્યાન આપવા લાગી. થોડી વાર પછી તેણે જોયું તો પોતે જ્યાં તેને મૂકયું હતું તે જગ્યાએ તે નહોતું, પણ પાસેના પેણામાં ગબડી ગયું હતું; અને ત્યાં તે અર્ધે શરીરે રાખથી રગદોળાયલું, ચું કે ચાં કર્યા સિવાય પડી રહ્યું હતું! તેણે તરતજ તેને ઉંચકી લીધું, અને તરતનું જન્મેલું છતાં, છ માસનું હોય તેવડું જોઇ તેને બહુજ આશ્ચર્ય થયું. બાળજન્મની મિત્રોને ખબર પડતાં ભારે આનંદ વ્યાપી રહ્યો. બહારની દુનિયાને આ ખુશખબર પહોંચાડવાને શંખધ્વનિ કરવામાં આવ્યા. ખુદીરામ પોતે જ્યોતિષમાં કુશળ હતા. તેમણે જોયું તો બાળકનો જન્મ ઉત્તમ ચોઘડિયે થયો હોઇ, તેનું ભાવી અનેક પ્રકારે ઉજ્જવળ હતું. બીજા સુવિખ્યાત જ્યોતિષીઓએ પણ આ આગાહીની સાખ પૂરતાં કહ્યું કે, બાળક મહાન અને તેજસ્વી થશે.

આ બાળકનું નામ 'ગદાધર' પાડયું.





# ૨—બાલ્યાવસ્થા

જન્મથીજ ગદાધરને માતાપિતા, સગાંવહાલાં તથા આડોશી-પાડોશીઓ પ્રત્યે પણ અજબ પ્રેમ ઉભરાતો હતો.

૧૮૩૯માં એ પછી સર્વમંગલ નામની કન્યાનો ઉમેરો થયો. હવે ગદાધર પાંચ વર્ષના થયા હતા. તેમનું આરોગ્ય અને રૂપ-લાવણ્ય ઉત્તમ હતાં. આટલી નાની ઉંમરે પણ તેમની અસામાન્ય બુદ્ધિ અને સ્મરણશક્તિ જોઇ ખુદીરામને ભારે આશ્ચર્ય થતું. તેઓ પોતાના વડવાઓનાં નામ, દેવદેવીઓનાં સ્તોત્ર અને રામાયણ-મહાભારતમાંની વાતો બોલી બતાવતા. તેઓ કોઈ પણ ચીજ એક વખત સાંભળતા એટલે તે તેમને કંઠસ્થ થઇ જતી અને પછી ગમે ત્યારે તે કડકડાટ બોલી જતા. ઉંમરે નાના છતાં પણ તેમને કેટલીક વસ્તુઓપ્રત્યે ભારે અણગમો રહેતો. તેમાંનું એક ગણિતનાં મૂળ તત્ત્વો હતાં. તેઓ ભારે ઉધમાતિયા હતા. એ ઉધમાત નિશાળ-માં ગોંધવાથી શમી જશે, એમ ધારી ખુદીરામે તેમને ગામઠી નિશાળમાં મૂકયા હતા. અહીં તેઓ શિક્ષક અને નિશાળીઆઓને તરતજ પ્રિય થઇ પડયા. લાહાકુટુંબની માલકીના વિશાળ બંગલા-માં શાળા બેસતી હતી તથા તેનો ઉપયોગ ઉત્સવના દિવસોમાં નાટયપ્રયોગો ભજવવામાં પણ થતો હતો. શાળા સવારસાંજ બે વખત બેસતી હતી.

ગદાધરપ્રત્યે ખુદીરામ જૂદીજ દૃષ્ટિએ જોતા. સામાન્ય છોકરા-ઓના સંબંધમાં જેમ ભૂલો અક્ષમ્ય ગણાતી તેમ તેમની સ્વચ્છંદતા પણ સાંખી લેવાતી હતી. વળી ગદાધર અને બીજાં બાળકોની બાલિશતામાં પણ ભારે ફરક હતો. સામાન્ય રીતે છોકરાં જ્યારે તોફાનમસ્તી કરતાં પકડાય છે, ત્યારે તેઓ અનેક બહાનાં કાઢે છે, અને કેવળ મારનાજ ડરથી તોફાનમસ્તી કરતાં અટકે છે; પણ ગદાધર એવા નહોતા. તેઓ પકડાતા એટલે બધી વાત સાચેસાચી કહી દેતા; અને નરમાશથી

તથા પ્રેમથી જે કાંઇ કહેવામાં આવતું તે તેઓ માની જતા.

શાળામાં ગદાધરનો અભ્યાસ ઠીક ઠીક ચાલતો. તેમને વાંચતાં અને લખતાં આવડી ગયું હતું, પણ ગણિતપ્રત્યેનો અણગમો તો કાયમજ હતો. તે દિવસોમાં ભાટચારણો ગામેગામ રખડતા, પુરાણો અને રામાયણ તથા મહાભારતમાંની વાર્તાઓ કહેતા, અને રંગભૂમિ ઉભી કરવાની પંચાતમાં પડયાવિનાજ ગામડીઆઓ એ વાર્તાઓને નાટકરૂપે ભજવતા. ગદાધર એવી વાતો સાંભળવા ઉપરાંત એવાં બધાંજ નાટકો જોવા જતા, અને વેશ ભજવનારાઓના દરેક હાવભાવ તથા જે સંવાદો થતા તે પણ લક્ષપૂર્વક યાદ રાખતા. તેમની સ્મરણશક્તિ એવી જબરી હતી, કે પછી તેઓ પોતે પણ એ નાટકો પોતાના મિત્રો સમક્ષ સાંગોપાંગ ભજવી બતાવતા. એ ઉપરાંત કુંભારો પાસેથી દેવદેવીઓની મૂર્તિઓ કેવી રીતે ઘડી શકાય, એ કળા પણ તેમણે જાણી લીધી હતી; અને તે પરથી તેઓ સુંદર મૂર્તિઓ પોતાને ઘેર બનાવતા. ચિતારા પાસેથી ચિત્રકામ પણ શીખી લીધેલું, એટલે એ મૂર્તિઓને તેઓ પોતેજ રંગતા. તેમની વહાલી રમતગમત મોટે ભાગે આવાજ પ્રકારની ચાલતી હતી.

પણ ભણીને બે પૈસા પેદા કરી પોતાનું ભરણપોષણ કરશે એવા જે હેતુથી તેમને શાળામાં મૂકવામાં આવ્યા હતા તે હેતુ તેના એવા સ્વભાવથી માર્યો જતો હતો. કેમકે એ તો દેવદેવીઓનાં ચારિત્ર્ય અને ચિત્ર વગેરે પાછળજ બધો સમય અને શક્તિ ખર્ચતા હતા. આવા વિષયોમાં મન સતત રમતું રહેવાથી તેઓ જગતભાન પણ અવારનવાર ભૂલી જઈ ઉંડા ધ્યાનમાં ઉતરી જતા હતા. ઉંમર વધવા સાથે ધર્મવૃત્તિ પણ સતેજ થવાથી આવા ધ્યાનમાંથી તેમને વારંવાર ભાવસમાધિ પણ થયા કરતી. રામાયણ અને મહાભારતની વાર્તાઓ ઉપરાંત તેમને પોતાના અને આજુબાજુનાં ગામોમાં પ્રચલિત લોકકથાઓમાં પણ રસ પડતો હતો. પુસ્તકો કે હસ્તલિખિત પ્રતોમાંથી તેઓ રસિક પ્રસંગોની નકલ કરી લેતા. બેલૂરમઠમાં આજે પણ તેમની આવી કેટલીક નોંધો જોઇ શકાય છે.

જેમ જેમ તેઓ મોટા થતા ગયા, તેમ તેમ તેમના ચારિત્ર્યનાં બીજાં પાસાં પણ નજરે આવતાં ગયાં. દાખલાતરીકે, તેઓ અજબ હિંમતવાન હતા. બીજા લોકો જે જગ્યાએ વળગણનો વહેમ લાવીને જતા નહિ, ત્યાં તેઓ નિડરપણે પહોંચી જતા,

ચેટરજીકુટુંબનાં લગભગ બધાંજ માણસો આધ્યાત્મિક વૃત્તિનાં હોવાથી તેમને ઉંડી ધ્યાનાવસ્થા સહજસુલભ થઇ રહી હતી. તેઓ ઇષ્ટદેવના વિચારમાં બીજી બધી બાબતોનું ભાન સંપૂર્ણ રીતે ભૂલી શકતાં હતાં. શીતળાના ધ્યાનમાં બેસતી ખુદીરામની બહેન રામશીલાને પણ આવું વારંવાર થયા કરતું. એવા પ્રસંગોએ સૌ કોઈ તેના પ્રત્યે માન અને ગંભીર ભાવથી વર્તતું હતું. એક વખત જ્યારે રામશીલા ધ્યાનમાં ડૂબી હતી, ત્યારે ગદાધર પાસે ઉભા હતા. પોતે જે જોયું તેથી છળી જવાને બદલે તેઓ સ્મિતપૂર્વક બોલ્યા હતા કે "મારી ફોઈબામાં જેવો શીતળાદેવીનો પ્રવેશ થાય છે, તેવો મારામાં થાય તો બહુ મઝા પડે!"

ગદાધરનું ખાસ લક્ષણ એ હતું કે, એમના સંસર્ગમાં આવનાર હરકોઇના પર તેમનો ભારે પ્રભાવ પડતો. તેમની સાથે રમનાર બાળકો તેમનાથી છૂટાં પડતાં નારાજ થતાં, અને ગામમાંના જે કોઇ તેમને એક વાર જોતા તેઓ તેમને ફરી જોવા નિમિત્તે કંઇક મિઠાઈ કે મેવો લઇને ખુદીરામને ત્યાં વારંવાર જતા. તેમની આ અદ્‌ભુત આકર્ષણુશક્તિ જીવનભર કાયમ રહી હતી.

ખુદીરામનો પરમ મિત્ર મણિકરામ કરીને હતો. પોતાને ઘેર ખુદીરામને તે અવારનવાર બોલાવતો હતો. એક વાર છ વર્ષની ઉંમરના ગદાધર તેમના પિતાની જોડે મણિકરામને ત્યાં ગયા હતા, ત્યારે મણિકરામે કહ્યું હતું કે "હું નથી ધારતો કે ગદાધર સામાન્ય બાળક હોય. તેના શરીરપર અસાધારણ ચિહ્નો દેખાય છે, તેની હાજરીથી મારૂં હૈયું હરખાઈ આવે છે, અને એવી ઇચ્છા થાય છે કે, તમે જ્યારે જ્યારે અહીં આવો ત્યારે ત્યારે તેને સાથે લાવો તો બહુ સારૂં." આ પ્રસંગ પછી, ખુદીરામ જ્યારે કાંઇ કારણવશાત્ મણિકરામને ઘેર જઇ શકતા નહિ, ત્યારે મણિકરામ ગદાધરને પોતાને ઘેર બોલાવી મંગાવતો. તેઓ મણિકરામને ત્યાં દિવસભર રહેતા, અને ખાવાપીવાની અનેક ભેટો લઈ સાંજે ઘેર જતા.

ગદાધરના નિખાલસ મનપર ધાર્મિક પુસ્તકોના વાચનની પ્રબળ અસર થતી હતી. તેઓ એવાં પુસ્તકો ગામલોકોની સમક્ષ એટલા તો તલ્લીન બનીને વાંચતા કે તેમને પોતાની જાતનું પણ ભાન રહેતું નહિ. શ્રોતાઓ પણ એ જોઈને મંત્રમુગ્ધ બની જતા. તેમનાં સગાંઓ આ વાત સમજી શકતાં નહિ, અને તેમની એવી સ્થિતિનું કારણ મગજતંતુઓની નબળાઇ સમજતાં. કેવળ ધર્મ-

પુસ્તકોના વાચનથીજ નહિ, પણ જ્યારે જ્યારે તેઓ કોઇ સુંદર દૃશ્ય જોતા યા કોઇ કરુણ કથની સાંભળતા ત્યારે ત્યારે પણ તેઓ દેહભાન ભૂલી જતા હતા. આવાં પ્રેરણાત્મક દૃશ્યો અને કથનોનો ગામમાં ટોટો પણ નહોતો. એ સમયે કુદરતી સૌંદર્ય અને ભવ્યતા તેના મૂળ સ્વરૂપે એ ગામમાં અનુભવી શકાતી હતી. એક દિવસ આ પ્રકારના કિસ્સાથી તેમનાં માતાપિતા અને સગાંવહાલાંને ભારે ચિંતા થઇ હતી. શ્રીરામકૃષ્ણે પોતાની ઉત્તરાવસ્થામાં પોતાની કાવ્યમય શૈલીમાં આ કિસ્સો ભકતો સમક્ષ કહી બતાવ્યો હતો; ત્યારે તેમણે જે કહ્યું હતું તેનો અમે અહીં સાર આપીએ છીએઃ—

"એ બાજુના (કામારપુકુરના) લોકોમાં છોકરાંઓને ફાંફાં ખાવા આપવાનો રિવાજ હોય છે. છોકરાંઓ એને નાની છાબડીમાં લઇ જાય છે, અને તેઓ ગરીબ હોય તો ગજવામાં ઘાલે છે. પછી તેઓ રસ્તામાં કે ખેતરોમાં રમવાને દોડી જાય છે. જૂન કે જુલાઇમાં એક દિવસે છ સાત વર્ષની ઉંમરે ડાંગરનાં ખેતરો વચ્ચેની કેડીએ છાબડીમાં ઘાલેલાં ફાંફાં ખાતો ખાતો હું ચાલતો હતો. આકાશ તરફ નજર કરતાં એક સુંદર મેઘગર્જન શ્યામ વાદળું મારા જોવામાં આવ્યું. તરતજ તે બધા આકાશમાં છવાઇ ગયું. એવામાં તેની નજીક થઇ દૂધ જેવાં ધોળાં બગલાંની હાર મારા માથાપર થઈ ઉડી જતાં મેં જોઇ. શ્યામ અને શ્વેત રંગોનું આવું સુંદર સંમિશ્રણ જોઈ મારૂં મન અલૌકિક વિચારોમાં ઉડવા લાગ્યું. હું બાહ્યભાન ભૂલી ગયો, જમીનપર ઢળી પડયો અને ફાંફાં ચોમેર વેરાઇ ગયાં! કેટલાક માણસો મને એવી સ્થિતિમાં જોઇ ઘેર ઉંચકી લાવ્યા. આનંદના આવેશમાં બાહ્યભાન પૂરેપૂરૂં ભૂલી જવાનો મારે માટે આ પહેલોજ પ્રસંગ હતો."

જાગ્રત અવસ્થામાં આવતાં તેઓ પ્રથમની પેઠે પૂર્ણ સ્વસ્થ હતા; છતાં આ પ્રસંગથી તેમનાં માતાપિતાને ભારે ધ્રાસ્કો પડયો હતો. બાળપણમાંજ કંઇ અંગખોડ આવી જશે એવી દહેશતથી ફરીને આવો બનાવ બનવા પામે નહિ, એવાં પગલાં લેવામાં ખુદીરામે ડહાપણ જોયું; પણ અવર્ણનીય ભાવાવેશ અને અનિર્વચનીય આનંદથી મન તરબોળ થવાથી પોતાને ભાન નહોતું રહ્યું, એવું જણાવી તે સંબંધમાં કાંઇ પણ ખોટી આશંકા નહિ રાખવાને ગદાધરે માતાપિતાને સમજાવ્યાં હતાં. આમ છતાં તેમણે કેટલાક દિવસસુધી તેમને શાળામાં જવાની મનાઇ કરી હતી.



# ૩—કુમારાવસ્થા

ગદાધર સાત વર્ષના થયા, એવામાં ચેટરજીકુટુંબના સાદા અને શાંત જીવનમાં એક કરુણ ઘટના બની ગઈ, તેની ગદાધરના મનપર ભારે અસર થઈ. ૧૮૪૩માં ખુદીરામને અપચો અને ઝાડાનો રોગ થઇ આવ્યો અને શરીર સૂકાતું ચાલ્યું. વર્ષાઋતુ બેઠી. ખુદીરામનો ભાણેજ રામચંદ્ર, દરવર્ષે પોતાને વતન સાલમપોરમાં દુર્ગાપૂજાનો ઉત્સવ ભારે ઠાઠથી ઉજવતો હતો. ખુદીરામ એ ઉત્સવમાં ભાગ લેવા વર્ષોવર્ષ જતા હતા. તેઓ પોતાના વડીલ પુત્ર રામકુમારને લઇ સાલમપોર ગયા; પણ પછી થોડાજ દિવસમાં બિમારીએ ગંભીર રૂપ લીધું. રામચંદ્રને ભારે ચિંતા પેઠી. તેણે જોયું કે ખુદીરામની અંતઘડી આવી રહી છે, એટલે તેણે રઘુવીરનું નામ લેવા માંડયું. આ પવિત્ર નામ સાંભળી ખુદીરામને એકાએક ભાન આવ્યું. પોતાને પથારીમાં બેઠા કરવાની તેમણે માગણી કરી અને બેઠા થયા પછી રઘુવીરનું ત્રણ વાર નામ લઇને તેમણે પ્રાણ તજ્યા. ખુદીરામના અવસાનથી રામચંદ્ર અને તેનું કુટુંબ શોકવિહ્‌વલ બન્યું. તેમના મૃતદેહને પાસેના સરિતાઘાટે લઈજઇ અંત્યેષ્ટિ સંસ્કાર કરવામાં આવ્યો.

આ શોકજનક સમાચાર કામારપુકૂર પહોંચતાં ચેટરજીકુટુંબના દુઃખનો પાર ન રહ્યો. હિંદુપત્નીને મન પતિ એ તેનો જીવતો જાગતો પૃથ્વીપરનો દેવ છે અને તેનો દેહોત્સર્ગ એ તેને ભારે આપત્તિરૂપ છે, એટલે ચન્દ્રદેવીને મન હવે જગત મરી ગયું હતું. તેમણે દુનિયાના જે આછા પાતળા વૈભવો પોતાને કર્મે લખાયા હતા તેમાંથી ચિત્ત ઉઠાવી લઇને ધ્યાનભજનમાં મશગૂલ રહેવા લાગ્યાં.

આ પ્રસંગથી રામકુમાર પણ હિંમત હારી ગયો હતો. હવે કુટુંબની બધી જવાબદારી તેનાપર આવી હતી. વિધવા માતાની સંભાળ લેવાની હતી, નાના ભાઇઓને કેળવણી આપવાની હતી અને પોતાના ખાનદાનને શોભે એ રીતે ઘરખટલો ચલાવવાનો

હતો. ખુદીરામના અવસાનથી ગદાધરના મનમાં પણ ભારે પરિવર્તન થયું હતું. પિતાના અને બીજા લોકોના ચારિત્ર્ય વચ્ચે જે દેખીતો ફરક હતો તે પર હવે તેમનું ધ્યાન વિશેષ ખેંચાવા લાગ્યું. તેમનું વિચારશીલ મન હવે વધુ ગંભીર બન્યું. તેઓ પાસેના આંબાવાડીઆમાં કે સ્મશાનભૂમિમાં એકલા જઇને વિચારમાં ને વિચારમાં કલાકોસુધી બેસી રહેતા હતા અને પુરાણ-કથાઓ તરફ તેમજ દેવદેવીઓની માટીની પ્રતિમાઓ બનાવવા તરફ હવે તેમનું ચિત્ત આગળ કરતાં વધારે વળ્યું હતું; છતાં આ બધી બાબતોપર કોઈનું વિશેષ લક્ષ ખેંચાયું ન હતું.

આ ઉપરાંત પોતાની માતાપ્રત્યેની ગદાધરની વર્તણુકમાં પણ ઝાઝો ફેર પડી ગયો હતો. પોતાના સહવાસથી માતા બહુ આશ્વાસન પામે છે, એવું જોઇને તેઓ ઘરકામમાં અને રઘુવીરની સેવામાં તેમને મદદ કરવા માટે દરરોજ કેટલોક વખત ગાળતા હતા. પોતાની બાલિશતાભરી માગણીઓને પહોંચી નહિ વળવાથી માતા દુઃખી થાય એવું ધારીને તેમણે છોકરમત પણ છેક ઓછી કરી હતી. પોતાની માતાનો સંતાપ હળવો થાય, અને તેમના દુઃખી દિવસોમાં આશ્વાસન મળે, એવી રીતે વર્તવાનો હવે તેમણે સંકલ્પ કર્યો હતો.

આપણે જોઇ ગયા છીએ તેમ, કામારપુકૂર ગામ જગન્નાથપુરીને રસ્તે આવ્યું હતું. તે દિવસોમાં રેલમાર્ગ પણ આજના જેટલો વિસ્તૃત નહોતો, એટલે એજ રસ્તેથી ગરીબ યાત્રાળુઓ અને સાધુ-સંતો વગેરે પગપાળા જતા આવતા રહેતા. યાત્રાળુઓના વિશ્રામ-માટે ગામમાં લાહાકુટુંબ તરફની એક ધર્મશાળા પણ હતી; એટલે ત્યાં સાધુઓની સંગતમાં ગદાધરને નવીન પ્રકારનો આનંદ સહેજે મળવા લાગ્યો. તેમને મોઢેથી તેઓ જૂદા જૂદા સંતોની અને તીર્થોની વાતો, તેમજ ભજનો અને પ્રાર્થનાઓ સાંભળી આનંદ પામવા લાગ્યા. રમતા પવિત્ર સાધુઓ રૂઢિગ્રસ્ત જીવનના હિમાયતી હોતા નથી, અને સુખદુઃખની પણ દરકાર ઓછી હોય છે. તેઓનું ચિત્ત બાહ્ય બાબતો કરતાં ઈશ્વર તરફ વધારે હોય છે,અને આછું પાતળું જે અન્ન મળે તેથી સંતોષ પામે છે. સાચા સાધુનાં આ લક્ષણો ગદાધરની ધ્યાન બહાર રહેવા પામ્યાં નહિ. જગતની નશ્વરતા પ્રત્યે તેમની આંખ ધીમે ધીમે ઉઘડતી જતી હતી. સાધુઓનો સંસર્ગ સેવવાથી તેમનામાં આ ભાવ વધારે સતેજ થવા લાગ્યો હતો.

કલાકોના કલાકો તેઓ સાધુસમાગમમાં ગાળવા લાગ્યા. તેઓ તેમનાં ધાર્મિક પ્રવચન સાંભળતા, તેમની પાસેથી ભજનો શીખી લેતા, તેમની પ્રાર્થનામાં શામિલ થતા, કોઈ વાર તેમની સાથે ભોજન પણ લેતા અને તેમને પાણી ભરવામાં તથા ઉઘરાણું કરવામાં મદદ આપતા. સાધુઓનું તેમના પ્રત્યેનું આકર્ષણ અજબ હતું. ચન્દ્રદેવી તેમના આવા વર્તનનો કોઈ રીતે વિરોધ કરતાં નહિ; પણ પોતાનો દીકરો સંતસમાગમ કરે છે તે જોઇ ઉલટો તેમને આનંદ થતો. એક દિવસ ગદાધર શરીરે વિભૂતિ ચોળીને તથા પહેરવાના વસ્ત્રના બે કટકા કરી તેની લંગોટી પહેરીને ઘેર આવ્યા, ત્યારે માતા ચંદ્રદેવી ચમક્યાં હતાં; પણ ગદાધર હસીને બોલ્યા કે "મા! જો, હું સાધુ બન્યો છું." ભેખધારીઓ સાચા સાધુ જેવો ઢોંગ ભજવીને બાળકોને ફોસલાવી ઉપાડી જાય છે એવું સાંભળેલું હોવાથી માતાને ચિંતા થઇ. તેમણે ગદાધરને સાધુઓની સોબત છોડી દેવાનું કહ્યું. માતાને બીક રાખવા જેવું નથી એવી ખાતરી દીકરો કરાવી ન શક્યો, એટલે આખરે પોતે માતાના વચનને તાબે થવાનું પસંદ કર્યું. પછી ગદાધર છેલ્લા પ્રણામ કરવાને સાધુઓ પાસે પહોંચ્યો. સાધુઓ તાજુબ થયા, માતાની ધાસ્તીવિષે સાંભળી દુઃખ પામ્યા, તેમણે ચંદ્રદેવીને ઘેર જઈ તેમના બાળકની સલામતીવિષે ખાતરી આપી.

આ રમતારામ સાધુઓના દર્શનસમાગમથી ગદાધરનું ભાવપ્રધાન મન ધ્યાનભજન તરફ વિશેષ ઝોક ખાવા લાગ્યું હતું; એટલે દક્ષિણેશ્વરના કાલીમંદિરમાં ઉગ્ર તપસાધનાઓ કરવા પહેલાં—કુમારાવસ્થામાંથીજ—બીજાઓ કરતાં તેમનામાં વિશેષતા આવી હતી. નીચલો પ્રસંગ એ વાતની શાખ પૂરે છે.

કામારપુકૂરની પડોશમાં અનુરગામ છે. ત્યાં વિશાલાક્ષીદેવીનું મંદિર હતું. ગામના તેમજ આજુબાજુનાં ગામોના લોકો એ દેવીને બહુ માનતા હતા અને પોતાની મનકામના સિદ્ધ થયે બાધા આખડી છોડવાને દેવીને પારે વારંવાર આવતા હતા. એ દેવી આહિરોની, ન્યાતબહારીઆઓની અને ગરીબોની રક્ષક મનાતી હતી. એક દિવસ સ્ત્રીઓની મંડળી વિશાલાક્ષીનાં પૂજન અર્થે અનુર જતી હતી તેમાં ધર્મદાસ લાહાની પુત્રી પ્રસન્ન પણ શામિલ હતી. પ્રસન્ન બહુ પવિત્ર અને ભક્તિમાન હતી. ગદાધરે પણ એ સ્ત્રીમંડળી સાથે જવાની હઠ લીધી. તેઓ મંડળી સાથે અનુર

જવાને નીકળ્યા. મંડળી માર્ગ કાપતી ગઈ તેમ તેમ ગદાધર દેવીની સ્તુતિનાં ભજનો લલકારી મુસાફરીનો શ્રમ ટાળતા ગયા. તેમને ઓચિંતો ભાવાવેશ થઇ આવ્યો, શરીર અકડાઇ ગયું, હલનચલન બંધ થયું અને આંસુ વહેવા લાગ્યાં. સ્ત્રીઓ હેબતાઇ ગઈ. તેમણે તેમને બૂમો પાડી બોલાવ્યા, છતાં કશો પ્રત્યુત્તર ન મળ્યો. સમાધિની દશાથી તેઓ અજાણી હોવાથી તેમણે ધાર્યું કે તડકાને લીધે તેઓ બેભાન બન્યા હશે. કોઇએ તેમના મોં પર પાણી છાંટયું, બીજીઓએ પંખો ઢાળ્યો; પણ કાંઇજ નહિ. આખરે પ્રસન્ને દેવીની સ્તુતિ કરી. વિશાલાક્ષીનું નામ થોડી વાર બોલાયું હશે, ત્યાં તો ગદાધર જાગ્રત થવાનાં ચિહ્નો જણાવા લાગ્યાં. થોડી વારે જાણે કશુંજ બન્યું નથી, એવી રીતે તેઓ પૂર્ણ સ્વસ્થતામાં આવી ગયા.

આ વખતે ગદાધરની ઉંમર નવ વર્ષની હતી. તેમને યજ્ઞોપવીત આપવાનો સમય આવ્યો હતો. યજ્ઞોપવીત અપાયા પછી બ્રહ્મચારીએ પહેલી ભિક્ષા પોતાના કોઇ સગા પાસેથી કે અન્ય કોઇ સમાન કક્ષાના માણસ પાસેથી માગવી પડે છે, પણ અહીં લુહારસ્ત્રી ધની પોતાને પહેલી ભિક્ષા પીરસવા દેવાની વિનતિ ગદાધરને લાંબા સમય પૂર્વે કરી ચૂકી હતી, અને તેમણે તેનો ઉત્કટ ભાવ જોઇ, એ સંબંધમાં હા પાડી હતી. ધની રાહ જોતી ખડી હતી. સંસ્કાર પૂરો થયો એટલે ગદાધરે પોતે આપેલા વચનવિષે પોતાના ભાઇ રામકુમારને વાત કરી. આની વિરુદ્ધ કુટુંબની મર્યાદાનો ભંગ થાય છે વગેરે કારણો રજુ થયાં, છતાં ગદાધરે વચન પાળવાનો નિશ્ચય ફેરવ્યો નહિ. કુટુંબને નમતું તોળવું પડયું અને ગદાધરે પ્રથમ ભિક્ષા ધનીને હાથે સ્વીકારી.

અત્યાર સુધી ગદાધરમાં રહેલા મહાન ગુણોથી માત્ર ગામડીઆઓજ વાકેફ હતા; છતાં પાછળથી જે મહત્તા તેઓએ પ્રાપ્ત કરી હતી, તે વિષે તો કાંઇપણ ખ્યાલ તેઓમાંના કોઇને નહોતો આવ્યો. ઉપવીતસંસ્કાર પછી તરતમાંજ એવો એક કિસ્સો બન્યો, જેને લીધે તેઓ તેમની સમક્ષ ઉપદેશકરૂપે પ્રથમ વાર જાણમાં આવ્યા. આ વખતે તેમની ઉંમર દશેક વર્ષની હતી. ધર્મદાસ લાહાને ઘેર શ્રાદ્ધમાં કેટલાક વિદ્વાન બ્રાહ્મણોને નોતરવામાં આવ્યા હતા. આવા પ્રસંગોએ સાધારણ રીતે બને છે તેમ, આ વિદ્વાનો કોઈ નજીવા પ્રશ્નવિષે પરસ્પર વાદે વળગ્યા હતા.

તેમની દલીલોનો અંત ન આવતાં તે કલાકો સુધી પહોંચી. આ શબ્દયુદ્ધ દરમિયાન તેમના આવેશભર્યા ચાળા અને મોટા મોટા ઘાંટાથી માણસો ટોળે વળી ગયાં; તેમાં ગદાધર પણ હતા. બીજા છોકરાઓ જ્યારે વાતો કરી પંડિતોના ચાળા પાડી રહ્યા હતા, ત્યારે ગદાધર બધી વાત ચૂપચાપ સાંભળી રહ્યા હતા. આખરે તેમણે એક બ્રાહ્મણના કાનમાં કાંઇક કહ્યું અને એ પ્રશ્નનો ઉત્તર પોતાના કહેવા પ્રમાણે હોઇ શકે કે નહિ, એવું તેને પૂછ્યું. પક્ષકારે જ્યારે એ સાંભળ્યું ત્યારે તેનો ઉત્તર એજ હોઇ શકે એવું સ્વીકારી લઈ, તેણે પોતાની હઠ જતી કરી. જેણે દશ વર્ષ પણ ભાગ્યેજ પૂરાં કર્યાં હશે, એવા બાળકના મુખમાંથી એ ઉત્તર આવેલો જોઇ, પંડિતો પણ તેની બુદ્ધિથી બહુ રાજી થયા.

શ્રીકૃષ્ણ, શ્રીશંકર, શ્રીચૈતન્ય, ક્રાઇસ્ટ અને બીજી મહાન વિભૂતિઓના જીવનમાં પણ આવા પ્રસંગો સામાન્ય રીતે બન્યા છે. એ બધી મહાન વિભૂતિઓમાં નાનપણથીજ અસાધારણ શક્તિઓ પ્રતીત થઈ હતી. એમ કહેવાય છે કે, આઠ વર્ષની ઉંમર પહેલાં શ્રીશંકરાચાર્ય બધાં હિંદુશાસ્ત્રોમાં પારંગત બની ચૂકયા હતા. સોળ વર્ષની ઉંમરે તેમણે વેદાંતપર જે ભાષ્યો રચ્યાં છે, તેને વાંચી જવાને તેમજ પચાવવાને સામાન્ય બુદ્ધિના માણસને તો આખી જીંદગી ગાળવી પડે છે. શ્રીચૈતન્ય બાળપણથીજ અજબ પ્રતિભાસંપન્ન અને ચકોર હતા. ક્રાઇસ્ટના જીવનમાંથી પણ આપણને એને મળતોજ પ્રસંગ જડી આવે છે. તેણે બાર વર્ષની ઉંમરે પોતાની બુદ્ધિમત્તાથી જેરુસલેમના પંડિતોને મ્હાત કર્યા હતા. પોતાનાં માતાપિતાને તેણે જે જવાબો આપ્યા હતા તેથી પણ સમજાય છે કે, તે પોતાની એટલી ઉંમરે પણ શું કરી રહ્યો હતો તેનું તેને પૂરેપૂરૂં ભાન હતું. આ બધાથી એટલું સમજાય છે કે, એ મહાન વ્યક્તિઓના મનના બંધારણમાંજ કોઇ એવી શક્તિ છુપાયલી હોય છે, કે જેને પરિણામે સામાન્ય મનુષ્યોના ખ્યાલમાં પણ ન આવે તેવા જ્ઞાન અને ચાતુરીના ખજાના ખુલી જાય છે.

યજ્ઞોપવીત આપ્યા પછી, ગદાધરને કુટુંબના દેવ રઘુવીરની પૂજા કરવાની છૂટી મળી. આથી તેમને બહુ હર્ષ થયો. પિતાની રઘુવીર પ્રત્યેની ભક્તિથી તેઓ માહિતગાર હતા, એટલે જ્યારે તેઓ રઘુવીરની પૂજા કરવા બેસતા, ત્યારે તેમને પથ્થરની મૂર્તિ-

રૂપે નહિ પણ જગતના કર્તા, ભર્તા અને સંહર્તા—ખુદ ઈશ્વરરૂપે સમજીને તેના ધ્યાનપૂજનના સાધનરૂપે એ મૂર્તિને તેઓ સમજતા હતા. તેમનો જેટલો વખત સેવા અને ધ્યાનમાં જતો તેટલું તેમનું મન ઉંચે ને ઉંચે વિહરતું રહેતું.

શિવરાત્રિની રાતે, ગામમાં સીતાનાથ પીનેને ઘેર નાટ્યપ્રયોગ કરવાની તૈયારીઓ થઇ રહી હતી. એ પ્રયોગદ્વારા શિવના જીવન-માંથી એકાદો પ્રસંગ ભજવવાનો હતો. શિવરાત્રિએ શિવભકતો આખો દિવસ ઉપવાસ રાખે છે, અને બધી રાત સેવાપૂજા કે ધ્યાન-ભજનમાં વીતાવે છે. રાત્રિના ચાર પ્રહરમાં ચાર પૂજાઓનો બંદો-બસ્ત કરવામાં આવે છે. બાળક ગદાધરે પણ આખો દિવસ ઉપવાસ પાળ્યો હતો, અને ભગવાનની પૂજા કરતાં કરતાં રાત્રિજાગરણ કરવાનો સંકલ્પ કર્યો હતો. એક પ્રહર વીતી ગયો, એટલે ગયાવિષ્ણુ અને બીજા મિત્રો તેમની પાસે આવ્યા અને સીતાનાથ પીનેને ઘેર તેમની હાજરીની એકદમ જરૂર છે, એવું કહેવા લાગ્યા. જેણે શિવનો પાઠ ભજવવાનું માથે લીધું હતું તે માણસ એકાએક બિમાર પડી ગયો હતો, એટલે તેનું કામ કરવાને ગદાધરને પસંદ કરવામાં આવ્યા હતા. પૂજા અધુરી મૂકીને પોતે નહિ આવી શકે, એવું કહી ગદાધરે પ્રથમ કંઇક આનાકાની કરી; પણ મિત્રોએ કહ્યું કે શિવનો પાઠ ભજવતાં પણ તેમને શિવનુંજ ચિંતવન સતત કરવાનું હોવાથી એ પણ એક રીતે શિવપૂજાજ થશે; ત્યારે ગદાધરનું મન માન્યું. પછી તેમને વેશ બદલવાની ઓરડીમાં લઇ જવામાં આવ્યા. મિત્રો જ્યારે તેમને શિવનો સ્વાંગ સજાવી રહ્યા હતા, તેમના શરીરપર રાખ ચોળી રહ્યા હતા, જટા ધરાવી રહ્યા હતા, રુદ્રાક્ષમાળા અને બીજાં આભૂષણો પહેરાવી રહ્યા હતા, ત્યારે તેમનું મન પણ જગતભાનથી પર બની જઇ બીજીજ ભૂમિકા-માં વિહરી રહ્યું હતું. તેમને રંગભૂમિ પર જવાનો વખત થયો એટલે તેઓ ધીમી ચાલે ચાલી આવ્યા. મિત્રોએ તેમને પકડી રાખવા પડયા હતા. તેમની મુખમુદ્રા ભવ્ય હતી. જેવા તેઓ પ્રેક્ષકો સન્મુખ આવી ઉભા, કે સાક્ષાત્ શિવના અવતાર જેવા તેઓ લાગ્યા. તેમને જોઇ પ્રેક્ષકો પરમ ઉત્સાહમાં આવી ગયા. દરમિયાન તેઓ શિવમહિમાના ચિંતનમાં પૂરેપૂરા તલ્લીન બની ગયા હતા. ખુદ ભગવાન શિવ જે પરમ શાંતિમાં અને ગંભીર ભાવપ્રદેશમાં વિહરી રહેલા છે, તેજ ભૂમિકામાં તેમનું ચિત્ત વિહરી રહ્યું હતું.

દેવદેવ મહાદેવની વિભૂતિનાં નિરનિરાળાં પાસાં તેમની દૃષ્ટિ સમક્ષ ખુલી રહ્યાં હતાં. શાંત, મધુર, અહંતામમતારહિત અને જગતના હર્ષ શોકથી પર એવા સમાધિસ્થ મહાદેવ તેમને ગંભીર ચિંતવનનના પરમ આદર્શરૂપે પ્રતીત થઈ રહ્યા હતા. શિવના ચિંતનમાં નિમગ્ન રહી તેઓ ત્યાં આગળ આસપાસના કશા પણ ભાન વિના ઉભાજ રહ્યા. નાટ્યપ્રયોગનો વ્યવસ્થાપક ગામના એક બે આધેડ માણસોને લઇ તેમની પાસે આવ્યો, અને જોયું તો તેઓ મહાભાવમાં મગ્ન હતા. તેમની આંખોમાંથી ચોધાર આંસુ વહી ન રહ્યાં હોત, અને તેમની મહાભાવથી ઉભરાતી મુખમુદ્રા દેખાતી ન હોત, તો એ લોકોએ તેમને મૂએલાજ માની લીધા હોત. પ્રેક્ષકોમાં જેઓ પવિત્ર હૃદયના હતા તે બધા ઉપર આ દૃશ્યની ભારે અસર થઇ. આખરે તેમના મિત્રો ગભરાઇ ગયા. તેમણે તેમને ચેતનમાં આણવાના જે પ્રયત્નો કર્યા તે પણ ફોકટ ગયા. પ્રયોગ પડતો મૂકી એની એજ સ્થિતિમાં તેમને ઘેર લઇ જવામાં આવ્યા, જ્યાં બીજી સવારસુધી તેઓ એજ સ્થિતિમાં રહ્યા હતા.

હવે પછી આવી ભાવસમાધિ તેમને વધારે ને વધારે થવા લાગી. ધ્યાન ધરતાં કે ભક્તિપ્રધાન ભજન સાંભળતાં, તેમનું મન બાહ્યપદાર્થોમાંથી નીકળી જઇ લાંબા વખતસુધી સમાધિદશામાં રહેવા લાગ્યું. આ વિષે તેમને પૂછવામાં આવતાં તેઓ કહેતા કે, કોઈ પણ દેવનું ધ્યાન ધરતાં તે દેવનું સત્ય સ્વરૂપ તેમના અંતરમાં ખડું થાય છે, અને તેથી જે ભાવ જાગી ઉઠે છે, તેને લીધે પોતે બાહ્યભાન ભૂલી જાય છે. તેમનાં માતા અને બીજાં સગાંવહાલાં પ્રથમ તો તેમને આવી સમાધિઓ થતી જોઇને ગભરાઇ જતાં હતાં; પણ તેમનું આરોગ્ય જેવું ને તેવું કાયમ રહેતું જોઇને તેમને ધીરેધીરે નિરાંત વળી. આમ જો કે તેઓ વારંવાર મહાભાવમાં આવી જતા હતા, છતાં તેથી તેમની દિનચર્યામાં કશો બાધ આવતો નહિ. ગામના બધા ધાર્મિક ઉત્સવોમાં તેઓ આનંદપૂર્વક ભાગ લેતા અને કોઇ પણ જાતના ભેદભાવ સિવાય બધા દેવોની પૂજામાં તેઓ એકસરખો રસ લેતા હતા.

કામારપુકુરમાં જે થોડા ભાગ્યશાળી આત્માઓ ગદાધરની મહત્તા જોઇ શકયા હતા, તેઓમાં એક શ્રીનિવાસ નામનો અંત્યજ હતો. છીપોની બંગડીઓ બનાવીને તે પોતાના કુટુંબનો નિર્વાહ કરતો હતો. ગુરુદેવ વારંવાર તેની પવિત્રતા અને આધ્યાત્મિકતાની

પ્રશંસા કરતા. તે ગદાધરને ચાહતો હતો, અને તેમના સંસર્ગથી આનંદ પામતો હતો. તે વારંવાર ભાગવત પર તેમની સાથે ગરમાગરમ ચર્ચા કરતો હતો. એક દિવસ તે પૂજા માટે હાર ગુંથી રહ્યો હતો, એવામાં ગદાધર આવી પહોંચ્યા. અંત્યજ જાતનો શ્રીનિવાસ તરતજ બજારમાં જઇ વસ્ત્રમાં ઢાંકીને મિઠાઇ લઇ આવ્યો, અને પછી મેદાનમાં એકાંત સ્થળે કોઈ ઝાડ તળે તે ગદાધરને લઈ ગયો. પોતાને કોઈ જોતું તો નથી એમ આસપાસ નજર ફેરવીને ખાત્રી કર્યા બાદ, તેણે ગદાધરની પૂજા કરી, તેમને હાર પહેરાવ્યો અને નૈવેદ્યમાં મિઠાઇ ધરી. તેની આંખો અશ્રુથી નાહી રહી હતી; તેનો કંઠ રૂંધાઇ ગયો હતો. તે બોલ્યો કે "હું વૃદ્ધ થયો છું, મારી અંતઘડી પાસે આવી છે. આપ આ આપના નાચીજ સેવક પર કૃપાદૃષ્ટિ રાખ્યા કરો, એટલીજ મારી આપને પ્રાર્થના છે."

ગામના બીજા બાળકો સાથે ગદાધરનો સંબંધ કેવો હતો તે વિષે અમે કહી ગયા છીએ. તેઓ દિવસનો મોટો ભાગ આનંદખેલમાં પૂરો કરતા અને શાળામાંથી વારંવાર ગેરહાજર રહેતા. મણિકરાજાએ સાર્વજનિક ઉપયોગમાટે ભેટ કરેલું આંબાવાડિયું તેમનું વિહારસ્થાન થઇ રહ્યું હતું. અહીં તેઓ એક મોટા ઝાડતળે બેસી ઘેરથી આણેલાં ફાંફાંની મિજબાની ઉડાવતા. ગાવામાં કુશળ હોય એવા કેટલાક છોકરાઓને વીણી કાઢી, ગદાધરે એક નાટકમંડળી ઉભી કરી હતી. મહાભારત કે રામાયણના પ્રસંગો લઇ આ નાટક મંડળી પોતાના ખેલો ભજવતી. એ ખેલો શીખાઉ ગામડીઆઓને વારંવાર ભજવતાં ગદાધરે જોયા હતા, એટલે તેમની પ્રબળ ધારણાશક્તિને લીધે એ સર્વ ખેલોને તેઓ સાંગોપાંગ ભજવી બતાવતા હતા. દરેક ખેલાડીએ કયો કયો પાઠ ભજવવાનો છે તેની પસંદગી તેઓ પોતે કરતા, અને મુખ્ય પાત્રનો પાઠ પોતે ભજવતા. શ્રીકૃષ્ણજીવનના જૂદા જૂદા પ્રસંગો ગદાધરને મન નાટકની માનીતી વસ્તુઓરૂપ હોવાથી તે પ્રસંગો પણ તેઓ ખાસ કરીને ભજવી બતાવતા. શ્રીકૃષ્ણનાં અદ્દ્ભુત પરાક્રમોને આલેખતાં ગોપગીતો કે રાધાવિરહનાં પદો જ્યારે તેઓ લલકારતા, ત્યારે પ્રેક્ષકોપર ભજવાતા નાટકની પૂરેપૂરી અસર થયા વિના રહેતી નહિ. આ પ્રસંગે બીજા બાળકો સુબાલ, શ્રીદામ વગેરેના પાઠ ભજવતા. ગૌરવર્ણ, જુલફાંદાર ઉડતા વાળ, ગળે હાર, અને હોઠપર વાંસળીથી વિભૂષિત ગદાધર શ્રીકૃષ્ણનો વેશ લેતા કે

કૃષ્ણવિરહથી ટળવળતી રાધિકાનો પાઠ ભજવતા. આ પ્રસંગો સાથે ઓતપ્રોત ગુંથાયલા મહાભાવોમાં આવી ગદાધર વારંવાર ભાવ-સમાધિમાં પડી જતા. કોઈ કોઇ વાર બાળકો ટોળે મળી સંકીર્તન કરતા અને તે તે સ્થળ ગજાવી મૂકતા. આ બધી વાતની શાળાના શિક્ષકને તરતજ ખબર પડી ગઇ હતી. છોકરાઓ ગાવા અને મોજમજા ઉડાવવા ખાતર શાળામાંથી ગેરહાજર રહે છે, એવું તે જાણી ગયો હતો. એક દિવસ તેણે બધા છોકરાઓને બોલાવી તેમનો આગેવાન કોણ છે એવો સવાલ કર્યો. બધાએ ગદાધરને બતાવ્યો, એટલે પોતાના મિત્રો સાથે જે જે વાત તેણે આંબા-વાડિયામાં કરી હતી તે તે બધીજ પોતાની સમક્ષ ગણાવી જવાની શિક્ષકે તેને આજ્ઞા કરી. ગદાધરે તરતજ હિંમત-પૂર્વક એક ભજન ગાયું, જે સાંભળી શિક્ષક ખુશ ખુશ થઇ ગયો, અને છોકરાઓને સજા કરવાનો વિચાર માંડી વાળ્યો. આ બાળકોમાં ગદાધરનો સૌથી પરમ મિત્ર ગયાવિષ્ણુ હતો. ગામની સ્ત્રીઓ પોતાને જે મેવામિઠાઇ આપતી હતી તેમાંથી તેઓ ગયા-વિષ્ણુને હમેશાં કાંઇ ને કાંઇ આપ્યા વિના રહેતા નહિ.

ગદાધર મોટા થયા તેમ તેમનો શાળાના શિક્ષણપ્રત્યેનો તિરસ્કાર વધતો ગયો. આમ છતાં રામાયણ, મહાભારત, પુરાણો અને અન્ય ધર્મગ્રંથોપરનો તેમનો પ્રેમ જેવો ને તેવો કાયમ રહ્યો હતો. પોતાના હૃદયમાં છુપાયલા આધ્યાત્મિક તન્મનાટને જોઇતી સામગ્રી એ પુસ્તકોમાંથી તેમને મળી રહેતી હતી. કોઇ કોઇ વાર તેઓ ધ્રુવ, પ્રહ્‌લાદ વગેરે ભક્તોનાં ચરિત્રો ગામડીઆઓને મોટેથી વાંચી સંભળાવતા હતા. જેમ જેમ આ દિશામાં તેમનું ધ્યાન વળતું ગયું, તેમ તેમ શાળાના અભ્યાસપર તેમને ઉપરામ-વૃત્તિ થતી ગઇ. તેમને સમાધિ આવતી હતી એટલે તેમણે ઝાઝો પરિશ્રમ લેવો ઉચિત નથી એવું ધારીને, તેમના મોટા ભાઇએ તેઓ જે કરે તે કરવા દેવા જેટલી સ્વતંત્રતા પણ તેમને આપી હતી.

દરમિયાન ચેટરજીકુટુંબના એકધારા જીવનવૃત્તમાં જૂદા જૂદા પ્રસંગો બની ગયા હતા. એ પૈકી એક ગંભીર પ્રસંગને પરિણામે ગદાધરના ભાવી જીવનપર ભારે અસર થવા પામી હતી. રામેશ્વર અને સર્વમંગલાને પરણાવી દીધાં હતાં, અને તેઓ પડોશ-ના ગામમાં રહેતાં હતાં. રામકુમારની પત્ની માતા થવાની અણી-પર હતી, પણ તેથી પ્રસન્નતાને બદલે આગંતુક ભયની નિરાશા

કુટુંબપર છવાઈ હતી. એ બાઇના વર્તનમાં પણ વિચિત્રતા લાગતી હતી. રઘુવીરની પૂજા થયા સિવાય અન્નને અડકાય નહિ, એવા કુટુંબના પરંપરાગત રવૈયાનો પણ તેણે ભંગ કર્યો હતો. આ સંબંધમાં તેને તેના પતિ કે સાસુ તરફથી ઠપકો આપવામાં આવતાં તે ઉલટી સામી ચીડવાતી હતી. ૧૮૪૯ માં તેણે પુત્રને જન્મ આપ્યો, જેનું નામ અક્ષય પાડવામાં આવ્યું, અને તે પછી તે તરત ગુજરી ગઈ. આ પ્રસંગ પછી કુટુંબની આર્થિક સ્થિતિ પણ ખેંચાતી ચાલી. સ્મૃતિ વગેરેમાં પારંગત છતાં રામેશ્વર પોતાનું માંડમાંડ પૂરૂં થાય તેટલું પણ ભાગ્યે કમાતો. રામકુમારની આવક પણ એકાએક ઘટી ગઇ હતી. પોતાની અવસ્થાને લીધે, તે વધારવા ખાતર કોઇ બીજો માર્ગ લેવા જેટલી શક્તિ પણ તેનામાં નહોતી રહી. ત્રીસ વર્ષ સુધી જીવનના સાથીરૂપ બનેલી પોતાની વહાલી પત્નીના અવસાનના કારી ઘામાંથી તે માંડમાંડ બેઠો થવા પામ્યો હતો, તેવામાંજ તેને આર્થિક પ્રશ્ને ગુંગળાવી મૂકયો. દેવું વધી ગયું હતું, અને તેને પતાવવાનો કોઇ માર્ગ રહ્યો નહોતો. એટલે જ્યાં પોતાના ગુણોની વધારે સારી કદર થાય એવે કોઇ સ્થળે જવાનો તેણે નિશ્ચય કર્યો. મિત્રોની સલાહથી કલકત્તે જવું અને શહેરના મધ્ય લત્તામાં સંસ્કૃત શાળા ખોલવી એવો તેણે નિશ્ચય કર્યો.

કુટુંબના નિર્વાહનો બોજો હવે રામેશ્વરને માથે પડયો. યુવાન અને બીનઅનુભવી છતાં, આ બોજો યથાશક્તિ વહેવાનો તેણે પ્રયત્ન કર્યો હતો. તેને પોતાની વૃદ્ધ માતાની, નાના ભાઇની, રામકુમારના નમાયા બાળકની અને જાતની સંભાળ લેવાની હતી. ગદાધરને અભ્યાસ પર કંટાળો આવતો હતો, એટલે તેના ભવિષ્ય વિષે પણ તેને ચિંતા રહેતી; છતાં દરેક બાબતમાં પ્રભુપર વિશ્વાસ રાખીને દૈવેચ્છાને અધીન વર્તવાની ખુદીરામની ઉત્તમ ટેવ તેને પણ વારસામાં મળી હતી, એટલે કવચિત્ કવચિત નિરાશા એ ઘેરી લેવા છતાં બીજીજ ક્ષણે, લાહા કુટુંબની ધર્મશાળામાં પડાવ કરનારા યાત્રાળુઓ અને સાધુસંતોનો સમાગમ કરીને તે બધી ઉપાધિને ખંખેરી નાખતો. તે સમજતો કે "ઇશ્વર પોતાની દુનિયાને હથોડાવતી ખૂબ ટીપ ટીપ કરે છે, કણક પેઠે ખૂબ ખુંદે છે ને કચરે છે, તેને વારંવાર રુધિરસ્નાન કરાવે છે અને પછી તેને નરકવાસની લાલચોળ ભઠ્ઠીમાં નાખે છે." કારણ કે મનુષ્યસ્વભાવ "ખૂબ કઠણ, હલકી અને કાચી ધાતુ જેવો છે; એટલે એમ કર્યા

સિવાય તે રસરૂપ બનતો નથી અને તેના ઘાટ ઘડાતા નથી." આમ વિચારીને ગમે તે રસ્તે કુટુંબના નિર્વાહનું ગાડું ગબડાવ્યે જતો.

રામકુમારની પત્નીના મૃત્યુથી ચંદ્રદેવી કફોડી સ્થિતિમાં મૂકાયાં હતાં. પુત્રવધૂ જ્યારે ઘરકામ ઉપાડી લેતી હતી, ત્યારે ચંદ્રદેવીને માથે કુટુંબનો ભાર નજીવો હોવાથી તે પોતાનો ઘણો ખરો વખત પ્રાર્થનામાં ગાળી શકતાં હતાં. હવે અઠ્ઠાવન વર્ષની ઉંમરે તેમને ફરી પાછા ઝાલા ઝીલવાના થયા. અક્ષયની સંભાળ લેવા ઉપરાંત રાંધવામાં, રઘુવીરની સેવા અને બીજા ઘરકામમાં તેમને સાથ દેવો પડતો હતો. વૃદ્ધ શરીર અને કમજોર છતાં, માળા કોરે મૂકી કુટુંબસેવામાં હિંમતપૂર્વક ઝંપલાવ્યા સિવાય તેમને બીજો માર્ગ નહોતો.





# ૪–યુવાનીને ઉંબરે

ચેટરજી કુટુંબમાં થયેલા આ પરિવર્તનની ગદાધરના ભાવ-પ્રધાન મનપર પ્રબળ છાપ પડી હતી. ભાભીના અવસાનથી અને કુટુંબની દુર્બળ થતી જતી સ્થિતિથી તેમને જગતસુખની ક્ષણિકતાની પાકી ખાતરી થઈ હતી. એટલી નાની ઉંમરે પણ તેઓ જગતથી કંટાળ્યા હતા. શાળાના ભણતર પ્રત્યે તેમનો અણગમો વધ્યો હતો. પૈસા રળવામાં કે કીર્તિ ખાટવામાં મદદગાર થાય તે સારૂજ લોકો લૌકિક વિદ્યા પાછળ મરી મથે છે; પણ એમાંનું કશુંજ અચળ નથી, એવી પાકી પ્રતીતિ તેમને થઇ જવાથી તેમણે પોતાનું જીવન ઈશ્વરના ધ્યાનભજન અને સેવાપૂજામાં ગાળવાનો નિશ્ચય કર્યો. જો કે વૃદ્ધ માતાને ઘરધંધામાં મદદ કરતા રહીને તેઓ હજી પણ પોતાનું દરરોજનું કામકાજ કર્યે જતા હતા, છતાં તેમનો ઘણો વખત રઘુવીરની સેવામાં અને ધર્મગ્રંથો વાંચવામાં જતો.

આપણે જોઇ ગયા છીએ કે, પડોશની સ્ત્રીઓ ગદાધરના વહાલસોયા સ્વભાવને લીધે તેમના તરફ બહુ સદ્ભાવ રાખતી હતી. રામકુમાર કલકત્તે ગયો હતો, એટલે ગદાધરને પણ કામ-કાજને અંગે ઝાઝો વખત ઘરમાં રહેવું પડતું હતું, એટલે પેલી સ્ત્રીઓને તેમની સંગતિનો લાભ લેવાની વિશેષ અનુકૂળતા મળી હતી. દિવસના કામથી પરવારી તેઓ ચંદ્રાના ઘરમાં ટોળે મળતી, અને ગદાધર કંઇક ગાશે કે કંઇક પવિત્ર વિચાર સંભળાવશે એવી આશાએ તેઓ તેમને ઘેરી લેતી. તેમનો આગ્રહ એટલો વધી પડયો હતો કે તેમને કંઈક સંભળાવવું એ ગદાધરને એક નિત્યક્રમ જેવું થઈ પડયું હતું. તે દિવસમાં કામારપુકૂરમાં ઘણા વૈષ્ણવો અને બાઉલો* રહેતા હતા. ગદાધરે તેમનાં ભક્તિભાવનાં ભજનો શીખી લીધાં હતાં, એટલે પોતાની માતાના મુલાકાતીઓને

* વૈષ્ણવોનો એક સંપ્રદાય.

તેઓ એ ભજનો ગાઇ સંભળાવતા હતા; તેમજ જૂદાં જૂદાં પાત્રોનો વેષ કાઢીને ગ્રામીણ ખેલો પણ ભજવી બતાવતા હતા. અવાજની–ખાસ કરીને સ્ત્રીઓના અવાજની–નકલ તેઓ સારી રીતે કરી શકતા હતા. પોતે વિનોદી પણ ભારે હતા. જ્યારે જ્યારે તેમને પોતાની માતા કે તેમની સખીઓ દિલગીર જણાતી, ત્યારે તેઓ ટોળ કરીને તેમને હસાવતા હતા. આ ચકોર અને બુદ્ધિશાળી બાળકની હાજરીમાં શોક તો ટકીજ શકતો નહિ.

સ્ત્રીઓ સાથેના આવા સંસર્ગને પરિણામે એકમેકનો ગાઢ પરિચય વધ્યો હતો. ગદાધરના જન્મને લગતા અસાધારણ સંજોગોની સ્ત્રીઓને માહિતી હતી. વળી તેમનું મનોબળ, સાદાઇ, સત્યપ્રિયતા, સરળતા, પવિત્રતા અને ઇશ્વિરાસ્થાએ તેમનાં મન હરી લીધાં હતાં. એટલે તેઓ પેટ ખોલીને પોતાની છાની વાત પણ તેમને કહી દેતી. વૈષ્ણવ ગીતો અને ગ્રામીણ નાટ્યપ્રયોગોના અભ્યાસને લીધે ગદાધરનો સ્વભાવ પણ આ અરસામાં સ્ત્રીમય બની ગયો હતો.

ઇશ્વિરદર્શનની ઉત્સુકતામાં તેઓ અવારનવાર વૃંદાવનની ગોપીનો સ્વાંગ લેતા, અને પોતાની જાતને ભૂલી જતા.

આ પ્રમાણે સ્ત્રીપાત્રનો વેશ પોતાને લેવાનો હોય ત્યારે તેઓ સ્ત્રીનાં કપડાં પહેરતા, અને સ્ત્રીના જેવાજ હાવભાવ કરતા. તેઓ રમુજ ખાતર મટુકી લઇ હલદરપુકૂર કન્યાના વેશે ઘણી વાર જતા, અને પોતાના જન્મથીજ પરિચિત લોકોની વચ્ચે ચાલવા છતાં, તેમને કોઇ ભાગ્યેજ ઓળખી શકતું. સીતારામ પીનેનું ઘર કામારપુકૂરમાં ખુદીરામના ઘરની લગોલગ હતું. સીતારામને પોતાના લગ્ન પછી, સાત દીકરા અને આઠ દીકરીઓનો પરિવાર થયો હતો. એના આખા કુટુંબની ચંદ્રા સાથે બેઠક ઉઠક હતી. ગદાધર એને ઘેર જઇ કલાકો સુધી પુરાણોમાંથી વાર્તાપ્રસંગો વાંચી સંભળાવતા હતા. એ ઘેર ગામનાં અનેક સ્ત્રીઓ બેસવા આવતી અને એ રીતે તેમને પણ ગદાધરની વાતો સાંભળવાની અને વિનોદો ચાખવાની તક મળતી હતી.

સીતાનાથનો પડોશી દુર્ગાદાસ પીને કરીને હતો. એ દુર્ગાદાસ પરદા રિવાજનો ચુસ્ત હિમાયતી હતો. કોઇ પણ પરપુરુષે પોતાના અંતર્ગૃહમાં કદી પણ પગ સરખો મૂકયો નથી, એવું જાહેર કરવામાં તે અભિમાન લેતો હતો. એક દિવસ ગદાધર તેને એવાં અભિમાની

વચન બોલતાં સાંભળી ગયા, એટલે તેમણે કહ્યું કે, માત્ર સદ્‌વિદ્યા અને ઈશ્વરભક્તિથીજ સ્ત્રીઓના શીલની રક્ષા થઇ શકે છે, તેમને પરદામાં પૂરી રાખવાથી નહિ. તેમણે ઉમેર્યું કે "જોવું હોય તો હું તમારા અંતર્ગૃહમાં પણ જઇ આવું." દુર્ગાદાસે આહ્‌વાન કર્યું. "ઠીક, જોઇશ" એમ કહી હસતે મોઢે ગદાધર ત્યાંથી ચાલી ગયા.

એક સાંજે દુર્ગાદાસ પોતાના કેટલાક મિત્રો સાથે વાત કરી રહ્યો હતો, એવામાં એક ચીંથરેહાલ સ્ત્રી, પોતાનું મોં બુરખામાં છુપાવી આવી અને તેના આગળ ઉભી રહી. તેના હાથમાં છાબડી હતી. પોતે પાડોશના કોઈ ગામની વણકર સ્ત્રી છે, અને સૂતર વેચવાને બજારમાં આવી છે, એવું તેણે પોતાની ઓળખાણ આપતાં કહ્યું. પોતાને પાછળ મૂકી જોડેની બીજી સ્ત્રીઓ આગળ નીકળી ગઇ હતી, એટલે મોડી રાતે એકલી પોતાને ગામ જઈ શકે તેમ નથી એવું જણાવી તેણે દુર્ગાદાસને રાતની રાત રહેવા દેવા માટે વિનતિ કરી. દુર્ગાદાસે બાઇને કેટલાક સવાલો પૂછયા પછી કહ્યું કે "બહુ સારૂં, અંદર જઇને સ્ત્રીવર્ગને કહો." બાઇએ તેનો આભાર માન્યો અને તે અંદર ગઇ. સ્ત્રીઓએ તેને યુવાન અને સરળ સ્વભાવની ધારીને રાતવાસો રહેવાને રજા આપી, અને તેને કંઇક નાસ્તા જેવું પણ આપ્યું. બાઇ નજીકમાં બેસી ગઇ, અને નાસ્તો લેતી વખતે ઘરમાંનો દરેકે દરેક ઓરડો ટીકી ટીકીને જોતી રહી અને સાથે સાથે વાતમાં ટાપશી પણ પૂરતી રહી. આ રીતે ત્રણેક કલાક વીતી ગયા. દરમિયાન ચંદ્રાનો ગદાધર ઘેર આવ્યો નહોતો. થોડાક કલાક રાહ જોવા છતાં તે નજ આવ્યો, એટલે ચંદ્રા તલપાપડ થઇ ગયાં, અને તેમણે રામેશ્વરને તેને ખોળી લાવવાને મોકલ્યો. રામેશ્વર પ્રથમ સીતાનાથને ઘેર ગયો, કેમકે ગદાધર ઘણો વખત ત્યાંજ બેસતા હતા. પણ ગદાધર ત્યાં નહોતા, એટલે રસ્તે બૂમો પાડતા રહી રામેશ્વરે બીજે ઠેકાણે પણ તેમની તપાસ કરવા માંડી. દુર્ગાદાસનું ઘર વટાવતાં અંતર્ગૃહમાંથી જવાબ આવ્યો કે "ભાઇ! આવું છું." સ્ત્રીઓએ જોયું કે, અપરિચિત જેવી લાગતી આ બાઇ તે છુપે વેશે ગદાધર સિવાય બીજું કોઇ નહોતું. દુર્ગાદાસ ખીસિયાણો પડી ગયો. તેને પ્રથમ તો લાગી આવ્યું, પણ પાછળથી તેણે એ પ્રસંગમાંથી વિનોદ લીધો અને ગદાધરને શાબાશી આપી. આ રીતે પરદો તૂટયો, એટલે દુર્ગાદાસના કુટુંબના સ્ત્રીવર્ગે પણ સીતાનાથ પીનેને ઘેર, ગદાધર હોય ત્યારે આવવાની

શરૂઆત કરી હતી. વળી ભાવાત્મક ભજનો ગવાતાં જ્યારે તેઓ સમાધિમાં આવી જતા, ત્યારે તેમના શરીરમાં કૃષ્ણ કે ગૌરાંગનો આવિર્ભાવ થાય છે એવું ધારીને એ સ્ત્રીવર્ગ તેમની ચાકરી પણ કરતો હતો. પાછળથી એ સ્ત્રીઓએ તેમને સોનેરી વાંસળી તથા પુરુષ અને સ્ત્રીના પોશાકની ભેટ આપી હતી. પીનેકુટુંબની સ્ત્રીઓને જીવનભર તેમની સ્મૃતિ કાયમ રહી હતી. ૧૮૯૩ માં જ્યારે શ્રીરામકૃષ્ણમઠના કેટલાક સાધુઓ કામારપુકૂર ગયા હતા, ત્યારે રુકિમણી નામે સીતાનાથની એક દીકરી હયાત હતી. તેની ઉંમર સાઠેક વર્ષની હતી. તેણે ગદાધર સાથે પોતાના કુટુંબના નાતા વિષેનું જે બ્યાન આપ્યું હતું તે આ પ્રમાણે છેઃ–" સહેજ ઉત્તરે પેલું અમારૂં ઘર, જેમાં અમે રહેતાં હતાં, તે હાલ ખંડિયેર જેવું બની ગયું છે, અને અમારા કુટુંબના માણસો પણ ઘણા ઓછા હવે રહ્યા છે. હું તેવખતે સત્તર કે અઢાર વર્ષની હોઇશ. અમારૂં કુટુંબ સુખી હાલતમાં હતું. સીતાનાથ પીને તે મારા બાપ થાય. અમે બહેનો અને કાકાકાકાની દીકરીઓ મળી આશરે સત્તર કે અઢાર જણ હતાં. બધાંજ લગભગ સરખી ઉંમરનાં હતાં. નાનપણથીજ ગદાધર અમારી સાથે ખેલતા, એટલે અમે તેમના નિકટ પરિચયમાં આવેલાં. અમારા પરણ્યા પછી અને નાહતાં ધોતાં થયા પછી પણ ગદાધર અમારે ઘેર આવતા હતા, અને તેઓ ઉંમરે પહોંચ્યા છતાં પણ અમારા ઘરમાં બધે તેમને હરવા ફરવાની છૂટ હતી. મારા પિતાને એ બહુ વહાલા હતા. તેઓ તેમને પોતાના ઇષ્ટરૂપે પૂજતા. મારા પિતાને કેટલાક પડોશીઓએ ચેતાવેલા ખરા કે, 'તમારે ત્યાં આટલા બધા સાપના ભારા છે, અને ગદાધર કંઇ નાનો નથી, તો પછી તમે કેમ તેને તમારા કુટુંબમાં વારે ઘડીએ આવવા દેતા હશો ?' મારા બાપે જવાબ આપેલો કે, 'તમારે તેની શી ચિંતા ? ગદાધરને હું સારી રીતે ઓળખું છું. તેના વિષે બૂરો ખ્યાલ પણ લાવવો એ મારે માટે અશકય છે.' ગદાધર અમને પુરાણની વાતો કહેતા, અને ઘરધંધો કરતાં કરતાં તે અમે સાંભળતાં. તેમની સંગતમાં અમને જે આનંદ આવતો તેનું વર્ણન હું કેમ કરીને આપું ? કોઇ દિવસ તેમનાથી ન અવાય, તો અમને ભારે અજંપો થતો, અને એવો વિચાર આવતો કે તેઓ માંદા પડયા હશે. આથી અમારામાંની એકાદ જણી કંઇક બહાનું કાઢી ચંદ્રદેવી પાસે જતી, અને તે શી ખબર

લાવે છે તેની બીજી બાઈઓ રાહ જોતી. તેમનો શબ્દે શબ્દ અમારા કાનમાં અમૃત સિંચતો. તેઓ અમને મળે નહિ, તે દિવસ અમે તેમની વાતો કરીને પૂરો કરતાં."

આમ તેઓ ગામના સ્ત્રીવર્ગ પર સ્થાયી અસર જમાવી શકયા હતા; એટલુંજ નહિ, પણ પોતાના મળતાવડા સ્વભાવ અને સર્વ-ગ્રાહી બુદ્ધિમત્તાના પરિણામે તેઓ પુરુષવર્ગ પર પણ તેવીજ અસર પાડી શકયા હતા. અવારનવાર સાંજના વખતમાં તેઓ જ્યારે કીર્તન માટે મળતા કે ભાગવત અથવા એવો બીજો ધર્મગ્રંથ વાંચવા ટોળે થતા, ત્યારે તેઓ તેમનામાં ભળી જતા હતા. ગામમાં આવાં કેન્દ્રસ્થળો પણ બહુ હતાં. ગામમાં તેમના જેવી છટાથી કોઇ વાંચી શકતું નહોતું, તેમ સરળ રીતે અર્થપ્રતિપાદન પણ કોઇ નહોતું કરી શકતું. તેમના ઉત્કટ ભાવ, વારંવાર આવતી ભાવસમાધિ, મધુર કંઠ અને લાવણ્યયુક્ત નૃત્યને લીધે ગામડીઆઓના અંતર-માં આનંદના ફુવારા ઊડી રહેતા. તેમનાં વિનોદ અને ઠઠોલીથી સર્વે રાજી રાજી થતાં હતાં.

ગદાધર ઉધમાતિયા, ચંચળ અને વિનોદી હોવાથી ગામલોકો તેમની અદ્‌ભુત પ્રતિભા અને ઊંડી સમજ નહોતા જોઇ શકયા એમ નહિ. તેઓ વારંવાર પોતાની ચતુરાઇથી તેમને છક કરી દેતા હતા. દરેક ચીજને જૂદાજ દૃષ્ટિકોણથી જોવાની તેમને વિલક્ષણ ટેવ હતી, અને ગામનો ડાહ્યામાં ડાહ્યો માણસ જે સવાલનો ઉકેલ કરતાં ગુંચાતો તેનો તોડ તેઓ તરતજ પાડી આપતા હતા. પોતાના વિચારમાં જે વાત આવતી તે તેઓ બેધડક કહી નાખતા હતા, અને રખે પોતે ઉઘાડા પડી જાય, એવી દેહશતથી દંભી માણસો તેમના-થી ભડકીને ભાગતા હતા. ગામલોકોમાંના ઘણા થોડાજ ધન્ય પુરુષો તેમની સુપ્ત આધ્યાત્મિક શક્તિઓને પિછાની શકયા હતા. તેઓ તેમના મહાન ભાવીની આગાહી પણ ભાખતા હતા. આમ છતાં એ શક્તિઓ કયી દિશાએ વળશે તેનું તેમને ભાન નહોતું. આના દૃષ્ટાંતરૂપે શ્રીનિવાસનો પ્રસંગ આપણે જોઇ ગયા છીએ.

પોતાના જીવનમાં કોઇ પણ કાર્ય કરવા જેવું હોય તો તે ઇશ્વરદર્શન છે, એ વાત તો તેમને હૈયે આ અરસામાં પણ વસી ગઇ હતી. ત્યાગીજીવન તરફ તેમને જબરો પક્ષપાત હતો. પોતાનાં માતા અને ભાઇઓની કફોડી સ્થિતિનો વિચાર તેમની ઇચ્છા આડે આવ્યો ન હોત, તો પ્રભુના નામપર બીજું સર્વ તજી દઇને તેમણે

ભિક્ષાપાત્ર પણ ખુશીથી પકડી લીધું હોત. પરસ્પર વિરોધી સંયોગો-ને લીધે તેઓ કશા નિશ્ચય પર આવી શકયા નહિ; અને વખત આવ્યે રઘુવીર પોતેજ માર્ગ સૂઝાડશે, એવી શ્રદ્ધાથી કેવળ રઘુ-વીરનીજ ઈચ્છા પ્રમાણે વર્તવા લાગ્યા.

શાળા પ્રત્યે તેમનો અણગમો દિન પર દિન વધતો જતો હતો, અને પોતાના મિત્રો–ખાસ કરીને ગયાવિષ્ણુ–જો એ શાળામાં હોત નહિ, તો તેમણે તેને તિલાંજલિ પણ આપી દીધી હોત; એક વાર એકાએક એવો પ્રસંગ ઉભો થયો કે જેને લીધે કોઇને કડવું મનવ્યા સિવાયજ તેમના શાળાજીવનનો અંત આવી ગયો. ગામમાં કેટલાક શીખાઉ લોકોએ નાટક કંપની કાઢી હતી, અને તેમાં જોડાઈ મુખ્ય પાત્રોનો પાઠ ભજવવાની તેમણે ગદાધરને વિનતિ કરી હતી. શાળા અને જૂદા જૂદા નાટયપ્રયોગોનો અભ્યાસ–એ બંનેને સામટાં સંભાળવાનો તેમને વખત નહોતો, એટલે પોતાને ગમતી વાત તેમણે પકડી લીધી, અને એ રીતે મોકળા મનથી તેમણે શાળાને રજા આપી દીધી. નાટકની તાલીમ આપવાને મણિકરાજાનું આંબા-વાડિયું પસંદ કરવામાં આવ્યું હતું. ગદાધર મુખ્ય પાત્રોનો પાઠ ભજવતા હતા, તે ઉપરાંત બીજા બાળકોને તાલીમ આપવા-ની જુમ્મેદારી પણ તેમણેજ ઉપાડી લીધી હતી. શ્રીરામ અને શ્રીકૃષ્ણના જીવનમાંથી પ્રસંગો લઇ એ નાટયપ્રયોગો ભજવાતા હતા. શરૂઆતથીજ આ સાહસમાં યશ મળ્યો હતો. ગદાધરે ભારે કમાલ કરી બતાવી હતી, અને કહેવાય છે કે નાટયપ્રયોગો દર-મિયાન તેમને વારંવાર ભાવસમાધિ થતી હતી.

ખાસ શિક્ષણ નહિ મળ્યા છતાં આ અરસામાં, ગદાધરે ચિત્ર-કામ અને માટીકામમાં ભારે કૌશલ્ય બતાવ્યું હતું. તેમની અદ્-ભુત એકાગ્રતા અને સહજસુલભ કલ્પનાથી તેઓ સારી પેઠે તેમાં ફાવ્યા હતા. કોઇ પણ પ્રતિમાના આંખ જેવા નાજુક અંગ ઉપાંગ-માં રહેલી ખામીઓ બતાવી આપી, તેઓ ધંધાદારી ચિત્રકારો કે શિલ્પીને છક કરી દેતા હતા, અને એ ખામીઓ કેવી રીતે દૂર થાય તેનો માર્ગ પણ સૂચવતા હતા. આનંદની મસ્તીમાં તેમને જૂદાં જૂદાં દિવ્ય દશ્યો દેખાતાં એટલે એ દશ્યોનો તેમની કળા-વિધાયક શક્તિ સાથે મેળ પડતાં, તેમની વિવેચક શક્તિ વધી ગઈ હતી, અને આ રીતે તેઓ અપૂર્વ સૌંદર્યવાળી આકૃતિઓ ઘડવા-માં સિદ્ધહસ્ત ઠરી ચૂકયા હતા.

ગદાધર હવે સત્તર વર્ષના થયા હતા. રામકુમારને લાગતું હતું કે, કલકત્તામાં તેનાથી એકલે હાથે પોતાનું કામ નિઠાડી શકે તેમ નથી. શાળામાં અભ્યાસ કરાવવા ઉપરાંત, કેટલાંક કુટુંબોમાં પૂજા માટે પણ તેને જવું પડતું હતું. આથી તેનું કામ એટલું વધી ગયું હતું કે તેને એક મદદનીશ રાખવાની જરૂર જણાઇ હતી. એક વાર તેનું કામારપુકૂરમાં આવવું થયું. ગદાધરની શાળા પ્રત્યેની બેપરવાઇ જોઇ તે સંબંધે તેણે ટીકા કરી હતી. જ્યારે તેણે જાણ્યું કે, ગદાધરે શાળાને નમસ્કારજ કર્યા છે, અને મિત્રોની સાથે તે ગામમાં ખેલ્યા કરે છે, એટલે તે ઘરકામમાં ટેકો કરતો રહેશે ને તેના અભ્યાસપર પોતે દેખરેખ રાખશે, એ હેતુથી માતા અને રામેશ્વર સાથે વાટાઘાટ કરી, ગદાધરને તેણે કલકત્તે લઇ જવાનો મનસૂબો કર્યો. ગદાધરે તરતજ હા પાડી, અને મંગળ મુહૂર્તે રઘુવીરની અને માતાની આશિષ લઇ તેઓ કલકત્તે આવવાને ઉપડયા.





# ૫–ભાખરીનું ભણતર

ગદાધર હવે રામકુમારને તેના નિત્યકામમાં મદદ કરવા લાગ્યા. રામકુમાર શાળામાં જ્યોતિષ અને હિંદુશાસ્ત્ર ભણાવતા હતા. શાળામાંથી ઝાઝી કમાણી નહોતી થતી; એટલે થોડો વખત મળે તેમાં કુટુંબોમાં પૂજારીનું કામ બજાવીને જે કમાણી થતી તે જતી કરાય એમ નહોતું. ગદાધર કલકત્તે આવ્યા એટલે પૂજારીની ફરજ તેમને સોંપાઇ, જે તેમણે ખુશીથી સ્વીકારી. ટુંક સમયમાં જે જે કુટુંબોમાં તેઓ ફર્યા હતા, તે બધાનું દિલ તેમણે જીતી લીધું હતું. એ કુટુંબોના વડીલોને, તેમાંયે ખાસ સ્ત્રીઓને તેમનામાં અને તેમના પહેલાંના પૂજારીઓની રીતભાતમાં આસ્માન-જમીન જેટલો ફરક લાગતો હતો. જેમ તેમ કરી પૂજાકાર્ય આટોપવાને બદલે તેઓ તે ચીવટથી અને ભક્તિભાવથી કરતા હતા. તેમની સાથે સંસર્ગમાં આવનાર બધાના મનપર તેમની પ્રમાણિકતા, ન્યાયપરાયણતા, ભક્તિ અને હૃદયની નિર્મળતાની છાપ પડવા લાગી. એ કટુંબોમાં તેઓ કલાકોના કલાકો સુધી બેસતા, માગણી થતાં પોતાની પસંદગીનાં ભજનો સંભળાવતા અને ફેરોફાંટો ખાવા જેવી બહારની સેવાઓ પણ બજાવતા. તેમની સાદાઇ અને પ્રમાણિકતાને લીધે કુટુંબનાં માણસો સાથે છૂટથી હળવા મળવામાં તેમને બાધ આવતો નહિ. અહીં પણ તેમણે આબરૂદાર કુટુંબના મિત્રો અને પ્રશંસકોનું મંડળ જમાવ્યું હતું. એ મંડળમાં સદ્‌ગત રાજા દિગંબર મિત્ર જેવા પુરુષો હતા. આવા સંજોગોમાં અભ્યાસ માટે તેમને ઝાઝો વખત રહેતો નહિ. રામકુમાર જોતો કે, તેમને કલકત્તે લાવવાનો એક હેતુ આ રીતે માર્યો જાય છે. તેણે થોડા માસ સુધી તો મરજી પ્રમાણે વર્તવા દીધા. તેમના જુના મિત્રોનો વિયોગ વિસારે પડે નહિ ત્યાંસુધી રામકુમારે તેમને નવા મિત્રોમાં હરવા ફરવાની યથેચ્છ છૂટ આપી હતી. પણ એ રીતે કેટલાક માસ વીતી જવા છતાં ગદાધરનું ચિત્ત અભ્યાસમાં થાળે પડયું નહિ. રામકુમારે

વિચાર્યું કે, હવે ચેટરજી કુટુંબની દુર્બળ અવસ્થા હોવાથી ગદાધર પોતાના પગપર ઉભા રહેતાં શીખે અને કુટુંબની આવકમાં પાંચ પૈસાનો ઉમેરો કરે તો ઠીક. રામેશ્વર પણ બુદ્ધિશાળી તો હતોજ, પણ તેને પૈસા કમાવાની કાળજી નહોતી. આથી એક દિવસ ગદાધરને બાજુએ બોલાવી અભ્યાસ વગેરેમાં બેદરકારી રાખવા બદલ રામકુમારે ઠપકો આપ્યો.

" ભાઇ! ભાખરીનું ભણતર ભણીને હું શું કરૂં ?"—આ કડક જવાબ ગદાધરે સામો આપ્યો " હું તો એવું ભણીશ, કે જે મારૂં હૃદય અજવાળે, અને મને હંમેશ માટે તૃપ્ત કરે." આ ટુંકાટચ જવાબનો ઊંડો ભાવ રામકુમારની સમજમાં આવ્યો નહિ. ગદાધર બાળક છતાં જુદીજ કક્ષાના હતા. જગતને તેઓ જુદીજ દૃષ્ટિથી જોતા હતા. જનસમૂહનું ધ્યાન સામાન્ય રીતે વિષયોપભોગ તરફજ હોય છે; એવી પ્રતીતિ ગદાધરને પોતાના વતનમાં પણ થઈ હતી; અને કલકત્તામાં પણ એની એજ વાત પોતાના થોડા માસના વસવાટ દરમિયાન જોઇ લીધી હતી. તેઓ જગતનાં ક્ષણિક સુખો, ધનધામ અને નામકીર્તિ પાછળ દોડી મરતા હતા. ઈશ્વર, આધ્યાત્મિકતા અને ધર્મ, એ તો હવે માત્ર શબ્દોમાંજ રહ્યાં હતાં, અને તેમનો શો અર્થ થાય છે એનું પણ લાંબા સમયથી ભાન ભૂલાયું હતું. ધર્મગ્રંથો પણ હવે વહેમી અને જૂના વિચારના માણસોના વારસારૂપ મનાતા હતા. શાળામાં ગદાધર જે શિક્ષણ લઇ રહ્યા હતા, તે પણ તેમને એજ માર્ગે ઘસડી જતું હતું; એટલે એ શિક્ષણથી તેમને સંતોષ ન વળે એ દેખીતું હતું. મનુષ્યનું જીવન કોઈ ઊંચા ધ્યેય માટે છે, એવો વિચાર દિનચર્યામાં પણ તેમના મનમાં ઘોળાયાજ કરતો. બીજાઓ ફાવે તેમ કરે, પણ પોતાને જે ધ્યેય સમજાયું છે તેનેજ અનુસરતું જીવન પોતે ગાળવું જોઇએ એવો ભાવ તેમનામાં વધારે ને વધારે દૃઢ થતો ગયો. તેઓ સ્વગત પૂછતા કે, "શું આવુંજ શિક્ષણ લેવાથી પવિત્રતા, દૈવી સંપત્તિ અને દિવ્ય ભાવ મેળવી શકાશે?" આનો તેમના અંતરમાંથી ચોખ્ખો જવાબ મળતો કે "ના." "આ શિક્ષણ શું મારા પિતાની પેઠે ઈશ્વરનો ડર રાખવાનું અને ન્યાયપરાયણ જીવન ગાળવાનું શીખવશે?" અંતરમાંથી અવાજ ઉઠતો કે "ના." "શું આ શિક્ષણથી હું ઈશ્વરદર્શન કરી શકીશ? લૌકિક લોલુપતામાંથી છૂટી શકીશ?" ફરીથી પણ નકારમાંજ જવાબ મળતો. " તો પછી જે શિક્ષણ

ઈશ્વરદર્શનમાં મદદ ન કરે અને સંસારરૂપી દુઃખસાગરને તરી જવામાં સહાય ન કરે એવી કેળવણી લઇને હું શું કરીશ ? ઈશ્વરને પંથે ન વળાય અને મારી આજદિન સુધી સેવેલી ભાવનાઓનો ભંગ થાય, તે કરતાં તો મારે જન્મભર આ શિક્ષણથી અજ્ઞાત રહેવું એજ બહેતર છે. ભાખરી એ કાંઇ મનુષ્યજીવનનું ખરૂં ધ્યેય હોઈ શકે નહિ.” બસ, આ આખરનો નિશ્ચય તેમણે તારવી કાઢયો હતો. આવા આવા વિચારથી તેમને જન્મમૃત્યુની ઘટમાળ છૂટે એવું ભણતર ભણવાની ઉત્કંઠા થઇ આવી હતી. પોતાના ભાઇના ઓરડામાં અને તે સમયના જાણીતા વિદ્વાનોમાં સુદ્ધાં એવા પ્રકાશ માટે તેમણે બનતી શોધ કરી હતી; પણ બધે ગાઢ અંધકાર સિવાય કશું પણ તેમને દેખાયું નહિ. સદાનું સત્ય સુખ આપનારૂં માનવજીવનનું ધ્યેય પ્રાપ્ત કરી શકાય એવો સાચો ઉપાય અને માર્ગ તેમને એવાઓમાંનું કોઇ બતાવી શકયું નહિ.

આ સંજોગોમાં એક ક્ષણનો પણ વિલંબ કર્યા વિના, ભાઇના નરમ ઠપકાનો જવાબ ગદાધરે ઉપર પ્રમાણે જે પરખાવી દીધો હતો; તે સાંભળી રામકુમારના કાન બહેર મારી ગયા. તેણે તેમને ભણતરના લૌકિક લાભ સમજાવીને મોટી મોટી આશાઓ ચીતરી બતાવી; તથા શહેરમાં ભણેલા લોકો જે ખાનપાનાદિનું સુખી જીવન ગુજારતા હતા તે પ્રત્યે પણ લક્ષ ખેંચ્યું; પણ તેથી ગદાધરનું મન પલળ્યું નહિ. એટલે તરતને માટે રામકુમારે તેમને કહેવાનું માંડી વાળવું પડયું.

બે વર્ષ વીતી ગયાં. રામકુમારની આર્થિક સ્થિતિ સુધરવાને બદલે ઉલટી કથળી ગઇ હતી. તેણે જોયું કે હવે કરજમાં ઊતર્યા સિવાય છૂટકો નથી, અને એ કરજ ભરી શકાય એવો કોઇ સંભવ નથી. પૂજારીના અને શિક્ષકના પેઢીગત ધંધામાં કશો સકાર રહ્યો નહોતો; પણ બીજું કાંઇ આવડે નહિ એટલે એનેજ પકડી રહ્યા સિવાય તેનો છૂટકો નહોતો. આ સંજોગોમાં તેણે એવી મગજમારી વૃથા સમજીને બધી પંચાત ઈશ્વરેચ્છા ઉપર છોડી દીધી; અને જે કાળે જે બને તે ખરૂં, એવા ભાવથી મનને શાંત કર્યું હતું. પછી વખત જતાં વાત વધી પડી; પણ એવામાં ગદાધરના જીવનમાં મહત્ત્વનાં પરિણામ લાવનાર એક નવીન પ્રસંગ બનવાથી તેના પગમાં કંઈક નવું જોર આવ્યું.



# ६--दक्षिणेश्वरनुं मंदिर

કલકત્તાના જાનબજાર લત્તામાં રાણી રાસમણિ નામની શ્રીમંત વિધવા રહેતી હતી. તેને ચાર દીકરીઓ હતી. તેના પતિ રાય રાજચંદ્ર દાસના અવસાન પછી તેની મોટી મિલ્કત રાસમણિને આધીન હતી. તેણે એ મિલ્કતનો એવી કુશળતાથી વહીવટ કર્યો હતો કે મિલ્કતોમાં વધારો કરીને પોતાની પાછળના વારસોને તે સોંપી ગઇ હતી. કુનેહ અને હિંમત ઉપરાંત તે ઈશ્વરભક્ત, ધર્મપ્રેમી અને દીનદુઃખીની દાઝ જાણવાવાળી હતી. આજે પણ તેની ભારે સખાવતોની વાહ વાહ બોલાય છે, અને કલકત્તામાં તથા તેની આસપાસમાં તેણે સ્થાપેલી જૂદી જૂદી ધર્માદા સંસ્થાઓ આજે પણ તેની ઉદારતાની સાક્ષી પૂરે છે.

સદ્ભાગ્યે તેને મથુરમોહન ઉર્ફે મથુરનાથ વિશ્વાસ નામે એક જમાઇ મળી ગયો હતો. દરેક બાબતમાં તે તેની સલાહ લેતી, અને તે મિલ્કતના વહીવટમાં બાહોશીથી મદદ કરતો. રાણીની ત્રીજી પુત્રી સાથે તે પરણ્યો હતો અને તેના મરણ પછી જગદંબાદાસી નામે ચોથી દીકરી જોડે લગ્ન કર્યાં હતાં.

રાણી રાસમણિની ઉપાસ્ય દેવી કાલી હતી. મિલ્કતના વહીવટને અંગે વપરાતી સીલમાં પણ કાલીની મૂર્તિ કોતરાયલી હતી. ઘણાં વર્ષોથી તેને કાશીયાત્રા કરવાનો વિચાર હોવાથી તે માટે તેણે નાણાં અલગ મૂકી રાખ્યાં હતાં; મિલ્કતના કારભારના બોજા આડે એ વિચાર મુલતવીજ રહ્યા કરતો હતો. પછી મથુરે એ બોજો ઉપાડી લેવાની ખુશી બતાવી, એટલે પોતાની મનકામના પુરી કરવાની તેણે તૈયારી કરવા માંડી. દરેક ચીજ તૈયાર થઇ ગઇ. બીજે દિવસે યાત્રાનો આરંભ થવાનો હતો. કહેવાય છે કે, એવામાં રાત્રે રાણીને સ્વપ્ન આવ્યું. તેમાં દેવીએ તેને યાત્રાનો વિચાર પડતો મૂકી, ગંગાકિનારે મંદિર બંધાવવાની આજ્ઞા કરી. સાચી વાત ગમે તે હોય, પણ તેણે યાત્રાનો વિચાર માંડી વાળી કાલીમંદિર બંધાવવા

માટે પ્રયત્નનો આરંભ કરી દીધો. ૧૮૪૭ની સાલમાં કલકત્તાની વરિષ્ઠ કોર્ટના એટર્નિ મિ૰ હેસ્ટી પાસેથી દક્ષિણેશ્વરમાં ગંગાતટે વીસ એકર જમીન ખરીદવામાં આવી; મંદિર બંધાવવાની શરૂઆત થઇ અને તે આઠ વર્ષે પૂરૂં થયું.

કલકત્તાની ઉત્તરે ચાર માઇલપર દક્ષિણેશ્વર આવેલું છે. મંદિરની પશ્ચિમદિશાએ ગંગાજી વહે છે. ત્યાં નાહવાધોવાનો એક ઘાટ છે. હોડીમાં બેસી મંદિર જોવા આવનારને પ્રથમ એ ઘાટનાં પગથિયાં ચઢવાં પડે છે. પછી તે ખુલ્લા વિશાળ દરવાજામાં પેસે છે. ઉત્તરે અને દક્ષિણે આવેલાં બાર શિવાલયોની વચ્ચે એ દરવાજો છે. આ શિવાલયોની પૂર્વે વિશાળ ગચ્છબંધી ચોક હોઇ તેની વચ્ચોવચ બે મોટાં મંદિર આવેલાં છે. એક ઉત્તરે હોઇ તેમાં રાધાકૃષ્ણની મૂર્તિઓ પધરાવેલી છે; અને બીજું દક્ષિણે હોઇ તેમાં કાલી બિરાજે છે. કાલીના મંદિરમાં સહસ્ર પાંખડીવાળા સુંદર રૂપેરી કમળપર શિવની આકૃતિ સૂતી છે, જેની છાતીપર દખણાતે મોઢે ભવતારિણીતરીકે ઓળખાતી જગદંબાની મૂર્તિ ઉભી છે. એ મૂર્તિને એકજ કાળા પથ્થરમાંથી કોરી કાઢવામાં આવેલી છે. આ મંદિરને નવ ઘુમટ છે. મંદિરની આગળના ભાગમાં ટકોરખાનાનો વિશાળ ચોરસ ઓરડો આવેલો છે, જેની આલેશાન અગાશીને ભવ્ય થાંભલાઓ પોતાના મસ્તકપર ટેકવી રહ્યા છે. ચોગાનની દક્ષિણે, પૂર્વે અને ઉત્તરે મંદિરના નોકરચાકરને રહેવાના, સરસામાન મૂકવાના અને રાંધવા વગેરેના ઓરડા છે. ચોગાનના વાયવ્ય ખૂણે અને શિવમંદિરોની હારની લગોલગ ઉત્તરે જે એક ઓરડો છે તેજ ઓરડા સાથે આપણને વિશેષ લેવાદેવા છે, કેમકે મંદિરમાં રહ્યા ત્યાંસુધી શ્રીરામકૃષ્ણ એજ ઓરડામાં રહેતા હતા. આ ઓરડાની પશ્ચિમે અર્ધચંદ્રાકારે ઝરૂખો છે, જ્યાંથી તેમને ગંગાજીનાં દર્શન થઇ શકતાં હતાં. ઝરૂખાની આગળ ઉત્તરદક્ષિણ જતો રસ્તો છે, તે છોડી પશ્ચિમ તરફ જતાં ફૂલબાગ આવે છે અને તેની નીચે ગંગાજી વહી રહ્યાં છે. મંદિરના ચોગાનની બહાર ઓતરાતું મકાન આવેલું છે, જેનો વપરાશ બાગમાં આવતા જતા રાસમણિના કુટુંબીઓ કરે છે. જલસા કરવા માટે બે ઓરડાઓ છે; એક મંદિરના ચોગાનના નૈઋત્યકોણમાં, અને બીજો ચોગાનના વાયવ્ય કોણમાં. બાગમાં બે તળાવ છે, અને તેમાં અનેક પ્રકારનાં ઝાડ અને ફૂલરોપ છે, જેને પરિણામે બાગની સુંદરતા ખીલી નીકળે

છે. એ ઝાડોમાં સૌથી વધારે ધ્યાન ખેંચે એવો મોટો વડ છે. શ્રીરામકૃષ્ણના જીવનમાં એ વૃક્ષે જેવો તેવો ભાગ નથી ભજવ્યો. બિલ્વવૃક્ષે એથી ઉતરતો પાઠ ભજવ્યો છે, કે જે વૃક્ષ બાગના ઓતરાતા છેડે આવેલું છે. આગળ ઉપર એ બંનેનો ઉલ્લેખ કરવાનો પ્રસંગ આવશે.

તા. ૩૧ મી મે ૧૮૫૫ને રોજ દેવીની પ્રાણપ્રતિષ્ઠા થવાની હતી. તે દિવસે સ્નાનયાત્રા હતી. બધી તૈયારીઓ થઇ ચૂકી હતી. રાણીનું હૃદય આનંદથી ઉભરાતું હતું. પણ છેલ્લી ઘડીએ કેટલીક અણધારી મુશ્કેલીઓ આડે આવી.

પ્રાણપ્રતિષ્ઠાની તૈયારીની તડામારમાં એક અગત્યની વાત સર્વના સ્મરણ બહાર રહી ગઇ હતી. રાણી જાતે શૂદ્ર હોવાથી તેના તરફથી કોઈ બ્રાહ્મણ મંદિરની પૂજા કરે અને મંદિરનો પ્રસાદ જમે તેમ નહોતું. શૂદ્રો તરફથી પૂજાવિધિ કરવો કે તેમના તરફથી અપાતું દાન લેવું, એ બ્રાહ્મણ માટે સનાતન ધર્મનીતિની વિરુદ્ધ વાત છે, એવી તે જમાનાની પ્રચલિત માન્યતા હતી. રાણીની સ્થિતિ સૂડી વચ્ચે સોપારીના જેવી થઇ પડી. પૂજારીવિના પ્રતિષ્ઠાનો વિધિ આટોપાશે નહિ, ઉપરાંત ભગવતી કાલીને પાયસાન્નનું નૈવેદ ધરાવવાની દીર્ઘકાળ સુધી સેવેલી મનકામના પણ વૃથા થશે; એવી તેને બીક રહેવા લાગી. પાયસાન્નનું નૈવેદ માત્ર બ્રાહ્મણથીજ ધરાવાય, એટલે મંદિરમાં પૂજાવિધિ કરવાને કે નૈવેદ ધરવાને પૂજારી ન મળે તો બધી વાત ખોળંભે પડે એમ હતું; પરંતુ રાણી પણ બહાદૂર અને અડગનિશ્ચયી હતી. તેણે પંડિતોને લખી શાસ્ત્રોના આધાર શોધાવ્યા, પણ જે જવાબો આવ્યા તેમાંનો એક પણ તેના ઇરાદાને અનુકૂળ આવે તેવો નહોતો. રાણી હતાશ બની. જીવનભરની રચેલી બધી બાજી આમ વીખેરાઇ જવાની અણીપર હતી; એવામાં રામકુમારનો પત્ર આવ્યો. તેમાં એવો અભિપ્રાય દર્શાવ્યો હતો કે, જો રાણી નિભાવમાટે યોગ્ય રકમ અલગ કાઢીને મંદિર બ્રાહ્મણને ભેટમાં આપી દે, તો પછી પૂજારી થવાને કે નૈવેદ ધરવાને કોઇ પણ બ્રાહ્મણને કશો બાધ શાસ્ત્રદૃષ્ટિથી આવે તેમ નથી. આ અભિપ્રાયવિષે પંડિતોમાં કેટલીક ચર્ચા થઇ હતી, છતાં અભિપ્રાયમાં રહેલો ઉદારભાવ જોઈને, તેમજ બગડી જવા બેઠેલી બાજી ફરી પાછી સુધરવાની અણીપર આવેલી જોઇને, રાણીના હર્ષનો પાર ન રહ્યો. આવો અભિપ્રાય આપવો એ તે જમાનામાં ધર્મદ્વેષ કરવા જેવું મનાતું હતું; એટલે તે નીડરપણે આપવા-

માં રામકુમારની હિંમતને ધન્યવાદ ઘટે છે.

આટલું છતાં કેવળ શાસ્ત્રપ્રમાણુથી કશું વળે તેમ નહોતું. શાસ્ત્રાધારે પૂજાવિધિ કરે એવો વિદ્વાન બ્રાહ્મણ મેળવવાની કડાકૂટ કાંઈ જેવી તેવી નહોતી. ન્યાતશાહીનાં સખ્ત બંધનોને લીધે એ માર્ગમાં પુષ્કળ મુશીબતો ઉભી હતી. શૂદ્ર સ્ત્રી મંદિર બાંધે એ કાર્ય પણ જ્યાં શંકાની નજરે જોવાતું હોય, ત્યાં પૂજારીનું કામ તો બાજુએ રહ્યું, પણ કોઇ ઉંચી જાતના બ્રાહ્મણથી તો દર્શન માટે પણ કેમ અવાય ? કાલીમંદિર બ્રાહ્મણને અર્પણ કરવામાં આવ્યું હતું, છતાં પણ શૂદ્ર રાણીવતી પૂજારીનું કામ કરનારને ન્યાતબહાર રહી સામાજિક મૃત્યુ વહોરી લેવું પડે, એવા વિપરીત સંજોગો હતા.

છતાં ગુંચવાયલું કોકડું આખરે ઉકેલાયું. તેનો ઉકેલ પાડનાર મહેશચંદ્ર ચેટરજી હતો. એ મહેશ રામકુમારનો મિત્ર અને રાસમણિનો નોકર હતો. કોઇ પહેલ કરનાર નીકળતાં બીજા આપોઆપ મળી આવશે, એવું ધારીને તેણે પોતાના મોટા ભાઇ ક્ષેત્રનાથને રાધાકાંતના મંદિરમાં પૂજારીતરીકે ગોઠવી દીધો. કાલીમંદિર માટે પૂજારી મેળવવાનું કામ વધારે વિકટ હતું. કોઇ પણ ઉપાય કારગત ન આવ્યો, એટલે તેણે રામકુમારનો વિચાર કર્યો. રામકુમારનાં પંડિતાઈ અને ધર્મભાવથી તે વાકેફ હતો. રામકુમાર ચુસ્ત સનાતની કુટુંબનો હતો. એ કુટુંબ શાસ્ત્રોના વિધિનિષેધમાં ભારોભાર માન્યતા ધરાવતું હતું, એટલે પાછી એના સંબંધમાં એની એજ પંચાત ઉભી થઈ; છતાં વખત ખોવો એ પાલવે તેમ નહોતું. પ્રાણપ્રતિષ્ઠાનો દિવસ પાસે આવતો હતો. મહેશ રાણી રાસમણિને મળ્યો અને કાલીમંદિરના પૂજારી થવાનો વિજ્ઞપ્તિપત્ર પોતાની મારફતે રાણી રામકુમાર પર લખી મોકલે એવી તેણે ગોઠવણ કરી. રાણીએ કહેવા પ્રમાણે પત્ર લખ્યો. કાલીમંદિરના પ્રતિષ્ઠાપનનો અવસર આવ્યો, એ કેવળ રામકુમારની સૂચનાને આભારી છે; એટલે ઉદ્ઘાટનક્રિયા કરાવવાને કોઇ કુશળ માણસ નહિ મળતો હોવાથી ઉભી થયેલી આ બીજી મુશીબતમાંથી પણ તે પોતાને ઉગારી લેશે એવી આશા છે, એવું રાણીએ પત્રમાં લખ્યું હતું. સાથે એ પણ ઉમેર્યું હતું કે, આવું જોખમદારીભર્યું અને પવિત્ર કામ જેવા તેવા બ્રાહ્મણ પાસે આટોપાવાય નહિ, એટલે રામકુમાર જેવા પવિત્ર અને પારંગત પુરુષની જરૂર અનિવાર્ય છે. આ પત્ર લઇ મહેશ રામકુમારને મળ્યો, અને તેને

બધી વસ્તુસ્થિતિ સમજાવી. બીજો યોગ્ય પૂજારી મળી આવે નહિ ત્યાંસુધી નાછૂટકે રામકુમાર નભાવી લે, એવી પણ તેણે વિનતિ કરી, અને આખરે એ શરતે રામકુમાર કબૂલ થયો. આવી શરત છતાં પણ રાણી અને મથુરના માયાળુ અને ભાવભર્યા વર્તનને લીધે તે મરતાં સુધી ત્યાંજ રહ્યો હતો.

પ્રતિષ્ઠાપનનો દિવસ આવી લાગ્યો. એ વિધિ ભારે દબદબાથી આટોપાયો. હજારો ભિક્ષુકો મિષ્ટાન્ન પામ્યા. દૂર દૂરથી વિદ્વાન બ્રાહ્મણોને નોતરવામાં આવ્યા હતા, તેમનો પણ યોગ્ય સત્કાર થયો. એમ કહેવાય છે કે, મંદિર બાંધવામાં અને તેની ઉદ્‌ઘાટનક્રિયા કરવામાં બધું મળીને રાણીએ નવ લાખ રૂપિયા ખર્ચ્યા હતા. એ સિવાય તેણે ત્રૈલોક્યનાથ ટાગોર પાસેથી દીનાજપોર જિલ્લામાં બે લાખ અને છવ્વીસ હજારે મોટી જમીનદારી ખરીદી લીધી હતી, અને પોતાના અવસાન અગાઉ બક્ષીસનો દસ્તાવેજ કરીને કાલી-મંદિરના નિભાવ માટે તેની આવક બાંધી આપી હતી.

મંદિરમાં પ્રાણપ્રતિષ્ઠાના વિધિની ઉજવણી સાંગોપાંગ થઇ ગઈ. સુંદર પથ્થરની મૂર્તિમાં પ્રાણપ્રતિષ્ઠા દ્વારા જગદંબાનું આવાહન કરીને તેને ત્યાં પધરાવવામાં આવી. રાસમણિની સ્વપ્નેચ્છા સિદ્ધ થઈ ચૂકી, અને તેનું ભક્ત હૃદય આનંદ પામ્યું. તે દિવસથી આજસુધીમાં એ દક્ષિણેશ્વરનું મંદિર ઘણાને શાંતિના ધામસમાન થઈ રહ્યું છે. તેના પવિત્ર વાતાવરણથી, તેની લતાકુંજો-થી, પાસે વહેતી પવિત્ર ગંગાથી અને એ બધા ઉપરાંત, ટુંક વખત-માં ત્યાં પધારી એ ભૂમિને પાવન કરનાર સંતપુરુષની હાજરીથી એ મંદિર યાત્રાનું ધામ બની રહ્યું અને હજારો ભક્તો તથા ચિંતકોનું માનીતું વિશ્રામસ્થળ થઇ રહ્યું છે. હોડી હંકારનારા માછીઓ ઉતારૂ-ઓને તેના ગગનચુંબી મિનારાઓ અને ઉંચાં ઝાડોની ટોચો બતા-વીને રાણી રાસમણિની પવિત્રતાના સ્મારકતરીકે આજે પણ તેને ઓળખાવે છે, અને સર્વ યાત્રાળુઓ જગદંબા આગળ પોતાનાં મસ્તક નમાવે છે.

પોતાના શ્રોતાઓ આગળ મંદિરની પ્રાણપ્રતિષ્ઠાના પ્રસંગોનું વર્ણન શ્રીરામકૃષ્ણ વારંવાર કરતા હતા. કાશીની યાત્રા માટે કરેલી તૈયારીઓ, જોઇતા સરસામાન ભરવા માટે એકઠા કરેલા સો સો મછવાની લંગાર, અને પ્રયાણની પહેલી રાતે સ્વપ્નમાં દેવીએ કરે-લી આજ્ઞા પ્રમાણે યાત્રાના કાર્યક્રમનો પરિત્યાગ, એ બધી વાતોની

તેઓ સાક્ષી પૂરતા હતા. ગંગાનો પશ્ચિમકાંઠો જે બહુ પવિત્ર મનાય છે, તે બાજુમાં બલ્લી, ઉત્તરપરા વગેરે ગામો નજીક અનુકૂળ જગ્યા મેળવવાને રાણી રાસમણિએ તજવીજ કરી હતી; પણ મોંમાગી રકમ આપવા છતાં, પોતાની હકુમતમાં ગંગાનો ઘાટ બંધાય એ તે ગામોના જમીનદારોને રૂચ્યું નહિ; એટલે એ પ્રયત્ન વ્યર્થ ગયો હતો, એવું પણ તેઓ કહેતા હતા.વળી તેઓ કહેતા કે, મંદિર માટે દક્ષિણેશ્વરમાં પસંદ કરેલી જગ્યાએ મુસલમાનોનું કબ્રસ્તાન હતું, મૂર્તિનું ઘડતરકાર્ય આરંભાયું ત્યારથી રાણી રાસમણિ આહાર અને નિદ્રામાં, તેમજ જીવનના સામાન્ય ક્રમમાં પણ વિધિનિષેધ ચુસ્તપણે પાળતી હતી; અને પાઠપૂજા જપ ઇત્યાદિ કરતી હતી. પોતાના શૂદ્રત્વને લીધે ઉભી થયેલી મુશ્કેલી દૂર કરવા ખાતર રાણીએ મંદિર પોતાના ગુરુને અર્પણ કર્યાની વાત સાચી છે, એમ પણ તેઓ કહેતા હતા; અને પ્રતિષ્ઠાપનને દિવસે થયેલો ઠાઠમાઠ, ઠામઠામ કરવામાં આવેલી ભભકાદાર રોશની, કીર્તનો, નાટયપ્રયોગો અને પારાયણોથી ગાજી રહેલું ત્યારનું વાતાવરણ વગેરે સર્વની તેઓ સાખ પૂરતા હતા.

પોતે પ્રતિષ્ઠાપનવિધિના આનંદમાં ભાગ લીધેલો હોવા છતાં, શ્રીરામકૃષ્ણ (આપણે હવેથી તેમને તેમના આ પરિચિત નામથીજ સંબોધીશું) મંદિરના કોઇ પણ પ્રસાદને અડકયા નહોતા. ઉત્સવમાંથી પોતાના ઝમપુકૂરવાળા મુકામ પર પાછા ફરતા પહેલાં સાંજે તેમણે એક પૈસાનાં ફાંકાં ખાઇ લીધાં હતાં. તેમણે જોયું કે, રામકુમાર શાળાનું કામ કરવા આવતો નથી, અને બધો વખત મંદિરમાંજ રહે છે, ત્યારે તેમને લાગી આવ્યું. આનું કારણ જાણવાને તેઓ દક્ષિણેશ્વર ગયા, એટલે તેમને માલૂમ પડયું કે, રાણીની આજીજી અને કાલાવાલા પાછા ઠેલી ન શકાવાને લીધે રામકુમાર મંદિરમાં કાયમના પૂજારીતરીકે રહી ગયો હતો. તે આવું પગલું ન ભરે તો ઠીક, એમ વિચારીને શ્રીરામકૃષ્ણે તેને સમજાવવાનો પ્રયત્ન કર્યો હતો. ચેટરજીકુટુંબના ખમીરની રક્ષા પોતાના પિતાએ કેટલી ખંતપૂર્વક કરી હતી તે, તેમજ શૂદ્રોની નોકરી કરવાની વાત તો દૂર રહી, પણ જે કુટુંબે તેમના દાનને પણ હમેશાં પાછું ઠેલી પોતાનું નાક સાચવી રાખ્યું હતું, તેની ઉજ્જવળ કીર્તિને કલંકિત કરવાની પહેલ તે ન કરે તો સારૂં, એ પણ તેમણે તેને સમજાવ્યું હતું; પણ રામકુમાર અડગ રહ્યો. પોતાનું કૃત્ય વાજબી

છે, એના આધારમાં તેણે કેટલાંક શાસ્ત્રવચન તેમને સંભળાવ્યાં, અને એમ કરી ભાઈને મેળવી લેવાને પોતાથી બનતું બધું કર્યું; પણ તેનું કંઈજ પરિણામ આવ્યું નહિ. આખરે ગામડાના લોકો કરે છે તેમ, તેમણે દેવની આગળ ચિઠ્ઠીઓ નાખી જોઇ, અને તેમાં રામકુમાર ફાવ્યો. આ આખરનો નિર્ણય સ્વીકારવા છતાં, શ્રીરામકૃષ્ણે મંદિરના પ્રસાદને અડકવાની ના પાડી હતી. છેવટે રામકુમારે મંદિરના ભંડારમાંથી ચોખા અને શાક લઇ ગંગાકિનારે પોતાના હાથે રસોઈ કરીને જમવાનું કહ્યું, તે વાત શ્રીરામકૃષ્ણે કબૂલ રાખી. હવેથી તેઓ પોતાના ભાઇ સાથે દક્ષિણેશ્વર રહેવા લાગ્યા હતા, છતાં થોડા વખત સુધી તેમણે પોતાનો ખોરાક હાથેજ રાંધી લેવાનું રાખ્યું હતું.

આ નવીન પરિસ્થિતિમાં તેમણે પોતાનો સમાસ તરતજ કરી દીધો. એ રમણીય એકાંત સ્થળના પવિત્ર વાતાવરણને લીધે, પોતાના વડીલ બંધુની પ્રેમભરી સંભાળને લીધે, રાસમણિ અને મથુર તરફથી થયા કરતા સત્કારને લીધે અને છેલ્લે, મંદિરમાં જગદંબાની સ્થાપના થએલી છે તેને લીધે તેમને ત્યાં ખૂબ ગમી ગયું હતું.

શ્રીરામકૃષ્ણે જીવનભર ગંગાજીની બહુ ભક્તિ કરી હતી. તેઓ વારંવાર કહેતા કે " ગંગાજળ અને બ્રહ્મ એકસરખાં પવિત્ર છે. કોઇ નાસ્તિક પણ જો ગંગાતટે રહે તો તે આસ્તિક બની જાય. ગંગાનાં જળકણ વહેતો પવન જ્યાં જ્યાં સંચરે છે, એ બધી ભૂમિ પવિત્ર બને છે, અને એ ભૂમિમાં રહેનારાઓમાં આધ્યાત્મિક ભાવ સહજે પ્રદીપ્ત થાય છે." કોઇ પણ ભક્ત દુનિયાદારીની વાત કરતો કે જગતપ્રપંચમાં પચી રહેલા માણસનો સંસર્ગ સેવતો તો તેને ગુરુદેવ થોડું ગંગાજળ પીવાની આજ્ઞા કરતા. એવા માણસના સ્પર્શથી કોઇ પણ જગ્યા અપવિત્ર થતાં, તેઓ તે પર ગંગાજળ છંટાવતા. ગંગાજીપ્રત્યેની આવી ભક્તિ નાનપણથી તેમના લોહી સાથે વણાઇ ગઇ હતી. એટલે રામકુમારે જ્યારે ગંગાના નામપર તેમને આગ્રહ કર્યો, ત્યારે તેમના મનમાં અન્નને અડવા-આભડવા વિષેનો જે આગ્રહ હતો તે સરી પડયો. આ મંદિરના પ્રસાદપરત્વે તેમને અભાવ હતો તે પણ જગદંબાને અર્પણ થયેલી બધી ચીજ પવિત્ર છે; એવી માન્યતા થયા પછી દૂર થયો હતો. જેમ જેમ તેમનું જ્ઞાન વધતું ગયું અને દૃષ્ટિ વિશાળ થતી ગઈ, તેમ તેમ તેમની ન્યાતજાત વિષેની ભેદભાવના આપોઆપ દૂર થતી ગઇ.



# ૭–જગદંબાને ચરણે

કાલીમંદિરમાં રહેતા આ સાચા સંનિષ્ઠ યુવક તરફ મથુરનું ધ્યાન ખેંચાતાં વાર લાગી નહિ. શ્રીરામકૃષ્ણને પોતાના નિત્યકામે જતા આવતા જોઇને મથુરને તેમના પ્રત્યે આકર્ષણ પેદા થયું હતું. તેમના વિષે તપાસ કરતાં તેને માલૂમ પડયું કે, તેઓ રામકુમારના નાના ભાઇ થતા હતા. તેના મનમાં તેમને પણ કાલીમંદિરના કોઇ કાર્યમાં જોડી દેવાની ઇચ્છા થઇ આવી. તેણે એ સંબંધમાં રામકુમારને પણ વાત કરી. રામકુમારને આથી ખુશાલી થઇ હોય તેવું ન લાગ્યું. કારણ કે પોતાના ભાઈની વિચિત્ર મનોદશા, અર્થોપાર્જન અને ભોગવિલાસ પ્રત્યેની તેમની બેપરવાઇ તેમજ સ્વતંત્ર સ્વભાવને લીધે નિત્યકામ પ્રત્યે તેમને વારે વારે થઈ આવતા અણગમાથી તે સારી પેઠે વાકેફ હતો. આથી પ્રસંગ આવ્યે જોઇ લેવાશે, એમ ધારી મથુરે તરતને માટે એ વાત પડતી મૂકી.

આ અરસામાં હૃદય નામનો યુવક તખ્તાપર પ્રવેશ કરે છે. પચીસ વર્ષસુધી શ્રીરામકૃષ્ણના નિકટ સાથીરૂપે, તેમની સાધનાના કટોકટીના દિવસોમાં નિમકહલાલ સેવકરૂપે, બધી મુશ્કેલીઓમાં પડખે રહેનાર સાચા મિત્રરૂપે, અને તેમને થયેલા જુદા જુદા અનુભવોના મૂંગા સાક્ષીરૂપે–એમ અનેક પાઠ ભજવવાનું તેના ભાગ્યમાં લખાયું હતું. ખુદીરામની બહેનની દીકરી હેમાંગિણીદેવીનો તે પુત્ર થતો હતો. પોતાના મામા કરતાં ઉંમરે તે સહેજ મોટો હતો. બંને બાળલંગોટીઆ મિત્રો પણ થતા હતા. શ્રીરામકૃષ્ણ નાના હતા ત્યારે તેને મળવાને વારંવાર સિહોર જતા હતા. આપણે ઉલ્લેખ કરી રહ્યા છીએ તે સમયે તેની ઉંમર સોળ વર્ષની હતી. તેના પોતાના વતનમાં પોતાને નોકરી મળી શકી નહિ; તેમજ પાડોશમાં આવેલા બરદ્વાન શહેરમાં પણ કાંઇ વળ્યું નહિ. એવામાં તેને સાંભરી આવ્યું કે, પોતાના બંને મામાઓ નવા સ્થપાયલા કાલીમંદિરમાં રહે છે, એટલે તેમની મારફતે કાંઇક

પ્રબંધ કરી શકાશે; એવી ધારણાથી તે દક્ષિણેશ્વર આવ્યો અને મામાઓને મળ્યો. શ્રીરામકૃષ્ણ એથી આનંદ પામ્યા. પોતાના મામાના સ્વભાવથી હૃદય પણ પરિચિત હતો, એટલે તેમના કોઈ પણ કાર્યની તે ટીકા કરતો નહિ. પાછળથી તેણે કબૂલ કર્યા પ્રમાણે, તે તેમના અસાધારણ વ્યક્તિત્વના પ્રભાવને લીધે છાયાની પેઠે તેમને અનુસરતો હતો. દક્ષિણેશ્વરમાં તેઓ બંને પોતાનું બધું કામ મળી સમજીને કરવા લાગ્યા; માત્ર ભોજન વખતેજ જુદા પડતા. હૃદય અનાજપાણી વગેરેની ત્રેવડ કરી આપતો, એટલે શ્રીરામકૃષ્ણ ગંગાકાંઠે પોતાની રસોઈ બનાવી લેતા હતા, અને હૃદય પોતે કાલીમંદિરમાં જમતો હતો.

હૃદયરામને દક્ષિણેશ્વર આવવાનું થયું એમાં કેવળ ઈશ્વરનોજ હાથ હતો. તે બહુ હોંશિયાર હોઈને સમયસૂચકતા અને ઉત્સાહનો ભંડાર હતો.

આ વખતે મથુરની પોતાનાપર આંખ છે અને તે પોતાને કાલીમંદિરના એક પૂજારીતરીકે ગોઠવી દેવા ઇચ્છા રાખે છે, એ વાતની શ્રીરામકૃષ્ણને ખબર પડી, એટલે પોતે તેનાથી બનતાં સુધી દૂરના દૂર રહેવા લાગ્યા; પણ એક દિવસ તેઓ કાલીમંદિરના ચોગાનમાં પોતે ઘડેલી શિવપ્રતિમાની પૂજા કરવામાં નિમગ્ન હતા તેનો લાભ લઈને મથુર તે પ્રતિમા જોવાના મિષે તેમની પાસે આવી પહોંચ્યો. પ્રતિમા એવી ઉત્તમ ઘડાઈ હતી કે મથુરને તેના બનાવનારને જોવાની ઇચ્છા થઈ. જ્યારે તેના જાણવામાં આવ્યું કે શ્રીરામકૃષ્ણે તે ઘડી હતી, એટલે તેણે પૂજા પતી ગયા પછી તે પોતાને આપી દેવાની વિનતિ કરી. તેણે ફરી વાર રામકુમાર આગળ વાત છેડી જોઈ કે, કાલીમંદિરના પૂજારીતરીકે તેના ભાઈને દાખલ કર્યો હોય તો ઠીક. પણ રામકુમારે ના પાડી. આમ છતાંએ શ્રીરામકૃષ્ણને કાલીની પૂજામાં યોજવાની તેની ઇચ્છા દિનપરદિન બળવત્તર બનતી ગઈ.

ઇંદ્રિયવિજય, ધનત્યાગ અને ઈશ્વરાભિમુખવૃત્તિ સિવાય અન્ય કોઈ ચીજ પ્રાપ્ત કરવા જેવી નથી, એવા દૃઢ સંકલ્પને પરિણામે મંદિરના કાર્યપ્રત્યે શ્રીરામકૃષ્ણની સ્વાભાવિક રીતે ઉદાસીન વૃત્તિ રહેતી હતી; છતાં મથુરથી દૂર રહેવું પણ હમેશાં પાલવે તેમ નહોતું. શ્રીરામકૃષ્ણ મંદિરના બાગમાં રહેતા હોવાથી વહેલા કે મોડા બંનેનું એકબીજાને મળવું તો થતુંજ. એક દિવસ, બંને

સામાસામી મળી ગયા. મથુરે જોયું તો શ્રીરામકૃષ્ણ અને હૃદય કાલીમંદિર પાસે વાતો કરી રહ્યા હતા. શ્રીરામકૃષ્ણ પોતાને જોઇને જતા રહે તે પહેલાંજ તેણે તેમને બોલાવવા માણસ મોકલ્યો. શ્રીરામકૃષ્ણે ત્યાં જવાની આનાકાની કરી, એટલે હૃદયે તેનું કારણ પૂછ્યું. શ્રીરામકૃષ્ણે જવાબ આપ્યો કે "જો હું જઈશ, તો તે મને મંદિરમાં નોકરી રહેવાનો આગ્રહ કરશે." હૃદયે ઉત્તર વાળ્યો કે "તો તેમાં હરકત પણ શી છે? એ તો ભલો અને પવિત્ર પુરુષ હોવાથી તેને માટે કામ કરવામાં કશી નાનમ નથી." શ્રી-રામકૃષ્ણ શાંતિથી બોલ્યા કે "મારો ઇરાદો જીવનને એમ જકડી લેવાનો નથી. વળી કાલીમંદિરની નોકરી જોખમવાળી પણ છે. કેમકે દેવીના દાગીના મારી પાસે રહેવાથી મને તેનું પણ ચિંતન રહ્યા કરે. જો તું એ વાતની જુમ્મેદારી લેતો હોય તોજ મથુર-બાબુની વિનતિ સ્વીકારવાનો વિચાર કરૂં." હૃદય કબૂલ થયો. એ નોકરીનીજ મૂળ મતલબથી આવ્યો હતો, અને હવે તે તેના હાથમાં આવી ઉભી રહી હતી. શ્રીરામકૃષ્ણ મથુર પાસે ગયા અને વાત થઇ. તેમને કાલીમંદિરમાં સેવા કરવાની વિનતિ કરતાં તેઓ ઉપલી શરતે કબૂલ થયા. આથી હવે શ્રીરામકૃષ્ણ અને હૃદય બંને પૂજારી નીમાયા. શ્રીરામકૃષ્ણે દેવીને શણગાર સજાવવાનું કામ સંભાળી લીધું, અને હૃદય તેમને અને રામકુમારને હાથલાકડી-રૂપે મદદ કરતો રહ્યો.

આ પ્રમાણે કાલીમંદિરમાં નીમાયા પછી તરત એક પ્રસંગ એવો બન્યો કે જેને લીધે રાણી રાસમણિ અને મથુરને શ્રીરામકૃષ્ણની ખરી યોગ્યતા સમજાઇ. દર્શનનો સમય ન હોય ત્યારે દક્ષિણેશ્વર મંદિરમાં રાધા અને કૃષ્ણની મૂર્તિઓ પાસેના ઓરડામાં મૂકવાનો રિવાજ હતો. એ મૂર્તિઓને દરરોજ સવારમાં અને સાંજે ચાર વાગ્યે સિંહાસનપર પધરાવવામાં આવતી હતી. જન્માષ્ટમીનાં પારણાંને દિવસે ક્ષેત્રનાથ નામનો પૂજારી કૃષ્ણની મૂર્તિને ઓરડામાં મૂકવા જતો હતો, એવામાં આરસની ફરસબંધી પર તેનો પગ લપસી ગયો, અને મૂર્તિનો પગ ખંડિત થયો. આથી મંદિરમાં ભારે ખળભળાટ મચી રહ્યો. બેદરકારીના ગુન્હા માટે ક્ષેત્રનાથને તરતજ રૂખસત આપવામાં આવી. સૌ કોઇ આ પ્રસંગને કુટુંબના પર ભારે આફત સમાન માનવા લાગ્યું. ખંડિત મૂર્તિની પૂજા કેમ થાય? રાણી રાસમણિને આ સમાચાર પહોંચતાં તેના ખેદનો પાર ન રહ્યો. તેણે મથુર

સાથે વિચાર કરી પંડિતોની સભા બોલાવી, અને હવે શું કરવું તેનો નિર્ણય માગ્યો. ભારે વાટાઘાટ થયા પછી એવો નિર્ણય અપાયો કે, ખંડિત મૂર્તિને પૂજવી એ શાસ્ત્રવિરુદ્ધ છે; એટલે રાણી રાસમણિએ તેને ગંગામાં પધરાવી દઈ, બીજી નવી મૂર્તિની પ્રતિષ્ઠા કરવી. તરતજ નવી મૂર્તિ મંગાવવામાં આવી; છતાં પોતાના ઉપાસ્ય દેવની મૂર્તિને ગંગાજીમાં પધરાવવાની રાસમણિની હિંમત ચાલતી નહોતી. શ્રીરામકૃષ્ણને સમાધિ થતી જોવાથી તેમના વિષે ઉંચો મત ધરાવનાર મથુરબાબુએ સૂચના કરી, તેથી તેને શ્રીરામકૃષ્ણનો અભિપ્રાય પૂછવાની ઇચ્છા થઇ. બધી વાત સાંભળીને શ્રીરામકૃષ્ણ મસ્ત દશામાં બોલ્યા કે "પંડિતોનો નિર્ણય હાસ્યાસ્પદ છે. રાણીના જમાઇનો પગ ભાગે તો તે શું તેને બદલી બીજો નવો જમાઈ કરે ? શું એ પગ સંધાય એવી પેરવી તે નહિ કરે ? મૂર્તિનો ખંડિત પગ સાંધી દેવો, અને પ્રથમ માફક તેની પૂજા ચાલુ કરવી." આવો અજબ નિર્ણય સાંભળી પંડિતો અકળાઇ ગયા. આ નિર્ણય સીધો હૃદયમાંથી આવ્યો હતો, એટલે તેના આગળ માથું નમાવ્યા વિના તેમનો છૂટકો નહોતો. પ્રથમ તો પંડિતોને એ સાંભળી સંતોષ ન વળ્યો, પણ આખરે તેમણે તે કબૂલ રાખ્યો. રાણી રાસમણિ આનંદમાં આવી ગઇ. યુવાન પૂજારીની શિલ્પીતરીકેની કુશળતા તો તેની જાણમાંજ હતી, એટલે તેણે એ ભાગેલો પગ સાંધવાની તેમનેજ વિનતિ કરી. તેમણે હા પાડી, અને સાંધ એવી કારીગરીથી મેળવી કે ધ્યાન દઇને જોવા છતાં પણ તે કોઇના જોવામાં ન આવે. નવી મૂર્તિ આવી પહોંચી, એટલે મથુર તે લઇ શ્રીરામકૃષ્ણ પાસે આવ્યા, અને તે જૂનીને બરોબર મળતી છે કે કેમ એ વિષે તેમનો અભિપ્રાય પૂછયો. શ્રીરામકૃષ્ણ મસ્તીમાં આવી ગયા અને બોલ્યા કે, "ના, તે આબેહુબ નથી." આથી નવી મૂર્તિની પ્રતિષ્ઠાની વાત પડી મૂકાઈ. ક્ષેત્રનાથના ફારેગ થવાથી તેને ઠેકાણે નવો પૂજારી જોઇતો હતો, એટલે શ્રીરામકૃષ્ણને તે કામ સ્વીકારવાની સમજુત આપવાની મથુરે રામકુમારને વિનતિ કરી. પરિણામે આ વાતને શ્રીરામકૃષ્ણ પણ સંમત થયા, અને કાલીને શણગાર ધરવામાં રામકુમારના મદદનીશતરીકે હૃદય પણ નીમાઈ ગયો.



# ૮—જગદંબાની પ્રથમ ઝાંખી

હવે શ્રીરામકૃષ્ણની જીવનપોથીના નવીન પ્રકરણનો પ્રારંભ થાય છે. જગદંબાની ઝાંખી કરવાની અણછીપી તરસને લીધે, આ આતુર આત્માએ શરૂશરૂમાં દેવીને ચરણે પોતાનું ભક્ત હૃદય ઠાલવ્યું હતું ત્યાંથી માંડીને તે પરમાત્મદર્શન પામી કૃતકૃત્ય થતાં સુધીમાં તેમણે જે જે સાધનાઓદ્વારા પ્રગતિ સાધી હતી, તે ક્રમે ક્રમે જાણવામાં આવતાં વાચક એ પ્રકરણમાં સમાયલી સુંદરતા, મહત્તા, ગંભીરતા અને કરુણતાથી ચાકત થયા વિના રહેશે નહિ. તેમની અસામાન્ય ત્યાગવૃત્તિ, અદ્ભુત એકનિષ્ઠા અને પરમાત્મદર્શનની તાલાવેલીને શબ્દોમાં ઉતારવાને અલ્પાંશે પણ અમે સમર્થ થઈએ એવું ઇચ્છીએ છીએ. ઈશ્વરદર્શન માટે એમની ઉત્કંઠા એટલી તીવ્ર હતી કે તેમણે કેવળ ઈશ્વરોન્મત્ત અવસ્થામાંજ બાર વર્ષો ગાળ્યાં હતાં; જેમાંનાં છ વર્ષસુધી તો તેમણે પૂરી ઉંઘ પણ લીધી નહોતી. તેમને નહોતી પડી ભૂખ કે તરસની, કે નહોતી પડી શરીરસુખની કે આસપાસ શું થાય છે તે જોવાની. તેઓ સાધનદશામાં કેવળ પાગલની પેઠે રહેતા. દિવસપર દિવસ વીતતા ગયા, મહિના પર મહિના ચઢતા ગયા, વર્ષ પર વર્ષ વીતતાં ગયાં, તેમ તેમ તેઓ તીવ્ર સાધનામાં વધારે ને વધારે લીન થતા ચાલ્યા.

શ્રીરામકૃષ્ણ રાધાગોવિંદના મંદિરના પૂજારી નીમાયા હતા. મથુરે જોયું કે, તેમની પૂજાવિધિ સામાન્ય બ્રાહ્મણો કરતાં નિરાળી હતી. તેઓ મૂર્તિને ઈશ્વરના પ્રતીકરૂપે જોતા, અને તે પ્રમાણે વર્તતા. તેઓ પૂજા કરવા બેસતા, એટલે તેમની અને બાહ્યજગત-ની વચ્ચે પડદો પડી જતો. દેવદર્શન કરવા આવનારાઓ પોતાને પણ જોઇ રહ્યા છે, એનું તેમને ભાન રહેતું નહિ. કોઇ કોઈ વાર તેઓ કલાકના કલાક સુધી સ્તબ્ધ બેસી રહેતા, અને તેમને પરાણે બાહ્યચેતનામાં લાવવામાં આવતા. સામાન્ય પૂજારીને કેવળ કલ્પિત

લાગે એવાં દૃશ્યો, એ દૃશ્યોને આલેખતા જૂદા જૂદા મંત્રોના ઉચ્ચારણ કરતી વખતે, તેમને પ્રત્યક્ષ થતાં. પોતાની આસપાસ અગ્નિની દિવાલ ખડી છે, એવું ભાન થવાને માટે બોલવામાં આવતા સાંકેતિક શબ્દ 'રંગ'ના ઉચ્ચાર વખતે, પોતે અગ્નિના કુંડાળાની વચ્ચે બેઠા છે, અને પોતાને તેમજ એ સ્થળને બધાજ પ્રકારની મેલી અસરથી તે રક્ષી રહેલ છે, એવું દૃશ્ય શ્રીરામકૃષ્ણ જોઇ શકતા. શરીરની નાભીએ વિંટાઇને સૂતેલી કુંડલિની ઉત્થાન પામીને તે, યોગીઓ જેને સહસ્રદલકમળને નામે ઓળખે છે તેના તરફ સુષુમ્ણાને માર્ગે વહી જતી, તે પણ તેઓ અનુભવતા. સેવાસમયે તેમની મુખમુદ્રા, તેમની અંતર્ધ્યાનવૃત્તિ અને તેમની આસપાસ જામી રહેલા પવિત્ર વાતાવરણથી, દર્શને આવનારાઓને જેવી અસાધારણ અસર થતી તેવી બીજી રીતે થતી નહિ. પોતાના નવીન સ્થાનને શોભાવે એવી રીતે શ્રીરામકૃષ્ણ વર્તવા લાગ્યા. રામકુમારને આથી સંતોષ થયો. હવે તેને કુટુંબજીવનપર ધ્યાન દેવાનો વખત મળવા લાગ્યો. પોતાનો અંતકાળ સમીપ હોવાથી એકાદ ભાઈ જો તેની જગ્યા સંભાળી લે, તો તેને કુટુંબના ભરણપોષણની ચિંતા રહે નહિ, એવું પણ તેને ઉગી આવ્યું હતું; પણ શ્રીરામકૃષ્ણનો એકાંતિક પ્રેમ અને દુનિયાદારી પ્રત્યેની બેપરવાઇ જોઇ તેનો અંતરાત્મા ખિન્ન રહેતો. પણ આ બધું ક્ષણિક છે, અને મંદિરના બાગની કુંજોમાં કોઇ એકાંત વૃક્ષનીચે ઝાઝો વખત ગાળે છે; પરોઢિયે કે સમીસાંજે ગંગાકિનારે એકલા ફરવાને બદલે કાલીમંદિરના કામકાજમાં તેઓ વિશેષ ભાગ લેતા થશે; એવી તેને ઉંડી આશા રહેતી. કાલીપૂજાનો માથાકૂટિયો વિધિ તેમને શીખવવાનો તેણે મનસૂબો કર્યો. યથાર્થ વિધિ શીખ્યા વિના શક્તિપૂજા કરવી સહેલ નથી, એમ માનીને શ્રીરામકૃષ્ણ પણ તે શીખી લેવાના નિશ્ચયપર આવ્યા. આ અરસામાં કેનારામ ભટ્ટાચાર્ય નામનો બ્રાહ્મણ કલકત્તામાં રહેતો હતો. તે ભારે ભક્ત અને અનુભવી હતો, એટલે શ્રીરામકૃષ્ણે તેને પોતાના ગુરુ કરવાનો વિચાર કર્યો. દિવસ મુકરર થયો, અને દીક્ષા દેવાઈ. એમ કહેવાય છે કે, શ્રીરામકૃષ્ણ દીક્ષામંત્ર સાંભળતાંજ ભાવાવેશમાં આવી જઇ સમાધિમાં ડૂબી ગયા હતા. એ જોઇને કેનારામ પણ વિસ્મય પામ્યા હતા.

આ પ્રસંગ પછી રામકુમાર તેમની પાસે જગદંબાની સેવાનું

કામ લેવા લાગ્યો અને પોતે રાધાગોવિંદની પૂજા કરતો. આ મથુર-બાબુના જોવામાં આવતાં તેણે શ્રીરામકૃષ્ણને કાલીની પૂજા કાયમને માટે સ્વીકારવાની વિનતિ કરી. તેમણે જવાબ આપ્યો કે, "બાબુ-જી ! હું શક્તિપૂજાનો શાસ્ત્રોક્ત વિધિ જાણતો નથી, એટલે મારાથી તે કેમ બને ?" મથુરે નમ્રભાવે કહ્યું કે " આપને શાસ્ત્રોક્ત વિધિ-ની ઓછીજ જરૂર છે! આપની ઉત્તમ ભક્તિનિષ્ઠાથી દેવી વધુ સંતોષ પામશે, અને આ મૂર્તિમાં સાક્ષાત્ જગદંબા પધારશે." મથુરની આવી શ્રદ્ધા જોઇને શ્રીરામકૃષ્ણે કાલીના પૂજારી થવાને કબૂલ કર્યું, એટલે રામકુમારની રાધાગોવિંદના પૂજારીતરીકે નિમણુક થઇ. રામકુમાર હવે ઉંમરે પહોંચ્યો હતો, અને તબિ-યત લથડી ગઇ હતી; તેથી તેણે થોડા દિવસ ઘેર જઇ શાંતિ લેવાનો વિચાર કર્યો. રામકુમારની ગેરહાજરીમાં થોડા માસસુધી તેનું કામ હૃદયને સોંપવાની વાત મથુરે મંજુર રાખી; એટલે રામ-કુમારે ઘર ભણી જવાની તૈયારી કરવા માંડી. પણ કલકત્તાથી થોડાક માઈલ દૂર આવેલા કોઇ સ્થળે અગત્યના કામસર તે ગયો હતો ત્યાંજ તેના પ્રાણ છૂટી ગયા. તેણે એક વર્ષ કાલીમંદિરની સેવા કરી હતી.

રામકુમારના દેહાંતની શ્રીરામકૃષ્ણના મનપર પ્રબળ છાપ પડી. અને તેથી ઈશ્વરપ્રાપ્તિ માટે તેમની ઉત્કંઠા વધતી ચાલી. આજુ-બાજુના માણસો જ્યારે ટોળટપ્પામાં દિવસ પૂરો કરતા હતા, ત્યારે તેઓ ઈશ્વરવિરહથી દિવસરાત શેકાયા કરતા. આજ અરસા-માં તેમને જગદંબાનું પૂજાકાર્ય હાથમાં લેવાની વિનતિ થઇ હતી. દીક્ષા લીધા પછી કાલીદેવી તેમની ઈષ્ટ બની. દરરોજ પૂજા-સમયે તેઓ તેને ચંદનપુષ્પ સમર્પતા. તેમને મન એ દેવી કેવળ પથ્થરની મૂર્તિરૂપ નહોતી રહી, પણ ખુદ તેમની માતારૂપ અને જગદંબારૂપ બની રહી હતી. એ દેવીની સુંદર મૂર્તિ જેમણે જેમણે જોઇ છે, તેઓ બધા કહે છે કે તે શિલ્પવિદ્યાના ઉત્તમ નમુનારૂપ છે. દેવીના શરીરે કસબી બનારસી સાડી અને નખશિશ સુધી બહુમૂલા અલંકારો સજે છે, ગળે રૂંઢમાલ લટકે છે, અને કેડે કંદોરો હોય છે. એ સર્વ સોનાનું હોય છે. તેના ડાબા હાથમાં સુવર્ણમય મનુષ્યમસ્તક અને ઉપલા હાથમાં તલવાર હોય છે. નીચલા જમણા હાથથી તે પોતાના ભકતોને વરપ્રદાન કરી રહી છે, અને ઉપલા હાથે અભયદાન દઇ રહી છે. મનુષ્યની ખોપરી અને

તલવાર દેવીની ઉગ્રતાનો ખ્યાલ આપે છે, અને અભયસૂચક તથા વરપ્રદ બંને જમણા હાથ તેની સૌમ્યતાનો પરિચય કરાવે છે. આ પ્રમાણે રક્ષક તેમજ ભક્ષકના સ્વરૂપે–સંહારક અને સર્જક બંનેરૂપે વિરાજી રહેલી જગદંબાની મૂર્તિની પૂજા શ્રીરામકૃષ્ણ કરતા. તેમને મન દેવી દયાળુ માતાતુલ્ય પણ હતી; સર્વ શક્તિ અને આનંદના નિધાનરૂપ પણ હતી; મધુર, કોમળ અને માતૃ-વાત્સલ્યથી ભરપૂર પણ હતી; અને ભક્તોને સંકટમાં સહાય કરનાર મહાશક્તિરૂપ પણ હતી. આથીજ તેને ચરણે તેમણે પોતાનું ભક્ત-હૃદય ઠાલવ્યું, અને કેવળ તેનેજ પોતાના માર્ગદર્શક અને સર્વસ્વ-રૂપે ગણીને તેમણે ઉપાસી હતી.

તેમનું હૃદય એવું આળું બની ગયું હતું કે તેમને સંસાર-લુબ્ધ મનુષ્યોનો સંસર્ગ પરાણે છોડવો પડ્યો હતો. બપોરની શાંતિનો સમય તેઓ એકાંતમાં ગાળતા; અને રાત્રે જ્યારે બધું સૂમસામ થઈ જતું ત્યારે તેઓ બહાર ચાલ્યા જઈને પુષ્કળ અશ્રુપાતને લીધે હો, કે દીર્ઘકાળસુધી કરેલા ધ્યાનને લીધે હો, પણ સૂજી ગયેલી આંખોએ મળસ્કે પાછા ફરતા. તેઓ ક્યાં અને શું કરવા ગયા હતા? એમ જો કોઈ તેમને પૂછતું; તો તેને તેઓ જે જવાબ આપતા, તે સમજાતો નહિ. આથી એક વાર હૃદયે તેમનો પીછો પકડીને એ રહસ્ય ઉકેલવાનો નિશ્ચય કર્યો.

મંદિરની ઉત્તરે આવેલો ભાગ, જે હાલ પંચવટીને નામે પ્રસિદ્ધ છે, અને જ્યાં શ્રીરામકૃષ્ણે વર્ષોસુધી ધ્યાન અને તપસાધના સાધ્યાં હતાં, તે હાલ જેવી સ્થિતિમાં છે તેવો તે દિવસોમાં નહોતો. તે વારે ત્યાં સૂર્યપ્રકાશ પણ ભેદી શકે નહિ એવું ઘીચ જંગલ હતું, ખાડાટેકરા હતા અને બેશુમાર ઝાડઝાંખરાં હતાં. ત્યાં એક વખત કબ્રસ્તાન હતું એમ ધારીને લોકો એ સ્થળથી દૂરના દૂર રહેતા, અને ત્યાં જવાની કોઇની ભાગ્યેજ હિંમત ચાલતી. આધ્યાત્મિક સાધના માટે શ્રીરામકૃષ્ણે આ સ્થળ પસંદ કર્યું હતું, અને ત્યાં આવેલા આંબળાના વૃક્ષ નીચે તેઓ બપોરનો તેમજ રાતનો વખત ધ્યાનમાં ગાળતા.

શ્રીરામકૃષ્ણની પાછળ પાછળ એવા ભયંકર સ્થળમાં જવાને હૃદયની છાતી ચાલી નહિ, એટલે તે દૂર ઉભો રહ્યો, અને તેમને બીવડાવવા માટે પથ્થર ફેંકવા માંડયા. આનું પરિણામ કંઇજ ન આવ્યું. તેઓ એવા ઘાડ જંગલમાં જઇને શું કરે છે? એવો પ્રશ્ન

સવારે શ્રીરામકૃષ્ણને પૂછ્યો, ત્યારે તેમણે શાંતિપૂર્વક કહ્યું કે "ત્યાં મોટા આંબળાના ઝાડ તળે હું જગદંબા કાલીનું ધ્યાન ધરૂં છું. એ જગ્યા ધ્યાન માટે બહુ અનુકૂળ લાગે છે." આ ખુલાસાથી હૃદયને સંતોષ ન વળ્યો; પણ શ્રીરામકૃષ્ણ જ્યારે જ્યારે જંગલમાં જતા, ત્યારે ત્યારે તેણે પથ્થર ફેંકવાનું અને તેઓ શું કરે છે તે જોવાનું ચાલુજ રાખ્યું. શ્રીરામકૃષ્ણ આ સંબંધમાં એક પણ શબ્દ બોલ્યા નહિ. એવું જોઇ હૃદયે રાત્રે પોતેજ જંગલમાં જઇ શું બની રહ્યું છે તે જોવાનો નિશ્ચય કર્યો. ત્યાં જઈ તેણે જોયું તો મામા સાવ વસ્ત્રવિહોણા બની વૃક્ષ તળે ધ્યાનમાં બેઠા હતા. અને યજ્ઞોપવીત પણ ઉતારી મૂકયું હતું. આવા પ્રસંગે જે સામાન્ય ભય લાગે છે તે દબાવી રાખીને તેણે હિંમતપૂર્વક પૂછ્યું કે, "મામા ! આ બધું શું છે ? તમે વસ્ત્ર ને યજ્ઞોપવીત કેમ અળગાં કર્યાં છે ?" કશો જવાબ ન મળ્યો. જાણે તે કોઇ પૂતળાને-જ સંબોધી રહ્યો હોય ! શ્રીરામકૃષ્ણ બાહ્યચેતનામાં આવ્યા ત્યારે પણ હૃદયે એનો એજ પ્રશ્ન પૂછ્યો. શ્રીરામકૃષ્ણે કહ્યું કે "એમ કેમ ? તું નથી જાણતો કે મનુષ્યે બંધનરહિત થઇને ઈશ્વરનું ધ્યાન ધરવું જોઇએ ! જન્મની સાથેજ આપણને રાગ, દ્વેષ, કુલાભિમાન, સંસ્કારાભિમાન, ભય, યશેચ્છા, વર્ણાભિમાન અને અહંકાર—એ આઠ પ્રકારનાં બંધન વળગેલાં હોય છે. આ ઉપવીતથી મને એવું અભિમાન થાય છે કે હું બ્રાહ્મણ છું અને બધાથી શ્રેષ્ઠ છું. જગદંબાને આરાધતી વખતે મનુષ્યે આવા આવા ખ્યાલને તિલાંજલિ આપવી જોઇએ, એટલે જ મેં તેનો આ સમયે ત્યાગ કર્યો છે." હૃદય આ જવાબ સાંભળી ચૂપ રહ્યો અને પાછો ફર્યો.

આ રીતે ઈષ્ટસાક્ષાત્કારની—જગદંબાનાં દર્શનની શ્રીરામકૃષ્ણને રઢ લાગી હતી. આ અદ્‌ભુત ભક્તાત્માની પૂજા કરવાની પદ્ધતિ પણ અનેરી હતી. બંગાળાના રામપ્રસાદ અને કમલાકાન્ત જેવા પ્રૌઢ ભક્તોએ રચેલાં પદો લલકારવાં એ પણ તેમની પૂજાના ક્રમમાં આવી જતું. એ પદો ગાતા ત્યારે તેમના હૃદયનાં દ્વાર ખુલી જતાં, અને પ્રેમના ધોધ છૂટતા. કેટલીક વાર તો તેઓ માતાના વિયોગથી તરફડતા બાળકની પેઠે હૈયાફાટ રોતા. "ઓ મા ! તું કયાં છે ? તું મને દર્શન દે. રામપ્રસાદ ઉપર તારી કૃપા ઉતરી; તો હું શું એટલો બધો પતિત છું કે, તું મારી પાસે આવતી નથી ? ભોગ-વિલાસ, ધનદોલત, મિત્રો, મોજમજા—એવું તેવું કશું મારે ન

ખપે; પણ મા! હું તો કેવળ તનેજ જોવાને તલસું છું.” આવી આતુર ભાવના અને પ્રાર્થના સાથે તેમની આંખોમાંથી ચોધાર આંસુ વહેતાં આખો દિવસ વીતી જતો. જ્યારે મંદિરમાં સંધ્યા-આરતીના ઘંટાનાદ સંભળાતા, ત્યારે તેઓ વધુ શોકાતુર થઈને બોલતા કે “મા! વળી એક દિવસ વીતી ગયો, ક્ષણભંગુર જીવનમાંથી એક દિવસ ઓછો થયો; પણ તારાં દર્શન નજ થયાં!” આવી મનોવ્યથાના પરિણામે તેઓ પોતાનું મુખ જમીન સાથે વારંવાર ઘસતા. તેમના આક્રંદથી આજુબાજુના લોકો ટોળે વળી જતા, અને માંહેમાંહે બબડતા કે “ગરીબ બિચારો! શું એની મા મરી ગઇ હશે? એનો વલવલાટ જોઈ રડી પડાય છે.” કોઇ પ્રસંગે તેઓ કાલીની પ્રતિમા સામે બેસીને કહેતા કે “મા! તું સાચી છે કે પછી એ બધી મનનીજ ભ્રમણા છે-કેવળ કલ્પનાના તરંગજ છે? જો તું સાચી હોય તો હું તને કેમ ન જોઉં? શું ધર્મ જેવી કોઈ વસ્તુજ નથી? ધર્મ શું કેવળ કપોલકલ્પિત ગપ છે?” આ શબ્દો પૂરાપાધરા બોલાઇ રહે કે ન રહે, એવામાં ઇષ્ટસાક્ષાત્કાર પામેલા રામપ્રસાદ અને બીજા ભકતોના જીવનનું સ્મરણ તેમને વિજળીને વેગે થઇ આવતું. આથી વળી તેઓ કહેતા કે “દેવી કેવળ મનુષ્યકલ્પનાના તરંગરૂપ તો નજ હોઈ શકે. એવા પુરુષો પણ થઇ ગયા છે, કે જેમણે તેને હાજરાહજૂર જોઇ છે; તો પછી હું તેને કેમ ન જોઇ શકું? જીવનનો જુવાળ ઓસરતો જાય છે. એક દિવસ આથમે છે ને બીજો ઉગે છે, ગયો સમય પાછો ફરતો નથી; પણ પ્રત્યેક દિવસે હું મૃત્યુની વધારે ને વધારે નિકટ જઇ રહ્યો છું. તો હવે મારી એ મા ક્યાં છે? શાસ્ત્રો કહે છે કે, જીવીને એક એજ વસ્તુ પ્રાપ્ત કરવા જેવી છે કે, આ અનંત બ્રહ્માંડો જેના રૂંવા બરાબર પણ નથી; અને જે વસ્તુ જગદંબા, પરમપિતા, પરમાત્મા ઇત્યાદિ અનેકાનેક નામોથી ઓળખાય છે, એ પ્રાપ્ત થયા વિના આ શરીર અને જીવન અસહ્ય છે, હાંસીખેલ જેવું છે. ઈષ્ટપ્રાપ્તિ થાય તોજ એની સાર્થકતા છે. એ આનંદરૂપ છે અને સ્વર્ગોના સ્વર્ગરૂપ છે, તેથીજ સાચા ભકતો અને આતુર મુમુક્ષુઓ તેની શોધમાં જગતનો ત્યાગ કરે છે, અને જીવનસુદ્ધાં કુરબાન કરે છે. એ અમૃતતત્વનું, એ આનંદના સનાતન ઝરણનું પાન કર્યા વિનાજ જો આ જીવન મારે ઢસડયા કરવાનું હોય તો તો પછી એવું જીવન જીવવામાં પણ શો માલ?” આવા

વિચારો તેમને આવતા રહેતા, તેમ તેમ તેમની ઇષ્ટદર્શનની અભિલાષા પણ તીવ્ર બનતી જતી, અને તેઓ તે માટે પ્રબળ પ્રયત્નો પણ કર્યે જતા.

ઇષ્ટદર્શન માટે આવી ઉગ્ર આતુરતાની વાત નીકળતાં શ્રીરામકૃષ્ણ પોતાના શ્રોતાઓને આગળ ઉપર વારંવાર કહેતા કે "અરે, મેં કેટકેટલાં કષ્ટો સહ્યાં! માના વિરહથી મને જે પીડા થતી તેની તમને કલ્પના પણ નહિ આવે. એ પીડા કેવળ કુદરતી હતી. ધારો કે, એક ઓરડામાં સોનાની લગડીઓ મૂકી હોય; બીજા ઓરડામાં ચોર ભરાયો હોય અને એ બંને ઓરડા વચ્ચે માત્ર ફડેતાળનુંજ અંતર હોય; તો પછી એ ચોર નિરાંતે ઉંઘી શકશે ખરો? તે ફડેતાળને ચીરી સોનું લેવાને તલપાપડ નહિ થાય? મારી દશા એના જેવી હતી. હું જાણી ચૂકયો હતો કે, જેની સરખામણીમાં અનંત બ્રહ્માંડની દોલત પણ વિસાતમાં નથી, એવા અનંત આનંદથી ભરપૂર મા, મારી બિલકુલ નજીકમાંજ રહેલી છે; તો પછી મને તેના વિના બીજા કશાથી સંતોષ કેમ વળે? મારે તો તેનેજ મેળવવી હતી, તેથીજ હું તેની પાછળ પાગલ બન્યો હતો."

કેવો અટલ વિશ્વાસ! કેવળ એક ઈશ્વરજ આનંદનો અખૂટ સાગર અને પ્રભવસ્થાન છે, એ સત્યમાં કેવી અચળ શ્રદ્ધા! આવી અચળ શ્રદ્ધાને લીધેજ તેઓ પોતાના ધ્યેયને પહોંચી શકયા હતા, અને કટોકટીના અનેક દુઃખદ પ્રસંગોમાં ટકી શકયા હતા. એવા અટલ વિશ્વાસરૂપી પારસમણિએજ તેમનાં કષ્ટોને ઈશ્વરભાવરૂપી શુદ્ધ કંચનમાં પલટાવી દીધાં હતાં. જગતના આધ્યાત્મિક ઈતિહાસ ઉપરથી જણાય છે કે, સર્વત્ર આવા પ્રકારની શ્રદ્ધાને લીધેજ ચમત્કારો થવા પામ્યા છે. માથાપર શિક્ષક, સહાયક કે ગુરુ રાખ્યા વિના, શાસ્ત્રોના પૂરા પાધરા અભ્યાસવિના, તેમજ તપસાધનાની પરંપરાગત ક્રિયા–પ્રક્રિયાઓમાંથી પસાર થયા વિના શ્રીરામકૃષ્ણે માત્ર એક આ વજ્રલેપ જેવી અટલ શ્રદ્ધા અને ઈષ્ટપ્રાપ્તિની તીવ્રેચ્છાવડેજ પોતાનું બધું કાર્ય આગળ ધપાવ્યે રાખ્યું હતું.

તેઓથી હવે નિત્ય નિયમ પ્રમાણે વખતસર પૂજા કરવાનું બની શકતું નહિ. તેઓ પથ્થરના પૂતળાની પેઠે પ્રતિમાની આગળ બેસતા. એક પળે તેઓ પાગલ જેવી ચેષ્ટા કરતા, તો બીજી ક્ષણે બાળકની પેઠે સેવાપૂજા કરતા અને ધ્યાન ધરતા. કોઈ કોઈ વાર તો તેઓ પોતાનાજ માથાપર ફૂલ મૂકતા અને પછી કલાક બે કલાક સુધી

ચૂપચાપ બેસી રહેતા! કોઇ કોઇ વાર નૈવેદ ધરાવતી વખતે સાક્ષાત્ જગદંબા આરોગી રહી છે, એવાજ ભાવથી તેઓ તેની સામે ટગર ટગર જોઇ રહેતા. સવારે માતાના હારને માટે પુષ્પ ચૂંટતા, અને દેવીને શણગારવામાં કલાકોના કલાકો ગાળતા. સાયં-પૂજાસમયે દેવીની આરતી ઉતારતાં તેમને સમયનું ભાન રહેતું નહિ, તેથી આરતીનો પણ અંતજ આવતો નહિ! આવા વિચિત્ર વર્તનથી મંદિરના કામદારોનું ધ્યાન તેમના તરફ વધારે ખેંચાયું. પ્રથમ તો તેઓએ તેમને હસી કાઢયા, પણ આખરે તેમની દૃઢ ભક્તિને લીધે તેઓ તેમના પ્રત્યે સાધુભાવથી જોવા લાગ્યા. આમ છતાં કેટલાક તો તેમને ગાંડાતરીકેજ ગણતા હતા. મથુર તો તેમના પર ફિદા ફિદા હતો. લોકો શું બોલે છે તે તરફ શ્રીરામકૃષ્ણ બિલકુલ બેપરવા હતા. તેમણે ઇષ્ટપ્રાપ્તિ અર્થે પોતાની બધી શક્તિ કામે લગાડી હતી. તેઓ બહુજ ઓછું જમતા અને નિદ્રા પણ ઓછી લેતા. તેમનો ચહેરો બ્રહ્મચર્યને લીધે અને વારંવાર થતા ભાવાવેશને લીધે હમેશાં તેજસ્વી રહેતો, અને નેત્રો વારં-વાર આંસુભીનાં રહેતાં; પણ આમ આશા અને નિરાશા વચ્ચે હિલોળા લેવાનું–અદ્ધરતાલ રહેવાનું–તેમના ભાગ્યમાં ઝાઝો વખત લખાયું ન હતું. એક દિવસ માને મળવાની તીવ્ર ઉત્કંઠામાં તેઓ ગળગળે સ્વરે બોલ્યા કે "મા! મારી અરજ તું કેમ ધ્યાનમાં નથી લેતી? મેં તારી આટઆટલા વખત સુધી સાધના અને પ્રાર્થના કરી છે. રામપ્રસાદપર તારી કૃપા ઉતરી હતી, તો તું મને પણ દર્શન દેવાની કૃપા કેમ નથી કરતી?"—આ શબ્દો બોલાયા કે તરતજ એકાએક તેમની કામના ફલિભૂત થઇ હતી. તેમના પોતાનાજ શબ્દોમાં અમે જગદંબાની પ્રથમ ઝાંખીનું વર્ણન કરીશું.

"માની ઝાંખી નહિ થવાથી તે વખતે હું અત્યંત વેદના અનુભવી રહ્યો હતો. ભીના ટુવાલને નીચોવીએ તેમ મારૂં હૃદય કોઇ નીચોવી રહ્યું હોય એમ મને લાગતું. હું ઉદ્વેગનો માર્યો ટળવળતો હતો, અને મને ભય રહેતો કે આ જન્મે માનું દર્શન મારા નસીબમાં નહિ હોય. મારી વિરહપીડા એટલી વધી ગઇ હતી કે તે હું ખમી શકતો નહિ અને જીવન અકારૂં થયું હતું. એવામાં મારી નજર એકાએક માના મંદિરમાં રાખેલી તલવાર પર ગઇ. જીવનનો અંત આણવાનો નિશ્ચય કરીને હું પાગલની પેઠે તે લેવાને કૂદ્યો, પણ તે પકડું એટલામાંજ જગદંબા આગળ

પ્રકટ થયાં અને હું અચેત બની જમીનપર પટકાયો! એ પછી તે દિવસે અને બીજે દિવસે શું શું થયું તેની મને ખબર નથી; છતાં મારા અંતરાત્મામાં વિશુદ્ધ આનંદનો અવિરત પ્રવાહ વહી રહ્યો હતો, અને જગદંબાનો પરમ સાક્ષાત્કાર પણ થઇ ચૂકયો હતો!"

આ બનાવ પછી, એનો એજ અનુભવ ફરીથી થાય એવી પ્રાર્થના તેમણે ચાલુ રાખી. કોઈ કોઈ વાર તેમની ઉત્કંઠાનો વેગ એટલો વધી જતો કે તેઓ રડતા રડતા ભોંયપર આળોટતા અને બોલતા કે "મા! મારા પર મહેર કર, અને ફરી પણ દર્શન દે." તેમનું અત્યંત આક્રંદ જોવાને લોકો ટોળે વળતા. પાછળથી ગુરુદેવ કહેતા કે "લોકોની હાજરીની અસર મારા મનપર ભાગ્યેજ થતી. તેઓ જીવતાજાગતા હોય તે કરતાં છાયા કે ચિત્રરૂપે મને વિશેષ લાગતા; એટલે તેમના આગળ મારી લાગણીઓને પ્રકટ કરવામાં મને સંકોચ થતો નહિ. પણ વિરહવેદનાને લીધે જે પળે હું અંતર્મુખ થઇ જતો કે તરતજ જગદંબા ભવ્ય અને તેજોમય સ્વરૂપે ઉભેલી દેખાતી! તેને જૂદે જૂદે માર્ગે હસતાં, વાતો કરતાં, આશ્વાસન આપતાં અને ઉપદેશ આપતાં પણ જોતો."





# ૧–ઈશ્વરોન્મત્ત અવસ્થા

શ્રીરામકૃષ્ણને જગદંબાની પ્રથમ ઝાંખી થયા પછીનો સમય રોમાંચ ખડાં કરે એવા આધ્યાત્મિક પ્રસંગોથી ભરપૂર છે. તેમને જે અસાધારણ દશ્યો દેખાતાં, તેમાંનાં કેટલાંક સમાધિઅવસ્થામાં તો કેટલાંક જાગ્રતદશામાં પણ દેખાતાં. તેઓ આ જગતમાં હોવા છતાં કોઇ અન્ય ભૂમિકામાંજ વિહરી રહ્યા હતા. કાલીની પ્રતિમા જોડે વાતો કરતા તેઓ વારંવાર જણાતા. કાલીમંદિરના કર્મચારી-ઓને આ બાબત માત્ર ગાંડપણની નિશાનીરૂપ લાગતી. આંતરિક સાધનાઓનો મહાન બોજો જ્ઞાનતંતુઓ પર પડવાથી તેમનું મગજ બગડયું હશે, એમ સમજીને તેમના ભાણેજે ભૂકૈલાસના રાજવૈદ્યની સારવાર પણ કરાવી, પણ પરિણામ શૂન્ય આવ્યું.

તેઓ દેવીનું પૂજાકાર્ય ઉકેલવાની પેરવીમાં પડતા કે કોઈ ને કોઇ અણધાર્યા પ્રસંગો હમેશાં આડે આવતા, અને શરીર-પરનો કાબુ જતો રહેતો. તેઓ કહેતા કે "કોઇ વાર મારી નજરે આગિયાના જેવાં ઝુંડનાં ઝુંડની પેઠે તેજસ્વી કણો તરવરતાં દેખાતાં, તો કોઇ વાર ગહન પ્રકાશ મને આવરી લેતો. વળી ખુલ્લી તેમજ મીંચેલી આંખોએ પણ રૂપાના રસ જેવાં તેજસ્વી મોજાં દરેક ચીજમાં પ્રવેશ કરીરહ્યાં હોય એવું મને દેખાતું. આ બધાનો શો અર્થ હશે? તે મારી આધ્યાત્મિક પ્રગતિને સહાયક હશે કે બાધક હશે? એની મને સમજણ નહિ પડવાથી, હું જગદંબા સમક્ષ હૃદય ખોલીને કહેતો કે 'મા! આ બધું શું થાય છે તેની મને ખબર નથી, તને જાણવાને જરૂરી મંત્રતંત્ર કે બીજી આવ-શ્યક વિધિ પણ મને નથી આવડતી. તને હું કેવી રીતે પામું તે મા! તુંજ મને શીખવ. તારા વિના બીજું કોણ મને સહાય કરે તેમ છે? શું તુંજ મારો આશ્રય અને મારી રક્ષક નથી?' દિવસ-રાત હું આમ ઉત્સાહથી પ્રાર્થના કરતો અને મારો શોક અત્યંત વધી જતો ત્યારે મારાથી ધ્રુસ્કે ધ્રુસ્કે રડી પણ દેવાતું."

શ્રીરામકૃષ્ણને તેમના પ્રયત્નના ફળરૂપ જગદંબાનાં દર્શન થયાં હતાં, પણ એ દર્શન સતત ચાલુ રહી નિર્ભેળ વિશુદ્ધ આનંદ ટકી રહેતો નહિ. તેઓ એવાં દર્શન માત્ર ધ્યાનાવસ્થામાં કે ખાસ પ્રયત્નથીજ કરી શકતા. આથી તેઓ એવું ધારતા કે, પોતાને જે દર્શન થતાં તે સાચાં નથી; જો સાચાં હોય તો તે પ્રયત્નવિના સતત કેમ થયા કરે નહિ ? એનો અર્થ શું એમ પણ ન થાય કે, મારી દર્શનપિપાસા જોઇએ તેટલી ઉત્કટ નથી ? આવા આવા વિચાર થતાં તેઓ ફરી ફરીથી વિશેષ પ્રયત્ન અને પ્રાર્થનાપર પ્રાર્થના કરતા.

તેમના જગદંબા પ્રત્યેના વર્તને હવે પછી પલટો લેવા માંડયો. ઇચ્છે ત્યારે માને જોઇ શકતા નથી તેના કારણમાં, જગદંબા તેમનાથી હેતુપૂર્વક ગુપ્ત રહે છે એવું માનીને, તેઓ નાના બાળકની પેઠે વર્તવા લાગ્યા. તેમને વસી ગયું હતું કે, દેવી પોતાને થોડા વખતમાં ખોળામાં લઈ લેશે, અને ઝાઝો વખત જગતની જંજાળમાં મુંઝાવા દેશે નહિ. દેવીની ઇચ્છા પ્રમાણે વર્તવાનો અને અહંભાવને પુરેપુરો મારવાનો અભ્યાસ તેઓ કરી રહ્યા હતા. તેઓ વારંવાર પ્રાર્થના કરતા કે "ઓ મા ! મેં તારૂં શરણ લીધું છે. શું કરવું કે શું બોલવું તે તું મને શીખવ. સર્વત્ર તારીજ ઇચ્છા પ્રવર્તે છે, અને તે પણ તારાં બાળકોના હિતનેજ ખાતર હોય છે; તો તું તારીજ ઇચ્છાને આધીન મારા અહંભાવને બનાવી લઇ હું કેવળ તારા હથિયારરૂપ બનું એવું કર." તેમની પુષ્કળ ટીકા થતી, પણ એની તેમને કાંઈ પડી નહોતી. શું જગદંબા તેમને નહોતી દોરવતી ? આ પાર્થિવ જગત તેમને મન અદ્રશ્ય થતું જતું હતું, અને માત્ર એકજ ચીજ માટે–માત્ર એક જગદંબાનાં દર્શન માટે–તેઓ તલસતા હતા.

જેમ જેમ તેઓ અભ્યાસમાં વિશેષ ઉંડા ઉતરતા ગયા, તેમ તેમ તેમને જગદંબાની ઝાંખી વારંવાર થવા લાગી. પહેલાં તેઓ કાલીની પ્રતિમાને ચેતનથી ભરપૂર સમજતા; પણ હવે તેમને મન પ્રતિમા અલોપ થઇ ગઇ હતી, અને તેને ઠેકાણે હસતી અને વરપ્રદાન કરતી જગદંબાજ રહી હતી. પાછળથી ગુરુદેવ કહેતા કે "મેં ખરેખાત તેના શ્વાસોચ્છ્વાસની પરીક્ષા મારા હાથથી કરી જોઇ હતી. રાતે જ્યારે રોશની ઝગી રહેતી ત્યારે પૂર્ણ તપાસ કર્યા છતાં પણ, ભીંતપર તેના દિવ્ય સ્વરૂપનો પડછાયો જણાયો નથી.

આ રીતે શ્રીકૃષ્ણે ઈશ્વરોન્મત્ત અવસ્થા પ્રાપ્ત કરી હતી. તે-

મની અને જગદંબાની વચ્ચેનો પટંતર આમ ધીમે ધીમે ખસી રહ્યો હતો. તેઓ સતત સાક્ષાત્કારની અવસ્થા સિદ્ધ કરી રહ્યા હતા. તેમનો અથાગ ઉત્સાહ તેમની આ મહાન પ્રગતિને અનુરૂપ હતો. તેમની ધગશ આગળ બધીજ મુશીબતો ઓગળી જતી. પરમાત્મ-પ્રાપ્તિ માટે એક શીખાઉને જે આકરા વિધિનિષેધોમાંથી પસાર થવું પડે છે, તે તેમણે મૂકી દીધા હતા, અને તેને બદલે તેની ઝંખ-નામાં પ્રેમના ઉભરા ઠાલવી રહ્યા હતા. પ્રતિમાની પાસે અદબથી ઉભા રહેતા નહિ, કે મંદિરમાં પેસતાં નમસ્કાર પણ કરતા નહિ. પોતાની મા સાથે એમ કોણ વર્તે? પુત્રને મા વળી ભય ઉપજાવે ખરી? દુરાચારી પામરો માટેજ તેનું ઉગ્ર અને ભયાનક સ્વરૂપ હોઇ શકે. સદાચારી વિષયીજનો માટે અને તેના કરતાં પણ વિશેષ તેના નિષ્કામ ઉપાસકો માટે તો આ સંસારમાંની કોઇ પણ માતા કરતાં તે વધારે પ્રેમાળ, વધારે હેતાળ અને વધારે ઉદાર, એ જગદંબા છે. તેના સાચા ભક્ત માટે તો તે અમીવર્ષણ કરતી, બુદ્ધિને નિર્મળ કરતી અને ભવ્ય છતાં સૌમ્ય સ્વરૂપે માધુર્ય અને પ્રેમ વર્ષાવતી હોય છે.

જગદંબાને આ સ્વરૂપે શ્રીરામકૃષ્ણદેવ ઓળખી ચૂકયા હતા. આ દિવસોનાં ઘણાં રસિક સંભારણાં હૃદય કહી બતાવતો. તે કહેતો કે "ખાસ કરીને મારા મામા જ્યારે દેવીની પૂજા કરતા હોય, ત્યારે કોઇ પણ મનુષ્યનાં એ મંદિરમાં પેસતાંવેંત રોમાંચ ખડાં થઇ જતાં, અને તેને લાગતું કે દેવીની મૂર્તિ જાણે બોલતી ચાલ-તી ઉભી છે. પૂજાના પ્રસંગે મામાને જોતાં હું ધરાતોજ નહિ. તેમની પૂજાનો વિચિત્ર પ્રકાર જોઇ મને આશ્ચર્ય સાથે તેમનેવિષે પૂજ્યભાવ પેદા થતો; જોડે જોડે મને તેમના મગજના સમતોલપણા વિષે પણ વારંવાર શંકા ઉઠતી. કેમકે તેમનો પૂજાવિધિ વગેરે કાર્યો શાસ્ત્ર-વિધિથી વિરુદ્ધ રીતે પણ થતાં હતાં. રાણી રાસમણિ અને મથુર-બાબુને કાને આ સમાચાર પહોંચશે તો તેઓ શું કરશે, તેનો પણ મને ડર રહેતો, છતાં શ્રીરામકૃષ્ણને મારી એવી ગડમથલની કશી પરવા નહોતી; તેમ જ્યારે હું તેમનાં કાર્યોની વિચિત્રતા પર તેમનું ધ્યાન ખેંચતો, ત્યારે તેઓ કેવળ ઉદાસીનજ રહેતા. આવી બાબતોમાં હું તેમની સાથે દિલ ખોલીને વાત પણ કરી શકતો નહિ, અને તેમની અને મારી વચ્ચે આસ્માનજમીનનું અંતર અનુભ-વતો. એટલે હું કેવળ મારી શક્તિ અનુસાર તેમની સેવામાંજ

રહેતો, અને ન કરે નારાયણ ને તેમની આવી કઢંગી સ્થિતિને પરિણામે કોઈ ને કોઇ દિવસ નુકસાન થવાનો પણ પ્રસંગ આવે એવો ડર રહેતો.”

શ્રીરામકૃષ્ણની પૂજાની પદ્ધતિ વિષે તે કહેતો કે “હું જોતો કે કોઈ કોઇ વાર મામા ફૂલ અને બિલ્વપત્ર લઇ તે પોતાને માથે અને છાતીએ–ટુંકામાં પોતાને આખે શરીરે અડકાડી જતા, અને પછી કાલીચરણે ધરતા. કેટલાક પ્રસંગે તેઓ ઉભા થઈને દારૂડિયાની પેઠે માજીના સિંહાસન સુધી લથડતે પગે જતા અને વહાલ કરતા હોય તેમ તેની હડપચીને સ્પર્શતા અને ગાવા, વાતો કરવા, વિનોદ કરવા, હસવા કે મૂર્તિનો હાથ પકડીને નાચવા પણ મંડી જતા! કોઈ વાર પોતાના હાથમાં અન્નનો કોળિયો લઇ દેવીના હોઠે અડકાડતા, અને તેને ખાવાને આજીજી કરતા. પછી આ પ્રમાણે રસિક વાર્તાલાપ થતો કે ‘ઠીક, હું ખાઉં એવી તારી ઈચ્છા છે–તો હું શું હમણાં ખાઉં ? વારૂ ત્યારે હું તેમ કરીશ.’ પછી તેઓ તેમાંથી થોડો ભાગ ખાતા, અને બાકીનો દેવીના મુખ પાસે ધરીને કહેતા કે ‘જો, મેં તો ખાધું; હવે તારો વારો આવ્યો.’ એક દિવસ જ્યારે તેઓ નૈવેદ ધરાવી રહ્યા હતા, ત્યારે પાસે બિલાડી ‘મ્યાઉં, મ્યાઉં” કરતી ઉભી હતી. નમ્રભાવે તેને સંબોધતાં તેઓ બોલ્યા કે ‘મા! શું તને ખાવાની ઇચ્છા છે ? લે આ રહ્યું, ખા’ એમ કહી તેમણે તેને નૈવેદ ધરી દીધું. કોઇ વાર સંધ્યા–આરતી પત્યા બાદ માતાને તેઓ કહેતા કે ‘ઠીક, હું પોઢી જાઉં એવી તારી ઇચ્છા છે ? વારૂ, તો હું તેમ કરીશ.’ અને તેઓ માના ચાંદીના ઢોલિયા પર થોડો વખત આડા થતા. વળી પૂજાસમયે તેઓ એવા ધ્યાનમગ્ન થતા કે તેમને બહારનું ભાન રહેતું નહિ. દરરોજ સવારે જ્યારે તેઓ માના ફૂલહારને માટે પુષ્પો વીણતા, ત્યારે તેઓ કોઇની સાથે બોલી રહ્યા હોય, કોઈને વહાલ કરતા હોય, હસતા હોય કે વિનોદ કરતા હોય એવું મારા જોવામાં આવતું ! રાત્રે હું જાગતો, ત્યારે કેટલીક વાર તેમને મસ્ત અવસ્થામાં કોઈની સાથે વાતો કરતા, ગાતા કે હાલ જ્યાં પંચવટી છે તે સ્થળે ધ્યાનમાં બેઠેલા જોતો.”

આ બધા ઉપરથી મંદિરના સ્થાનિક અધિકારીઓની માન્યતા, શ્રીરામકૃષ્ણના પાગલપણા વિષે દૃઢતર બની. તેઓના જોવામાં તેમનું જે જે કાર્ય આવતું તે પરથી ધર્મનો ધ્વંસ થઈ રહ્યો છે, એમ તેમને લાગ્યું. માજી આગળ રોવું, હસવું કે બોલવું તેની

ગ્રાજી પંચાતમાં ન પડતાં પોતાને પગે અડકાડીને માજીને પુષ્પ અર્પણ થાય, માજીને નૈવેદ્ય ધરવા પહેલાં જમી લેવાય, માજીની શય્યામાં સૂવાય, આ બધી ચેષ્ટા તેમના ચસ્કેલ ભેજાના પુરતા પુરાવારૂપ તેમને લાગતી હતી. તેઓ મંદિરમાં રહે એવી તેમની ઇચ્છા તો નહોતીજ, પણ એ સંબંધમાં તેઓ કાંઇ કરી શકે તેમ નહોતું. આ સંજોગમાં તેમણે જાનબજારમાં રહેતા મથુરબાબુને સઘળી હકીકત લખી મોકલી. પોતે જાતે તપાસ કરવાને આવશે એવો મથુરે જવાબ આપ્યો અને એ દરમિયાન શ્રીરામકૃષ્ણની પૂજામાં કોઈ દખલ ન કરે એવો પ્રબંધ કર્યો. પછી મંદિરના કોઇ જલદ સ્વભાવના નોકરને હાથે શ્રીરામકૃષ્ણને સતામણી થઇ બેસે એમ જાણી, મથુરે મંદિરની ટુંક વખતમાં અને એકાએક મુલાકાત લીધી. શ્રીરામકૃષ્ણ પૂજા કરી રહ્યા હતા ત્યાં જઇને તેણે જે જોયું તેથી તે ભારે અજાયબી પામ્યો. પોતાને કોઇ દેખે છે તેના લેશ પણ ભાન વિના શ્રીરામકૃષ્ણ પૂજામાંજ પોતાનું અંતર સર્વભાવે પરોવી રહ્યા હતા. શ્રીરામકૃષ્ણનો પૂજાવિધિ જગદંબા-પ્રત્યેના તેમના સાચા અને ઉંડા પ્રેમના પરિણામરૂપ છે, એવો નિર્ણય કરતાં મથુરને વાર લાગી નહિ. પછી તે ઘર તરફ પાછો ફર્યો; અને બીજે દિવસે શ્રીરામકૃષ્ણ પોતાને ઠીક પડે તે રીતે પૂજા કરે, અને તેમાં તેમને કોઇ કનડગત કરે નહિ, એવો હુકમ મંદિરના મુખ્ય અધિકારીપર લખી મોકલ્યો.

શાસ્ત્રોમાં બે પ્રકારની ભક્તિનો ઉલ્લેખ છે. એકમાં મનુષ્યે ઈશ્વરોપાસના શાસ્ત્રવિહિત કર્મોદ્વારા કરવાની હોય છે. તેને દિવસ-માં અમુક વખત સ્નાન કરવું પડે છે, ઉપવાસ કરવા પડે છે, અમુક મંત્રનો જપ કરવો પડે છે, અમુક રીતે આરતી ઉતારવી પડે છે, અને શાસ્ત્રોમાં ઉપદેશેલા વિધિનિષેધો પાળવા પડે છે. બીજા પ્રકારની ભક્તિમાં, તેને આવા બધા ખટરાગમાં પડવાની જરૂર હોતી નથી. આ પ્રકારની ભક્તિમાં મનુષ્ય પોતાને ઈશ્વરની એટલો નિકટ અનુભવે છે કે તે બધા નિયમને વિસરી જઇને કેવળ પોતાના ઉત્તમ મનોભાવ પ્રમાણે વર્તે છે. પહેલા પ્રકારની ભક્તિ વૈધિ ભક્તિ કહેવાય છે, જ્યારે બીજો પ્રકાર પ્રેમભક્તિ અથવા પરાભક્તિના નામે ઓળખાય છે. પહેલી શાસ્ત્રવિહિત વૈધિ ભક્તિ પ્રમાણે વર્તવાથી તે ભક્તિ પરિપકવ થતાં તેને પ્રેમભક્તિ વરે છે. શ્રીરામકૃષ્ણના માનસિક વલણમાં થતા અજબ ફેરફારો, જેને અજ્ઞાનીઓ ઘેલછા

કહેતા, તે તેમની પરાભક્તિની જમાવટના પરિણામરૂપ હતી. દિવ્ય પ્રવાહના પૂર બહારમાં ઘસડાઈ જવા જેવી એ અવસ્થા હતી. આ પરિવર્તન એવું સહજ રીતે થતું ગયું કે શ્રીરામકૃષ્ણને પોતાને પણ તેની ભાગ્યેજ ખબર પડી. પ્રબળ ઇષ્ટશક્તિને આધીન પોતે વર્તતા હોય એવો તેમને અનુભવ થતો. પોતેજ પોતાની કરણી જોઇ અનેક વાર તાજુબ થતા, અને પોતે ઉચિત માર્ગે જઈ રહ્યા છે કે કેમ, એ વિષે તેમને પોતાને શંકા રહેતી; અને તેથી તેઓ કાલીમંદિરમાં જઈ દેવીની આગળ આક્રંદ કરી તેના આદેશ માટે પ્રાર્થના કરતા. આપણે આગળ ઉપર જોઈશું તેમ દેવીપ્રત્યેની તેમની એવી સાચી શ્રદ્ધા સદાકાળ ફળતી હતી.

ઇષ્ટસાક્ષાત્કાર માટે જે મહાન પરિશ્રમ તેમણે ઉઠાવ્યો હતો, તેને લીધે તેમના શરીરમાં કેટલોક વ્યાધિ પેસી ગયો. ચામડીપર જાણે તેજાબ ચોપડયો હોય તેના જેવો તેમને આખે શરીરે દાહ ઉપડી આવ્યો. આ સ્થિતિનું વર્ણન તેમણે એ પછી એક વાર આપ્યું હતું કે "પૂજાકાળે શાસ્ત્રવચન પર વિશ્વાસ રાખી હું એવો વિચાર સેવતો કે મારા શરીરમાં રહેલો પાપપુરુષ બળી રહ્યો છે, અને હું આત્મભાવે સદાસર્વદા પૂર્ણ અને પવિત્ર છું. મારી સાધનાની શરૂઆતથીજ હું મારે શરીરે બળતરા અનુભવતો હતો. મને વિચાર આવતો કે, એ શું હશે? દવા એમાં કારગત થતી નહિ. એ પછી એક દિવસ હું પંચવટીમાં સાધન સાધી રહ્યો હતો, ત્યારે જણાયું કે, એ પાપપુરુષનો નાશ થયો છે. એ પછી મને સતાવી રહેલી બળતરાનો પણ થોડા દિવસમાં અંત આવી ગયો." આપણે આગળ જોઇશું કે, એ વ્યાધિ તેમને ફરી પણ બે વાર ઉપડી આવ્યો હતો.

ભક્તિવિષેનો ઉલ્લેખ કરતાં શાસ્ત્રોમાં ભક્તિના પાંચ જૂદા જૂદા પ્રકાર વર્ણવેલા છે. પહેલા પ્રકારની ભક્તિ શાંત કહેવાય છે. આવી ભક્તિ કરનાર સાધુઓ અને તપસ્વીઓ હોય છે. તેઓ મનને પાર્થિવ પદાર્થોમાંથી હઠાવી લઇ, કેવળ સત્યસ્વરૂપ અને સર્વના અધિષ્ઠાન–આધાર–રૂપ એવા પરમાત્મામાંજ મનનો નિરોધ કરીને તેઓ શાંત ભક્તિનો આશ્રય લે છે. આવા ભકતો જગતની જંજાળથી દૂર રહે છે, અને સાદા ખાનપાન પર નિર્વાહ કરતા થકા સાદું, સરળ અને નિવૃત્તિપરાયણ જીવન ગુજારે છે. ભક્તિના આ પ્રકારમાં સામાન્ય રીતે તત્ત્વજ્ઞાનનો પાશ લાગેલો હોય છે.

વેદકાળના ઋષિઓ આ પ્રકારની ભકિતનાં ઉદાહરણો છે. બીજો પ્રકાર દાસ્યભક્તિનો છે. એમાં સેવક અને સ્વામીનો સંબંધ રહેલો છે. વિશ્વની અટપટી બાજીપર વિચાર કરતાં મનુષ્યને સ્વાભાવિક રીતે ઈશ્વરના અસ્તિત્વનો ખ્યાલ આવે છે, અને તેનામાં અનંત સામર્થ્ય, જ્ઞાન અને દયા રહેલાં હોઇ તેજ આ સમસ્ત વિશ્વનું તંત્ર ચલાવી રહ્યો છે, એવી પણ ભાવના તેને થાય છે. આવા ભક્ત ઈશ્વરની શ્રદ્ધાપૂર્વક સેવા કરી તેની કૃપા પામવા માટે પોતાના બીજા બધા સુખનો અને પદાર્થોનો ભોગ આપે છે, અને એ રીતે સેવક અને સ્વામીનો સંબંધ સાધે છે.

શ્રીરામકૃષ્ણ આ બીજા પ્રકારની ભક્તિમાંથી પસાર થયા હતા. તેમની એ દાસ્યભકિતના પ્રસંગનું વર્ણન વિશેષ રસિક હોવાથી જરા વિસ્તારથી અત્રે આપીશું. જગદંબા કાલીનાં દર્શન થયા પછી તેમનું ધ્યાન શ્રીરામ તરફ દોરાયું. શ્રીરામનો સાક્ષાત્કાર પામવાને તેમના મહાન ભક્ત હનુમાનના ભાવથી ભાવિત થવું આવશ્યક માનીને તેમણે હનુમાનની દાસ્ય ભકિતને અનુસરવાનો નિશ્ચય કર્યો. આ સાધના કેવી રીતે સધાઇ અને તેનાં કેવાં પરિણામ આવ્યાં, તેનું વર્ણન તેમના પોતાના શબ્દોમાં આ પ્રમાણે છેઃ– "હનુમાનના ભવ્ય ચારિત્ર્યનું સતત મનન કરવાથી હું મારૂં પોતાનું વ્યકિતત્વ વીસરી ગયો હતો. મારૂં નિત્યજીવન અને ખોરાકની પદ્ધતિ પણ હનુમાનનેજ અનુરૂપ બની ગયાં હતાં. મારે તેમાં કોઇ ચીજ પરાણે કરવી પડતી નહોતી. કુદરતી રીતેજ મારાથી એમ વર્તાઇ જતું હતું. હું કેડે ઉપવસ્ત્ર વિંટતો, અને તેનો એક ભાગ પૂંછડીની જેમ લટકતો રાખી, ચાલવાને બદલે આમથી તેમ કૂદાકૂદ કરી કૂદતો. હું છોતરાં સમેત કંદમૂળ ખાતો, મોટે ભાગે ઝાડ પર રહેતો અને ઘોર સ્વરે 'રઘુવીર'નું નામ લેતો! વાનરની પેઠે મારી આંખો તરવરી રહેતી, અને ભારે આશ્ચર્યકારક તો એ બન્યું કે, મારા બરડાની કરોડના નીચલા હાડકાનો ભાગ એક ઇંચ જેટલો વધી ગયો હતો! એ સાધના થઇ રહ્યા પછી ધીમે ધીમે એ ભાગ ઓછો થઇ ગયો હતો. પણ એ સાધના ચાલતી હતી ત્યાંસુધી તો પ્રત્યેક બાબતમાં મનુષ્ય કરતાં વાનરને-જ વિશેષ અનુસરતો હતો."

આ સાધનાને અંતે તેમને કોઇ અજબ દૃશ્ય દેખાયું. તેમણે જોયેલાં પાછલાં દૃશ્યોની સરખામણીમાં તે એટલું નિરાળું અને

તાદૃશ્ય હતું કે તેની અસર તેમના સ્મરણપટ પર ઘણા વખત સુધી રહી હતી. એને ઉદ્દેશીને ગુરુદેવ કહેતા કે "મનની સામાન્ય સ્થિતિમાં હાલ પંચવટીને નામે ઓળખાતી જગ્યામાં હું એક દિવસ બેઠો હતો. તે વખતે હું સમાધિ કે મસ્તીમાં નહોતો. એવામાં એકાએક પ્રકાશમાન અને લાવણ્યની મૂર્તિરૂપ એક સ્ત્રી મારી સમીપ આવી. તેના પ્રકાશને લીધે બધું વાતાવરણ ઝળહળી રહ્યું. હું માત્ર તેનેજ જોતો એમ નહિ, પણ સાથે સાથે આસપાસનાં ઝાડવાં, ગંગાજી અને દરેક ચીજ દેખાઇ રહી હતી. પ્રેમ, શોક, દયા અને ધૈર્યથી ભરપૂર આવી ભવ્ય મુખમુદ્રા સામાન્ય રીતે ક્યાંય જણાતી નથી. મને કૃપાકટાક્ષથી નિહાળતી, ઉત્તર તરફથી ધીરે ધીરે તે મારી પાસે આવવા લાગી. હું દિગ્મૂઢ બની ગયો. એ કોણ હશે તે હું સમજી શક્યો નહિ. એવામાં હૂપ કરતો એક વાનર એકાએક કૂદી આવ્યો અને તેની પાસે બેસી ગયો. એ જોઈ મને વિચાર આવ્યો કે, શ્રીરામને સર્વસ્વ માનનાર અને પોતાના જીવનમાં કષ્ટ સિવાય બીજું કાંઇયે ન અનુભવનાર એ સ્ત્રી સીતાજ હોવી જોઇએ! ભાવાવેશને લીધે 'મા' કહીને હું તેના પગે પડવાની તૈયારીમાં હતો, એટલામાં તેણે મારાં શરીરમાં પ્રવેશ કર્યો, અને પોતાના હોઠપર રમી રહેલું હાસ્ય પોતે મને વારસામાં આપે છે એવું સાથે સાથે તે કહેતી ગઇ! આવેશને લીધે મેં જમીનપર પછાડ ખાધી. કોઇ પણ પદાર્થપર ધ્યાન કર્યા સિવાય મેં નરી આંખે જોયેલું આ પહેલું દૃશ્ય હતું."

આવી વિવિધ પ્રકારની સાધનાઓમાં તેમને ફતેહ મળતી. તેનું રહસ્ય થોડામાં કહીએ તો તેમની એકનિષ્ઠા અને સર્વભાવપૂર્વકની સાધના હતી. તેમના વિચાર અને વર્તનમાં પૂર્ણ સામ્ય હતું, અને દ્વિધાવૃત્તિનો અભાવ હતો. શ્રીરામકૃષ્ણ કહેતા કે, કોઇ પણ કાર્યમાં વિજય મેળવવો હોય તો મનુષ્યે પોતાના સંપૂર્ણ આદર્શને અનુસરતું જીવન ગાળવું જોઇએ. પોતાના જીવનમાં એ સૂત્ર તેમણે કેવી રીતે સિદ્ધ કર્યું હતું, તે આપણે આગળ જોઇશું.

પાછલાં પૃષ્ઠોમાં શ્રીરામકૃષ્ણના જીવનના અમુક એવા પ્રસંગો આપણે જોઇ ગયા છીએ કે તે અશક્ય કે ચમત્કાર જેવા લાગે. કારણવાદ કે વિજ્ઞાનવાદની કસોટીથી એ પ્રસંગોનું રહસ્ય ઉકેલતાં મુશ્કેલી પણ નડે; છતાં એટલા ખાતર તેમની અવગણના કરવી એ પાલવે તેવું નથી. દરેક દેશના અને જમાનાના શ્રેષ્ઠ સાધુસંતો

પોતાને એવા અનુભવો થયેલા કહે છે, પણ તેમનો બાહ્ય કારણ-વાદથી કશો ખુલાસો થઈ શકે તેમ નથી, તેમ આજસુધી વિજ્ઞાન પણ તે સંબંધમાં કશો પ્રકાશ પાડી શક્યું નથી. પોતાને સાંપડેલાં અસામાન્ય દૃશ્યો કે અદ્‌ભુત શક્તિઓ કુદરતના નિયમની બહાર છે અથવા બીજા મનુષ્યો તેમનો સાક્ષાત્કાર કરી શકે નહિ એવું કોઈપણ સાધુસંતે કહ્યું નથી. પણ ઉલટું ભૌતિક વિજ્ઞાનના કોઈ પણ દૃશ્યની પેઠે, કુદરતના નિયમોને આધીન વર્તીને પોતે આ-દરેલી ક્રિયા–પ્રક્રિયાઓને અનુસરવાથી એ સર્વ શક્તિઓ અને દૃશ્યોનો અનુભવ જાતે કરી જોવાનું બધા સાધુસંતોએ સમસ્ત જગત-ને ગાજીવગાડીને કહ્યું છે. ધર્મ અને વિજ્ઞાન વચ્ચે ફરક માત્ર પ્રમાણનોજ છે. ભૌતિક વિજ્ઞાન સામાન્ય રીતે કુદરતનાં સ્થૂળ દૃશ્યોની ચર્ચા કરે છે; ત્યારે ધર્મ, કે જે વ્યવહાર્ય તત્ત્વજ્ઞાન છે તે એના સૂક્ષ્મ અંશોને પણ સ્પર્શે છે. ધીરજ અને પ્રયત્નપૂર્વકની ખોજને પરિણામે એ અસાધારણ અનુભવોનું પોકળપણું જો સાબીત કરી શકાય, તોજ તેમને અવગણવાનો આપણને હક હોઇ શકે; અને જેઓ તેમને ભ્રમરૂપ ગણી ઉવેખે છે તેઓ જીત્યા ગણાય. અહીં અમે સ્પષ્ટ કરવા માગીએ છીએ કે, ધાર્મિક પ્રગતિ સાધવા-માં અસામાન્ય દૃશ્યોની ખાસ અગત્ય નથી, તેમ પરમાત્મસાક્ષા-ત્કારને પંથે જવામાં તેમની પ્રાપ્તિવિના નજ ચાલે એવું પણ નથી. સર્વોચ્ચ આધ્યાત્મિક અવસ્થા તેમના વિના પણ પ્રાપ્ત કરી શકાય છે. બહુ તો એ દૃશ્યો ધાર્મિક પ્રગતિના પંથનો ક્રમ સૂચવ-નાર નિશાનીઓરૂપ છે. તેમની પ્રાપ્તિથી માણસ જેટલે અંશે વધારે પવિત્ર, બળવાન, પ્રેમાળ અને નિઃસ્વાર્થ બની શકે, તેટલાજ અંશે તેની અગત્ય છે. સાચું દૃશ્ય તો મૂર્ખને સંતમાં પલટાવી દે એજ છે. જ્યાં એથી વિરુદ્ધ પરિણામ આવે, ત્યાં કેવળ ભ્રમ સિવાય બીજું કાંઇજ ન હોય.

આપણે જોઇ ગયા છીએ કે, શ્રીરામકૃષ્ણ પર રાણી રાસમણિ સારો ભાવ રાખતી હતી. તેમને જગદંબાનાં દર્શન થઈ ચૂક્યાં છે એવી તેની ખાત્રી થવાથી, માનસિક નિર્બળતા નહિ પણ તેમની ભક્તિની પ્રૌઢતાજ તેમની વિચિત્ર રીતભાતનું કારણ છે, એવું તે માનતી હતી. એક દિવસ તે દક્ષિણેશ્વર આવી. તેણે ગંગા-સ્નાન કર્યું. પછી પૂજનઅર્ચન માટે મંદિરમાં ગઇ અને જગ-દંબાની નજીકમાં બેઠી. શ્રીરામકૃષ્ણ ત્યાંજ હતા, એટલે રાણીએ

પોતાની ટેવ મુજબ તેમને કાંઇ ગાવાને કહ્યું. શ્રીરામકૃષ્ણદેવે મનગમતાં ભજનો લલકારી વાતાવરણ ગજાવી મૂકયું; પણ થોડા વખત પછી તેમણે જોયું કે રાણીનું ચિત્ત ભજનમાં નથી. આથી "અહીં પણ ઘરની ચિંતા!"–એમ કહીને તેમણે તેને બે તમાચા ખેંચી કાઢયા. મંદિરના નોકરવર્ગે આ જોઈ ખળભળાટ મચાવી મૂકયો, પણ અપરાધીને શિક્ષા કરવાની કોઈનીયે હિંમત ચાલી નહિ. માત્ર બેજ વ્યક્તિઓ શાંત રહી; એક શ્રીરામકૃષ્ણ અને બીજી રાણી રાસમણિ. કોઇ ઉચ્છૃંખલ બાળકને તેનો પિતા શિક્ષા કરે એવા પ્રકારનું તેમનું એ વર્તન હતું. રાણી તો કોઇ તોફાન કરતાં પકડાઈ ગઇ હોય એમ ડઘાઇજ ગઈ. તેનું મન ભક્તિમય ભજનમાં પરોવાવાને બદલે કોઇ દિવાની મુકદ્દમામાં રમી રહ્યું હતું; એ પારખવાની આ યુવાન પૂજારીની શક્તિ જોઇને તે દિંગ થઈ. પ્રસંગની ગંભીરતા વિચારીને, તેમજ મંદિરનો સેવકગણ શ્રીરામકૃષ્ણને સજા કરવાની આપખુદી કદાચ વાપરી બેસશે એવા ડરથી, આ બનાવની પુનરુક્તિ શ્રીરામકૃષ્ણ આગળ કદી નહિ કરવા વિષે તેણે સેવકગણને તાકીદ આપી હતી.

પછી રાસમણિ પોતાના ઓરડામાં ચાલી ગઈ. જ્યારે સેવકોએ શ્રીરામકૃષ્ણે વાપરેલી ઉદ્ધતાઇના સંબંધમાં તેના આગળ ફરિયાદ કરી ત્યારે તેણે ઉત્તર વાળ્યો કે "તમને એ વાતમાં ગમ નથી. એ તો જગદંબાએજ મને શિક્ષા કરી છે, અને એમ કરીને મારા અંતરને અજવાળ્યું છે."

ઉપલા પ્રસંગમાં ભારે ગુહ્યાર્થ રહેલો છે. એથી એવું સિદ્ધ થાય છે કે, શ્રીરામકૃષ્ણ પોતાને જગદંબાના હાથમાં કેવળ હથિયારરૂપજ સમજતા. એ સિવાય બીજો કોઇ ખ્યાલ તેમને હોત તો રાણીનું અપમાન કરીને પોતાના પૂજારીપદને કફોડી દશામાં મૂકવાનું જોખમ તેમણે વહોરી લીધું ન હોત. વળી તેથી રાણીની મનોદશાપર પણ ઠીક પ્રકાશ પડે છે. એ ઉપરાંત, તેની રગેરગમાં ઉંડું આધ્યાત્મિક વહેણ વહી રહ્યું હતું, તેથી એ શિક્ષાનું ઔચિત્ય વિચારીને તેને આનંદપૂર્વક વધાવી લેવામાંજ તેણે ડહાપણ માન્યું હતું.

આ અરસામાં એક દિવસ, હવેથી હૃદય પૂજા કરશે તોપણ દેવી હમેશની પેઠે રાજી રહેશે એવું કહીને, મથુરની હાજરીમાં શ્રીરામકૃષ્ણે હૃદયને પોતાનો પ્રતિનિધિ નીમી દીધો, અને દેવીની ઇચ્છા માની મથુરે પણ એ વાત ખુશીથી માન્ય રાખી.

જે પંચવટીનો* ઉલ્લેખ આપણે પ્રથમ કરી ગયા છીએ, તે જગ્યાએ શ્રીરામકૃષ્ણ ધ્યાનમાં બેસતા હતા. પાસે નાનું તળાવ હતું તેને ફરી ખોદાવવામાં આવ્યું હતું, અને તેની માટીથી આસપાસના ઢાળ ટેકરા પૂરી દઈ જમીન સરખી કરવામાં આવી હતી. આ ફેરફારને લીધે આમળીનું ઝાડ કાપી નાખવું પડયું હતું. એક દિવસ શ્રીરામકૃષ્ણે પોતાની આત્મસાધના માટે એક મઢુલી બાંધવાનો વિચાર હૃદયને જણાવ્યો. હૃદયે હા પાડી, એટલે ગુરુદેવની સાધનાની અસલ જગ્યા પસંદ થઇ. અહીં શ્રીરામકૃષ્ણે પોતે પીપળાનું ઝાડ રોપ્યું, અને હૃદયે બાકીનાં ચાર વાવ્યાં. પછી તેની આસપાસ તુલસી અને અપરાજિતના છોડની વાડ કરી. પાસે થઇને જનાર પણ અંદર જોઈ શકે નહિ એટલે સુધી તે વાડ પાછળથી વધી ગઇ હતી. એક દિવસ ઢોરાંએ એ વાડનો નાશ કર્યો હતો, અને તુલસી વગેરેના રોપાઓને કચરી નાખ્યા હતા. આથી ભવિષ્યમાં વાડને કોઈ રીતે નુકસાન ન પહોંચે એવી સુરક્ષિત બનાવવાની શ્રીરામકૃષ્ણને ચિંતા પેઠી. એમ કહેવાય છે કે, આ પછી તરતજ ગંગાજીમાં ભારે પૂર ચઢી આવ્યું હતું, અને તેથી મંદિરની નજીકને કાંઠે વળીઓ, દોરડાં, ખીલા, તેમજ વાડ કરવાને જોઇતો દરેક સામાન ત્યાં તણાઇ આવ્યો હતો.

આપણે જોઇ ગયા છીએ કે, શ્રીરામકૃષ્ણને કશી વાતે અગવડ પડે નહિ એની ફિકર મથુરને રહ્યા કરતી. તેમની મનોદશાથી અજ્ઞાત કોઇ પણ મનુષ્ય તરફથી તેમને કનડગત થવા ન પામે એની પણ તે કાળજી રાખતો. આમ છતાં શ્રીરામકૃષ્ણને કોઇ જ્ઞાનતંતુનો વ્યાધિ હોવો જોઇએ એવી પણ તેને શંકા રહ્યા કરતી. રાણી રાસમણિને લપડાક લગાવવાના પ્રસંગથી તેની એ શંકા બળવાન થઈ હતી. તેણે શ્રીરામકૃષ્ણ માટે કલકત્તાના સુપ્રસિદ્ધ વૈદ કવિરાજ ગંગાપ્રસાદ સેનની દવાની ગોઠવણ કરી. દવા થોડો વખત ચાલી, પણ કંઇ લાભ થયો નહિ. લાગણીઓને કાબુમાં રાખી, જીવનને નિયમિત રીતે ગાળવાનું મથુરે શ્રીરામકૃષ્ણને સમજાવવાનો પ્રયત્ન કરતાં એક વાર તેણે કહ્યું કે "ઈશ્વરે પણ પોતે ઘડેલા કાયદાને માન આપવું જોઇએ. તેને ઓળંગવા-

* પંચવટીનો અર્થ પાંચ પવિત્ર વૃક્ષોનું ઝુંડ થાય છે. આવી જગ્યા ઘણી પવિત્ર અને ધ્યાનને અનુકૂળ ગણાય છે. પાંચ વૃક્ષો તે પીપળો, બીલી, આમળી, અશોક અને વડ.

ની તેનામાં પણ તાકાત નથી.” “કેવી અજુગતી વાત ! જે કાયદો સ્થાપી શકે છે તે સ્વેચ્છાએ ઉથાપી પણ શકે છે, અથવા બીજો નવો કાયદો તેને બદલે આપી શકે છે.” શ્રીરામકૃષ્ણે જવાબ વાળ્યો. મથુર બોલ્યો કે “ કેવી રીતે ? જે છોડને રાતાં ફૂલ આવે તેને ધોળાં નજ આવે, એવો કાયદો છે. રાતા ફૂલના છોડ પર ધોળાં લાવે એવો ઇશ્વર હોય તે હું જોઉં તો ખરો !” શ્રીરામકૃષ્ણે કહ્યું કે “ઇશ્વર એવું પણ સહેલાઈથી કરી શકે છે; કેમકે દરેક વાતનો આધાર તેની મુનસફી પર રહેલો છે.” મથુરને ગળે આ વાત ઉતરી નહિ. બીજેજ દિવસે મંદિરના બાગમાં શ્રીરામકૃષ્ણે એક ગુલાબની ડાંખળી પર સાથે સાથે ખીલેલાં બે ફૂલ જોયાં. તેમાંનું એક રાતું ને બીજું દૂધ જેવું શ્વેત હતું. તેમણે એ ફૂલ ડાંખળીસહિત તોડી મથુરને બતાવ્યાં. આમ જેમ જેમ મથુર શ્રીરામકૃષ્ણના નિકટ સંબંધમાં આવતો ગયો, તેમ તેમ તેની બધી શંકાઓ દૂર થતી ગઇ, અને તેઓ સાચા મહાન પુરુષ છે, પૂર્ણ સાધુ છે અને તેમના સમાગમથી બહુજ લાભ થાય છે, એવી તેની ખાત્રી થઇ. સાક્ષાત્કારને વરેલા આ વિચિત્ર પુરુષની જાદુઈ અસર તળે આવ્યા કરવાથી તેણે અંદરખાનેથી તેમને ગુરુભાવની દૃષ્ટિએ પણ જોવા માંડયા હતા. તેની આવી વૃત્તિએ દક્ષિણેશ્વરના આ ક્ષુદ્ર પૂજારીના ચરણમાં કેટલી હદે શરણભાવનું રૂપ પકડયું હતું તે આપણે હવે થોડાજ વખતમાં જોઇ શકીશું. તેમની સાધનાનાં આ ચાર વર્ષો (૧૮૫૫–૧૮૫૮) બનેલા થોડાક વધુ પ્રસંગોનો ઉલ્લેખ કરીને શ્રીરામકૃષ્ણના જીવનવૃત્તાંતનું આ પ્રકરણ આપણે સમાપ્ત કરીશું.

દિવ્ય પાગલ દશાના આ સમય દરમિયાન શ્રીરામકૃષ્ણને સંસારીઓના સહવાસમાં રહેવું અસહ્ય થઇ પડતું હતું; પણ તેઓ ભક્તજનના સંસર્ગમાં તો આવ્યાજ કરતા. બલ્કે તેમની સાથે હળવામળવાને તથા પૂજન અને કીર્તનમાં જોડાવાને આતુર પણ રહેતા. તેઓ જગદંબાના પૂજન અર્થે કાલીઘાટ અવારનવાર જતા, અને દક્ષિણેશ્વરથી થોડા માઇલ દૂર ભરાતા પાણીહાટીના મહાન ધાર્મિક ઉત્સવમાં લગભગ વર્ષોવર્ષ ભાગ લેતા. તે જમાનાના મહાન વૈષ્ણવ ભક્ત અને ઉત્સવાનંદ ગોસ્વામીના પુત્ર વૈષ્ણવચરણની પ્રથમ મુલાકાત શ્રીરામકૃષ્ણને આ પાણીહાટીનાજ ઉત્સવમાંથી થઇ હતી. ૧૮૫૮નું વર્ષ હતું. હૃદય સાથે શ્રીરામકૃષ્ણ

ઉત્સવ જોવાને આવ્યા હતા, અને મણિમોહન સેનના મંદિરમાં બેઠા હતા. એવામાં વૈષ્ણવચરણ આવી પહોંચ્યો. તેણે શ્રીરામકૃષ્ણને અસાધારણ પુરુષતરીકે તરતજ ઓળખી લીધા. થોડી વાર પછી તેણે તેમના મોં આગળ પાંચ રૂપિયાની ભેટ કરી, જેની તેમણે ના પાડી. જ્યારે વૈષ્ણવચરણે બહુ આગ્રહ કર્યો, એટલે નૈવેદ્ય માટે કેરીઓ ખરીદવાનું કહી શ્રીરામકૃષ્ણે તે રૂપિયા લેવાની હૃદયને આજ્ઞા કરી. પછી બધાએ શ્રીરામકૃષ્ણની આસપાસ ટોળે વળી કીર્તન ઉપાડયું, જે દરમિયાન તેઓ સમાધિમાં લીન થયા. વૈષ્ણવચરણે શ્રીરામકૃષ્ણને પ્રસાદ આરોગાવવાનો ફોકટ પ્રયત્ન કર્યા પછી બાકીનો પ્રસાદ સર્વેને વહેંચવામાં આવ્યો. વૈષ્ણવચરણે શ્રીરામકૃષ્ણનું કલકત્તાનું ઠેકાણું જાણી લીધું હતું, એટલે કલકત્તે પાછો ફરતાં તે તેમને મળવાને દક્ષિણેશ્વર રોકાયો હતો; પણ તેઓ નહોતા. આપણે જોઇશું તેમ અત્યંત મહત્ત્વના સંજોગોમાં થોડાં વર્ષ પછી શ્રીરામકૃષ્ણને ફરી પણ મળવાનો પ્રસંગ તેને આવ્યો હતો.

આ અરસામાં શ્રીરામકૃષ્ણને એક આકરી કસોટીમાંથી પસાર થવું પડયું હતું. ભોળે ભાવે છતાં અવિચારીપણે રાણી રાસમણિએ અને મથુરે એ કસોટીનો પ્રસંગ ઉપજાવી કાઢયો હતો. શ્રીરામકૃષ્ણની લથડતી પ્રકૃતિને જોઈ એ બંનેને બહુ દુઃખ થતું હતું, એટલે બ્રહ્મચર્યના કડક પાલનમાં કંઈક શિથિલતા લવાય તો તેમની પ્રકૃતિમાં સુધારો થાય એવો એ બંનેને વિચાર આવ્યો. એવી બાબતમાં શ્રીરામકૃષ્ણને કહેવામાં આવતાં તે છેડાઈ જશે એની પણ તેમને ખબર હતી, એટલે તેમને છાની રીતે લલચાવવાની તેમણે યુક્તિ રચી કાઢી. જગદંબાના આ બાળકને ફસાવવાને દક્ષિણેશ્વરમાં તેનાજ ઓરડામાં તેમણે બે ભાડુતી વેશ્યાઓને મોકલી આપી. આ વિશ્વપત્નીઓને જોતાંવેંત શ્રીરામકૃષ્ણે જગદંબાનું શરણ સંભાર્યું. એ સ્ત્રીઓ જગદંબાનું નામ સાંભળીને શરમાઇ ગઇ. બીજે કોઇ દિવસે મથુર શ્રીરામકૃષ્ણને ગાડીમાં કલકત્તા તરફ હવા ખાવા લઇ ગયો. ગાડી મછુઆબજારમાં એક ઘેર અટકી. અહીં કેટલીક ખૂબસુરત કન્યાઓ રાહ જોતી ઉભી હતી. મથુર ત્યાંથી ખસી ગયો. શ્રીરામકૃષ્ણ કન્યાઓ સાથે એકલાજ પડયા. તેઓ તરતજ બાળકની જેમ વર્તવા લાગ્યા. જગદંબાનું નામસ્મરણ કરતાં બાહ્યભાન ભૂલી ગયા તથા પવિત્રતા અને આત્મસંયમની મૂર્તિ સમા એની

એજ સ્થિતિમાં કેટલોક વખત રહ્યા. કન્યાઓના મનપર આની અસર જાદુઈ નીવડી. તેઓ પોતાની મૂર્ખાઇ જોઇ શકી, અને સંત પુરુષને ફસાવવા જતાં વેઠવાં પડતાં માઠાં પરિણામની દહેશતથી તેમણે તેમની ક્ષમા માગી. ખળભળાટ મચી રહેલો જાણી મથુર આવી પહોંચ્યો. ઓરડામાં પેસતાં શ્રીરામકૃષ્ણનો અદ્ભુત આત્મ-સંયમ જોઇને તે છક થઈ ગયો. પછી તેમને ત્યાંથી ગાડીમાં લઈને તેણે જવા માંડયું. તેના કાવત્રામાં હથિયારરૂપ બનેલી કન્યાઓએ તો ગુસ્સામાં ને ગુસ્સામાં તેને ભાંડવામાં મણા ન રાખી. શરમના માર્યા તેનાથી નીચેથી ઊંચે જોઇ શકાયું નહિ. આ પ્રસંગ પછી તેનો શ્રીરામકૃષ્ણ પ્રત્યેનો સદ્‌ભાવ બેવડાઇ ગયો, એ કહેવાની ભાગ્યેજ જરૂર છે.





# ૧૦—હળધારી

આ અરસામાં એક બીજા માણસનું દક્ષિણેશ્વરમાં આગમન થયું. એ માણસ શ્રીરામકૃષ્ણના નિકટ પરિચયમાં આઠ વર્ષ સુધી (૧૮૫૮ થી ૧૮૬૬ સુધી) સતત રહ્યો હતો. તેનું નામ રામતારક હતું. તેનું વધુ પરિચિત બીજું નામ હળધારી હતું. તે ખુદીરામના નાના ભાઇનો દીકરો હોવાથી શ્રીરામકૃષ્ણના કાકાનો દીકરો થાય. કોઇ નોકરીની શોધમાં તે દક્ષિણેશ્વર આવ્યો હતો. શ્રીરામકૃષ્ણનો સંબંધી ધારીને તેમની પાગલ અવસ્થા મટે નહિ ત્યાંસુધીને માટે મથુરે તેને કાલીમાતાના પૂજારીતરીકે રાખી લીધો. શ્રીમદ્ ભાગવત અને અધ્યાત્મ રામાયણમાં હળધારી પારંગત હતો, તેમ ગીતા અને વેદાંતનો પણ સારો અભ્યાસી હતો. તે વિષ્ણુભક્ત હોવા છતાં મથુરની વિનતિપરથી તેણે કાલીપૂજાનું કામ હાથપર લીધું. તેણે ગંગાતટે પોતાનું ભોજન પોતે રાંધી લેવાનું રાખ્યું હતું. એ પછી થોડાજ વખતમાં હળધારીના પુત્રનું અવસાન થયા પછી તેણે કાલી-પૂજાને બદલે રાધાગોવિંદની પૂજા કરવાનું રાખ્યું હતું.

હળધારી, વૈષ્ણવોના એક પ્રકારના અધમ સંપ્રદાયનો અનુયાયી હતો. એ સંપ્રદાયના અનુયાયીઓ મધુર ભક્તિના આચરણમાં ધ્યાન-નો સાચો આશ્રય ન લેતાં, સ્ત્રીઓ સાથે ગુપ્ત વ્યવહાર રાખે છે. આ વાત જાણતાં લોકો માંહોમાંહે વાતો કરવા લાગ્યા, પણ કોઇની તેને ઉઘાડો પાડવાની હિંમત ચાલી નહિ. છેવટે લોકવાયકા ઉડતી ઉડતી શ્રીરામકૃષ્ણ સુધી પહોંચી ગઇ, એટલે તેના પાપકર્મ વિષે લોકોમાં શું શું બોલાઇ રહ્યું છે તે તેમણે તેને સાફ સાફ કહી દીધું; પણ તે ધ્યાનમાં લેવાને બદલે હળધારી તો ઉલટો છેડાઇ પડયો ! તેણે કહ્યું કે “એક તો તમે મારા ભાઇ છો; વળી મારાથી નાના છો; છતાં મને ઠપકો આપનાર તમે કોણ ?” શ્રીરામકૃષ્ણે લોકોની બત્રીસીએ ચઢતો તે બચે તેટલા માટે ચેતવણી આપવાનોજ ઉદ્દેશ દર્શાવ્યો; પણ હળધારીએ તે ગણકાર્યું નહિ.

કાલીમંદિર અને તેમાં રાખેલી યાત્રાળુઓના ઉતારા માટેની સગવડ હવે જગજાહેર થઈ ચૂકયાં હતાં; એટલે ગંગાસાગર જતાં ઘણા સાધુઓ દક્ષિણેશ્વરમાં મુકામ કરતા હતા. સંભવ છે કે, એમાંના એકાદ પાસેથી શ્રીરામકૃષ્ણે હઠયોગની ક્રિયાઓ શીખી લીધી હોય; એટલે આ અરસામાં તેઓ એ ક્રિયાઓનો અનુભવ લઈ રહ્યા હતા. ઉપરોક્ત પ્રસંગ બન્યા પછી તરતમાંજ એક સાંજે તેમને તાળવામાં કાંઇ બળતરા જેવું લાગ્યું, અને એકાદ મિનિટ પછી ત્યાંથી લોહી વહેવું શરૂ થયું. આ પ્રસંગનું વર્ણન કરતાં શ્રીરામકૃષ્ણ કહેતા કે "લોહીનો રંગ કાળો હોઈ તે એટલું ઘટ્ટ હતું કે તેનો થોડોજ ભાગ માત્ર જમીનપર પડયો, અને બાકીનો ભાગ ઠરી જઇ દોરડીની માફક દાંતમાંથી લટકતો રહ્યો. લોહીને અટકાવવાને મારા વસ્ત્રનો એક છેડો લઇ મેં તે જગ્યાએ દાબ્યો, પણ તે તો વહેતુંજ રહ્યું. હું મુંઝાયો. લોકો આસપાસ ટોળે વળી ગયા. સંધ્યાપૂજા છોડી હળધારી પણ ઉતાવળો ઉતાવળો આવી પહોંચ્યો. સારે નસીબે તે વખતે કાલીમંદિરમાં એક સાધુ રહેતો હતો તે પણ આ બનાવની ખબર થતાં આવી પહોંચ્યો. તેણે લોહીનો રંગ તપાસ્યો અને તે કયી જગ્યાએથી વહે છે તેની ખાત્રી કરીને કહ્યું કે 'પ્રભુ દયાળુ છે; જરા પણ ચિંતાનું કારણ નથી. આ રુધિરસ્રાવને પરિણામે તમારૂં તો પરમશ્રેયજ છે. હું ધારૂં છું કે તમે હઠયોગ સાધતા તેને લીધે તમારૂં સુષુમ્ણાનું દ્વાર ખુલી જતાં, લોહીનું દબાણ મગજપર વધી ગયું હતું. એ લોહી ઠેઠ મગજમાં પહોંચી જવાને બદલે તાળવેથી બહાર આવ્યું, એ તો શુભ ચિહ્ન છે. એમ ન થયું હોત તો તમને જડ સમાધિ થઇ હોત, અને તેમાંથી બાહ્યચેતનમાં તમે કદી આવ્યા હોત નહિ.એ સાધુનાં વચનમાં મને શ્રદ્ધા બેઠી, અને જીવને શાંતિ વળી.

જાતે બ્રાહ્મણ અને ચેટરજીકુટુંબનું અભિમાન હોવાથી, હળધારીને શ્રીરામકૃષ્ણની યોગ્યતાનો ખરો ખ્યાલ આવે એ અશક્ય હતું. તેમની સાધનાના સમયમાં તે તેમની સાથે રહ્યો હતો, છતાં તેના માત્ર પુસ્તકિયા જ્ઞાનને લીધે તે પોતાના ભાઈની ઉચ્ચ આધ્યાત્મિક દશાથી કેવળ અજ્ઞાતજ રહ્યો હતો; અને બીજા લોકોની પેઠે તેમનાં કાર્યો પરમાત્મસાક્ષાત્કારના પરિપાકરૂપ હોવા કરતાં તેમના ચસ્કેલ ભેજાના પરિણામરૂપ છે એવુંજ તે માનતો હતો. કોઇ પણ પદાર્થને તેના વાસ્તવિક સ્વરૂપમાં જોવા જેટલી ઝીણવટ અને

વિશાળતા તેનામાં નહોતી, એટલે તે કેટલીક વાર હૃદયને કહેતો કે "હૃદય! જો, શ્રીરામકૃષ્ણે ઉપવીતનો ત્યાગ કર્યો છે એ ખરેખર એક કલંકજ છે. વળી તે બધાની આગળ નગ્ન દશામાં રહે છે, એ પણ બેહૂદું નથી લાગતું? ઝાઝાં પુણ્ય કર્યાં હોય તોજ બ્રાહ્મણનો અવતાર આવે છે; છતાં જોને, આ ગદાધર બ્રાહ્મણત્વના મહામૂલા અધિકારની કેવી ઉપેક્ષા કરે છે! ન્યાતજાતનાં બંધનોને તરછોડી કાઢવા જેટલી તેમણે આધ્યાત્મિક ઉન્નતિ મેળવી હોય એવું મને તો કાંઇજ દેખાતું નથી. તેમનાં કાર્યો વિધિનિષેધને અનુસરીને કરે છે કે નહિ, એ તારે પણ જોવું જોઇએ. આવાં પાપાચરણ તેઓ ફરી કરે નહિ તે ખાતર જરૂર જણાય તો તું બળાત્કાર કરે તોપણ અજુગતું નથી."

આવું છતાં પ્રસંગવશાત્ શ્રીરામકૃષ્ણના સંબંધમાં તેના એ વિચારો બદલાઇ પણ જતા હતા. ગુરુદેવની અપૂર્વ ભક્તિ અને ભાવપૂર્ણ સજીવન પ્રાર્થના જોઈ તે દિંગ બની જતો. તે શ્રીરામકૃષ્ણમાં દેખાતી ત્રુટિઓનું સમાધાન પણ આપોઆપ શોધી લેતો અને હૃદય પાસે દોડી જઇ કહેતો કે "અરે, તેં કંઇક ચમત્કાર શ્રીરામકૃષ્ણમાં જોયેલો હોવો જોઇએ, નહિતર તારાથી તેમની સેવા કેમ બની શકે?"

આમ હળધારી શ્રીરામકૃષ્ણની મનોદશાના સંબંધમાં શંકા અને કંઇક અંશે સમાધાન વચ્ચે ઝોલાં ખાતો હતો. ફુરસદને વખતે ભાગવત કે અધ્યાત્મરામાયણ વાંચતાં અને જોડે જોડે છીંકણીનો તડાકો મારતાં, તેનામાં અભિમાન ઉભરાઈ જતું, પૂરેપૂરો દંભી બની જતો, પોતે કોઇ મહાન પંડિત હોય એવો ડોળ કરતો અને પોતાના વિચારો બધાપર પરાણે ઠોકી બેસાડવાનો પ્રયત્ન કરતો. એક દિવસ પંચવટીમાં વડની ડાળે મને તેણે નાગો બેઠેલો જોયો, એટલે મને કોઇ બ્રહ્મરાક્ષસ વળગેલો છે, એવી તેની ખાત્રી થઇ ગઇ!"

આપણે જોઇ ગયા છીએ કે, હળધારી વૈષ્ણવ હતો. તેના પુત્રનું અવસાન થયું ત્યારથી તે દેવીને તામસિક પ્રકૃતિની માનતો. એક દિવસ તેણે શ્રીરામકૃષ્ણને પણ કહ્યું કે "તામસિક સ્વરૂપની પૂજા કરીને તમો આત્મોન્નતિ કેમ કરી શકશો? કાલીની પૂજા કરવામાં આટલી બધી શી લગની?" આ વખતે શ્રીરામકૃષ્ણે તેને કાંઇ જવાબ આપ્યો નહિ; તેઓ તરતજ કાલીમંદિરમાં ગયા, અને ચોધાર

આંસુએ જગદંબાને પૂછવા લાગ્યા કે "મા ! હળધારી વિદ્વાન છે, શાસ્ત્રનિષ્ણાત છે. તે કહે છે કે, તું તામસિક ગુણોથી ભરેલી છે. એ વાત શું સાચી છે ?" જગદંબાએ પોતાની રીતે તેમને ઉત્તર વાળ્યો. તેઓ આનંદમાં આવી ગયા, અને હળધારી પાસે દોડી ગયા. તે રાધાગોવિંદની પૂજા કરી રહ્યો હતો. આવેશમાં આવી જઇ તેઓ એકદમ હળધારીના ખભાપર ચઢી બેઠા, અને વારંવાર વળી વળીને બોલવા લાગ્યા કે "શું તું એમ કહે છે કે, જગદંબા તામસિક છે ? નહિ, આ બધું તેજ છે. તેનામાં ત્રણે ગુણો છે; અને કેવળ સાત્ત્વિક પણ છે !" શ્રીરામકૃષ્ણના દિવ્ય સ્પર્શથી હળધારીનું હૃદયકપાટ ખુલી ગયું, એક ક્ષણમાં પોતે કરેલી ટીકાની મૂર્ખાઇ તેને સમજાઈ–પોતાની પામરતાનું ભાન થયું. નમ્રભાવે તે પગે પડયો, અને ચંદનપુષ્પથી તેમની પૂજા કરી. થોડા વખત પછી હૃદય તેને મળ્યો, અને ખાસ કરીને, જેમને તે પાગલ અને ભૂતના વળગાડવાળા ધારતો હતો તેમની પૂજા કરવા જેટલી હદે તે કેમ નમ્યો તેનું કારણ પૂછ્યું. હળધારીએ જવાબ આપ્યો કે "એ કેમ બની ગયું તે મારાથી નહિ કહી શકાય. કાલીમંદિરમાંથી આવીને તેમણે મને જાણે પરવશજ કરી નાખ્યો." આ પ્રમાણે હળધારી શ્રીરામકૃષ્ણમાં દિવ્યતાનો અનુભવ કરતો, પણ પાછાં પાનાંપોથાં ફેંદવા માંડતો, એટલે એ બધો અનુભવ વિસ્મૃતિના અંધકારમાં ડૂબી જતો ! !

સર્વ કોઇ ત્રિવિધ તાપે તપે છે; પણ પુસ્તકિયા પંડિતાઇ બીજા ત્રણ તાપ તેમનામાં ઉમેરી આપે છે; તેથી છ પ્રકારના તાપથી તેઓ તપે છે. આથી માત્ર પુસ્તકિયું જ્ઞાન તો ઉલટું હૃદયપર બોજો વધારે છે, એવા ગુરુદેવના કથનની યથાર્થતા હળધારીના વર્તનપરથી પણ સત્ય ઠરે છે. ઇષ્ટસાક્ષાત્કાર પામેલા અનુભવસિદ્ધની મદદથી ઉંડાં રહસ્ય જાણ્યાવિનાનું માત્ર પુસ્તકિયું જ્ઞાન તો ઇશ્વરસાક્ષાત્કારની ઉત્કંઠાને ઉલટી કચરી નાખે છે.

કાલીમંદિરમાં ભિખારીઓને જમાડવામાં આવતા હતા. એક દિવસ એ ગરીબ લોકોને પ્રભુનાં રૂપ ગણીને શ્રીરામકૃષ્ણ તેમનું થોડું ઉચ્છિષ્ટ જમ્યા. હળધારીએ તેમને એમ કરતાં જોયા, એટલે તેનો પિત્તો ઝાલ્યો રહ્યો નહિ. તે બોલ્યો કે "આ તે શું કરે છે ? તેં તો ન્યાતજાત પણ નેવે મૂકી દીધી ! હવે ભવિષ્યમાં તારી દીકરીઓને પરણાવશે કયાં ?" હળધારી જેવા વેદાંતીને

મોઢે આવો અસંબદ્ધ પ્રલાપ સાંભળી, શ્રીરામકૃષ્ણનો ક્રોધ ખાળ્યો ન રહ્યો, એટલે તેઓ તડૂકયા કે "લુચ્ચા! જગત મિથ્યા છે, અને કેવળ બ્રહ્મજ સત્ય છે, એવું શું તું શાસ્ત્રોના આધાર ટાંકી પ્રતિપાદન કરતો નથી? શું તું પ્રાણીમાત્ર પ્રત્યે બ્રહ્મભાવની નજરે જોવાની મીઠી મીઠી વાતો લોકોને સમજાવતો નથી? છતાં શું તું એમ ધારે છે કે, હું પણ તારી પેઠે જગતના મિથ્યાત્વની વાતો કરૂં, અને સાથે છોકરાં પણ પેદા કરૂં? બળી જાય એ તારૂં શાસ્ત્રજ્ઞાન!"

એક દિવસ હળધારીએ શ્રીરામકૃષ્ણના ઈશ્વરદર્શનવિષે કેટલીક શંકાયુક્ત ટીકા કરી, અને મનુષ્યથી ઇશ્વરને પામી શકાય નહિ એવો શાસ્ત્રનો આધાર ટાંકી બતાવ્યો. આ પરથી શ્રીરામકૃષ્ણના મનમાં ગંભીર શંકાઓ પેદા થઇ. તેમને આ પ્રસંગથી જે લાગણીઓ થઇ આવી હતી, અને પાછળથી એ સંબંધમાં જે અનુભવ થયો હતો, તેનું વર્ણન તેઓએ પોતાના શિષ્ય–સ્વામી પ્રેમાનંદ આગળ આ રીતે કર્યું હતું:–"મેં મારી જાતને સવાલ પૂછયો; મને જે અનુભવ થયા છે, અને ખુદ જગદંબાની જીભેથી જે વચન સાંભળ્યાં છે એ બધું શું તૂત હશે? એ બધી શું મારા મનની ભ્રમણાઓજ હશે? ત્યારે જગદંબાએજ શું મને ઠગ્યો? આ વિચારજ મને દુ:ખદ અને કલંકરૂપ લાગ્યો. હું બહુ મુંઝાયો. રોતાં રોતાં મેં જગદંબાની પ્રાર્થના કરી: 'હું તો મૂર્ખ હતો, પણ એવી રીતે છેતરવાની તારી છાતી કેમ ચાલી?' મારી આંખોમાંથી ચોધાર આંસુ વહેવા લાગ્યાં. પછી તરતજ જમીનમાંથી કંઈક ધૂમસ જેવું નીકળતું મેં જોયું, અને તેથી મારી આસપાસનું બધું વાતાવરણ છવાઈ ગયું. વચમાં એક સુંદર, શાંત અને સૌમ્ય આકૃતિ જણાઈ. તેની મોટી દાઢી ફરફરી રહી હતી; તે મારાપર પોતાની સ્થિર દૃષ્ટિ માંડીને ગંભીરપણે બોલી 'વારૂ, સાપેક્ષ ચેતનને માર્ગે વહ્યો જા!' આમ ત્રણ વાર બોલીને એ આકૃતિ ધીરે ધીરે ધૂમસમાં અદૃશ્ય થઇ ગઇ. ધૂમસ પણ વીખેરાઇ ગયું. આ દૃશ્યથી વળી પાછી મને હિંમત આવી."*

---

* આ પ્રકરણમાં આલેખેલા પ્રસંગો આઠ વર્ષ દરમિયાન બન્યા હતા.



# ૧૧--कामारपुकूरमां पुनरागमन अने लग्न

દુઃખો આવે છે ત્યારે સામટાં પણ આવે છે. ચંદ્રદેવીના દુઃખનો પાર નહોતો. પોતાના મોટા દીકરાના અવસાનના કારી ઘામાંથી તે માંડમાંડ બેઠાં થવા પામ્યાં હતાં, એવામાં પોતાનો પૂંઠેવાળ અને સૌથી વહાલો પુત્ર ગદાધર દક્ષિણેશ્વરમાં પૂજા અને બીજું બધું કામકાજ નેવે મૂકી પાગલની જેમ વર્તી રહ્યો છે, એવા સમાચાર તેમને કામારપુકૂરમાં પહોંચી ગયા. તે કોઈની સાથે હળતો મળતો નથી, એકલો ભટકયા કરે છે અને પ્રત્યેક કાર્યમાં તેનું ગાંડપણ તરી આવે છે; એવું તેમના સાંભળવામાં આવ્યું. ચંદ્રદેવીને તેમજ રામેશ્વરને આ સાંભળી ભારે ચિંતા થાય, એ સ્વાભાવિક હતું. જ્ઞાનતંતુની નબળાઇને તેમણે આ વ્યાધિનું કારણ જોયું. એ વ્યાધિનાં ચિહ્નન તેમની કુમારાવસ્થામાં પણ દેખાતાં હતાં, એવો તેમને વિચાર આવ્યો. ચંદ્રદેવીએ શ્રીરામકૃષ્ણને કામારપુકૂર આવવાને કાગળો પર કાગળો લખ્યા, અને માની પાસે તથા ગામડાની ચોખ્ખી હવામાં તેમનાં શિથિલ જ્ઞાનતંતુ ઠેકાણે આવી તબિયત સુધરી જશે, એવો આગ્રહ કર્યો. શ્રીરામકૃષ્ણ આગ્રહને વશ થયા. દુઃખઘેલી માતાએ તેમને અશાંત રહેતા જોયા. કોઈ પણ વાતપર તેમનું ચિત્ત ચોંટતું નહોતું. તેમના પુરાણા મિત્રો અને સાથીઓમાં હવે તેમને રસ નહોતો રહ્યો; અને એક વાર જે કામારપુકૂર તેમને રળિયામણું અને શોભાસ્પદ જણાતું હતું, તે હવે તેમને નિસ્તેજ લાગ્યું. તેમનો તન્મનાટ જતો રહ્યો હતો, અને તેને બદલે જગદંબાની ઝંખના અને રુદનરૂપે મનોવ્યથા ઘર કરી રહી હતી. બિચારી ચંદ્રાની મુંઝવણ કળી કળાય તેમ નહોતું. આ નવી બિમારીનું ખરૂં કારણ તેમના જાણ્યામાં નહોતું, એટલે પોતાના વહાલા પુત્રને આશ્વાસન આપવાના તેમના બધા પ્રયત્નો નિષ્ફળ ગયા. દક્ષિણેશ્વરમાં જે બળતરા ઉપડી હતી તે પાછી અહીં ઉભરાઈ આવી.

પુત્રની ચિંતામાં ચંદ્રદેવીએ કોઇ ભુવાની સલાહ લીધી. આ વિષે ગુરુદેવ પાછળથી કહેતા કે "એક દિવસ ભુવો આવ્યો, અને મને મંત્રેલું પાણી સુંઘવાને આપ્યું. એમ કરતાં તેણે ઉમેર્યું કે મને જો કોઇ વળગણ હશે તો પાણી સુંઘવાથી તે તરતજ પલાયન કરી જશે. પણ એ પ્રયોગ નિષ્ફળ ગયો." પછી કેટલાક બીજા ભુવાઓની મદદથી તે ભૂતને કાઢવા મથ્યો. પણ રામકૃષ્ણે કહ્યું કે, "મને કોઇ વળગણ પણ નથી અને કોઈ જાતની બિમારી પણ નથી. પછી તેણે મારી સાધુ થવાની ઇચ્છા જાણી, તેથી તેણે મને બહુ સોપારી ખાવી નહિ એવી સૂચના કરી. મને તેનો બહુજ શોખ હતો, પણ એની ટકોર પછી મેં તે ખાવી છોડી દીધી."

કામારપુકૂરમાં બે શ્મશાન હતાં એ વાત આગળ જણાવી ગયા છીએ. ત્યાં કોઇ ભૂતનો વાસ છે એવી દહેશતથી લોકોનો ત્યાં અવર-જવર થતો નહિ. આ સંજોગોમાં ત્યાં સરસ એકાંત હોવાથી આત્મસાધના માટે ઠીક પડે એમ હતું. મનુષ્યના અંતિમ અવશેષની જ્યાં ખાખ કરવામાં આવે છે એવા તે સ્થળનાં દર્શન થતાં જગતની અને સર્વ વૈભવોની અસ્થિરતાનું ભાન થઇ મન આપોઆપ ઈશ્વરાભિમુખ બને, એ સ્વાભાવિક છે. આથીજ હિંદમાં શ્મશાનભૂમિ પવિત્ર મનાઇ ખાસ કરીને તાંત્રિક સાધના માટે પસંદ થાય છે.

શ્રીરામકૃષ્ણે ઉગ્ર તપસ્યા આદરવાનો સંકલ્પ કર્યો અને બેમાંથી એક શ્મશાનને તે માટે પસંદ કર્યું. પૂજામાં અને ધ્યાનમાં તેઓ દિવસોના દિવસો અને રાત્રિનો મોટો ભાગ ત્યાંજ ગાળવા લાગ્યા. આ વાત ધીમે ધીમે તેમનાં સગાંવહાલાં ને પડોશી સર્વની જાણમાં આવી. ચિંતાતુર માતા તેમને બોલાવી લાવવા રામેશ્વરને મોકલતી. રામેશ્વર ત્યાં જતાં ડરતો એટલે તેમને દૂરથીજ હાંક મારી બોલાવતો.

કામારપુકૂરમાં થોડાક માસ શ્રીરામકૃષ્ણ રહ્યા તેથી તેમને સારો લાભ થયો.

તેમની માતાને અને સગાંને હવે ટાઢક વળી; તેઓ શ્મશાનમાંજ ઘણો વખત રહેતા, ધ્યાનમાં નાગાજ બેસતા અને પોતાના કામમાં સહેજ પણ ડખલ પહોંચતાં છેડાઇ પડતા, અને આધ્યાત્મિક ઉત્કર્ષ માટેની અસામાન્ય ધૂનમાં મસ્ત રહેતા. આ બધાં લક્ષણો તેમના સ્વભાવમાંજ વણાઇ ગયેલાં હતાં.

શ્રીરામકૃષ્ણ હવે ત્રેવીસ વર્ષના થયા હતા, છતાં વ્યાવહારિક બાબતમાં અજ્ઞાતજ હતા. તેમનાં માતા અને ભાઇ ઘરધંધામાં તેમને રસ પડે એ ખાતર યુક્તિપ્રયુક્તિ કરવા લાગ્યાં. તેમને એવો વિચાર આવ્યો કે, તેમને પરણાવી દેવાથી તેમના મનના તરંગો શાંત પડી જશે, અને ભરણપોષણની જવાબદારી માથે પડતાં સ્થિર જીવન ગાળવા માંડશે. આથી તેમણે કેટલીક શોધ-ખોળ કર્યા પછી મોટી કન્યાને અભાવે જયરામ વાટી નામે એક નજીકના ગામમાં ચંદ્રાદેવી પાંચ વર્ષની રામચંદ્ર મુખોપાધ્યાયની એક કન્યા લેવાને કબૂલ થયાં. થોડાજ દિવસમાં લગ્નનું મુહૂર્ત નક્કી થયું, અને શ્રીરામકૃષ્ણને એ કન્યા સાથે પરણાવ્યા. એ કન્યાનું નામ શારદામણિદેવી હતું.

લગ્ન પછી શ્રીરામકૃષ્ણ કામારપુકૂરમાં લગભગ દોઢેક વર્ષ રહ્યા હતા. પૂરેપૂરૂં મટે નહિ ત્યાંસુધી ચંદ્રદેવી તેમને ભાગ્યેજ છોડે તેમ હતું; પણ હવે તેમને દક્ષિણેશ્વર આવીને પોતાનું કામ સંભાળવાની તાલાવેલી લાગી હતી. માતા અને ભાઇની આજ્ઞા લઇને તેમણે હવે દક્ષિણેશ્વર તરફ પ્રયાણ કર્યું.





# ૧૨–પાછા દક્ષિણેશ્વરમાં

દક્ષિણેશ્વર પાછા આવીને શ્રીરામકૃષ્ણે જગદંબાની પૂજા સંભાળી લીધી; પણ થોડા દિવસ બાદ પાછી તેમને ઈશ્વરસાક્ષાત્કારની ઘેલછા ઉભરાઇ આવી. અને વૃદ્ધ માતા, નાની પત્ની, કુટુંબની પાતળી સ્થિતિ–એ બધા વિચારો અલોપ થઇ ગયા.

મથુર અને બીજાઓને ચિંતા પેઠી. ફરી ઉથલો ખાધો છે, એવું ધારીને તેમણે તેમને ફરીને કવિરાજ ગંગાપ્રસાદ સેનની સારવારમાં સોંપ્યા; પણ પ્રથમની પેઠે પરિણામ કાંઇજ ન આવ્યું. હૃદય તેમને નિયમિત કવિરાજને ઘેર તેડી જતો. એક દિવસ પૂર્વબંગાળનો કોઈ વૈદ કવિરાજને ઘેર બેઠો હશે એવામાં શ્રીરામકૃષ્ણ આવી પહોંચ્યા. બિમારીનો ઇતિહાસ સાંભળીને તે બોલી ઉઠયો કે "ચિહ્નોપરથી આ દૈવી ઘેલછા હોય એમ લાગે છે, અને તે કેટલીક યોગક્રિયાઓના પરિણામરૂપ છે, એટલે ગમે તેટલી દવા છતાં ટીકી નહિ લાગે." પોતાના વ્યાધિની સાચી ચિકિત્સા કરનાર એજ એક વૈદ જોયો હતો, એવું શ્રીરામકૃષ્ણે પાછળથી કહ્યું હતું. પણ આ વખતે એના કહેવા પર કોઇએ કશું લક્ષ ન આપ્યું. મથુર અને બીજાઓ શ્રીરામકૃષ્ણની સારવાર માટે અવનવા અખતરાઓ અજમાવતા રહ્યા, છતાં વ્યાધિ ધીમે ધીમે વધતોજ ગયો.

શ્રીરામકૃષ્ણના જીવનમાં આ સમય અગત્યનો હતો. જગદંબા માટે તેઓ રાતદિવસ તરફડતા હતા. "ઓ મા! મારા પર દયા કર, આ તારા નાલાયક પુત્રને દર્શન દે. નથી જોઇતો મારે એશઆરામ, નથી જોઇતુ ધન કે નથી જોઇતી કીર્તિ. મને કેવળ તારાં દર્શનનીજ અભિલાષા છે"–આમ તેઓ સતત ઝંખ્યા કરતા.

આ અવસ્થાનો ઉલ્લેખ કરતાં શ્રીરામકૃષ્ણ પાછળથી વારંવાર કહેતા કે "હું એક અવસ્થા વટાવી જતો કે બીજી આવીને ઉભી રહેતી. એ મસ્તીના વંટોળિયામાં પવિત્ર યજ્ઞોપવીત કંઇનું કંઇ ઉડી જતું. હું એ દિવસોમાં કેવી કેવી અવસ્થાઓમાંથી

પસાર થઇ રહ્યો હતો! દરેક એમજ ધારતું કે હું પાગલ હતો. બહારથી સહેજ પણ નિમિત્ત મળતાં આત્મચેતન ઉછાળા લેતું. રસ્તે જતી દરેક કન્યા પોતાના વિજયી પતિને મળવા જતી સીતારૂપે મને જણાતી. એક દિવસ કોઇ અંગ્રેજ બાળક મારા જોવામાં આવ્યો. તે પગની આંટી વાળીને ઝાડ સામે ઉભો હતો. તરતજ મારા મનમાં કૃષ્ણવિષેના વિચારો ઉભરાઇ આવ્યા, અને હું સમાધિલીન થયો. એક વખત હું ખભે ઝાડુનો વાંસ લઇ મંદિરમાં ફરતો, તો બીજી વખત હું કૂતરાને જમાડતો ને તેનું ઉચ્છિષ્ટ પોતે જમતો. મારે મન ન્યાતજાતનો ભેદ ઓગળી ગયો હતો. કોઇ અસ્પૃશ્ય જાતિના માણસે તેની સ્ત્રીએ બનાવેલી કઢી મને મોકલી આપી, જે હું હોંશે હોંશે આરોગી ગયો. પંચવટીમાં શરીર સ્થિર અને ચિત્ત શાંત રાખી ધ્યાનમાં બેસતો, અને બહારનું બધુંજ ભાન ભૂલી જતો. એ વખતે બેદરકારીને લીધે માથાના વાળ ગુંચવાયલા રહેતા અને માથાપર પંખીઓ બેસી પૂજાસમયે આસપાસ વેરાયલા ચોખા ચણતાં. મારા શબવત્ સ્થિર શરીરપર થઇને સાપ પણ અનેકવાર સરી જતા; તેનું પણ ભાન રહેતું નહિ."

એ અવસ્થાવિષે તેઓ કહેતા કે "ગમે તેટલો પ્રયત્ન કરવા છતાં પોપચાં બીડાવાનીજ ના પાડતાં. મને કાળનો કે શરીરનો ખ્યાલ પણ નહોતો રહ્યો. કોઇ કોઈવાર જ્યારે શરીરભાનનો ઝાંખો ખ્યાલ થતો, ત્યારે ગાંડપણ આવતું જાય છે, એવા વિચારથી હું ત્રાસી ઉઠતો. આરસી આગળ ઉભો રહી પોપચાં મીંચાય છે કે નહિ, એની ખાત્રી કરવા માટે આંગળી આંખોમાં ખોસી જોતો, પણ તે મીંચાતાંજ નહિ. મને એથી ગભરામણ થતી. વારંવાર હૃદય ભરાઇ આવતું અને પ્રાર્થના કરતો કે 'મા ! તારી પ્રાર્થના કરવાનો તેમ તારે શરણે આવવાનો આજ નતીજો છે કે શું ? આવું હઠીલું દર્દ તેંજ મને મોકલી આપેલું જણાય છે !' વળી બીજી ક્ષણે હું કહેતો કે 'તારી ઇચ્છા હોય તે પ્રમાણે થવા દે. આ શરીરના ભલે ચૂરેચૂરા થઇ જાય, પણ મને તું તરછોડીશ નહિ. તું મને દર્શન દે. આ તારા નિઃસહાય બાળકપર કૃપા કર. ઓ મા! મેં તારૂં શરણ લીધું છે. મારે એક કેવળ તારોજ આશરો છે.' આમ જ્યારે હું પ્રાર્થના કરતો, ત્યારે મારૂં મન પાછું બળવાન બની જતું, અને આ તુચ્છ શરીરનો વિચાર પણ કરવાં જેવો નથી, એમ સમજાતું. જગદંબા મને એક યા બીજી રીતે કોમળ વચનથી દિલાસો દેતી."

શ્રીરામકૃષ્ણ કહેતા કે, આત્મસાધનાથી સાધકનું અંતર વિશુદ્ધ બને છે, ત્યારે તેજ તેના ગુરુની ગરજ સારે છે.

આ અરસામાં તેમણે જે જે સાધનાઓ આદરી હતી તેમાંની એક દ્રવ્યપરનો બધોજ રાગ મનમાંથી નિર્મૂળ કરવા ખાતર આદરી હતી. તેઓ ગંગાતટે બેસી એક હાથમાં માટી લેતા, અને બીજામાં થોડા રૂપિયા રાખતા. પછી તેને એકથી બીજા હાથમાં ફેરવતા રહી બંનેની કિંમત આંકતા. પોતે સ્વગત બોલતા કે, પૈસાથી માત્ર જીવન સુખચેનમાં વીતે છે, અને કાંઈક દાન કરવાની અનુકૂળતા થાય છે પણ ઈશ્વરદર્શન થતાં નથી; અને જીવનમાં જો કશાની કિંમત હોય તો તેનીજ છે. માટે આ રૂપિયાની વાસ્તવિક કિંમત આ મુઠ્ઠી માટી કરતાં વધારે નથી. પોતાના મનમાં એ ભાવના કરીને, આખરે એ બંનેને ગંગામાં પધરાવી દેતા. વળી મનમાંથી ઉંચ-નીચનો ભેદ ગળી જાય તે સારૂ તેઓ સામાન્ય ભંગીની પેઠે ગંદકીવાળી જગ્યાઓ સાફ કરતા; અને એમ કરતાં જગતના સર્વ પદાર્થોપ્રત્યે સમદૃષ્ટિથી જોતા. આવી વિચારશ્રેણીને અનુસરી તેઓ ચંદન અને વિષ્ટાને એકજ તત્ત્વરૂપ ગણવાની પોતાના મનને તાલીમ આપતા અને કશી પણ છોછ વિના બંનેનો સરખી રીતે સ્પર્શ કરતા.

શ્રીરામકૃષ્ણ માટે મથુરનો આદર દિન પર દિન વધતો જતો હતો. નીચેના પ્રસંગપરથી જણાય છે તેમ, તેને તેમનાં સુખ સગવડ માટે હમેશાં ચીવટ રહેતી. એક દિવસ શ્રીરામકૃષ્ણદેવ દક્ષિણેશ્વરના એકાદ શિવાલયમાં મહિમ્નસ્તોત્ર બોલતા હતા. સ્તોત્રમાં વર્ણવેલા શિવમહિમાનો વિચાર કરતાં તેઓ તરતજ ભાવાવેશમાં આવી ગયા અને જગતભાન ભૂલી ગયા. સ્તોત્ર ગાતાં ગાતાં, શિવના અવર્ણનીય મહિમાનો શ્લોક જ્યારે તેઓ ગાવા લાગ્યા, ત્યારે તેમની વૃત્તિઓ પરમ ઉન્માદાવસ્થાને પહોંચી ગઇ, અને તેઓ શિવસ્વરૂપને પોતાની સંમુખ-જોવા લાગ્યા. સ્તોત્રના શ્લોકોનો ક્રમ તેઓ વિસરી ગયા, અને તેની ભાષાનું ભાન પણ તેમને ન રહ્યું. "ઓ પ્રભુ! તારો અનંત મહિમા હું કેવી રીતે ગાઈ શકું?"—આટલાજ શબ્દો તેમના મોંમાંથી સરતા રહ્યા. તેમની આંખોમાંથી અશ્રુપ્રવાહ વહેવા લાગ્યો. તેમની આ વિચિત્ર દશા જોઇ લોકો આસપાસ ટોળે વળ્યા, તેની ખબર તેમને રહી નહિ. મથુર દક્ષિણેશ્વરમાંજ હતો તે દોડી આવ્યો, અને મૂંગે

મોઢે એ દૃશ્ય જોઇ રહ્યો. મંદિરના કોઇ બટકબોલા નોકરે કહ્યું કે "અહીંથી એ 'પાગલ' મનુષ્યને દૂર કરવો જોઈએ." શ્રીરામકૃષ્ણને હાથસરખો અડકાડનાર તેના જોખમે તેમ કરશે, એવું મથુરે કહેતાં બધો મામલો શાંત પડયો. ઘણી વારે શ્રીરામકૃષ્ણ ધીમે ધીમે મૂળ સ્થિતિએ આવ્યા. પોતાની આસપાસ લોકોની મેદની જોઇને તેઓ આશ્ચર્યચકિત થયા. મથુરને જોતાં અંતર્મુખ અવસ્થામાં કોઇ રીતે પોતે અઠીક રીતે તો વર્ત્યા નથી! એવો તેમણે બાળકભાવે પ્રશ્ન કર્યો. "ના રે ના, આપ કેવળ સ્તોત્ર બોલી રહ્યા હતા; અને આપને કોઇ હેરાન તો કરતું નથી એ જોતો હું અહીં ઉભો હતો" મથુરે જવાબ આપ્યો.

આ પછી કેટલાક વખતે એક યાદગાર પ્રસંગ બન્યો, જેથી શ્રીરામકૃષ્ણ પ્રત્યેનો મથુરનો પૂજ્યભાવ બહુ વધી ગયો. એક દિવસ પોતાના ઓરડાની પૂર્વબાજુએ આવેલી લાંબી ઓસરીમાં શ્રીરામકૃષ્ણ વિચારમગ્ન બની આમ તેમ આંટા મારી રહ્યા હતા. મથુર પોતાના ઓરડામાં એકલોજ બેઠો હતો. અહીંથી તે ગુરુદેવને સારી પેઠે જોઇ શકતો હતો. તે તેમને ઘણો વખત જોતોજ રહ્યો; પોતાને કોઇ જોઇ રહ્યું છે એવું શ્રીરામકૃષ્ણને ભાન રહ્યું નહિ. એકાએક અપૂર્વ ઘટના બની. મથુર તેમની પાસે દોડી આવ્યો, પગે પડયો અને બાળકની જેમ રોવા લાગ્યો. શ્રીરામકૃષ્ણ ડઘાઇ ગયા અને બોલ્યા કે "આ શું? તું તો રાણી રાસમણિનો જમાઇ છે. તને આમ વર્તતો જોઇ લોકો શું ધારશે? શાંત થા અને ઉભો થા." છતાં મથુર તો રડતોજ રહ્યો. જ્યારે કંઇક સ્વસ્થ થયો, ત્યારે પોતાને થયેલા ભાવાવેશનું કારણ સમજાવતાં તે બોલ્યો કે "ઓસરીમાં ટહેલતાં હું આપને જોતો હતો. આપ જ્યારે એક બાજુએ જતા, ત્યારે હું આપનેજગદંબાના સ્વરૂપમાં જોતો, અને બીજી બાજુએ ફરતા એટલે મને આપનાં શિવસ્વરૂપે દર્શન થતાં. પ્રથમ મને એમ લાગ્યું કે, એ કેવળ દૃષ્ટિદોષ હશે. મેં મારી આંખો ચોળી ફરી જોયું, તોપણ એનું એજ દૃશ્ય જોવામાંઆવતાં મારા આશ્ચર્યનો પાર ન રહ્યો." મથુર આ શબ્દો બોલતો તેમ રડતો જતો હતો, જેનો ગુરુદેવે પોતાની લાક્ષણિક પદ્ધતિએ જવાબ વાળ્યો. આ પ્રસંગને ઉદ્દેશીને તેઓ આગળપર કહેતા કે "એ વખતે મથુર કેમે કર્યો શાન્ત પડે નહિ. રખેને રાણી રાસમણિને કાને આ વાત પહોંચી જાય, અને મેં કંઇક નજરબંધી

કરી છે એવું ધારી બેસે, એ વિચારે હું લેવાઇ ગયો."

આ પ્રસંગ પછી મથુરને ગુરુદેવની સેવાની કાંઈ પણ તક મળતી તો તેથી તે પોતાનું મહદ્ ભાગ્ય સમજતો, અને તેમની દરેકે દરેક ઇચ્છાને તૃપ્ત કરવા ખડે પગે તૈયાર રહેતો. આ પછી ગુરુદેવે સાધેલી ઘણી ખરી સાધનાઓ દરમિયાન તે કેટલે અંશે તેમના નિકટ સંસર્ગમાં આવી શકયો હતો તે આપણે હવે પછી જોઈશું.

શ્રીરામકૃષ્ણના જીવનમાં જે એક વિરલ ઘટના બનવા પામી હતી તેનો ઉલ્લેખ હવે આપણે કરીશું. તા. ૧૯ મી ફેબ્રુઆરી, સને ૧૮૬૧માં રાણી રાસમણિનું અવસાન થયું. પોતાના અવસાન આગમચ પોતાની બે મહાન ઇચ્છાઓ ફળીભૂત થયેલી તે જોઈ શકી હતી. દક્ષિણેશ્વરના મંદિરની સ્થાપના, અને ભવિષ્યમાં તેનો વહીવટ સાંગોપાંગ ચાલતો રહે એવી કાયમની વ્યવસ્થા. તાવ અને ઉદરશૂળના વ્યાધિમાંથી તેને સંગ્રહણી લાગુ પડયો. એમ કહેવાય છે કે, તેની મોટી દીકરી પદ્મમણિદાસીએ કાલીમંદિરને અર્પણ થયેલી મિલ્કતપરથી પોતાનો હક ઉઠાવી લેવાની ફારગતી પર સહી કરવાની ના પાડવાથી તેના અંતિમ દિવસો બેચેનીમાં વીત્યા હતા.

રાણી રાસમણિના અવસાન પછી બધી મિલ્કતનો વહીવટ મથુરને માથે આવી પડયો. તેણે હવે ગુરુદેવના સાન્નિધ્યમાંજ રહેવાનું પસંદ કર્યું. પોતે મહાન દૃશ્ય જોયું હતું ત્યારથી તેનામાં હમેશાં ગુરુદેવની સમીપમાં રહેવાની ઈચ્છા જાગી હતી. આથી તે ગુરુદેવને મનગમતી યાત્રાઓ કરવાનો પ્રબંધ અવારનવાર કરતો રહેતો; અને પાણીહાટીના મેળા વખતે બન્યું હતું તેમ, તેમની સંભાળ લેવાને થોડાક સેવકોસહિત પોતે પણ ગુપ્ત વેશે તેમની પાછળ જતો.

સાધનાનો પ્રારંભ કરતી વખતે શ્રીરામકૃષ્ણને કોઈ માણુસની મદદની જરૂર જણાતી. એવો કોઈ લાલ મળી આવે એવી તેઓ જગદંબાની સ્તુતિ પણ કરતા. આગળ ઉપર જગદંબાએ પાંચ સહાયકો તેમને માટે મોકલી આપ્યા હતા, એવું જણાવીને તેમાં મથુરનો નામનિર્દેશ પ્રથમ કરતા. જ્યારે જે પણ ઇચ્છા થઈ આવતી, તે વિષે તેઓ મથુરને વાત કરતા, અને તે તરતજ પૂરી પાડતો. શ્રીરામકૃષ્ણ પણ મથુર પ્રત્યે બહુ પ્રેમભાવથી વર્તતા. પણ જ્યારે કોઇ સિદ્ધાંતભેદનો સવાલ આવતો, ત્યારે તેઓ મથુરને કદી નમતું આપતા નહિ કે તેના તેજમાં અંજાઈ ખરી વાત કહેતાં અચ-

કાતા નહિ. મથુરપ્રત્યેનું તેમનું વર્તન નિઃસ્પૃહ અને સરળ હતું. કાકલૂદી કરી તેની કૃપા મેળવવાનો વિચાર તેમને કદી આવ્યો નહોતો. કારણકે સર્વજ્ઞ જગદંબા પોતાની બધી અવશ્યકતાઓ યોગ્ય સમયે તૃપ્ત કરવાને સમર્થ છે, એ વાતનું તેમને સતત ભાન રહેતું હતું. એક દિવસ રાધાકાન્તના મંદિરની મૂર્તિઓનાં કેટલાંક ઘરેણાં ચોરાયાં. આ વાત સાંભળી મથુર શ્રીરામકૃષ્ણની હાજરીમાં દેવને સંબોધી બોલ્યો કે "આપ દેવ કહેવાઓ, છતાં ચોરોથી પોતાના દાગીના રક્ષવાની આપમાં તાકાત ન રહી!" આ સાંભળી ગુરુદેવનો મિજાજ ગયો. તેઓ મથુરને ઠપકો આપતાં બોલ્યા કે "કેવી બેહૂદી વાત કરે છે! તું જેને હીરા, માણેક કે મોતી સમજે છે; તે વાસ્તવમાં માટીનાં ઢેફાંજ છે; તેની દેવને ઓછીજ દરકાર હોય! એની કિંમત તારે મન ભલે હોય, પણ દેવને મન કોડિયે નથી. ધનની અધિષ્ઠાત્રી લક્ષ્મી પણ શું પરમાત્મદેવની દાસી નથી?"

એક દિવસ મથુરે શ્રીરામકૃષ્ણને નામે કોઈ મોટી મિલ્કત ચઢાવી દેવાની વાત છેડી. એ સાંભળી શ્રીરામકૃષ્ણ તડકી ઉઠયા કે "શું તું મને દુનિયાદારીમાં ફસાવવા માગે છે?" મથુર તેમને વારંવાર જાનબજારવાળા પોતાના મકાને નોતરતો, અને તેમના સહવાસમાં દિવસોના દિવસ આનંદથી રહેતો. સાંજે તે તેમને ગાડીમાં ફરવા લઈ જતો. ગુરુદેવને વાપરવા માટે તેણે સોનાચાંદીનાં વાસણો અને કિંમતી વસ્ત્રો ખરીદ્યાં હતાં, છતાં જગદંબાના નિર્દોષ બાળકની પેઠે શ્રીરામકૃષ્ણ એ બધાથી અલિપ્તજ રહેતા. એક દિવસ તેમને માટે એક ભારે શાલ ખરીદવામાં આવી. તેમણે તે ભારે આનંદથી ઉપાડી લીધી અને બાળકની પેઠે બધાંને બતાવી વળ્યા; પણ તેમના વિવેકી મને તરતજ દલીલ શરૂ કરી કે "આ શાલમાં શું છે? ઘેટાંના ઊન સિવાય કાંઈજ નથી. બીજી બધી વસ્તુઓની પેઠે એ પણ પૃથ્વીતત્ત્વનો વિકારજ છે. એથી ઠંડી ન લાગે એ વાત સાચી છતાં તે તો કામળ કે રજાઈથીયે ખાળી શકાય છે. વળી બીજા બધા પદાર્થોની પેઠે ઈશ્વરની ખોજમાં તેનો પણ કશો ઉપયોગ નથી; પણ તેનો ઉપભોગ કરનાર તેનાથી દંભ સેવતો બને છે અને પોતાને માલેતુજાર માની ગર્વ કરે છે. આ શાલ પણ મનુષ્યને પ્રભુથી વિમુખ કરનારી છે." શાલથી નીપજતાં અનિષ્ટોની તુલના આ પ્રમાણે પોતાના મન સાથે કરી રહ્યા પછી તરતજ તેઓએ તે શાલને જમીનપર પટકી અને તેને ખુંદવા

લાગ્યા અને તે પર થુંકવા લાગ્યા. આટલેથી પણ તેમને સંતોષ ન વળ્યો. તેઓ તેને બાળી દેવાની તૈયારીમાં હતા, એવામાં કોઇકે આવી તેમને સમજાવ્યા અને શાલને બચાવી લીધી. જયારે આ વાત મથુરના સાંભળવામાં આવી ત્યારે 'ઠીક કર્યું' એટલું બોલીને તે હસ્યો.

કાલીઘાટના મંદિરમાં મથુરનો ચંદ્રહલદર નામે કુલપૂજારી હતો. કંઇક દિવસથી મથુરનું વલણ શ્રીરામકૃષ્ણ તરફ ઢળેલું તે જોયા કરતો હતો. શ્રીમંતની કૃપા એકલા પોતાપરજ ઉતરતી જોવાને તે ઉત્સુક હોવાથી શ્રીરામકૃષ્ણને પોતાના હરીફ માનીને તે ચોંકી ગયો. એક દિવસ મથુરના જૌનબજારવાળા મકાનના બહારના ઓરડામાં શ્રીરામકૃષ્ણ અર્ધચેતનાવસ્થામાં હતા, એવામાં એ પૂજારી આવી ચઢયો. ત્યાં પાસે કોઇજ નહોતું; એટલે તેણે ગુરુદેવને કેટલીક વાર ઢંઢોળ્યા અને પૂછવા લાગ્યો કે "કહે તો ખરો કે મથુરબાબુને તેં કેવી રીતે ભૂરકી નાખ્યો છે ?" શ્રીરામકૃષ્ણ કાંઇજ બોલ્યા નહિ. તેમને વાચાશક્તિ પણ તે વખતે નહોતી રહી. વારંવાર પૂછવા છતાં કશો ઉત્તર મળતો નથી, એ જોઇ પૂજારી ઉશ્કેરાઇ ગયો, અને જતાં જતાં ગુરુદેવને ત્રણ લાતો લગાવી દીધી. મથુરને આ હકીકત કહેવાથી શું પરિણામ આવશે, એ શ્રીરામકૃષ્ણ જાણતા હતા, એટલે તેઓ આ વાત ગળી ગયા. ઘણા વખત પછી એ પૂજારીને કાંઇક બદચાલ બદલ મથુરની નોકરીમાંથી દૂર કરવામાં આવ્યો; ત્યાર પછીજ એ વાત તેમણે મથુર આગળ કહી હતી. આ સાંભળી મથુર બોલ્યો કે "એ વખતે જો આપે મને આ વાત કરી હોત, તો મેં તેનો તરતજ શિરચ્છેદ કર્યો હોત !"

આ પ્રમાણે શ્રીરામકૃષ્ણની પવિત્રતા અને સરળતાની મથુર ઉપર ભારે છાપ પડતી ગઈ. તેઓ કનક અને કામિનીના સંગથી અલિપ્ત રહી શકે છે, એ પણ તે જોઇ શકયો.





# ૧૩–ભૈરવી બ્રહ્માણી

એક સવારે શ્રીરામકૃષ્ણ દક્ષિણેશ્વરના બાગમાં ફૂલ વીણતા હતા, એવામાં મંદિરના નાના સ્નાનઘાટ તરફ આવતી કોઇ હોડી તેમના જોવામાં આવી. હાથમાં નાનીશી પોટલી લઈને એક બાઈ તે હોડીમાંથી ઉતરી પડી. વયે મધ્યમ, ખૂબસુરત, લાંબા લટકતા વાળવાળી અને ભગવાં વસ્ત્રમાં સજ્જ થયેલી એ બાઇ સંન્યાસિની જેવી લાગતી હતી. તેની પાસે તેની પૂંજીરૂપે થોડાં પુસ્તકો અને એકાદ બે વસ્ત્ર હતાં. તેની ઉંમર આશરે ચાળીસની આસપાસ હોવા છતાં તે ઉંમરના પ્રમાણમાં યુવાન દેખાતી હતી. તેને જોતાંવેંતજ શ્રીરામકૃષ્ણને તેનામાં કંઈક વિશેષતા લાગી હોવી જોઇએ. કેમકે તેને જેવી જોઇ તેવાજ તેઓ પોતાના ઓરડામાં પેસી ગયા. તેમણે હૃદયને બોલાવ્યો, અને એ બાઈનું એંધાણ આપી ×ચંદનીમાંથી તેને પોતાની પાસે લાવવાને કહ્યું. પોતાના મામા કોઇ અજ્ઞાત સ્ત્રી સાથે વાત કરવાને આતુર હોય એવું હૃદયે કદી જોયું નહોતું, એટલે તે કંઇક આશ્ચર્ય પામ્યો. તેણે કહ્યું કે "તે સ્ત્રી અપરિચિત છે. તેને અહીં આવવાનું કંઇ પ્રયોજન ?" શ્રીરામકૃષ્ણ માત્ર આટલુંજ બોલ્યા કે "જા, અને મારી ખબર કર, એટલે તે આવશે."

હૃદયે ચંદની તરફ જોયું તો એ સાધ્વી સ્ત્રી, જેને લોકો ભૈરવીના નામથી ઓળખતા હતા તે બેઠાં હતાં. હૃદયે સંદેશો કહ્યો કે તરતજ ભૈરવી તેની સાથે જવા ઉઠયાં. આથી હૃદય વધુ આશ્ચર્ય પામ્યો.

ભૈરવીએ શ્રીરામકૃષ્ણને જોતાંજ તેમને આનંદનાં આંસુ આવી ગયાં. ગદ્‌ગદ્ કંઠે તેઓ બોલ્યાં કે "બેટા ! તું અહીં છે ? તું ક્યાંક ગંગાતટ પર હશે એવું જાણીને હું તારી શોધમાં અત્યાર

× મંદિરના ચોગાનમાં પ્રવેશ કરતા પહેલાં વટાવવું પડતું છાપરબંધી સભાગૃહ 'ચંદની' નામથી ઓળખાય છે.

સુધી હતી, અને હવે હું તને નજરે જોઉં છું."

"મા ! મારી ખબર તમને કેમ કરીને પડી ?" શ્રીરામકૃષ્ણે પૂછ્યું. તેમણે જવાબ આપ્યો કે "જગદંબાની કૃપાથી તારી ટોળીના ત્રણને મળવાનું મારા ભાગ્યમાં લખાયું છે. બેને મળી ચૂકી છું, અને આજે તને મળું છું."

જાણે ઘણી મુદ્દતથી ખોવાયલો ખજાનો હાથ લાગ્યો હોય તેવા ભાવાવેશમાં આવી તેઓ બોલતાં હતાં. શ્રીરામકૃષ્ણનું હૃદય દ્રવી રહ્યું.

થોડી વારે તેઓ પોતાની કથની કહેવા લાગ્યાં. તેમનો જન્મ બંગાળાના જેસોર જીલ્લામાં કોઇ બ્રાહ્મણકુળમાં થયો હતો. તેમના જાણવામાં આવ્યું હતું કે, બંગાળામાં ત્રણ મહાન વ્યક્તિઓ છે, અને તેમને પોતે અમુક સંદેશો પાઠવવાનો છે. બેને તેઓ મળી ચૂકયાં હતાં. એ બેનાં નામ ચંદ્ર અને ગિરિજા હતાં. બંને વ્યક્તિઓ બારીસાલ જીલ્લાની હતી. શ્રીરામકૃષ્ણ તેમની પાસે બેઠા, અને બાળક પોતાની મા પાસે હૃદય ખોલી વાત કરે, તેમ તેમની આગળ તેમણે પોતાની સાધનાનો પ્રત્યેક પ્રસંગ કહી બતાવ્યો. તેમણે જે જે અદ્ભુત દૃશ્યો જોયાં હતાં, બાહ્યચેતનમાંથી ઈશ્વર-ધ્યાનમાં પોતે કેવી રીતે સરી પડતા, પોતાને આખે શરીરે કેવો દાહ ઉપડયો હતો, અનિમેષ આંખે અખંડ રાત્રિના ઉજાગરા પોતે કેવી રીતે કર્યા હતા; વગેરે હકીકત તેમણે તેમના આગળ પેટ ખોલીને કહી બતાવી. જગતના સામાન્ય મનુષ્યોથી પોતાની કૃતિ નિરાળી હોવાથી લોકો પોતાને પાગલ ગણતા હતા, એ પણ તેમણે કહી નાખ્યું. તેઓ તેમને વારંવાર પૂછવા લાગ્યા કે "આ બધાનો શો અર્થ હશે તેનો આપ ખુલાસો કરશો ? શું હું ખરેખર પાગલ-જ છું ? દિવસરાત જગદંબાની પ્રાર્થના કર્યાનો નતીજો શું આજ હોઇ શકે ?" આનંદ અને આશ્ચર્યની વૃત્તિઓ અનુભવતાં સાધ્વી તેમની વાત સાંભળી રહ્યાં. માતા જેટલા વાત્સલ્યથી તેઓ તેમને વારંવાર દિલાસો દેતાં કહેતાં કે "બેટા! તને ગાંડો કોણ કહે છે ? આ કાંઇ ગાંડપણ નથી. શાસ્ત્રોમાં જેને મહાભાવ× કહે છે એ અવસ્થા તારી છે. તારી ધન્ય અવસ્થાની ગમ લોકોને નથી,

× ભક્તિના ગ્રંથોમાં વર્ણવેલી એક પ્રકારની અદ્ભુત અવસ્થા, જેનાં ૧૯ બાહ્ય લક્ષણો ગણાય છે; જેવાં કે, અશ્રુવહન, શરીરકંપન, રોમાંચ, પ્રસ્વેદ વગેરે.

એટલે તેઓ તને ગાંડો કહે છે. શ્રીરાધાને તેમજ શ્રીગૌરાંગને એ અવસ્થાનો અનુભવ થયો હતો. ભક્તિના ગ્રંથોમાં એ બધી વાતનો ઉલ્લેખ છે. એ પુસ્તકો મારી સાથેજ છે, એટલે ઈશ્વરમિલન માટે તીવ્ર આતુર બધી વ્યક્તિઓએ એ અવસ્થાનો અનુભવ કર્યો છે, અને તેમ કરવા ઇચ્છનાર પ્રત્યેક વ્યક્તિએ એ અવસ્થામાંથી પસાર થવું જોઇએ, એ પણ હું તને તેમાં બતાવીશ." આ શબ્દોથી શ્રીરામકૃષ્ણનું ચિત્ત હેઠું બેઠું.

દિવસ ઘણો ચઢી ગયો છે એવું જોઇને, શ્રીરામકૃષ્ણે તેમને કાલીમંદિરનો કેટલોક પ્રસાદ આપ્યો, અને પોતાના પ્રત્યે તેમનો માતૃતુલ્ય ભાવ હોવાથી, પોતે લીધા વિના તેઓ પ્રસાદ જમશે નહિ એવું જાણીને, તેમણે પ્રથમ થોડોક પ્રસાદ તેમાંથી લીધો. ભૈરવીએ. મંદિરોની આસપાસ લટાર મારીને પ્રસાદ આરોગ્યો. પછી તેઓ કાચું સીધું લઇને પંચવટી આવ્યાં. અહીં તેઓ પોતાના ઈષ્ટદેવ રઘુવીરની જે મૂર્તિને હમેશાં સાથે લઇને ફરતાં હતાં, તેના નૈવેદ માટે રસોઈ કરવાની તૈયારી કરવા લાગ્યાં.

રસોઇ તૈયારી થઇ, એટલે ભોજનથાળ રઘુવીર આગળ ધરીને બંધ આંખે નૈવેદ જમાડતાં જમાડતાં તેઓ ધ્યાનાવસ્થામાં ચડી ગયાં. તરતજ તેમને દિવ્ય દશ્ય જણાયું, અને ધ્યાનમાં ઉંડે ઉંડે સરી જતાં તેઓ બાહ્યભાન ભૂલી ગયાં. તેમના ગાલ પરથી આનંદાશ્રુ નીચે ટપકવા લાગ્યાં. દરમિયાન, શ્રીરામકૃષ્ણને પંચવટી આવવાને એકાએક જબરી પ્રેરણા થઇ આવી. તેઓ અર્ધચેતનાવસ્થામાં જ્યાં ભૈરવી ધ્યાનમગ્ન બેઠાં હતાં, તે જગ્યાએ આવ્યા, અને નિદ્રાવશ મનુષ્યની પેઠે, રઘુવીરને ધરાવેલું નૈવેદ અચેત દશામાં જમવા લાગ્યા ! તરતજ બ્રહ્માણીની આંખો ખુલી ગઇ, અને જેવા તેમણે શ્રીરામકૃષ્ણને નૈવેદ આરોગતાં જોયા કે આનંદથી તેમને રોમાંચ થઇ આવ્યાં. પોતે ધ્યાનમાં જે દશ્ય જોયું હતું તેની, તેમજ જે તાદશ્ય નાટક પોતાની આંખો સમક્ષ ભજવાઈ રહ્યું હતું તેની વચ્ચે રહેલું અજબ સામ્ય તેમના અનુભવમાં આવી ગયું. આમ છતાં પોતાની આંખો પોતાને ઠગી રહી તો નથી, એવી તેમને આશંકા રહ્યાંજ કરી. શ્રીરામકૃષ્ણ જ્યારે પોતે મૂળ દશામાં આવ્યા, ત્યારે પોતાના આ અવિચારી કૃત્યને જોઇ શરમાઇ ગયા. તેઓ ભૈરવીની ક્ષમા માગતાં બોલ્યા કે "અચેત અવસ્થામાં મારાથી આ જે કૃત્ય બની ગયું તેની મને ખબરજ રહી નહિ." ભૈરવી

તેમને આશ્વાસન દેતાં બોલ્યાં કે "બેટા! તેં કર્યું તે બહુ સારૂં કર્યું છે. એ કરનાર તું નથી, પણ તારામાં જે વસી રહ્યો છે, તેણેજ પોતાની હમેશની ખાસિયત મુજબ એ કર્યું છે. તે કોણે કર્યું અને શાથી કર્યું તે હું મારા ધ્યાનમાં સ્પષ્ટ જોઇ શકી છું. હવે મારે નિત્યનૈમિત્તિક પાઠપૂજા કરવાપણું રહ્યું નથી, એમ સમજાય છે. કેમકે મારી બધી પાઠપૂજા હવે ફળી છે." પછી જરા પણ આનાકાની સિવાય જે પ્રસાદ ઉચ્છિષ્ટ રહ્યો હતો તે પોતે જમી ગયાં, અને શ્રીરામકૃષ્ણમાં પોતાના પ્રિય ઇષ્ટદેવનાં પોતાને દર્શન થએલાં સમજીને જે મૂર્તિની આટઆટલા વખત સુધી પોતે દત્તચિત્તે પૂજા કરી હતી, તેને તેમણે પાછળથી ગંગાજીમાં પધરાવી દીધી.

"મા! તું જો મને શીખવશે તોજ હું શીખીશ"—શ્રીરામકૃષ્ણ આવી પ્રાર્થના જગદંબા પ્રત્યે સતત કરતા, અને તે પ્રાર્થના આ સંન્યાસિની, જેમને "બ્રહ્માણી"ને નામે બોલાવતા તેમનો સમાગમ થવાથી ફળી હતી. પોતાને ચસ્કેલ મગજના ગણીને હસી કાઢવામાં આવતા તેમને થયેલા જૂદા જૂદા અનુભવોના સમર્થનમાં જ્યારે શાસ્ત્રોના પ્રમાણની ખરેખરી જરૂર હતી તેજ પળે બ્રહ્માણીનું આગમન થયું હતું, એ ઉપરથી પણ જગદંબાજ પોતાનું રક્ષણ કરી રહી છે એ વાતની વધુ પ્રતીતિ શ્રીરામકૃષ્ણને થઇ.

બ્રહ્માણી અને શ્રીરામકૃષ્ણ વચ્ચે માતા અને પુત્રનો જે સંબંધ પ્રથમ સમાગમેજ જામી ગયો તે, તેઓ જેમ જેમ એકબીજાને વધુ ઓળખતાં ગયાં તેમ તેમ વધારે ને વધારે ગાઢ થતો ગયો. બ્રહ્માણી પોતે દક્ષિણેશ્વર મંદિરમાં રહેવા લાગ્યાં. બંને દિવસનો ઝાઝો વખત પંચવટીમાં ધાર્મિક વાર્તાલાપ કરવામાં ગાળવા લાગ્યાં. બ્રહ્માણીએ જૂદાં જૂદાં હિંદુશાસ્ત્રોનો સારો અભ્યાસ કર્યો હતો, અને તેમાંયે તંત્રવિદ્યામાં તેમજ વૈષ્ણવસાહિત્યમાં તો તેઓ પારંગત હતાં. આ ઉપરાંત દીર્ઘકાળસુધી તેમણે ધર્મસાધના સાધી હતી, એટલે તેમના શાસ્ત્રજ્ઞાન ઉપર અનુભવનો ઓપ ચઢી ચૂકયો હતો. પોતાને થયેલા જૂદા જૂદા અનુભવોવિષે ગુરુદેવ જે જે સવાલો તેમને પૂછતા તે સર્વનું સમાધાન તેઓ, ભૂતપૂર્વ સત્યશોધકોના સમાન અનુભવો જેમાં આલેખાયલા હતા એવાં શાસ્ત્રોનાં વચન ટાંકીને કરી બતાવતાં. આને પરિણામે શ્રીરામકૃષ્ણને પણ મનમાં ઠીક ગેડ બેસતી જતી હતી.

આમ એકાદ અઠવાડિયું ભાગ્યેજ વીત્યું હશે, એવામાં બ્રહ્માણી સાથેના પોતાના નિકટ પરિચયનો લોકો અવળો અર્થ કરશે, એવું શ્રીરામકૃષ્ણના મનમાં સ્ફૂરી આવ્યું. એક દિવસ તેમણે એ સંબંધમાં બ્રહ્માણીને આડકતરી રીતે સૂચના પણ કરી. બ્રહ્માણી સંમત થયાં, અને પોતાનાથી દરરોજ જવાય અવાય એવે કોઇ નજીકના સ્થળે જઇ રહેવાનો તેમણે નિશ્ચય કર્યો. દક્ષિણેશ્વર-મંદિરની ઉત્તરે બે માઇલ દૂર આવેલા આર્યદાહ ગામ પાસેના દેવમંડળના ઘાટ ઉપર તેમણે પોતાનું નિવાસસ્થાન નક્કી કર્યું. પોતાના પ્રેમાળ સ્વભાવને લીધે તેમણે ગામલોકોનાં મન તરતજ હરી લીધાં, એટલે તેમને અહીં ખાવાપીવાની ચિંતા રહી નહિ. તેઓ શ્રીરામકૃષ્ણને મળવા દરરોજ આવતાં. ઉચ્ચ કોટીનાં વૈષ્ણવ ભક્ત આ બ્રહ્માણીમાં શ્રીરામકૃષ્ણ પ્રત્યે વાત્સલ્યભાવ ઉભરાઇ જવા લાગ્યો. યશોદા શ્રીકૃષ્ણપ્રત્યે જેમ વર્તતાં તેમ તેઓ શ્રીરામકૃષ્ણને વિવિધ મિઠાઇઓ ખવડાવવામાં આનંદ માણતાં. પોતાની ખોલીમાં વારંવાર દહીં અને માખણ હાથમાં લઇ તેઓ વાટ જોતાં ઉભાં રહેતાં, અને અશ્રુભીની આંખે ભાવોન્મત્ત દશામાં 'ગોપાળ' 'ગોપાળ' નામનો પોકાર કરતાં; એટલે શ્રીરામકૃષ્ણને તેમને મળવા જવાની પ્રેરણા થઇ માતાવિહોણા બાળકની પેઠે તેઓ તેમની પાસે દોડી જતા અને બ્રહ્માણી પાસે આવી દહીં-માખણ આરોગતા. વળી બ્રહ્માણી રેશમી સાડી વગેરે પહેરી આસપાસની સ્ત્રીઓને સાથે લઇ યશોદાના પુત્રપ્રેમવાળાં ગીતો ગાતે ગાતે સરઘસના આકારમાં દક્ષિણેશ્વર આવતાં અને પોતે જે મિઠાઇ લાવ્યાં હોય તે શ્રીરામકૃષ્ણને આરોગાવતાં. આવાં આવાં મર્મસ્પર્શી દશ્યોને પરિણામે પ્રેક્ષકોમાં પણ પ્રબળ ભાવ જાગતો અને તેમના અંતરમાં યશોદા મૈયાની સ્મૃતિ તાજી થતી હતી.

શ્રીરામકૃષ્ણે તેમને જે જે કહ્યું હતું તે બધાપરથી અનુમાન દોરતાં, તેમના અદ્‌ભુત અનુભવો ઉત્કટ ઇશ્વરપ્રેમના લક્ષણરૂપ હતા, એવા નિશ્ચયપર બ્રહ્માણી આવ્યાં હતાં. આધ્યાત્મિક ચર્ચા થતી કે તેમને સમાધિમાં સરી જતા તેઓ વારંવાર જોતાં. ધ્યાનમાં બાહ્યભાનની તેમને થતી વિસ્મૃતિપરથી, સંકીર્તન દરમિયાન તેમને આવતા ભાવાવેશપરથી, તેમજ તેમનાં બીજાં વિવિધ લક્ષણોપરથી, તેઓ આધ્યાત્મિક સાક્ષાત્કારની ઉચ્ચ કક્ષાએ પહોંચ્યા છે એવી પણ પ્રતીતિ બ્રહ્માણીને થઇ ચૂકી હતી. ચૈતન્ય અને

શ્રીરામકૃષ્ણનાં જીવન વચ્ચે અજબ સામ્ય તેમને જણાયું હતું. બંને ઈશ્વરના નામપર પાગલ બન્યા હતા; બંનેમાં એનાં એજ અસાધારણ લક્ષણો પ્રતીત થતાં હતાં; ભાવાવેશમાં બીજાઓને સ્પર્શ કરતાંજ તેમનામાં આધ્યાત્મિકતા પ્રકટાવવાની શક્તિ બંનેમાં એકસરખી હતી.

આ અરસામાં બીજો પ્રસંગ બનવાથી બ્રહ્માણીની માન્યતા વધારે દૃઢ થઇ. શ્રીરામકૃષ્ણને શરીરે બળતરા ઉપડી આવતી હતી, એ વાતનો ઉલ્લેખ આપણે પ્રથમ કરી ગયા છીએ. ઈશ્વરઘેલછાના બીજા તબક્કા દરમિયાન એ બળતરા ફરી શરૂ થઇ—અર્થાત્ બ્રહ્માણીના આગમન પછી તરત તેણે દેખા દીધી અને ઓછાવત્તા પ્રમાણમાં તે ચાલુજ રહી. તેના શમનાર્થે કરેલા ડૉકટરો કે વૈદ્યોના બધા ઉપચારો વ્યર્થ ગયા. સૂર્યોદય સાથે બળતરા શરૂ થતી, અને દિવસના વધવા સાથે તે વધતી જતી. બપોરે તે એટલી અસહ્ય થઇ પડતી કે શ્રીરામકૃષ્ણને ગંગાજીમાં પડયા વિના, અને માથે ભીનો રૂમાલ રાખી મૂકયા વિના છૂટકો થતો નહિ. દરરોજ ત્રણ ચાર કલાક આ બળતરાની ડડવેઠ કરવામાં જતા. ગંગાજીમાં ઝાઝી વાર રહેવાથી રખેને બીજા વ્યાધિઓ દેખા દે એવી દહેશતથી તેઓ પાણીમાંથી બહાર આવતા, અને ભીના પોતાથી ઘસીને ઠંડી પાડેલી આરસની ફરસબંધીપર સૂઇ જતા. ચિકિત્સકો તેમજ સામાન્ય મનુષ્યો એ વ્યાધિને કોઈ અંતર્ગત ગેરવ્યવસ્થાના કારણરૂપ ગણતા; પણ બ્રહ્માણીએ તેનું બીજુંજ કારણ શોધી કાઢયું. ઈશ્વર માટે લાગેલી રઢનુંજ પરિણામ એ વ્યાધિ છે, એવી તેમણે ચિકિત્સા કરી. ચાલુ ઇતિહાસમાં શ્રીગૌરાંગદેવના મનપર દિવ્ય ભાવાવેશનાં તોફાની મોજાં ફરી વળતાં એવાંજ ચિહ્નો પ્રત્યક્ષ થયાં હતાં, એવો પુરાવો ગ્રંથમાંથી તેમણે રજુ કર્યો. વળી શાસ્ત્રનું પ્રમાણ ટાંકીને તેમણે એ માટે એક વિચિત્ર ઉપાય પણ બતાવ્યો કે, દર્દીએ પોતે સુગંધિત પુષ્પોની માળા પહેરવી અને પોતાના શરીરને ચંદનનો લેપ કરવો. અલબત્ત, દરેક જણે આ ઉપાયને બેહૂદો ગણી હસી કાઢયો; છતાં તેને અજમાવી જોવામાં કશુંજ નુકસાન નથી એવું મથુરના ધ્યાનમાં આવવાથી એ ઉપાય અજમાવાયો. એ ઉપચાર ત્રણ દિવસ કરવામાં આવ્યો. એથી શ્રીરામકૃષ્ણ સાજાતાજા થઇ ગયા ત્યારે બધાના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. કેટલાકે બ્રહ્માણીના આ ઉપચારને યશ આપવામાં

આનાકાની કરી, અને આ પ્રસંગને કેવળ અકસ્માતરૂપે ગણી કાઢયો. શ્રીરામકૃષ્ણના શરીરમાં નિવસેલ આત્માને ઓળખવામાં બ્રહ્માણીને આ પ્રસંગ વધારે કામ આવ્યો.

થોડા દિવસ પછી, કોઇ અન્ય પ્રકારના વ્યાધિએ ડોકિયું કર્યું. એ વ્યાધિ પ્રથમ કરતાં જૂદા પ્રકારનો હોવા છતાં તે કોઈ રીતે ઉતરે તેવો નહોતો. તેનું વર્ણન શ્રીરામકૃષ્ણે આ પ્રમાણે આપ્યું છેઃ–" મને રાક્ષસી ભૂખ લાગી આવતી, અને ગમે તેટલું ખાઉં તોપણ શમતી નહિ. કાંઈપણ ખાતો કે તરતજ નવી ભૂખ સતાવતી. દિવસ અને રાત મારા મનમાં એકજ વિચાર રમી રહેતો અને તે શું ખાવું એ વિષેનો હતો. મને ચિંતા થઈ કે 'આ નવો વ્યાધિ શું હશે ?' બ્રહ્માણીને પૂછયું, એટલે તેમણે કહ્યું કે 'બેટા! ચિંતા ન કર. આધ્યાત્મિકતાને પંથે ધપનારને આવી અસાધારણ અવસ્થાઓમાંથી પસાર થવું પડે છે. સબૂર કર, હું તને મટાડી દઈશ.' એક ઓરડામાં સર્વ જાતના ખાદ્ય પદાર્થો ભરી રાખવાની તેમણે મથુરને સૂચના કરી. જ્યારે એ રીતે ગોઠવણ થઈ ગઇ એટલે તેમણે મને એ ઓરડામાં જઇને ગમે ત્યારે અને ફાવે તેટલું ખાવાનું કહ્યું. મેં તેમ કર્યું–હરતાંફરતાં, ઘડીમાં આ તો ઘડીમાં તે એમ મેં મરજી પ્રમાણે ખાયાજ કર્યું. એટલે ત્રણ દિવસ પછી, મારો ભૂખનો વ્યાધિ શમી ગયો."

બીજા પણ મુમુક્ષુઓના જીવનમાં આ પ્રકારની રાક્ષસી ભૂખનો ઉલ્લેખ થયો છે; તેવોજ શ્રીરામકૃષ્ણને પણ અસાધારણ લોલુપતાનો અનુભવ થયો હતો.

આ સફળ પ્રયોગો, શાસ્ત્રોના પુરાવા સાથે અદ્ભુત રીતે મળતા આવતા હતા. શ્રીરામકૃષ્ણને થયેલા જૂદા જૂદા અનુભવો અને મુલાકાતને પહેલેજ દિવસે પોતાને થયેલો તેમનો અદ્ભુત પરિચય, એ સર્વ ઉપરથી ગુરુદેવના વ્યક્તિત્વ વિષે પોતે જે ગણતરી આંકી હતી તે વિષે બ્રહ્માણીને લેશ પણ શંકા રહેવા પામી નહિ. શ્રીરામકૃષ્ણ સાધારણ કોટીના ભક્ત નથી, પણ આધ્યાત્મિક સાક્ષાત્કાર પામેલા અસામાન્ય મહાત્મા છે, એવું હવે બ્રહ્માણી છાતી ઠોકીને કહેવા લાગ્યાં.

એક વાર તેઓ તેમના સંબંધમાં વાતચીત કરી રહ્યા હતા તેવામાં મિઠાઇનો થાળ લઇને તે બ્રહ્માણીને આવતાં તેમણે જોયાં. પોતે જેને વિષે વાત કરી રહ્યા હતા એજ બાઇ તે છે કે કેમ, એવું

મથુરે ગુરુદેવને પૂછ્યું. શ્રીરામકૃષ્ણે જવાબમાં માથું હલાવ્યું. પોતાને વહાલા શ્રીકૃષ્ણને જમાડતી વખતે યશોદાની જે અવસ્થા થતી એવી અર્ધભાવાન્વિત દશામાં મથુરે બ્રહ્માણીને જોયાં. તેઓ પાસે આવ્યાં અને જોયું તો મથુર હતો. પ્રયત્નપૂર્વક ભાવાવેશને શમાવી તેમણે પોતે આણેલો થાળ હૃદયને આપ્યો. મથુરને બતાવી ગુરુદેવે બ્રહ્માણીને કહ્યું કે "મારે વિષે આપ શું કહો છો તે સંબંધમાં હું હમણાંજ આની સાથે વાત કરી રહ્યો હતો; પણ તે એમને માન્ય નથી." બ્રહ્માણીએ તરતજ કહ્યું કે "એમ કેમ? શ્રીગૌરાંગ અને શ્રીરામકૃષ્ણ વચ્ચે ઘણે અંશે અજબ સામ્ય તરી આવે છે."

પછી મથુરે બે પ્રતિષ્ઠિત વિદ્વાનોને તેડાવ્યા; અને બ્રહ્માણી સાથે તેમને છૂટથી વાતચીત થયા પછી સર્વમાન્ય પંડિત વૈષ્ણવચરણે બ્રહ્માણીએ દોરેલાં અનુમાનોને અનુમોદન આપ્યું; અને મહાભાવ-ને નામે ઓળખાતી પ્રેમભક્તિ–પરાભક્તિ–શ્રીરામકૃષ્ણમાં પૂર્ણ રીતે ખીલી નીકળી હતી, એ તેણે વધુમાં જણાવ્યું. વળી કેટલીક અસાધારણ વ્યક્તિઓમાં જ્યારે એ ભક્તિનાં થોડાંક દિવ્ય લક્ષણો હોય છે, ત્યારે અજાયબીની વાત એ હતી કે, શ્રીરામકૃષ્ણમાં તેનાં બધાંજ લક્ષણો સ્પષ્ટ થતાં હતાં, એમ પણ તેણે કહ્યું.

એ પછી દિનપરદિન પરસ્પર જેમ જેમ નિકટ સંબંધમાં આવતા ગયા, તેમ તેમ ગુરુદેવપ્રત્યે વૈષ્ણવચરણનો પૂજ્યભાવ વધતો ગયો. તે પોતાના સંપ્રદાયના બીજા ભકતો સાથે કાલી-મંદિરમાં અવારનવાર આવતો, અને આત્મસાધનાના વિષયમાં ગુરુદેવની સલાહ લેતો. વૈષ્ણવચરણ વૈષ્ણવોના કર્તાભજ × નામના સંપ્રદાયનો અનુયાયી હતો. કલકત્તાની ઉત્તરે થોડાક માઇલ દૂર આવેલા એક સ્થળે તેના સંખ્યાબંધ ભક્તો રહેતા હતા. એ ભકતો-માં પુરુષો તેમજ સ્ત્રીઓ પણ હતી. તેઓ સર્વ તેની દેખરેખ હેઠળ સાધના સાધતાં હતાં. તેની વિનતિથી શ્રીરામકૃષ્ણે એ સ્થળ-ની અનેક વાર મુલાકાત લીધી હતી. એ સંપ્રદાયમાં સ્ત્રીપુરુષ પરસ્પર જે છૂટથી વર્તતાં હતાં તેજ એ સંપ્રદાયની પડતીનું કારણ હોવાથી, તે પ્રત્યે શ્રીરામકૃષ્ણને હમેશાં અણગમો રહેતો. સંપ્રદાય-માં પ્રચલિત છૂટનો વિચાર કરતાં તેઓ કંપી જતા, અને તેના

× બંગાળામાં પ્રચલિત એ નામનો એક નાનો સંપ્રદાય, જેના અનુયાયીઓ ગુરુનેજ ગોવિંદરૂપ ગણે છે.

અનુયાયીઓ ધર્મસાધના સાધતા તેને અનુસરતો વ્યવહાર રાખી શકતા ન હતા. આવું છતાં એ સંપ્રદાયમાં કેટલાક શુભ નિષ્ઠાવાળા ભક્તો પણ હતા, તેમની નીતિરીતિ જોઇને એ સંપ્રદાય વિષેનો વિચાર તેમને બદલવો પડયો હતો. દિવસો વીતતા ગયા, તેમ શ્રીરામકૃષ્ણના નિષ્કલંક ચારિત્ર્યની અને તેમના અસામાન્ય જીવનની વૈષ્ણવચરણપર પણ એવી સચોટ છાપ પડી ગઈ કે તેમને તે ઇશ્વર જેવા માનવા લાગ્યો.

એ પછી શ્રીરામકૃષ્ણ અને બ્રહ્માણીનો પરિચય ધીમે ધીમે વધતો ચાલ્યો. શ્રીરામકૃષ્ણે બ્રહ્માણીને પોતાના ગુરુતરીકે સ્વીકારી તેમની દેખરેખ હેઠળ તાંત્રિક સાધનાનો અતિ કઠણ પ્રયોગ આદર્યો હતો. કનકકાન્તાના ત્યાગનો જેમણે ઉપદેશ પાછળથી આપ્યો હતો, અને જેમણે સાધનાના માર્ગમાં સ્ત્રીની હાજરીને પણ અંતરાયરૂપ ગણી હતી, છતાં તેમણે આમ આધ્યાત્મિક ગુરુતરીકે એક સ્ત્રીનેજ સ્વીકારી તો એમાં પણ કાંઇ તારતમ્ય છે. સ્ત્રીના પોતાના સ્વભાવમાં કાંઇ એવું ખાસ નથી, કે જેથી પુરુષના આધ્યાત્મિક માર્ગમાં તે આડખીલીરૂપ થાય. ઉલટું સ્ત્રીપ્રત્યેનું પુરુષનુંજ વલણ તેને સહાયક કે બાધક નીવડે છે. સ્ત્રીના સૌંદર્યમાં લુબ્ધ બનીને જો પુરુષ તેના પર પ્રેમમુગ્ધ થાય છે તો તેનો અધઃપાત થાય છે; અને તેના સ્વભાવમાં રહેલી દિવ્યતા તરફ દૃષ્ટિ રાખીને પુરુષ જો તેની સહાય લે છે તો તે તેના મોક્ષમાર્ગમાં પણ સહાયભૂત નીવડે છે. સ્ત્રીજાતિનું સન્માન કરવાને બદલે તમે તેનું અપમાન કરો, તેને ભોગવિલાસના રમકડારૂપ માનો, તો પછી તમે મોક્ષમાર્ગમાં તેની સહાય ન પામો એ સ્વાભાવિક છે. પુરુષનું સ્ત્રીપ્રત્યે અને સ્ત્રીનું પુરુષપ્રત્યે કેવા પ્રકારનું વલણ હોવું જોઇએ, એ શ્રીરામકૃષ્ણે પોતાના જીવનમાં સિદ્ધ કરી બતાવ્યું છે, અને એ અમૂલ્ય વારસો જગતને કાયમને માટે તેઓ આપી ગયા છે.

બ્રહ્માણીનો સંસર્ગ થયા પછી શ્રીરામકૃષ્ણની સાધનાનો પ્રવાહ નવીન દિશામાં વળ્યો. આજ સુધી તેમણે ઈશ્વરપ્રાપ્તિ માટે બહારની મદદ લીધી નહોતી. દીક્ષામંત્ર લેતી વખતે જે સહાય લીધેલી તે પોતાના પ્રથમ ગુરુ કેનારામ ભટ્ટાચાર્ય તરફથી પણ તેમને કશી મદદ મળી નહોતી. પોતાના ભગીરથ પ્રયત્નથી હૃદયમાં છુપાયલા સદોદિત જાગ્રત ગુરુની દેખરેખનીચે શ્રીરામકૃષ્ણ થોડાંજ

વર્ષોમાં પરિમિત જીવનનાં બધાં બંધનો વટાવી ગયા હતા. આતુર પ્રભુપ્રેમ, પરાભક્તિ, તીવ્ર ત્યાગ, અસાધારણ ધૈર્ય અને અડગ નિશ્ચય–એ સર્વના પ્રતાપે દિવ્ય અને નિર્મળ સત્ય તેમણે પ્રાપ્ત કર્યું હતું. એ મહાન પરાકાષ્ઠા પ્રાપ્ત કરવાને પ્રથમ તો ભારે ઉત્સાહની જરૂર છે. જો એ ઉદ્દેશની પ્રાપ્તિ અર્થે મરીમટવાની ધગશ હોતી નથી, તો પછી બહારથી ગમે તેટલું શાસ્ત્રજ્ઞાન મેળવીએ, ગમે તેટલાં તીર્થયાત્રા, સત્સંગ કે લાંબાચોડા નમસ્કાર કરીએ, તોપણ એમાંનું કશુંજ કામ આવતું નથી. પણ આ વિચાર એટલો ઉચ્ચ અને અપૂર્વ છે કે તે સામાન્ય મનુષ્યને ગળે ઉતરવો દોહ્યલો છે. આથીજ હજારો શાસ્ત્ર અને સાધનાના હજારો પ્રકાર પ્રચલિત થયા છે. એ સર્વ પ્રકારો, તેમજ સંતો, પયગંબરો અને અવતારોનાં જીવનચરિત્રો પણ ધીમે ધીમે આપણા અજ્ઞાન અને ચારિત્ર્યદોષને દૂર કરી પરમ પદાર્થ પામવાની કેવળ તીવ્રેચ્છાજ પ્રકટાવે છે.

શ્રીરામકૃષ્ણને બ્રહ્માણીમાં સાચા ગુરુનાં દર્શન થયાં હતાં. આપણે આગળ પર જોઈશું તેમ, તેમની નજર હેઠળ શાસ્ત્રોએ ઉપદેશેલે માર્ગે તેમણે પ્રગતિ કરી હતી.

બ્રહ્માણીના મેળાપથી સમજાય છે કે, ઇષ્ટ પ્રત્યેની શ્રદ્ધાભક્તિવડે બધી જરૂરી સહાયતા યોગ્ય અવસરે મળી રહે છે. જો તે સાચી ઉત્કંઠાથી પ્રાર્થના કરે છે, તો પ્રભુ પોતેજ તેની બધી રીતે સંભાળ રાખ્યા કરે છે. પરમ પદાર્થની પ્રાપ્તિ અર્થે જે કંઇ કરવાની ખાસ જરૂર છે, તે કેવળ તીવ્ર આતુરતા અને અદમ્ય ઉત્સાહ પ્રકટાવવાની છે. એવો ઉત્સાહ અને આતુરભાવ જ્યાં પ્રકટે છે, ત્યાં બીજું બધું યથાકાળે મળી રહે છે. અધીરા બનવાથી કશું વળતું નથી, પણ જીવન ઉલટું અકારૂં લાગી અશાંતિ વધે છે.

આ રીતે દક્ષિણેશ્વરમાં બ્રહ્માણીનાં પગલાં થયાં તે દિવસથી શ્રીરામકૃષ્ણના મહિમાની જગતને જાણ થવા લાગી, એમ કહી શકાય. આજસુધી વિસ્મરાયલા અને છિન્નભિન્ન તેમના જીવનપ્રસંગોને ગુંથીને તેનું રહસ્ય રજુ કરનાર બ્રહ્માણી હતાં. શ્રીરામકૃષ્ણના મહત્ત્વવિષે પહેલી ખાત્રી તેમનેજ થઈ હતી.



# ૧૪–તાંત્રિક સાધના

મનુષ્યનો સ્વભાવ ભોગવિલાસપ્રધાન છે. તેને જ્ઞાનવિરાગની વાતોમાં રસ હોતો નથી. સાદી રીતે અને સરળભાવે પ્રભુપ્રાર્થના કરવી, એ તેને મન મુશ્કેલ વાત છે. એને તો તરતજ આકર્ષે અને સુખદાયક ભાસે તે આખરે નુકસાનકારક હોય તોપણ ખરા જ્ઞાન અને દીર્ઘદૃષ્ટિને અભાવે તે તરતજ તેને વળગી પડે છે. આ કારણથી જગદીશ્વરની પરમપિતારૂપે અથવા જગદંબારૂપે ઉપાસના કરવામાં આવે તે વિશુદ્ધ માર્ગેજ થવી જોઇએ, એવો ઉલ્લેખ તાંત્રિક ગ્રંથોમાં કરેલો છે; પરંતુ પછી જગદંબાને પ્રસન્ન કરવાને બહાને તેમાં કેટલાંક બીભત્સ સ્તોત્રો પણ ઘૂસી ગયેલાં છે. ઋષિમુનિઓને નામે ગ્રંથ રચનાર ગમે તેવો પંડિત હોય તોપણ આંતરિક દશામાં ઉચ્ચતા ન આવી હોય ત્યાંસુધી એવું તેવું થાય એમાં નવાઇ નથી. જ્યાંસુધી સાચા હૃદયથી તે અનંત કૃપાળુને શરણ થઇ સહાયતા યાચીએ નહિ, ત્યાંસુધી આપણને એ હાથ આપી ઉદ્ધારી લે નહિ; અને આપણે દેહાદિકના અભિમાનપૂર્વક ગમે તેટલો પ્રયત્ન કર્યો હોય તોપણ તે પરમપદાર્થને પમાડી શકતો નથી. મુમુક્ષુજનોમાં પણ તેમને ન સમજાય એવી રીતે એવું તેવું અભિમાન, અપૂર્ણ જ્ઞાન અને લૌકિક વૃત્તિઓ રહેલી હોય છે, એ વાત દુઃખ સાથે કબૂલ કરવી પડે છે. એ ગુંચવણમાંથી માર્ગ કેમ કરવો એ કેવળ જગદંબાજ જાણે છે, એવું જ્યારે આપણને ભાન થાય છે અને આપણી અલ્પજ્ઞતા અને અલ્પશક્તિનો તથા તેની સર્વજ્ઞતા, સર્વશક્તિમત્તા ઇ૦નો ખરો ખ્યાલ આવે છે; ત્યારેજ આપણો અહંકાર ગલિત થઇ સાચો શરણભાવ જાગે છે.

તાંત્રિક પૂજાના મૂળ તરફ વળતાં આપણે વૈદિક કાળ તરફ દૃષ્ટિ કરવી જોઇશે. એ કાળમાં વેદોના કર્મકાંડમાં ભોગ અને ત્યાગનો સમન્વય કરવાના પ્રયાસો થયા હતા. પ્રાર્થના કે યજ્ઞદ્વારા દેવોને આરાધીને નિયમિત રીતે ઇંદ્રિયભોગ ભોગવવા, એવું ધોરણ

સામાન્ય જનસમૂહનું તે સમયે હોય એમ જણાય છે. આ સર્વ રસ્તે મન કાંઇક પવિત્ર બનતાં, તેની સ્થૂલ વાસનાઓ કમી થતી, એટલે મનુષ્ય ઉપનિષદોમાં બોધેલા અધ્યાત્મજ્ઞાનનું અવલંબન લેતો. પછી બૌદ્ધકાળ આવ્યો અને પરિસ્થિતિ બદલાઇ. વિશુદ્ધાત્મા ત્યાગીઓનેજ અનુકૂળ આવે, એવા સેવાપૂજાના શ્રેષ્ઠ માર્ગો પણ સામાન્ય ગૃહસ્થીઓને માટે અનુકૂળ મનાવા લાગ્યા, અને રાજ્યાશ્રયથી એ વાતને ટેકો મળ્યો. એમાં સામાન્ય ગૃહસ્થાશ્રમીઓની પ્રકૃતિ કે શક્તિનો વિચાર રખાયો નહિ. એનું પરિણામ એ આવ્યું કે, બ્રહ્મચર્ય અવસ્થામાંથીજ ઉચ્ચકક્ષ ગુરુઓના શિક્ષણ અને આચરણથી જે પરમપદાર્થનું ધ્યેય બંધાયું હોય, તે ધ્યેયને યોગ્ય થવા માટે મનુષ્યોના મનને વિષયોપભોગમાંથી ધીમે ધીમે પાછા હઠાવવાનો વૈદિક યજ્ઞોનો જે ઉદ્દેશ હતો તે માર્યો ગયો, અને તેને ઠેકાણે ગુપ્તપૂજાની પદ્ધતિ ચાલી પડી!

બહારના બીજાઓને અને ખાસ કરીને ઉચ્ચકક્ષ મનુષ્યોને તથા રાજ્યના નોકરોને, અંધારામાં રાખવાને માટે આ પૂજા મધરાતે કોઇ વિકટ સ્થળે એકાંતમાં થવા લાગી. કાળે કરીને વૈદિક કર્મકાંડમાં પણ વામમાર્ગ જેવું જીવહિંસાથી ભરપૂર ધોરણ થઇ પડેલું તેથી બુદ્ધ ભગવાને ઉત્તમ પ્રકારે ઉત્તમ ધોરણ ચલાવેલું; પણ બીજા ધર્મોની પેઠે બૌદ્ધધર્મમાં પણ ધીમે ધીમે પાછળથી એવું થયું એટલે તેને બદલે તાંત્રિક પૂજાને દાખલ કરનાર ભગવાન શંકર હતા, એ માન્યતામાં વિશેષ તથ્ય જણાય છે. કારણ કે વૈદિક કર્મકાંડ અનુસાર તાંત્રિક પૂજામાં ભોગ અને ત્યાગ ઉભયની ભાવનાનો સમન્વય કરવામાં આવ્યો છે; એટલુંજ નહિ પણ, વૈદિક કાળની જૂદી જૂદી કર્મકાંડ અને તત્ત્વજ્ઞાનની શાખાઓને તેમાં પરસ્પર વણી લેવામાં આવી છે. એ તંત્રો પ્રમાણે પૂજાના પ્રારંભમાં મુમુક્ષુએ પોતાની પ્રભુસાથે એકતા—જીવસાથે પરમાત્માની એકતા—ઉપર એક પ્રકારનું ધ્યાન કરવું આવશ્યક મનાય છે. દાખલાતરીકે મુમુક્ષુએ કુંડલિનીને જગાડી મસ્તિષ્કમાં રહેલા સહસ્રદળકમળ સુધી લઇ જઇને પરમાત્માની સાથેના ઐક્યનું ચિંતન—નિદિધ્યાસન કરવું જોઇએ; એ પછી સાધક ઉપાસ્ય દેવ કે દેવીની પ્રકાશમાન મૂર્તિ સંમુખ ખડી હોય એવી ભાવના કરે છે. આવી રીતે ઇષ્ટદેવને પોતામાંથી બહાર લાવીને મૂર્તિ કે પ્રતિમામાં આરોપે છે અને તેને પૂજે છે. પૂજાવિધિ સમાપ્ત થતાં તે

દેવને પાછા પોતામાંજ માનસિક રીતે વિસર્જન કરે છે. મનુષ્ય-જીવનનું અંતિમ ધ્યેય–પ્રેમદ્વારા ઈશ્વર સાથે તાદાત્મ્ય અનુભવવા માટે પૂજાનો આ પદ્ધતિદ્વારા સુંદર પ્રયત્ન કરવામાં આવ્યો છે. અલબત્ત, ઉપરોક્ત ધ્યાન યોગ્ય રસ્તે કરવાને હજારે એકાદજ ફાવી શકે એ વાત પણ સત્ય છે, છતાં કશું નહિ તો બધાયે એમ કરવાનો પ્રયત્ન તો સેવીજ શકે, અને એ પ્રયત્ન પણ ધ્યેયને પંથે ધીમી પ્રગતિરૂપ તો છેજ, એની કોઇથી ના પાડી શકાય તેમ નથી. આ પ્રમાણે દરેક તાંત્રિક ક્રિયા સાધકના મનને પરમ પદાર્થ તરફ વાળવાના પ્રયત્નરૂપે છે.

વળી તંત્રો ઈશ્વરના માતૃત્વનો પાઠ શીખવે છે, અને સ્ત્રી-સન્માનની ભાવના જાગ્રત કરે છે. આ ભાવના વેદો કે પુરાણોમાં પણ જણાતી નથી. યોગ્ય પુત્રની માતા બને એટલા માટે પત્નીના શરીરને પવિત્ર માની તેમાં દેવારાધના કરવાની પતિને વેદોમાં કોઈ કોઇ ઠેકાણે આજ્ઞા કરવામાં આવી છે. તંત્રોએ આ પુરાણા મતને મહત્ત્વ આપી નવીન માર્ગે ખીલવ્યો છે, અને જમાનાના અમુક વલણને એ મત અનુકૂળ હોવાથી તેનાં અદ્‌ભુત પરિણામ આવ્યાં છે. સુંદરી અને સુરાનો જેમાં ઉપયોગ થાય છે એવી તાંત્રિક ક્રિયાની વીરચર વિધિનાં મૂળ એ મતના પ્રચારમાં હોવાનો સંભવ છે. સામાન્યમાં સામાન્ય મનુષ્યે પણ જીવનની લ્હાણ માણવી જોઈએ, એવા નિર્ણયપર આવવામાં તંત્રોના ઘડનારાઓએ ડહાપણ દર્શાવ્યું છે. આ કારણથી એ ઘડનારાઓએ સ્ત્રીને પવિત્ર અને શક્તિરૂપે જોવાની આજ્ઞા કરી છે અને જગન્માતાના અંશતરીકે તેનાપ્રત્યે વર્તવાની ફરજ પુરુષને માથે નાખી છે. સ્ત્રીપ્રત્યેના અત્યાચારને તો તંત્રોમાં મુદ્દલ સ્થાન નથી; અને સખત મનાઈ છે.

પણ તંત્રોના એ પ્રવર્તકોની દીર્ઘ દૃષ્ટિ છતાં, કાળે કરીને તેમના અનુયાયીઓ વિષયોના ગુલામ બન્યા, અને ઇશ્વરદર્શનને બદલે તાંત્રિક ક્રિયાઓની મદદથી સ્થૂલ શક્તિઓ પ્રાપ્ત કરવાના લોભમાં પડયા. આને લીધે ભૂત અને અસુરપૂજાનાં મૂળ નંખાયાં. તંત્રોના આજે આપણે જે બૂરા હાલ જોઈએ છીએ, તે એવી પરિસ્થિતિને આભારી છે. પરિણામે દરેક તંત્રમાં પૂજાના ઉત્તમ તેમજ અધમ વિધિઓનો પ્રચાર થતો રહે છે અને દરેક જણ પોતાને અનુકૂળ વિધિનો આશ્રય લે છે.

મનુષ્યને જન્મમરણની અનંત ઘટમાળમાં જકડી રાખીતેને

ઈશ્વરદર્શનથી વિમુખ રાખનાર વિષયોમાં પણ તેણે દેવભાવનાં દર્શન કરતા થવું, એજ તંત્રોનો મુખ્ય આશય છે. મનુષ્યની અનિયંત્રિત વિષયલોલુપ વૃત્તિને નિયમમાં રાખવા ખાતર, વિષયોમાં મૂર્તિમંત ઈશ્વરનાં દર્શન કરવાની વલણને તંત્રો ટેકો આપે છે. સાધકની કક્ષા અનુસાર તંત્રોની વિધિના ત્રણ વિભાગ પાડવામાં આવ્યા છે; પશુભાવ, વીરભાવ અને દિવ્યભાવ. પહેલી કોટિના ભક્તમાં પાશવવૃત્તિનું જોર વિશેષ હોય છે, તેથી તેને પોતાની શક્તિના પ્રમાણમાં બધાજ મોહક પદાર્થોને છોડી પવિત્ર-પણે જપ વગેરે ક્રિયાઓમાં પ્રવૃત્ત થવું પડે છે. બીજા વર્ગના સાધકો પહેલાના કરતાં આગળ વધેલા હોવાથી તેમનામાં વિષયલાલસા કરતાં ઇશ્વરભક્તિનો આવિર્ભાવ વિશેષ થયેલો હોય છે; તેથી તેવા ભકતોને જગતની જંજાળ વચ્ચે અડગ રહી ઈશ્વરા-નુસંધાનમાં મચ્યા રહેવાની તંત્રો આજ્ઞા કરે છે. વિષયાસક્તિથી પર બનેલા શ્રેષ્ઠ સાધકોની વરણી ત્રીજા વર્ગમાં થાય છે. ઇશ્વર-દર્શનની લગની આડે તેમનામાં આસક્તિનું નામ સરખું રહેતું નથી. સત્ય, ક્ષમા, કરુણા, સંતોપ અને બીજા સદ્‌ગુણો શ્વાસો શ્વાસની પેઠે તેમને સ્વાભાવિક થઇ રહ્યા હોય છે. પોતાના પ્રયત્નમાં સાધક જો સંયમની માત્રા ભેળવે છે, તોજ તાંત્રિક ક્રિયાઓ ફળપ્રદ નીવડે છે, એટલું વાચક આ ઉપરથી જોઈ શકશે.

આજકાલ હિંદમાં પ્રચલિત દરેકે દરેક પૂજાવિધિમાં તાંત્રિક અસર ઓછાવત્તા પ્રમાણમાં દાખલ થઇ છે. વૈષ્ણવમતમાં પણ તે નથી એમ નથી. ફરક એટલોજ કે, વૈષ્ણવ આચાર્યોએ પૂજાવિધિમાં કેટલાક ફેરફાર કરી નાખ્યા છે, જેમની નોંધ લેવા જેવી છે. વૈષ્ણવ આચાર્યોએ દ્વૈતનો સિદ્ધાંત મનુષ્ય માટે વિશેષ ઉપકારક ગણ્યો છે, તેથી તેમણે તાંત્રિક ક્રિયાઓના તે ભાગ ઉપરજ ભાર મૂકયો છે--એટલે કે, તંત્રોની બાહ્યપૂજા અને મંત્રભાગને પ્રાધાન્ય આપ્યું છે. આ પ્રકારે પૂજામાં તેમણે નવો પ્રાણ રેડયો છે. તેઓ પોતપોતાની વૃત્તિ પ્રમાણે પ્રભુને ભજવાની લોકોને સલાહ આપે છે. પૂજાવિધિમાં એ આચાર્યો તરફથી જે ઘણા ફેરફારો કરવામાં આવ્યા છે, તેમાં સૌથી અગત્યનો એ છે કે, તેમણે તાંત્રિક પૂજાના પ્રારંભિક વિધિપર–પશુભાવપર ભાર મૂકયો છે અને ખોરાક, રહેણીકરણી વગેરે સાધકના પ્રત્યેક કાર્યમાં પવિત્રતા જળવાતી રહે એવા

ખાસ નિયમો બાંધી આપ્યા છે. ઈશ્વરદર્શન માટે જપ કે નામસ્મરણને પણ મહત્ત્વ આપવાનું તેઓ ચૂક્યા નથી.

છતાં કાળે કરીને એ સંપ્રદાયમાં પણ બદીઓ દાખલ થવા પામી. આચાર્યોના ઉપદેશોના અંતર્ગત હેતુ વિસરી જઈને, અનુયાયીઓ પોતાને મનગમતાં આચરણ કરવા લાગ્યા—આચાર્યોએ ઈશ્વરની ખોજમાં પ્રતિસ્પર્ધા કરવા માટે દૃષ્ટાંતરૂપે ઘટાવેલા આશકમાશુકના અલૌકિક પ્રેમને, અનુયાયીઓએ ભ્રમમાં પડીને વ્યવહારમાં ખેંચી આણ્યો, અને તેનું અધમ અનુકરણ કરવા લાગ્યા. એ રીતે પોતાના અયોગ્ય વર્તનથી પૂજાના પ્રાચીન અને પવિત્ર વિધિને તેમણે કલંકિત કર્યો. આની આજ દુઃખદ વાત દરેક ધર્મ માટે કહેવાની હોય છે.

ઉપરના વૃત્તાંતપરથી વાચકને એક બીજી વાતની પ્રતીતિ થશે તે એ છે કે, તંત્રોવિરુદ્ધ સામાન્ય રીતે જે જે ટીકાઓ થાય છે, બલ્કે પૂજાના કોઈ પણ નિષિદ્ધ પ્રકાર વિરુદ્ધ જે જે ટીકાઓ કરવામાં આવે છે, તેમાં તંત્રોનો દોષ નથી; પણ દોષ ભોગવિલાસ તરફ ઢળી જવાની મનુષ્યની સ્વાભાવિક વૃત્તિનો છે. શ્રીરામકૃષ્ણના જીવનથી જણાય છે તેમ દારૂ કે દારાગમન સિવાય પણ તાંત્રિક વિધિઓ ઉકેલી શકાય છે. આ સંજોગોમાં વર્તમાન યુગના સર્વશ્રેષ્ઠ ધર્માચાર્યતરીકેની યોગ્યતા અર્પણ કરવા ખાતર જગદંબાએ શ્રીરામકૃષ્ણને તાંત્રિક ક્રિયામાં પણ પ્રવેશ કરવાની સન્મતિ સૂઝાડી હોય એ દેખીતું છે.

પોતે પાછળથી કહેતા તેમ શ્રીરામકૃષ્ણે જગદંબાની અનુમતિ લીધા બાદ સાધનાના આ નવીન માર્ગે પ્રયાણ કરવાની શરૂઆત કરી. અપ્રતિમ ઉત્સાહથી તેમણે સાધનામાં ઝૂકાવ્યું. સાધનામાં આવશ્યક દુર્લભ દ્રવ્યો બ્રહ્માણીએ એકત્ર કરી દક્ષિણેશ્વરમાં આણ્યાં. એક પંચવટીમાં અને બીજું બાગને ઓતરાતે છેડે બિલ્વવૃક્ષ હેઠળ, એમ બે આસનો તંત્રગ્રંથોને આધારે તૈયાર કરવામાં આવ્યાં. આ પ્રસંગને ઉદ્દેશીને ગુરુદેવ પાછળથી કહેતા કે "દિવસે બ્રહ્માણી દક્ષિણેશ્વરથી દૂર દૂર જતાં, અને તંત્રશાસ્ત્રોમાં કહેલી મોંઘી વસ્તુઓ એકઠી કરી લાવતાં. રાત્રે તેઓ મને બેમાંથી એકાદા આસને આવવાનું કહેતાં. હું જતો અને કાલીની પૂજા કર્યા પછી તેઓ જેમ કહેતાં તે પ્રમાણે ધ્યાન કરવાનું શરૂ કરતો. માળા જપવાની શરૂઆત કરતાંવેંત હું ભાવાવેશમાં આવી ઉંડી

સમાધિમાં ઉતરી જતો. મને જે જે અદ્‌ભુત દૃશ્યો જણાતાં, તેનું વર્ણન હાલ મારાથી થઇ શકે તેમ નથી. એ દૃશ્યો એક પછી એક આવ્યેજ જતાં, અને સાધનાની અસર હું સ્પષ્ટ રીતે અનુભવતો. મુખ્ય મુખ્ય એવા ચોસઠ તંત્રગ્રંથોમાં વર્ણવેલી બધીજ સાધનાઓ બ્રહ્માણીએ મારી પાસે કરાવી હતી. એમાંની ઘણી તો બહુજ કપરી હતી. કેટલીક તો એવી ભયંકર હતી કે સાધક ચારિત્ર્યભ્રષ્ટ પણ થઇ બેસે. છતાં જગદંબાની અનંત કૃપાના પ્રતાપે હું તે સર્વમાંથી તરી પાર ઉતર્યો હતો."

સર્વ સ્ત્રીઓમાં માતૃભાવનો આદર્શ શ્રીરામકૃષ્ણે અવિચ્છિન્નપણે પાળ્યો હતો, અને સુરાપાનનું નામ પણ લીધું નહોતું. તેઓ સ્ત્રીને હમેશાં જગદંબાસ્વરૂપે જોતા, અને તાંત્રિક પ્રયોગોમાં સુરાને માટે વપરાતા 'કારણ'× શબ્દના ઉચ્ચારથી સમસ્ત વિશ્વના આદિકારણરૂપ મહામાયાનું મનમાં સ્ફૂરણ થતાં, તેઓ દિવ્યાનંદમાં ઉન્મત્ત બની બાહ્યભાન ભૂલી જતા.

રસ્તામાં ગમે તે કુમારીને જોતાં તેમને જગદંબાનું સ્મરણ થઇ આવતું. સામાન્ય મનુષ્યને ચીડ ઉપજે એવા ગંદા શબ્દોને પણ તેઓ અક્ષરોના સમૂહરૂપે માની સહી લેતા, અને શાસ્ત્રના મંતવ્ય પ્રમાણે પ્રત્યેક અક્ષરને જગદંબાના લાક્ષણિક ચિત્રરૂપે સમજતા; એટલુંજ નહિ પણ પાછળથી વારંવાર બન્યું હતું તેમ એ અક્ષરોપરથી જગદંબાનું ભાન જાગતાં, તેઓ કોઇ કોઇ વાર ભાવસમાધિમાં લીન થતા. આ વખતે તેમને કુંડલિનીની શક્તિના ઊર્ધ્વગમનવિષે જે અનુભવ થયો હતો તે મહત્ત્વનો હતો. પોતાની વિલક્ષણ પદ્ધતિથી તેમણે એ સંબંધમાં આવું વર્ણન કર્યું છે:—"પગથી માથાસુધી ઝંઝણી મારતું કંઇક ઉંચે ચઢે છે. જ્યાંસુધી તેનો મગજમાં પ્રવેશ થતો નથી, ત્યાંસુધી મને ભાન રહે છે, પણ જે ક્ષણે તે મગજમાં પેસે છે કે હું બાહ્યજગતને ભૂલી જાઉં છું. કાન અને આંખ પણ પોતાનું કામ બજાવતાં અટકી પડે છે, ત્યાં વાચાનો તો સવાલજ શો ? કોણ બોલે ? 'હુ' અને 'તું' વચ્ચેનો ભેદ ઓગળી જાય છે. જ્યારે એ ગુહ્ય શક્તિ બરડાની કરોડમાંથી પસાર થવા લાગે છે, ત્યારે હું જે જે જોઉં છું અને અનુભવું છું તે બધું તમને કહેવાનો વિચાર કોઈ વાર કરૂં છું.

× 'કારણ' શબ્દનો મૂળ અર્થ તો ખુલ્લો છે, છતાં વ્યવહારમાં તેનો પ્રયોગ સુરાને માટે થાય છે.

જ્યારે તે હૃદય કે ગળા સુધી આવે છે, ત્યારે મારાથી બોલી શકાય છે અને બોલું છું પણ ખરો; પણ ગળાની ઉપર જતાં જાણે કોઇ મારૂં મોઢુંજ સીડી લે છે, અને હું પરવશ બની જાઉં છું. ગળાની ઉપર કુંડલિની પહોંચી જતાં હું જે જે અનુભવું છું તે તે બધું તમને કહી બતાવવાનો સંકલ્પ કરૂં છું, પણ એટલામાં તો મન છલંગ મારીને ઉંચે ચઢી જાય છે અને ત્યાં એ બધાજ સંકલ્પોપર પડદો પડી જાય છે!” ગુરુદેવ એ અવસ્થાનું વર્ણન આપવાને ઘણી વાર પ્રયત્ન કરતા, છતાં દરેક વખતે તેઓ નિષ્ફળ થતા. એક દિવસ તેઓ એવું વર્ણન કરવાના ખાસ નિશ્ચયપર આવ્યા, અને કુંડલિની ગળાસુધી પહોંચતાં સુધી તેમણે તે ચલાવ્યું પણ ખરૂં. પણ પછી ભમરના સંગમ-સ્થાનની સામે આવેલા છઠ્ઠા ચક્ર સુધી મન જ્યારે પહોંચે છે, ત્યારે માણસને પરમાત્મદર્શન થઇને તે સમાધિમાં પડે છે. અહીં જીવ અને પરમાત્માની વચ્ચે બહુજ સૂક્ષ્મ અંતર રહે છે. પછી તેને આ રીતે દેખાય છે–” એમ બોલીને જેવા તેઓ એ અવસ્થાનું વર્ણન આપવા જતા હતા કે સમાધિમાં આવી ગયા. મન સહેજ હેઠું ઉતરતાં તેમણે ફરી પ્રયત્ન કર્યો, તો ફરી પણ એજ અવસ્થા થઈ. આમ કેટલાક વૃથા પ્રયત્નો કર્યા પછી, તેઓ આંખમાં આંસુ લાવી બોલ્યા કે “ખરેખાત, તમને દરેકે દરેક વાત કહેવાની ઉર્મિ થાય છે, પણ જગદંબા તેમ કરવા દેતી નથી. જાણે તે મારૂં ગળુંજ દબાવતી હોય ને!”

કુંડલિનીનું પ્રયાણ મગજ તરફ જૂદી જૂદી રીતે કેમ થાય છે તે સંબંધમાં ગુરુદેવ વારંવાર કહેતા કે “ઝંઝણીની પેઠે જે મગજ તરફ ધસે છે તેની ગતિ હમેશાં એકસરખી હોતી નથી. શાસ્ત્રો તેની ગતિના પાંચ પ્રકાર ગણાવે છેઃ–પહેલી કીડીની ગતિ. મોંમાં અન્નના દાણા લઇને સરતી કીડીઓની હરોળની પેઠે પગ તરફથી ઉંચે ઝંઝણી ધીમે ધીમે સરે છે. એ જયારે ઠેઠ મગજમાં પહોંચી જાય છે, ત્યારે સાધકને સમાધિ આવી જાય છે. બીજી દેડકાની ગતિ. જેમ દેડકો એક પછી એક બે ત્રણ કૂદકા મારીને થોભી જાય છે, અને વળી પાછો એજ પ્રમાણે કૂદે છે તેમ દેડકાની ગતિએ પગ તરફથી મગજ તરફ કંઇક જતું અનુભવાય છે. જ્યારે તે મગજ સુધી પહોંચી જાય છે, ત્યારે મનુષ્ય સમાધિમાં પડે છે. ત્રીજી સર્પગતિ. સાપ સીધો

કે ગુંચળું વળીને શાંત પડી રહે છે; પણ જેવો તે કોઇ શિકાર જુએ છે યા તો ભય ભાળે છે, કે તરતજ તે વાંકોચૂકો દોડવા મંડી જાય છે; એ પ્રમાણે ગુંછળાના આકારમાં પડી રહેલી કુંડલિનીનું ગમન મગજ તરફ થાય છે, અને સમાધિ આવે છે. ચોથી પંખીગતિ. એકથી બીજી જગ્યાએ ઉડવામાં પંખીઓ પાંખનો ઉપયોગ કરી કોઈ વાર જરા ઉંચે તો કોઇ વાર સહેજ નીચે, પોતાના નિર્ણિત સ્થાને પહોંચે નહિ ત્યાંસુધી ઉડ્યાજ કરે છે; તેવી રીતે એ શક્તિનું પ્રયાણ મગજને માર્ગે થાય છે, અને પરિણામે સમાધિ સાંપડે છે. પાંચમી અને છેલ્લી વાનરગતિ છે. જેમ વાનર એકથી બીજે ઝાડે જતાં બે કે ત્રણ ફૂદકામાંજ બધું અંતર કાપી નાખે છે, તેમ યોગી કુંડલિનીને મગજ તરફ જતી અનુભવે છે અને સમાધિમાં પડે છે.”

આના આ અનુભવોનો ખુલાસો તેઓ બીજી વાર વેદાંતીની દૃષ્ટિએ આ પ્રમાણે કરતાઃ-“વેદાંત સાત ભૂમિકાઓ ગણાવે છે. સાધકને એમાંની નીચલી ત્રણ ભૂમિકાઓમાંજ રહેવાની વૃત્તિ હોય છે. એ ત્રણ ભૂમિકાઓમાં સર્વથી ઉંચી ભૂમિકાનો પ્રદેશ નાભિની સામી બાજુએ છે. આ ભૂમિકામાં મનુષ્ય ખાવું-પીવું વગેરે સ્વાભાવિક હાજતો તૃપ્ત થતાં સંતોષ માને છે; પણ મન જ્યારે હૃદયની સામી બાજુએ આવેલી ચોથી ભૂમિકામાં પ્રવેશ કરે છે, ત્યારે તેને દિવ્ય પ્રકાશની ઝાંખી થાય છે. આ અવસ્થામાંથી મનુષ્ય વારંવાર નીચલી ત્રણ ભૂમિકાઓમાં સરી પડે છે. મન જ્યારે ગળાની સામે આવેલી પંચમ ભૂમિકામાં પ્રવેશે છે, ત્યારે સાધકને ઇશ્વર સિવાયની બીજી કોઇ વાત ગમતી નથી. હું જ્યારે આ અવસ્થામાં હતો, ત્યારે જો કોઈ મારી આગળ સાંસારિક વાત છેડતું, તો મને માથામાં ડાંગ મારી હોય એવો આઘાત થતો અને તે વખતે હું પંચવટીમાં સંતાઇ જતો. ત્યાં મને કોઇ ઉપદ્રવ કરી શકતું નહિ. પ્રપંચી મનુષ્યોથી હું સાત ગાઉ દૂર રહેતો, અને સંસારી સહવાસ પાતાળી ખાઇ જેવો લાગતો. તેમની હાજરીમાં હું મરણતોલ ગુંગળાઇ જતો, અને જ્યારે તેમનાથી દૂર થતો ત્યારેજ મને નિરાંત વળતી. આ ભૂમિકામાં પહોંચ્યા પછી પણ મનુષ્યને પાછા પડી જવાનો સંભવ રહે છે, એટલે તેણે ચેતતા રહેવું જોઇએ. મન છઠ્ઠી ભૂમિકામાં પ્રવેશ કરે તે પછી તેને કશી બીક રહેતી

નથી. એ ભૂમિકા ભ્રૂકુટિની સામે આવેલી છે. અહીં તેને પરમાત્માનાં દર્શન થાય છે અને તે સમાધિદશામાં રહે છે. આ છઠ્ઠી અને સૌથી ઉંચી સાતમી સહસ્રાર ભૂમિકા વચ્ચે માત્ર એક પાતળો પારદર્શક પરદોજ હોય છે. અહીં મનુષ્ય પરમાત્માની નજીકમાં પહોંચેલો હોય છે, એટલે તે પોતાને તેનામાં લીન થયેલો સમજે છે; છતાં ખરૂં જોતાં તે અસંપ્રજ્ઞાત અવસ્થાએ પહોંચીને પરમાત્મામાં લીન થયેલો હોતો નથી. આ ભૂમિકામાંથી મનુષ્ય પાંચમી કે બહુ તો ચોથી ભૂમિકામાં ઉતરી જાય છે, પણ એથી નીચે તો નહિજ. સંપ્રજ્ઞાત સમાધિની ખીલવણી થયા પછીજ તે પેલો પાતળો પરદો ભેદે છે, અને અસંપ્રજ્ઞાત સમાધિ–પરમાત્મસાક્ષાત્કાર–ને પ્રાપ્ત થાય છે. સહસ્રારમાં થતા પરમાત્મસાક્ષાત્કારને સપ્તમ ભૂમિકામાં પ્રવેશ કર્યાના ચિહ્નતરીકે ઓળખવામાં આવે છે."

ગુરુદેવની આધ્યાત્મિક ઉન્નતિનું વિશેષ પરિણામ એ આવ્યું કે, અષ્ટસિદ્ધિઓ તેમને વરી; પણ સાચા ભક્તને માટે એ સિદ્ધિઓ અઠીક સમજીને તેનાથી દૂર રહેતા અને પોતાના ભક્તોને પણ તેમનાથી દૂર રહેવા ચેતાવતા.

તાંત્રિક ક્રિયાઓમાં તેમને મળેલી સફળતાને પરિણામે તેઓ બાળક જેવા બની ગયા હતા. પહેરેલું વસ્ત્ર કે જનોઈ સુદ્ધાં રહેતી નહિ અને તેઓ રાખવાને પ્રયત્ન કરતા તોપણ તે સરીજ પડતાં.

આ પ્રસંગ પછી થોડાં વર્ષસુધી તો તેમનો ચહેરો એટલો ખૂબસુરત લાગતો કે હરકોઇનું ધ્યાન તે તરફ ખેંચાતું. પોતાના હાથપર સોનાનું માદળિયું તેઓ પહેરતા. શ્રીરામકૃષ્ણ કહેતા કે " મારા શરીરની સુંદરતા તરફ લોકો તાકી રહેતા. છાતી અને મુખમુદ્રા હમેશાં લાલ લાલ રહેતાં અને આખું શરીર પ્રકાશથી તગતગી રહેતું. લોકો ટીકી ટીકીને જોતા મટે, એટલા ખાતર મારે શરીરપર ચાદર વિંટાળી રાખવી પડતી. હું જગદંબાને પ્રાર્થના કરતો કે 'મા ! આ તારૂં આપેલું બાહ્યસૌન્દર્ય લઇ લે–અને તેને બદલે તારૂં આંતરસૌન્દર્ય, તારા હૃદયની પવિત્રતા આપ.' ધીરે ધીરે હું શરીરપર ટકોરા લગાવતો અને 'અંદર ડુબ' એમ કહ્યા કરતો. લાંબે કાળે આજે જણાય છે તેમ, બધું બાહ્યરૂપ વિલાઇ ગયું."

શ્રીરામકૃષ્ણની ખુબી એ હતી કે, કોઇ પણ તાંત્રિક ક્રિયાને પાર કરતાં તેમને ત્રણથી વધારે દિવસ લાગતા નહિ.

# ૧૫--ભક્તો અને પંડિતોના સંસર્ગમાં

વાચકને યાદ હશે કે, બ્રહ્માણીને બીજા બે ભકતોને દિવ્ય સંદેશ પાઠવવાનો આદેશ થયો હતો. ગુરુદેવને તેઓ વારંવાર કહેતાં કે "ઇચ્છા હોય તો હું તેમને અહીં આવવાને લખું." એક દિવસ ગુરુદેવે તેમને લખવાની રજા આપી, થોડા વખતમાં ચંદ્ર આવી પહોંચ્યો. બ્રહ્માણીએ તેજ દિવસે ગુરુદેવને મળવા બોલાવ્યા; પણ ચંદ્રના આવ્યાની વાત કહાવી નહોતી. બ્રહ્માણી અને ચંદ્ર વાતોએ વળગ્યાં હતાં, એવામાં ગુરુદેવનાં પગલાં ખખડયાં. બ્રહ્માણીએ તેમને આવકાર આપ્યો. પછી તરતજ ગુરુદેવ બોલી ઊઠયા કે "અહીં ચંદ્ર છે! શું આ ચંદ્ર ન હોય?" આટલું બોલ્યા પછી તેમનું હલનચલન બંધ પડયું. ચંદ્રે તેમના હાથ પકડયા અને ઉંચે સ્વરે તેમનું નામ દઇને ત્રણ ચાર વાર બોલાવ્યા ત્યારે તેઓ જાગ્રત થયા. પછી ચંદ્રે કહ્યું કે "આપ મને જાણુતા હો એમ લાગો છો; છતાં અત્યારસુધી મને કેમ ભૂલી ગયા હતા?" ગુરુદેવે ઉત્તર આપ્યો કે "ઈશ્વરની એવી મરજી હતી." કેટલીક વાર સુધી તેઓએ વાતચીત કરી. ચંદ્ર ભક્ત હતો એટલેજ તે સહેલાઇથી પોતાની સમાધિ ઉતારી શકયો હતો, એવું ગુરુદેવ કહેતા. આવું છતાં દેખાવે તો તે એવો હતો કે તેનામાં કાંઈ પણ આધ્યાત્મિકતા હશે કે નહિ તે સમજાય નહિ.*

* સ્વામી વિવેકાનંદ પોતાની બીજી વારની પશ્ચિમની સફરે ઉપડયા પછી તરતમાં (૧૮૯૯માં) એક ગૃહસ્થે બેલૂર મઠમાં આવી પોતે ચન્દ્ર છે એમ કહ્યું હતું. મઠના મુખ્યાધિકારી સ્વામી બ્રહ્માનંદ તે વખતે ત્યાંજ હતા. ખાનગીમાં બંનેને પેટ ભરીને વાતો થઇ હતી. તેણે કહેલું કે, શ્રીરામકૃષ્ણે પોતાને વિષે જે જે ભવિષ્ય ઉચ્ચાર્યું હતું તે બધુંજ સાચું પડયું હતું. માત્ર એકજ આગાહી સાચી પડવાની બાકી હતી, અને તે પોતાના અવસાનસમયે ગુરુદેવે પોતાને મળવા માટે આપેલું વચન. લાંબા સમય સુધી તે પૂજાની ઓરડી આગળ ધ્યાન અને પ્રાર્થનામાં બેસી રહેતા, અને

દક્ષિણેશ્વરનું કાલીમંદિર તેનાં એકાંત અને પવિત્ર સંસ્મરણોને લીધે, તેમજ રાણી રાસમણિની ઉદારતાને લીધે સાધુસંતોનું માનીતું ધામ થઇ પડયું હતું. અંગ્રેજી ભણેલા પોતાના કેટલાક ભકતોને શ્રીરામકૃષ્ણે એક વાર કહ્યું હતું કે "કેશવચંદ્ર સેનના આવ્યા પછી બંગાળના યુવાનવર્ગે આ મંદિરમાં આવવાની શરૂઆત કરી; પરંતુ જૂદા જૂદા સંપ્રદાયના સાધુસંતો, યતિઓ અને ભકતો તો તે પહેલાં પણ લાંબા સમયથી અહીં ઉભરાતા. ગંગાસાગર કે જગન્નાથપુરી જતાં તેઓ અહીં થોડા ઘણા દિવસ રહેતા. આગગાડી થઇ ત્યારપહેલાંની આ વાત છે. કોઇ વાર સાધુઓનાં ઝુંડ પણ આવી ચઢતાં. એક વાર વૈષ્ણવોના રામાયત સંપ્રદાયના સાધુઓની ભરતી અહીં થઇ હતી. તેમનામાં ભક્તિ, શ્રદ્ધા અને સેવાપરાયણતા સારી જણાતી હતી. તેમાંના એકની પાસેથી મને રામલલા* મળી ગયા. એ સંપ્રદાયના એક બીજા સાધુને હરિનામપર અજબ વિશ્વાસ હતો. તેની પૂંજીમાં તેની પાસે માત્ર જળપાત્ર અને એક પુસ્તક હતાં. એ પુસ્તકમાં તેનું સર્વસ્વ હતું. ચંદનપુષ્પથી તે તેની નિત્ય પૂજા કરતો, અને વખતોવખત વાંચ્યા કરતો."

"એમ ધીમે ધીમે ત્યાં પરમહંસો-રખડેલ નહિ પણ સાચા સાધુઓ-આવવા લાગ્યા. રાતદિવસ ઓરડામાં તેમની ઠઠ જામેલીજ હોય. તેમની ચર્ચાનો વિષય વેદાન્ત રહેતો. તેઓ પરસ્પરમાં બ્રહ્મ અને માયાનું સ્વરૂપ વગેરે ઉપર વાદવિવાદ ચલાવતા. તે વખતે હું ઝાડાના રોગથી પથારીવશ હતો, હૃદય મારી સારવાર કરતો. આમ છતાં હું હમેશાં તેમની ચર્ચા

તેની આંખોમાંથી આંસુ વહી રહેતાં. પોતાની જાણમાં હતા તે બધાજ શ્રીરામકૃષ્ણના જીવનપ્રસંગો તે ખુશીથી કહેતો. દેખાવે તે સાદો અને શાંત હતો, મઠને એક ખૂણે બેસી રહેવાનું તેને પસંદ પડતું. પૂજાની ઓરડીમાં પહેલી વાર પ્રવેશ કરતી વખતે શ્રીરામકૃષ્ણની છબી જોતાંજ તેનું હૈયું ભરાઈ આવ્યું. તેણે તેમને ભાઈ કહીને સંબોધ્યા હતા. તે કહેતો કે, તેણે હિંદુસ્તાનનાં જૂદાં જૂદાં તીર્થસ્થળોની યાત્રા કરી છે. સ્વામી બ્રહ્માનંદે તેને મઠમાં આવી જાયુને માટે રહેવાની વિનતિ કરી હતી, પણ તે કોઇ કારણસર બેર ગયા પછી આવી શક્યો નહિ. ઉપર જેનું વર્ણન કરવામાં આવ્યું છે તે 'ચંદ્ર' એજ હોવાનો સંભવ છે.

* રામાલલાના વર્ણન માટે આવતું પ્રકરણ જુઓ.

ધ્યાનપૂર્વક સાંભળતો. કોઈ મુદ્દાપર તેઓ કોઈ પાકા નિર્ણયપર આવી શકતા નહિ, ત્યારે આમાંથી (પોતાના શરીરને બતાવીને) કોઈ સરળ શબ્દોમાં સૂચના ફેંકતું, એટલે દરેકના મનનું સમાધાન થઇ જતું."

કોઇ કોઇ વાર ગુરુદેવ પોતાને મળેલા કેટલાક સાધુઓ-વિષે રસિક વાતો કરતા. તેઓ કહેતા કે "એક દિવસ કોઇ સાધુ આવ્યો. તેના મોઢાપર તેજ ચમકતું હતું. એકી પલાંઠીએ તે કલાકોના કલાકો સુધી હસતોજ બેસી રહેતો. સવારસાંજ તે પોતાની ઓરડીમાંથી બહાર આવતો; આકાશ, ગંગાજી અને વૃક્ષો તરફ જોતો; અને આનંદમાં હાથ ઉંચા કરીને નાચતો. કોઇ વાર તે ખડખડાટ હસી પડતો અને મોટેથી બોલતો કે "વાહ! શી મજા! સ્થળ કેવું સુંદર છે!" આંતરિક નિર્વિષયી દિવ્ય આનંદમાં સમય ગાળ્યા પછી આજ તેની પ્રાર્થના અને ધ્યાન હતું. મને એક બીજો સાધુ યાદ આવે છે. આત્મોન્નતિના પંથમાં તે ઘણો આગળ વધેલો હોવા છતાં જોયો હોય તો ગાંડા જેવોજ લાગે. તે નાગો, ધૂળથી ખરડાયલો, લાંબા વાળ અને લાંબા નખવાળો હતો. શરીરે મેલી ગોદડી જેવું કંઇક લપેટયું હોય. આવા વેશે તે બીક લાગે–અભાવ આવે–એવો દેખાતો. એક વાર તે આવીને કાલીમંદિર આગળ ઉભો. પછી તેણે જગદંબાનું સ્તવન કરવા માંડયું. એ સ્તવન તેણે એટલા ઉત્કટ ભાવથી કર્યું કે આખું મંદિર ઝણઝણી રહ્યું. જગદંબા પણ પ્રસન્ન થયાં હોય એમ મને લાગ્યું. પછી તે ભિક્ષાર્થીઓની પંક્તિમાં ભોજન લેવા ગયો; પણ તેનો છેક વિચિત્ર વેશ જોઇ તેને કેમ સંઘરે? પછી મેં જોયું તો એઠાં પતરાળાંના ઢગમાંથી તે કેટલાંક કૂતરાં ભેગો ખાઇ રહ્યો હતો. તેનો એક હાથ એક કૂતરાની ડોકમાં હતો. આમ એ મનુષ્ય અને શ્વાન એકજ પતરાળામાંથી જમી રહ્યા હતા અને કૂતરો તેની સાથે હળી ગયો હતો. એની આ અજબ દશા કયાં, અને મારી દશા કયાં! એવો વિચાર આવતાં મને કંપારી છૂટી. હું ત્યાંથી પાછો વળ્યો અને હૃદયને કહ્યું કે તે કોઇ સામાન્ય ગાંડો નથી; પણ હાલ મસ્ત–જ્ઞાનઘેલો છે. આ સાંભળી હૃદયે તરતજ તેની પાછળ દોટ મૂકી. તે મંદિરના ચોગાનમાંથી બહાર નીકળતો હતો; તેની પાછળ કેટલેક દૂર સુધી તે ગયો, અને પોતાને ઈશ્વરદર્શન શી રીતે થાય તેના

ઉપદેશ માટે માગણી કરતો રહ્યો. પ્રથમ તો સાધુએ કંઇજ ન કહ્યું, પણ હૃદયનો વિશેષ આગ્રહ જોઈ છેવટે ઉભો રહ્યો, અને રસ્તાની બાજુમાં આવેલા ગંદા પાણીના ખાબોચિયા તરફ આંગળી કરીને બોલ્યો કે 'આ પાણીમાં અને ગંગાજળમાં, બધે એકજ પરમાત્મા છે, એવું જ્યારે જણાશે ત્યારે ઈશ્વરદર્શન થશે.' હૃદયે કંઇક વધારે સાંભળવાની તથા શિષ્યતરીકે પોતાને સાથે લેવાની તેણે વિનતિ કરી; પરંતુ કંઇ પણ બોલ્યા વિના તે સાધુ ચાલતો થયો. પછી તેણે જોયું કે હૃદય પાછળ પાછળ આવે છે, એટલે તેણે મારવાને ઇંટ ઉપાડી, અને તેને નસાડી મૂકયો. સંસારીઓથી બચવા માટે મહાન સાધુઓ કેટલીક વાર આવાજ પ્રકારનું જીવન ગાળવું પસંદ કરે છે. એ સાધુ સાચો પરમહંસ હતો."

પછી ગુરુદેવે પરમહંસનાં લક્ષણો કહ્યાં—"શાસ્ત્ર કહે છે કે તે કોઇ વાર બાળકની પેઠે, કોઇ વાર જડની પેઠે, કોઇ વાર પાગલની પેઠે, તો કોઇ વાર પિશાચની પેઠે વર્તે છે. તે બાળકોને પોતાની સમીપ આવવા દે છે, અને તેમની સરળતા, નિર્દોષતા તથા વિરાગવૃત્તિને પચાવવાનો પ્રયત્ન કરે છે. મા જ્યારે બાળકને નવું વસ્ત્ર પહેરાવે છે, ત્યારે તે કેવું રાજી રાજી થાય છે, એ તમે જોયું હશે. તમે જો તેની પાસે તે માગો તો તે કહેશે કે 'ના, નહિ આપું, માએ આપ્યું છે.' તમે તેની પાસેથી રખે ઝૂંટવી લો એવી દહેશતથી જાણે તેનું સર્વસ્વ તેમાંજ હોય એમ તે વસ્ત્રને એ ક્ષણે તો પકડી રાખશે; પણ એક મિનિટ પછી તમારા હાથમાં કોડીની કિંમતનું એકાદ રમકડું જો તે જોશે, તો કહેશે કે 'મને એ આપો તો વસ્ત્ર આપું.' કદાચ બીજી મિનિટે તે રમકડું ફેંકી દઇને ફૂલ પાછળજ દોડશે—અર્થાત્ તેને કોઇ પણ ચીજ પ્રત્યે અંદરનો ઉંડો રાગદ્વેષ હોતો નથી; અને દેખાય છે તે માત્ર ઉપર ઉપરનો અને ક્ષણિકજ હોય છે. ઉંચી કક્ષાનો જીવનમુક્ત એના જેવો હોય છે."

ગુરુદેવના કથનપરથી આપણે જાણી શકીએ છીએ કે, બ્રહ્માણીની દેખરેખ નીચે તેમની તાંત્રિક સાધના પૂર્ણ થતાં ઠેકઠેકાણેથી તાંત્રિક ભક્તો દક્ષિણેશ્વર આવવા લાગ્યા હતા. વૈષ્ણવ તેમજ શૈવ સાધનાઓને અંતે પણ એવુંજ બન્યું હતું.

શ્રીરામકૃષ્ણ જેવી આધ્યાત્મિક વિભૂતિ હિંદના સમુદ્ધાર માટે સુચિહ્નરૂપ છે. છેલ્લા સૈકાના વચગાળામાં હિંદની ખાનાખરાબી થવાનો જેટલો ભય હતો, તેટલો પ્રથમના ઇતિહાસમાં

કોઇ કાળે પણ નહોતો. તેના પુરાણા સંસ્કાર અને સંસ્કૃતિનો નાશ કરવાને જૂદાં જૂદાં ભંજક બળો ચોમેર કામ કરી રહ્યાં હતાં. એ બળોની અસર હિંદના સામાજિક, રાજકીય અને આર્થિક જીવનમાં પણ સ્પષ્ટ તરી રહી હતી. હિંદી જીવનના પાયારૂપ ધર્મનો વિસ્મૃતિના અંધકારમાં લોપ થઈ રહ્યો હતો. આળસ, ઈર્ષ્યા, દંભ અને વિષયપરાયણતા જેવાં હલકટ બળોનું સામ્રાજ્ય મનુષ્યસ્વભાવપર સ્થપાઇ રહ્યું હતું; અને ક્ષુદ્ર પાર્થિવતાની-જડવાદની રાહ જોઇ રહ્યું હતું. ક્ષણભર વિચાર કરતાં બધીજ બાજી હાથથી જશે, એવું કોઇ પણ સમજુને લાગતું. સ્થિતિ આવી છતાં પણ હિંદે જીવવુંજ જોઇએ. પોતાની નિર્બળતા, તથા બહારની પ્રબળ અસરો વચ્ચે સપડાવા છતાં પણ હજારો લાખોમાં કોઇ કોઈ સાચા મુમુક્ષુ હોય, તેવા અસામાન્ય આત્માઓની અલૌકિક ભૂખ ભાગવા માટે તે પ્રાતઃસ્મરણીય ઋષિમુનિઓનું તત્ત્વજ્ઞાન અમર રહેવુંજ જોઇએ. તેમને માટે તો શું, પણ આખા જગતના હિતમાટે પણ એ અત્યંત જરૂરનું હતું. આ મહાન કાર્ય માટે માનવદેવતાઓ તૈયાર કરવાને આધ્યાત્મિક ક્રાંતિ થાય એ પણ એટલુંજ જરૂરનું હતું. એ કામ શ્રીરામકૃષ્ણ જેવી સમર્થ વિભૂતિ વિના બીજા કોનાથી પાર પડે? બ્રહ્મસમાજી રેવ. પી. સી. મઝુમદારના શબ્દોમાં કહીએ તો "એ ભલા અને પવિત્ર પુરુષ હિંદુધર્મના સારાંશરૂપ અને માધુર્યની સાક્ષાત્ મૂર્તિ હતા. તેમણે વિષયોપર પૂર્ણ સંયમ કેળવ્યો હતો. તેમનામાં અધ્યાત્મતત્ત્વ છલકાઇ જતું હતું, તેઓ ધર્મના ધામરૂપ હતા, આનંદરૂપ હતા અને પવિત્રતાના પરમ નિધાનરૂપ હતા. હિંદુ યોગી તરીકે તેમણે જગતનું મિથ્યાત્વ જાતે જોયું હતું, અને અનુભવ્યું હતું. પોતાના અનુભવથી તેઓ દરેક હિંદુ હૃદયને હલમલાવી મૂકતા. પ્રભુ સિવાય પોતાના વિનમ્ર જીવનમાં તેમને નહોતો કોઈ બીજો વિચાર, નહોતો કોઇ બીજો ધંધો, નહોતું કોઇ સગુંવહાલું કે નહોતો કોઇ મિત્ર. તેમને કેવળ પરમાત્માનુંજ કથનશ્રવણ અને સ્મરણચિંતન કરવાનું ગમતું હતું. તેમની નિષ્કલંક પવિત્રતા, અકથનીય અને અગાધ નિર્વિષયી આનંદાવસ્થા, તેમનું સરળ અને અનંત ડહાપણ, તેમની બાલોચિત શાંતિ, સરળતા અને સાર્વત્રિક પ્રેમ, તથા તેમનો ઉત્કટ અને સર્વવ્યાપી ઈશ્વરભાવ એજ તેમને મને મન અખૂટ અને મહાન દોલત હતી." કેવા સુંદર અને સાચા શબ્દો!

શ્રીરામકૃષ્ણની મહત્તાનો આ કેવો સાચો–અને તલસ્પર્શી નિચોડ! હિંદના ઇતિહાસના એ કટોકટીના પ્રસંગે તેનો પુનરુદ્ધાર કરવા માટે આવો એક સ્વર્ગીય પયગંબર ઉતરી આવ્યો હતો.

અને તેણે આધ્યાત્મિકતાથી છલોછલ ઉભરાતા સાગરમાંથી પોતાનાં પાત્ર ભરી લેવાને સેંકડો ત્યાગશીલ આત્માઓને દક્ષિણેશ્વર આકર્ષ્યા. તેમણે શ્રીરામકૃષ્ણને ચરણે બેસી, તેમના શ્રીમુખમાંથી ઝરતા દિવ્ય આદેશોને ઝીલી લીધા. એકેએક સંપ્રદાયવાળાઓને પોતાના પૂર્ણ આદર્શની પ્રતીતિ તેમનામાં થઈ. તેમણે પોતાનો બધો ખજાનો તેમની આગળ ઉદારભાવે ખુલ્લો મૂકી દીધો. સર્વોચ્ચ કક્ષાના સાધક હોઇ, તેમણે જૂદા જૂદા લોકોને તેમના વિવિધ માર્ગે દોર્યાં, અને તેમ કરતાં, તેમના પર પોતાના વિચારનો પ્રભાવ પાડવાની કે તેમની વિચારશ્રેણીમાં કોઇ પણ જાતનું પરિવર્તન કરવાની તેમણે જરૂર જોઇ નહિ. બધા મહાન ઉપદેશકોનો એજ રસ્તો હોય છે. તેઓ અનુપૂર્તિ કરે છે, પણ આરોપણ કરતા નથી. પોતાની સાધનાના બળે તેઓ વિસ્મૃતિમાં સૂતેલાં આધ્યાત્મિક સત્યોને પુનર્જીવન આપે છે, અને જમાનાની તાસીર જોઇને તેમનો જગતમાં ફરીથી પ્રચાર કરે છે. પ્રાચીન ઋષિમુનિઓએ પ્રવર્તાવેલાં ધર્મનાં વિવિધ સ્વરૂપો એ હિંદની અધ્યાત્મવિદ્યાનાં મોતી છે–તેને અનુપૂરક છે, પ્રતિસ્પર્ધી નથી–એ હિંદના આ મહાન પયગંબરે જોયું; અને બધી ધાર્મિક પ્રક્રિયાઓનું મંડાણ કેવળ સત્ય ઉપર છે, એ વાતનો પોતે જાતે અનુભવ લઇને મનુષ્ય પોતાના ધ્યેયપર મુસ્તાક રહે અને અન્ય સર્વ પ્રત્યે સહાનુભૂતિ દર્શાવતો રહે, એ નવયુગનો સંદેશ તેમણે સારા જગતને પાઠવ્યો.

જૂદા જૂદા સમયે જે ઘણા પંડિતો અને ભક્તો શ્રીરામકૃષ્ણના સંસર્ગમાં આવ્યા હતા, તેમાંના કેટલાકે તો વૈષ્ણવચરણ અને ગૌરી પંડિતની પેઠે તેમના સંસર્ગમાં આવી જૂદે જૂદે રસ્તે લાભ ઉઠાવ્યો હતો. શ્રીરામકૃષ્ણની પહેલીજ મુલાકાતે ગૌરી પંડિતને જે અનુભવ થયો હતો; તેની તેમનાપર ભારે અસર થઈ હતી. કેટલાંક વર્ષો બાદ, ૧૮૭૦ના ગાળામાં તેઓ ફરી દક્ષિણેશ્વર આવ્યા, અને શ્રીરામકૃષ્ણને ચરણે બેસી તેમણે ઉપદેશ ગ્રહણ કર્યો. તેમના જીવનપર ત્યાગભાવની અસર થવા લાગી હતી. પંડિતાઇ, માનબડાઈ અને શક્તિઓના મોહથી તેઓ થાકી

ગયા હતા; અને ઇશ્વરધ્યાન સિવાય જગતમાં બીજું કર્તવ્ય નથી, એ વાતની પ્રતીતિ તેમને ધીમે ધીમે થઇ હતી; એટલે તેઓ પોતાનું જીવન ઈશ્વરની ખોજમાંજ ગાળવાના નિશ્ચય પર આવ્યા. દલીલો અને વાદવિવાદ પ્રત્યેનો તેમનો પૂર્વરાગ ગળી ગયો હતો. પોતાની શક્તિઓ સત્યની શોધમાં વાપરવાને બદલે અન્ય માર્ગે વેડફી દેવામાં તેમને પોતાની મૂર્ખાઈ સમજાઇ ચૂકી હતી. તેમણે અનેક તકો વહી જવા દીધી હતી; પણ હવે તેઓ ઇશ્વરાનુસંધાન પાછળજ શેષ જીવનની પ્રત્યેક પળ ગાળવાના નિર્ણય પર આવ્યા હતા.

મહિનાઓ વીત્યા. પંડિત લાંબા સમયથી ઘેરથી નીકળી ચૂકયા હતા, એટલે ઘેર તેમનાં સગાંસંબંધીને ચિંતા થઇ. દક્ષિણેશ્વરમાં કોઇ પાગલ સાધુના પરિચયમાં આવ્યા પછી તેમનામાં વિચિત્ર ફેરફાર થવાની ઉડતી ખબર તેમણે સાંભળી; એટલે તેઓ પત્રોપર પત્રો લખી ઘર તરફ આવવાનો આગ્રહ કરવા લાગ્યાં. ગૌરીને મન એ બીક હતી કે, તેઓ પોતાને લેવાને કદાચ દક્ષિણેશ્વર આવી પહોંચે. ઘણો વિચાર કર્યા પછી તેમને યુક્તિ જડી. એક દિવસ શ્રીરામકૃષ્ણને પગે પડીને તેમણે આંસુભરી આંખે જવાની રજા માગી. ગુરુદેવે કહ્યું કે "ગૌરી! શું કામ છે? કયાં જશો?" હાથ જોડી ગૌરી બોલ્યો કે "મારી ઇચ્છા પાર પડે અને હું ઇશ્વરસાક્ષાત્કાર કર્યા વિના પાછો વળું નહિ; એવો મને આશીર્વાદ આપો." આટલું કહીને તેણે રસ્તો લીધો.

એવી કોટીનો બીજો એક પુરુષ શ્રીરામકૃષ્ણના સાન્નિધ્યમાં આવ્યો હતો; તેનું નામ પંડિત નારાયણશાસ્ત્રી હતું. તે રાજપૂતાના તરફનો હતો, અને હિંદુ આદર્શને અનુસરીને તેણે પોતાનું જીવન ઘડયું હતું. ગુરુઓના ઘરમાં વસીને તેણે પચીસ વર્ષસુધી બ્રહ્મચર્ય પાળ્યું હતું અને જૂદાં જૂદાં શાસ્ત્રોમાં પારંગત થયો હતો. તત્ત્વજ્ઞાનની છયે શાખાઓનું જ્ઞાન મેળવવું, એ હવે તેની મહત્ત્વાકાંક્ષા હતી. ઉત્તરહિંદના જૂદા જૂદા પ્રૌઢ પંડિતો પાસે પાંચ શાખાઓનો અભ્યાસ કર્યા પછી, તે નુદિયાના પંડિતો પાસે ન્યાયનો અભ્યાસ કરવા બંગાળામાં આવ્યો. તેની વિદ્વત્તાની ભારે પ્રશંસા સાંભળીને, જયપુરના મહારાજાએ તેને મોટે પગારે પોતાની કચેરીમાં મુખ્ય પંડિત નીમવાની માગણી કરી હતી, પણ અભ્યાસ આગળ ખેડવાની ધગશમાં તેનો

તેણે અસ્વીકાર કર્યો હતો; અને ન્યાયશાસ્ત્રના અટપટા તત્ત્વજ્ઞાનને શીખવા પાછળ નુદિયામાં સાત વર્ષ ગાળી તે ઘેર પાછો વળતાં કલકત્તે આવી પહોંચ્યો.

સામાન્ય પંડિતોની જે મનોદશા હોય છે તેથી ઉલટી નારાયણશાસ્ત્રીની હતી. તેને પુસ્તકોનું આલોચન કરવામાં સંતોષ નહોતો. તેનું અંતર સંનિષ્ઠ અને ભક્તિપરાયણ હતું. અનુભવ અને પુસ્તકજ્ઞાન એ બંને નિરનિરાળી વસ્તુઓ છે, અને તેમાંયે પુસ્તકજ્ઞાન કરતાં અનુભવ અનેક દરજ્જે ચઢી જાય, એની તેને ખબર હતી. સમગ્ર તત્ત્વજ્ઞાનના સારરૂપ સત્યની ખોજ પાછળજ પોતે લાગી જવું જોઇએ, એવા વિચારો તેને પ્રસંગોપાત આવ્યા કરતા; પણ પોતાનો અભ્યાસ પૂરો થાય નહિ, ત્યાંસુધી રાહ જોવાના નિશ્ચયપર તે આવ્યો હતો. સારે નસીબે અભ્યાસ પૂરો થતાં, દક્ષિણેશ્વરના સંતના સમાગમમાં તેનું આવવું થયું.

તેને શ્રીરામકૃષ્ણનું અજબ આકર્ષણ થયું. તેમની નજર હેઠળ અભ્યાસ થાય, એ હેતુથી તેણે દક્ષિણેશ્વરમાં રહેવાનો સંકલ્પ કર્યો. તે જેમ જેમ તેમને જોતો ગયો, તેમ તેમ તેનો આદરયુક્ત પ્રેમ તેમના તરફ વધતો ગયો. આવો ઉત્સાહી ભક્ત જોઇ શ્રીરામકૃષ્ણ પ્રસન્ન થયા, અને તેની સાથે આત્મવિષયક ચર્ચા કરવામાં કલાકોના કલાકો ગાળવા લાગ્યા.

આત્મિક પ્રગતિની સાત ભૂમિકાઓવિષે, તેમજ એ ભૂમિકાઓમાં આગળ વધતાં મન કેવા પ્રકારનાં વિચિત્ર દશ્યો જુએ છે; અને છેવટની ભૂમિકામાં અસંપ્રજ્ઞાત સમાધિદ્વારા બ્રહ્મૈક્યનો અનુભવ થતાં અંતિમ આવરણ કેવી રીતે સરી પડે છે, એ સર્વ વિષે તેણે વેદાંતમાં વાંચ્યું હતું; છતાં એ બધું તેને મન કેવળ બુદ્ધિના વિલાસરૂપ હતું. "ઇંદ્રિયાતીત અનુભવ" અને "સમાધિ" જેવા શબ્દો પણ તેના પૂરા ખ્યાલમાં આવી શકતા નહિ. એ બધાં સૂક્ષ્મ સત્યો, જેના જીવનમાં વારંવાર મૂર્તિમંત દેખાઇ રહ્યાં હતાં, એવા પુરુષનાં હવે તેણે દર્શન કર્યાં. પંડિતે વિચાર્યું કે "કેવો વિચિત્ર યોગ! શાસ્ત્રોનાં ગર્ભિત સત્યોના ખુલાસા માટે મને આમના કરતાં વધારે યોગ્ય ઉપદેશકનો પત્તો ક્યાં લાગત? મારે આ સોનેરી તક જવા દીધે પાલવે તેમ નથી. ભવિષ્યના અંધકારમાં દીવા જેવી સ્પષ્ટ જો કોઇ ચીજ જણાતી હોય તો તે મૃત્યુ છે.

તે ક્યારે આવશે તે કોણ કહી શકે? ઈશ્વરનો સાક્ષાત્કાર પામીને જગતનાં બંધનમાંથી મુક્ત થવાને મારે ભગીરથ પ્રયત્ન કરવો જોઇએ." દરરોજ તેને આ ને આ વિચારો આવતા ગયા, તેમ તેમ જગતથી તે દૂર ને દૂર હઠતો જતો. અત્યંત નમ્રભાવે શ્રીરામકૃષ્ણનું ઉપદેશામૃત ઝીલવાનો તે પ્રયત્ન કરતો. વારંવાર તે સ્વગત બોલતો કે "આ સંતને તો જુઓ! તેમણે જીવનનું ધ્યેય રગેરગ અનુભવ્યું છે, અને એ અનુભવજ્ઞાનથી તેમની શાંતિ પણ કેવી છે! તેમને મૃત્યુનો પણ કશો ડર રહ્યો નથી. ઉપનિષદો કહે છે કે, આવા પુરુષો જે જે વાંચ્છના કરે છે, તે તે અવશ્ય ફળે છે; અને તેમનો સમાગમ સેવનારની પાર્થિવ ઇચ્છાઓ દૂર થતાં તેને સત્વર મુક્તિનું સુખ મળે છે. મારે તેમને મારા જીવનના ધ્રુવતારા શા માટે ન ગણવા?" છતાં નાલાયક માનીને શ્રીરામકૃષ્ણ પોતાનો સ્વીકાર કરશે નહિ એવો તેને ડર રહેતો. આ કારણથી શ્રીરામકૃષ્ણને ગુરુતરીકે સ્થાપવાની વિનતિ કરવા જેટલી હિંમત આવતાં કેટલાક દિવસો વહી ગયા.

આ અરસામાં એક જાણવા જેવો પ્રસંગ બન્યો હતો. કોઈ મુકદ્દમા વિષે સલાહ પૂછવાને મથુરના પુત્ર દ્વારકાનાથે માઇકેલ મધુસૂદનને બોલાવ્યા હતા. તેઓ મોટા બંગાળી કવિ હતા, અને બેરીસ્ટર હતા. તેમણે ખ્રિસ્તી ધર્મ સ્વીકાર્યો હતો. શ્રીરામકૃષ્ણ વિષે સાંભળવાથી તેમને મળવાની ઇચ્છા થઇ. મધુસૂદન પાસે આવવાની ગુરુદેવને વિનતિ થઇ; પણ તેમને જવાની ઇચ્છા ન થઇ, એટલે તેમણે હૃદયને મોકલ્યો. દ્વારકાનાથે ફરીથી ગુરુદેવને પધારવાનું કહેણ મોકલ્યું, એટલે તે પાછું ન ઠેલતાં, તેઓ નારાયણશાસ્ત્રીની જોડે ગયા. શાસ્ત્રીએ કવિ સાથે સંસ્કૃતમાં વાતચીત કરી. તેમણે ખ્રિસ્તીધર્મ કેમ અંગીકાર કર્યો તેનું કારણ પૂછતાં કવિએ જે જવાબ આપ્યો, તેમાં આર્થિક કારણોને લીધે પોતાને ધર્મ બદલવાની જરૂર પડી હતી, એમ કહ્યું હતું. આ વાત સાંભળી ક્રોધિત સ્વરે નારાયણશાસ્ત્રીએ કહ્યું કે "હેં! આવા ધૂળ જેવા કારણ ખાતર તમે તમારો સોના જેવો ધર્મ તજ્યો! એ કરતાં તો ભૂખે મરી જવું બહેતર હતું." પંડિતને ઘૃણા આવી, એટલે તેમણે વધુ વાત કરવી પડતી મૂકી. પછી કવિએ પોતાને કંઇક ઉપદેશ આપવાની શ્રીરામકૃષ્ણને વિનતિ કરી.

ગુરુદેવ બોલ્યા કે "કોઈ મારા હોઠ દાબી રહ્યું છે, એટલે

મારાથી એક પણ શબ્દ બોલી શકાતો નથી."

કવિએ કહ્યું કે "હું તો આપનો નમ્ર સેવક છું, તો પછી આપની કૃપા મારાપર કેમ ન ઉતરે ?"

ગુરુદેવે ઉત્તર વાળ્યો કે "એ અહીં વાત નથી. મને તમારી જોડે વાત કરવાનું મન છે, પણ કોઇ મને બોલતાં અટકાવે છે."

કવિને સ્વાભાવિક રીતે આથી લાગી આવ્યું. આમ છતાં થોડી મિનિટ પછી શ્રીરામકૃષ્ણે કેટલાંક ભક્તિપ્રધાન ભજનો ગાયાં, જેથી મધુસૂદનને શાંતિ વળી. કવિના વર્તનથી નારાયણશાસ્ત્રીમાં તિરસ્કારવૃત્તિ જાગી હતી, એટલે ઉદર ખાતર ધર્મ તજવો એ મૂર્ખાઇ છે, એવી મતલબનું લખાણ શ્રીરામકૃષ્ણના ઓરડાની આગલી બાજુની ભીંતપર બંગાળી હરફે કોયલાથી તેણે ચીતરી કાઢ્યું. આ પ્રસંગ બન્યા પછી મુલાકાતીઓનું ધ્યાન તે પર લાંબા કાળ સુધી ખેંચાયા કર્યું હતું.

એક દિવસ નારાયણશાસ્ત્રી શ્રીરામકૃષ્ણને એકાંતમાં મળ્યો, અને પોતાને સંન્યસ્તદીક્ષા આપવાની વિનતિ કરી. ગુરુદેવે તેને દીક્ષા આપી; એટલે તરતજ તે ત્યાંથી ચાલ્યો ગયો. કેટલાકનું એમ કહેવું છે કે, ઈશ્વરદર્શનના યત્નમાં પ્રાણ આપવો પડે તો તેમ પણ કરવું, એવો નિશ્ચય કરીને તે આસામમાં વસિષ્ઠાશ્રમ તરફ ગયો હતો, અને ઘણું કરીને તેનો દેહાંત પણ ત્યાંજ થયો હતો. શ્રીરામકૃષ્ણ ભકતો આગળ તેના વિષેની વાતો વારંવાર કરતા હતા.

સાધુઓ અને બીજા ભકતોનું સ્વાગત કરવામાંજ સંતોષ ન માનતાં, સત્યની શોધમાં આગળ વધેલી પ્રસિદ્ધ વ્યક્તિઓને મળવાને અને તેમની સાથે વાત કરવાને શ્રીરામકૃષ્ણ પોતે વારંવાર જતા, અને તેમાં કોઇના કહેવા કહાવ્યાની રાહ જોતા નહિ. તેમનું સ્વાગત થશે કે કેમ, તેની તેમને દરકાર નહોતી. જૂદા જૂદા ભકતોને મળવું, અને તેઓ તેમના માર્ગમાં કેટલા આગળ વધ્યા છે તે જોવું, એજ તેમનો મુખ્ય હેતુ હતો. એવી વ્યક્તિ–નાની કે મોટી ગમે તે દરજ્જાની હોય–છતાં તેના આંતરજીવનના પ્રમાણમાંજ તેની કિંમત આંકવા તેઓ ચૂકતા નહિ. પંડિત પદ્મલોચન, દેવેન્દ્રનાથ ટાગોર અને ભગવાનદાસ બાબાજી જેવા કેટલાક સુપ્રસિદ્ધ પુરુષોને તેઓ આ અરસામાં મળ્યા હતા. અમે અહીં તેમના પદ્મલોચન સાથેના સમાગમનું વર્ણન કરીશું.

પંડિત પદ્મલોચન તર્કાલંકાર બર્દ્વાનનરેશના સભાપંડિત

હતા. તેઓ ધુરંધર વિદ્વાન હતા. ન્યાયશાસ્ત્રમાં નિષ્ણાત થયા પછી તેઓ વેદાન્તના અભ્યાસ માટે કાશી ગયા હતા. વેદાન્તમાં નિપુણતા મેળવતાં સુધી તેઓ ત્યાં ગુરુને ત્યાં ભણીને પછી બંગાળા આવ્યા હતા. તેમની કીર્તિ ચોમેર પ્રસરી હતી, અને પંડિતતરીકે પોતાના રાજ્યમાં બર્દ્વાનના મહારાજાએ તેમની નિમણુક કરી હતી. તેઓ તરતજ સભાના બધા પંડિતોના અગ્રણી બની ગયા અને પ્રમાણરૂપ મનાવા લાગ્યા. તેમનામાં કેવળ પ્રબળ પંડિતાઈજ નહોતી; પણ એ ઉપરાંત તપોવૃત્તિ, ઉદારતા, ભક્તિ વગેરે ગુણો હતા. હિંદુઓના પુરાણા રીતરિવાજોપ્રત્યે તેમને ઉંડો આદરભાવ હતો. પ્રભુપ્રેમ સાથે પંડિતાઈનો મેળ એટલા ઓછા પ્રમાણમાં જોવામાં આવે છે કે, એ બંનેનો સંપર્ક પોતાનામાં સાધનારી વ્યક્તિ બીજી સજાતીય વ્યક્તિઓમાંથી આપોઆપ બહાર તરી આવે છે. તેમના વિષે શ્રીરામકૃષ્ણના સાંભળવામાં આવતાં તેમને મળવાની ઇચ્છા થઇ. તેમણે એ વાત મથુરને કરી. જીવન નશ્વર હોવાથી માણસને જે કાંઇ શુભ કાર્ય કરવાની ઇચ્છા થાય તે તેણે શીઘ્ર કરી નાખવું જોઇએ, એવા ભાવથી તેમણે પદ્મલોચનને મળવાની બાલોચિત આતુરતા દર્શાવી અને હઠ પણ લીધી. મથુર તેમને બર્દ્વાન મોકલવાની તૈયારીમાં હતો, એવામાં પંડિત પોતે તબિયત સુધારવા કલકત્તે આવ્યા છે, અને આર્યદાહમાં કોઇ બાગમાં મુકામ કર્યો છે એવી ખબર મળી. આ વિષે તપાસ કરવા ગુરુદેવે હૃદયને મોકલ્યો, તો શ્રીરામકૃષ્ણને મળવાને પંડિત પણ એકસરખા ઉત્સુક છે, એમ જણાયું.

નકકી કરેલે દિવસે બપોરે શ્રીરામકૃષ્ણ, હૃદયને સાથે લઇ, હોડીમાર્ગે પંડિતને મળવા ગયા. તેમનો ત્યાં સારો સત્કાર થયો. થોડી વાતચીત પછી શ્રીરામકૃષ્ણે કેટલાંક ભક્તિરસનાં ભજનો પોતાની લાક્ષણિક ઢબે ગાઇ બતાવ્યાં. એ દરમિયાન ગુરુદેવને અવારનવાર ભાવસમાધિમાં આવી જતા જોઇને તેમને મળવામાં પંડિતજી પોતાનું મહદ્ભાગ્ય ગણવા લાગ્યા. ત્યાં ભરાયલી મંડળીને સંબોધીને તેમણે કહ્યું કે "ગાડાંનાં ગાડાં પુસ્તકો વાંચીને હું જેટલું પ્રાપ્ત કરી શકયો નથી, તેથી અનેકગણું વધારે તેઓ એક પણ પાનું ઉથલાવ્યા વિના મેળવી ચૂકયા છે!" આ પ્રમાણે પદ્મલોચનને શ્રીરામકૃષ્ણપ્રત્યે અસામાન્ય સદ્ભાવ બંધાયો; તેમ પંડિતની સરળતા અને ડહાપણનો શ્રીરામકૃષ્ણ પર પણ સારો

પ્રભાવ પડયો હતો. આ પ્રથમ મેળાપને પરિણામે બીજા પણ જે અનેક મેળાપ સધાયા હતા, તેથી પ્રથમ મુલાકાતે શ્રીરામકૃષ્ણ વિષે ×પંડિતજીએ જે મત બાંધ્યો હતો તે વધારે પાકો થઇ પાકી શ્રદ્ધા ચોંટી ગઇ હતી. પંડિતની સરળતાના દૃષ્ટાંતરૂપે શ્રીરામકૃષ્ણ નીચેની રસિક કહાણી કહેતા:–"શિવ અને વિષ્ણુમાં મોટું કોણ, એ વિષે બર્દ્ધાનનરેશની સભામાં એક વાર ચર્ચા ઉભી થઇ. આમાં-થી વાત વધી પડતાં મુખ્ય પંડિતતરીકે પદ્મલોચનનો મત માગવામાં આવ્યો. બંને પક્ષની તકરાર સાંભળીને તેઓ બોલ્યા કે "મેં કે મારો ધંધો કરતા કોઈ પણ મનુષ્યે શિવ કે વિષ્ણુ બેમાંથી એકેને જોયા નથી, એટલે બેમાંથી કોણ મોટું એ વિષે હું આપને શું કહી શકું? એ વિષે આગલા ગ્રંથોનો મત જાણવો હોય તો શૈવ ગ્રંથોમાં શિવને સર્વોપરિ સ્થાન આપેલું છે; અને વૈષ્ણવ ગ્રંથોમાં વિષ્ણુને શ્રેષ્ઠ કહ્યા છે. આમ દરેક દેવ તેના પોતાના ભક્તને મન મોટો છે." પંડિતજીએ આ પ્રમાણે કહેવાથી બંને પક્ષના મનનું સમાધાન થઇ ગયું.

પદ્મલોચને અગાઉ તાંત્રિક સાધનાઓ સાધ્યા પછી તેઓ હમેશાં પોતાની પાછળ પાણીથી ભરેલી કુંડી અને એક ટુવાલ રાખી મૂકતા. કોઇ કઠણ પ્રશ્ન તેમને પૂછવામાં આવે, ત્યારે તેઓ થોડાં ડગ જઇને મોઢું ધોઇ આવતા અને તે પછીજ પ્રશ્નપર વિચાર કરતા. આ પ્રમાણે કરવાનું તેમને બહુ જરૂરી લાગતું હતું. શ્રી-રામકૃષ્ણને આ વાતની ખબર પડી હતી, તેથી એક દિવસ તેમણે પંડિતની જળ ભરેલી કુંડી અને ટુવાલ સંતાડી દીધાં હતાં. જે પ્રશ્ન પૂછાયો હતો તેનો ઉત્તર તત્કાળ આપવાની જરૂર હતી; એટલે પંડિતે વિચાર કરવા પહેલાં કુંડી વગેરે માટે આમતેમ જોયું. અને એ ચીજો નિર્ણિત સ્થાને નહિ જણાતાં તેમને આશ્ચર્ય થયું. શ્રીરામકૃષ્ણેજ એ ચીજોને દૂર કરી હતી, અને ખાસ હેતુથીજ તે ચીજો ઉઠાવી લીધી હતી; ત્યારે તેમને બહુજ આશ્ચર્ય થયું હતું.

શ્રીરામકૃષ્ણપ્રત્યે આ પંડિતને કેટલો સદ્ભાવ હતો તે નીચેના પ્રસંગપરથી પણ જણાઇ આવે છે. ૧૮૬૩ માં ઘણો પૈસો ખર્ચીને મથુરે બ્રાહ્મણોને હજારો મણ અન્નદાન કર્યું હતું, અને સોનારૂપાની પણ પુષ્કળ દક્ષિણા આપી હતી. એ અરસામાં તેણે કેટલાક દિવસ સુધી સંગીતના જલસાઓની ગોઠવણ કરી

× વૈષ્ણવચરણના પિતા અને પ્રખર પંડિત.

હતી, અને તેમાં ગુરુદેવને પણ આમંત્રણ આપ્યું હતું. એમ કહેવાય છે કે, ગુરુદેવે જેની યોગ્યતા દર્શાવી તેના પ્રમાણમાં મથુરે ગવૈયાઓને શાલો, રેશમી વસ્ત્રો અને સેંકડો રૂપિયાનાં ઇનામો આપ્યાં હતાં. પંડિત પદ્મલોચનને આમંત્રણ મોકલવાની મથુરને ઇચ્છા હતી, પણ સનાતની બ્રાહ્મણ હોવાથી તે કદાચ ના પાડશે એવો તેને ડર હતો. આમ છતાં તેણે શ્રીરામકૃષ્ણ મારફતે તેમનાપર આમંત્રણપત્રિકા મોકલી આપી. પદ્મલોચન આવ્યા. ગુરુદેવે પદ્મલોચનને પૂછયું કે "રાણી રાસમણિના બાગમાં આવશો ?" જરા પણ આનાકાની વગર પંડિતે જવાબ આપ્યો કે 'કેમ નહિ ? આપની સાથે મને ભંગીને ઘેર જવામાં અને જમવામાં સુદ્ધાં હરકત હોય નહિ; તો પછી શૂદ્રને ત્યાં એક મિજલસમાં જવું એ તો ક્ષુદ્ર વાત છે.'

પણ પછી પદ્મલોચનની બિમારીએ ભયંકર રૂપ પકડવાથી તેમનાથી ઉપલે ઠેકાણે જઇ શકાયું નહિ; અને અંતકાળના દિવસો ગાળવા માટે શ્રીરામકૃષ્ણની રજા લઇ તેઓ કાશી આવ્યા, જ્યાં ટુંક મુદતમાં તેમનું અવસાન થયું.

આ સંબંધમાં એક હકીકત નોંધવા જેવી છે. પંડિતના અવસાન પછી લાંબે કાળે, જ્યારે શ્રીરામકૃષ્ણના ભક્તો તેમને અવતારતરીકે જાહેર કરી રહ્યા હતા, ત્યારે તેમને તેમ ન કરવાની તેઓએ વારંવાર ચેતવણી આપી હતી. પોતાની ઇચ્છા ગણકારાતી નથી, એવું જોઇને કંટાળામાં તેઓ એક વાર બોલ્યા હતા કે "એમાંનો એક માણસ દાકતર છે અને બીજો નાટકનો મેનેજર છે. તેઓ અહીં આવે છે અને મને અવતાર કહે છે ! એમ કહીને તેઓ મારી આબરૂ વધારતા હોય એવું તેમનું ધારવું છે. પણ અવતારનો અર્થ શું એ કાંઇ તેઓ સમજે છે ? તત્ત્વજ્ઞાનની જૂદી જૂદી બધી કે ઘણીખરી શાખાઓમાં પાવરધા પદ્મલોચન જેવા પ્રતિષ્ઠિત પંડિતે પણ ખુલ્લી રીતે મને અવતારતરીકે ઓળખાવ્યો હતો, અને તે એટલી વાર કે મને પછી એ સાંભળીનેજ કંટાળો આવતો ! એની એ અજીઠી વાત કર્યા કરવામાં તેમનો શો હેતુ હશે ?"

જે બીજા મોટા પુરુષ શ્રીરામકૃષ્ણના સમાગમમાં આવ્યા હતા, તેમનું નામ પંડિત જયનારાયણ હતું. ગુરુદેવ તેમના વિષે એક વાર આવું બોલ્યા હતા:–"તેઓ મહાન પંડિત હોવા છતાં અહંકારની તેમનામાં છાંટ પણ નહોતી. પોતાનો દેહાંત ક્યારે

થશે અને પોતાનું શરીર કાશીમાં પડશે; એવી આગાહી તેમણે કરી હતી, અને તેજ પ્રમાણે બન્યું હતું.”

જેમની મુલાકાત શ્રીરામકૃષ્ણે વારંવાર લીધી હતી, એવા એક મોટા ભક્ત કૃષ્ણકિશોર હતા. તેઓ રામભક્ત હતા અને આર્યદાહમાં રહેતા હતા. તેમના વિષે શ્રીરામકૃષ્ણ કહેતા કે “જ્યારે મારામાં દિવ્ય ભાવોર્મિની ભરતી ચઢી આવતી, ત્યારે મને સાંસારિક વ્યક્તિઓનો સંગ અસહ્ય થઈ પડતો; હું ઈશ્વર પાછળ ગાંડો બનતો અને કેવળ આધ્યાત્મિક વાતોજ સાંભળવાને ઉત્સુક રહેતો. જ્યાં મહાભારત, ભાગવત કે અધ્યાત્મ રામાયણની કથા હોય તેવાં સ્થળોની તપાસમાં હું રહેતો. આર્યદાહના કૃષ્ણકિશોર અધ્યાત્મરામાયણ વાંચતા હોવાથી તેમને ત્યાં મારૂં અવારનવાર જવું થતું. તેઓ અજબ શ્રદ્ધાળુ પુરુષ હતા. વૃંદાવન જઇ આવ્યા હતા. એક દિવસ બહુ તરસ લાગવાથી તેઓ કૂવાકાંઠે આવ્યા; અને ત્યાં કોઇ માણસ ઉભો હતો તેને પાણી પાવાની પ્રાર્થના કરી. પોતે શુદ્ર હોવાથી લાચાર છે, એવો તેણે પ્રત્યુત્તર આપ્યો. કૃષ્ણકિશોરે કહ્યું કે શિવનું નામ લેવાથી જળ તરતજ પવિત્ર બની જશે. આ પ્રમાણે પેલે કર્યું, અને કૂવામાંથી પાણી કાઢી કૃષ્ણકિશોરને પાયું, તે તેમણે કશી પણ આનાકાની વગર પી લીધું. બીજે પ્રસંગે આર્યદાહમાં કોઇ સાધુ આવ્યો હતો. તેને મળવા જવાની વૃત્તિથી મેં હળધારીને કહ્યું કે ‘કૃષ્ણકિશોર અને હું સાધુને મળવા જવાના છીએ. તું સાથે આવશે?’ હળધારીએ જવાબ આપ્યો ‘ખાલી પંચમહાભૂતના ખોખાને જોવા જવામાં શો ફાયદો?’ તે ગીતા અને વેદાંતનો અભ્યાસ કરતો હતો, એટલેજ તેનું બોલવું એવું થયું હશે! જ્યારે મેં કૃષ્ણકિશોરને એ વિષે કહ્યું, ત્યારે તેમના ગુસ્સાનો પાર ન રહ્યો અને બોલ્યા કે ‘અરે, એમ બોલવાની તેની હિંમતજ કેમ ચાલી? જે પ્રભુને પૂજે છે–રામનું ધ્યાન ધરે છે, અને તેના નામપર જેણે પોતાનું સર્વસ્ત્ર કુરબાન કર્યું છે–તેનું આવું હલકટ શબ્દોમાં અપમાન! હળધારીએ જાણવું જોઇએ કે, ભક્તના ચહેરા અને શરીરમાંથી હમેશાં અધ્યાત્મભાવ ટપકતોજ રહે છે.’ કૃષ્ણકિશોર માનતો કે, સાચા ભાવથી પ્રભુનું નામ લેનાર પવિત્ર અને પાપરહિત થાય છે. હળધારી આવી માન્યતાનો નિષેધ કરતાં કહેતો કે, અજામિલે તેના પાછલા જીવનમાં તપ કર્યું હતું, તે

જોતાં નારાયણનું નામ એક વખત લેવામાત્રથી ઉદ્ધાર થાય નહિ."

"એક દિવસ તેમણે મને પૂછ્યું કે 'આપનું જનોઇ આપે શામાટે ઉતારી મૂક્યું છે? મેં કહ્યું કે, આત્મસાક્ષાત્કારના વાવાઝોડામાં મારૂં સર્વસ્વ ઉડી જતાં મારા જીવનમાં ઉથલપાથલ થઇ ગઈ હતી. જ્યાં પહેરેલું વસ્ત્રજ ઠેકાણે ન રહેતું હોય, ત્યાં જનોઇની સંભાળ કેમ રાખી શકું?' 'મારી માફક તમે પણ પ્રભુઘેલા બનશો, ત્યારે એ બધું તમને સમજાશે.' એમ બન્યું પણ ખરૂં. આગળ જતાં તેઓ એવાજ બની ગયા. તે ઘરખૂણે એકલા બેસી રહેતા, અને ઇષ્ટનો મંત્ર જપ્યા કરતા. ઘરનાં માણસોએ ધાર્યું કે તેમને તંતુઓની નબળાઇ આવી છે. આથી તેમણે વૈદને બોલાવી આણ્યો. કૃષ્ણકિશોરે વૈદને કહ્યું 'તમે મારૂં બીજું દર્દ મટાડી શકો; પણ પરમ પદાર્થ માટેની પાકી ઇચ્છા, અને ઇષ્ટભજનનું દર્દ નહિજ મટાડી શકો!"

જેમને વિષે શ્રીરામકૃષ્ણનું વારંવાર ભાવપૂર્વક બોલવું થતું એવા બે યુવાન ભક્તોનો પરિચય કરાવીને આપણે આ પ્રકરણ આટોપીશું: ઘણું કરીને આજ અરસામાં એ બંને ભક્તો દક્ષિણેશ્વર આવતા થયા હતા. તેમનાં નામ ગોવિંદ અને ગોપાળ હતાં.

ગોવિંદ તેલીનો પુત્ર હતો અને બરાહ્ણગોરમાં રહેતો હતો. યુવાન છતાં તેનું અંતઃકરણ ભક્તિથી રસાયલું હતું. તે શ્રીરામકૃષ્ણની સમીપમાંજ ઝાઝો વખત રહેતો, અને તેમના વ્યક્તિગત અનુભવો તેમજ જે જે બીજી ધાર્મિક ચર્ચાઓ થતી તે તે સર્વ તે ધ્યાનપૂર્વક સાંભળતો. ગુરુદેવનો પ્રેમ તેના પર વિશેષ હતો. તેઓ તેને વારંવાર દક્ષિણેશ્વર આવવાનું કહેતા. એક દિવસ તેણે પોતાના મિત્ર ગોપાળને સાથે લાવવાની રજા માગી. આધ્યાત્મિક વિષયોની ચર્ચા સાંભળીને ગોપાળને વારંવાર સમાધિ આવી જતી. એક દિવસ ગોપાળે શ્રીરામકૃષ્ણના ચરણસ્પર્શ કરીને રજા માગી, અને જગતથી પોતે ધરાઇ ગયો છે, એટલે તેને પોતે તજી દેનાર છે, એવું તે બોલ્યો. આ બંને છોકરાઓની કશી ખબર કેટલાક દિવસો સુધી શ્રીરામકૃષ્ણને પડી નહિ; પણ પછી ગોવિંદે આવીને ગોપાળના અવસાન વિષે તેમને વાત કરી. આ બનાવ પછી થોડી મુદતે ગોવિંદનો પણ દેહાંત થયો હતો.



# ૧૬–असंप्रज्ञात समाधि

વૃત્તિઓના પ્રદેશની પેલી પાર નિર્વિકલ્પ અથવા અસંપ્રજ્ઞાત સમાધિમાં સનાતન સચ્ચિદાનંદઘન પરબ્રહ્મ પરમાત્મા પ્રકાશે છે. એ પરમ પ્રદેશમાં ક્ષણે ક્ષણે વેશ બદલતી માયારૂપી નટડીના નાટારંગ હોતા નથી. ત્યાં સર્જન, સંરક્ષણ અને સંહારની ઇંદ્રજાળ પહોંચી શકતી નથી; તેમજ સુખદુઃખ, હર્ષશોક, સારૂંનરસું ઇત્યાદિ દ્વંદ્વોને પણ અપૂર્વ આનંદના ઓઘ આગળ ક્ષણભર પણ ઉભવું અશક્ય હોય છે. ત્યાં જ્ઞાન, જ્ઞાતા અને જ્ઞેય ઇત્યાદિ પ્રકારની અનેકવિધ ત્રિપુટીઓ અને ભેદો નથી; પણ એવું તેવું સર્વ કાંઇ એક અભિન્ન સનાતન ચેતનમાં ગળી જઇ તદ્રૂપ બને છે; જન્મ, જરા અને મરણ અનંત જીવનમાં લય પામી જાય છે; અને પ્રેમ, પ્રેમી અને પ્રેમપાત્ર, એ સર્વ આનંદના એ અનંત સિંધુમાં ગળી જાય છે. એ દિવ્ય ચેતનદશામાં બ્રહ્મનો મધુર આનંદ આવે છે ત્યારે બધા સંશયો શમી જાય છે; સર્વ સંકલ્પ-વિકલ્પ બંધ પડે છે; સંચિત કર્મો નાશ પામે છે; અનંત યુગોથી આત્માની આસપાસ ફરી વળેલું કોટલું ફૂટી જાય છે; શરીર સ્વસ્થ બને છે; મન શાંત પડે છે અને જીવાત્મા પરમાત્મામાં ભળી જઇ નામરૂપ નષ્ટ થાય છે. સ્થળ શૂન્યમાં વિરમે છે; કાળ મહાકાળમાં ડૂબે છે; કારણનું નામનિશાન રહેતું નથી અને મનુષ્યને ગુંગળાવ્યા કરતા ભાવો અને વિચારોરૂપી અંધકાર, એ પરમ પ્રકાશ આગળ સમૂળો નષ્ટ થાય છે. અસંખ્ય તારક સૃષ્ટિઓ સાથે દૃષ્ટિગોચર થતા જગતનું ભાન સરી પડે છે; અને કેવળ રહે છે એકમાત્ર સચ્ચિદાનંદઘન બ્રહ્મ. આત્માને પરમાત્મા સાથેના આ ઐક્યમાં કેવો અનુભવ થાય છે, એ કોણ કહી શકશે ? કાંઈ પણ કહી શકે તો એકમાત્ર તેનો અનુભવી હોય તેજ ! બધેજ શાંતિ, શાંતિ અને શાંતિનું સામ્રાજ્ય પ્રવર્તી રહે છે. નિર્વિકલ્પ સમાધિરૂપ અંતિમ સંગ્રામ ખેલ્યા પછી, જીવાત્મા અનેકવિધ દ્વંદ્વના

ભયંકર મારમાંથી બચી જાય છે; પાર્થિવતાના કેદખાનામાંથી છટકી જાય છે અને અનંત બ્રહ્મની સ્વતંત્ર જ્યોતિમાં લય પામે છે!

આ ઉચ્ચ ભૂમિકામાંથી જ્યારે તે નીચે આવે છે, ત્યારે પણ તેને 'હું' અને 'મારૂં'ના વિચારો રહેતા નથી, અને તે પોતાના શરીરને કેવળ છાયારૂપ જુએ છે. તે ભૂત અને ભવિષ્યકાળને ચિંતવતો નથી, અને વર્તમાનને ઉપેક્ષાની નજરે જુએ છે. આ અનંત વિવિધતાવાળા જગતમાં દરેક ચીજને સમાન દૃષ્ટિથી જોતો રહીને તે આ દૃશ્યપ્રપંચથી તેમજ સુખદુઃખ વગેરે દ્વંદ્વભાવોથી અલિપ્ત રહે છે. સજ્જન પૂજે કે દુર્જન પીડે, છતાં તેના મનની સ્થિતિ નિશ્ચળ રહે છે. કેમકે તે જાણે છે કે, સમસ્ત પ્રકૃતિદ્વારા કેવળ એક બ્રહ્મજ વિલસી રહ્યો છે. મનુષ્યની આધ્યાત્મિકતાનો જો કોઇ મોટામાં મોટો વિજય હોય તો તે આજ છે, તેના વિકાસની ઉંચામાં ઉંચી કોટી તે પણ આજ છે. ત્યાં જન્મ નથી, તેમ મરણ પણ નથી. દ્વંદ્વભાવને લીધે રચાતી માયાજાળથી પર બનીને તે ઉતરેલા વસ્ત્રની પેઠે જીવન ગાળે છે.

શ્રીરામકૃષ્ણને સમાધિદ્વારા અનેકવિધ અનુભવો થયા હતા અને છેવટે પોતાના મનનો પરબ્રહ્મ પરમાત્મામાં લય કર્યો હતો. તેમની સમાધિના અનેક પ્રકાર હતા. કોઇ કોઈ વાર તેમને પોતાની ઇચ્છાથી તે થતી, તો કોઇ કોઈ વાર આધ્યાત્મિકતાના પ્રબળ આવેગને પરિણામે સમાધિમાં આવી જતા. દેવદેવીઓનાં અને દિવ્ય અવતારોનાં દર્શન થવાં, એ કાંઇ ઉચ્ચતમ પરમપદાર્થની પ્રાપ્તિ કહી શકાય નહિ. અને એવા સાધકને પણ પૂર્ણ કહી શકાય નહિ. તેણે સમાધિરૂપી સમુદ્રની સપાટીની નીચે ડૂબકી મારીને સવિકલ્પ સમાધિ-સંપ્રજ્ઞાત સમાધિ પ્રાપ્ત કરી છે, એમ નિઃશંકપણે કહેવાય ખરૂં; છતાં સમુદ્રના અગાધ ઉંડાણમાં ગોતું લગાવી તેને તળિયે રહેલો અમૂલ્ય ખજાનો મેળવવો તેને હજી બાકીજ રહે છે. સમુદ્રને તળિયે પહોંચી પરમપદાર્થ પમાય નહિ ત્યાંસુધી જેમને ગોતાં માર્યાજ કરવાની ધગશ અને હિંમત આવી હોય તેમનેજ એ ખજાનો પ્રાપ્ત થાય છે. આ કારણથીજ શ્રીરામકૃષ્ણ દેવને પોતાની પ્રથમની સાધનાઓ કરતાં તદ્દન જૂદા પ્રકારની સાધનાઓમાં એક પછી એક પ્રવેશ કરતા, તથા અદ્ભુત રીતે પાર નીકળતા આપણે જોઇએ છીએ. તેમના જીવનના આ નવીન પ્રકરણનો પ્રારંભ કરતા પહેલાં, આ સાધના માટે તેમના મનની યોગ્યતા કેવા પ્રકાર-

ની હતી, તે જોવું આવશ્યક છે. આ સાધનામાં શાસ્ત્રો ચાર મુખ્ય લક્ષણો સાધકો માટે અનિવાર્ય જણાવે છે. નિત્ય અને અનિત્ય વચ્ચેનો ફરક જોતી વિવેકબુદ્ધિ–એટલે કે કેવળ બ્રહ્મજ નિત્ય છે અને બાકી બધું અનિત્ય છે એવી દઢ માન્યતા, એ પ્રથમ લક્ષણ છે. એ માન્યતા દઢ થતાં સચ્ચિદાનંદ બ્રહ્મપદ સિવાયની બીજી બધી વસ્તુસ્થિતિઓ ઉપર અણગમો–અભાવ આવવો એનું નામ વિરાગ છે; અને એ વિરાગવૃત્તિ આવે તેનામાં હમણાંનાં અને હવે પછીનાં કર્મોથી કોઇ પણ પ્રકારનું લૌકિક ફળ મેળવવાની ઇચ્છા ન રહે, એ પણ સ્વાભાવિક છે; તેમ જે જે કર્મો અને વસ્તુસ્થિતિઓ પરમપદાર્થ આડે વિઘ્નરૂપ લાગે તે પણ ત્યજી દેવી પડે એ પણ સ્વાભાવિક છે. આ પ્રમાણે ફળેચ્છાનો અને અંતરાયકારક પ્રાપ્ત વસ્તુસ્થિતિઓપ્રત્યે જે વિરાગ–એટલે ત્યાગભાવ પ્રકટવો; એ બીજું લક્ષણ છે. સાધનચતુષ્ટયમાંનાં આ વિવેક અને વિરાગ નામક સાધનો (અથવા લક્ષણો) પછી ત્રીજું સાધન "ષટ સંપત્તિ"ના નામથી ઓળખાય છે. એ છ સંપત્તિનું નામ શમ, દમ, ઉપરતિ, તિતિક્ષા, શ્રદ્ધા અને સમાધાન છે. શમ એટલે મનનો નિગ્રહ, દમ એટલે ઇંદ્રિયોનો નિગ્રહ, ઉપરતિ એટલે ઉપરામતા, શ્રદ્ધા એટલે ગુરુ અને શાસ્ત્રોમાં વિશ્વાસ, અને સમાધાન એટલે ચિત્તની એકાગ્રતા, એ ત્રણ સાધનો હોય તોજ પછી ચોથું સાધન જે મુમુક્ષુતા, તે આવે છે. અર્થાત્ મોક્ષ માટેની તીવ્ર ઉત્કંઠા, એ છેલ્લું લક્ષણ છે. આ બધાં સાધન અને સદ્ગુણોથી વિભૂષિત બનેલી વ્યક્તિને શ્રોત્રીય અને બ્રહ્મનિષ્ઠ ગુરુને ચરણે બેસવાનો અધિકાર પ્રાપ્ત થાય છે. એ ગુરુ નિષ્પાપ, વાસનામુકત, કૃપાળુ અને એ બધા ઉપરાંત બ્રહ્મનો સાક્ષાત્કાર પામેલા હોય તોજ તે પરમસાક્ષાત્કારને પંથે દોરવવાને યોગ્ય ગણી શકાય.

ગ્રંથપાંડિત્યની પંચાતીમાં પડ્યા સિવાયજ એ પૂર્ણ આવશ્યક સાધનચતુષ્ટયરૂપી મહાધનના નિધાનરૂપ શ્રીરામકૃષ્ણ બન્યા હતા. તેમનું મન કેવળ ઇશ્વિરમાંજ રમતું હતું, અને શરીરની પરવા તેમને રજ પણ નહોતી. તેમનો ત્યાગવૈરાગ્ય પણ તેમની વિવેકબુદ્ધિ જેટલોજ ઉત્કટ હતો, કારણ કે ઇશ્વિર એજ તેમના જીવનનો મૂળાક્ષર હતો. પોતાનામાં ભક્તિભાવ જાગે એટલા ખાતર, દુનિયાને વહાલા લાગતા પ્રત્યેક પદાર્થમાંથી પોતાનું મન વિરક્ત કરવાની પ્રાર્થના તેઓ જગદંબાને હૃદયપૂર્વક કર્યા કરતા. આગળપર બનેલો

ગુરુદેવના શિષ્ય સ્વામી પ્રેમાનંદે વર્ણવેલો નીચલો પ્રસંગ, શ્રી-રામકૃષ્ણમાં ત્યાગવૃત્તિ કેવી સ્વાભાવિક રીતે વણાઈ ગએલી હતી તેનો ખ્યાલ આપે છે.

એક રાતે દક્ષિણેશ્વરમાં તેઓ ગુરુદેવની સાથે એકજ ઓરડા-માં સૂતા હતા. આંખ ઉઘડી જતાં તેમણે જોયું તો ગુરુદેવ ભાવાવેશમાં આવીને આમ તેમ ફરી રહ્યા હતા. તેમણે પહેરેલું વસ્ત્ર એક હાથમાં લટકતું હતું. દરેક આંટો લેતી વખતે તેઓ જમીનપર થુંકતા હતા, અને અત્યંત તિરસ્કારપૂર્વક બોલતા હતા કે, "છટ્ ! હું તેના પર થુંકું છું ! મારે તે નથી જોઇતું. મા ! તું તે પાછું લઈ લે ! આવી ક્ષુદ્ર વસ્તુના લોભમાં મને નાખ નહિ." બધોજ વખત તેઓ બાહ્યજગતથી ઉપરામ હતા, અને તેમનો ચહેરો ભાવાવેશથી પ્રકાશતો હતો. શી વાત બની છે તે યુવાન શિષ્ય જાણી ન શકયો. થોડી વારે શ્રીરામકૃષ્ણ જાગ્રત અવસ્થામાં આવ્યા એટલે શિષ્યે પૂછતાં જવાબ મળ્યો કે "મધરાતે મારાથી ઉંઘમાંથી એકાએક જાગી જવાયું, અને જોયું તો જગદંબા પોતાના હાથમાં છાબ લઇ મારા તરફ આવી રહી હતી. છાબ મારી આગળ ધરીને તેમાં જે કાંઇ હતું તે લઇ લેવાનું તેણે કહ્યું. મેં ક્ષણમાંજ જોઇ લીધું કે મા છાબમાં મારે માટે દુનિયાનાં માન અકરામ લાવી હતી. એ જોઇને હું હેબતાઇ ગયો. મેં મારી પીઠ ફેરવી દીધી, અને તેણે આણેલી લાલચો પાછી લઇ જવાની પ્રાર્થના કરી. એમ કર્યું એટલે તે હસતી હસતી ચાલી ગઇ."

શ્રીરામકૃષ્ણનાં આત્મનિગ્રહ, એકાગ્રતા, શ્રદ્ધા અને ઈશ્વરો-ત્કંઠા ઇત્યાદિ હોવા વિષેના પ્રબળ પુરાવા આપણે જોઇ ગયા છીએ. એ બધા ગુણો તેમને મન શ્વાસપ્રાણ જેટલા વહાલા હતા, અને તેમના સ્વભાવ સાથે જડાઇ ગયેલા હતા; એટલે તે મેળવવા માટે તેમને ખાસ પ્રયત્ન કરવાની જરૂર નહોતી. એ ઉપરાંત તેમનામાં એ ગુણોની તીવ્રતા પણ અસાધારણ હતી. આમ ખેતર ખેડાઇને તૈયાર હોઇને માત્ર બીજારોપણનીજ વાર હતી. આ અરસામાં શ્રીરામકૃષ્ણને વેદાન્તનાં ગૂઢ તત્ત્વોમાં પ્રવેશ કરાવનાર એક સિદ્ધ જ્ઞાની ગુરુનો સમાગમ મળી ગયો.

દક્ષિણેશ્વરના બાગમાં એક અસાધારણ પુરુષ આવી પહોંચ્યા. તેમની અસાધારણતા પોતાના જીવનમાં તેમણે કરેલી સાધના-ઓની સિદ્ધિમાં અને પરમાત્મસાક્ષાત્કારમાં પણ હતી. એ

નવીન આવનારનું નામ તોતાપુરી હતું. તેઓ રમતારામ સાધુ હતા. એ કોટીના સાધુઓ કેવળ બ્રહ્મનેજ નિત્ય માને છે, અને જગતને મિથ્યા સમજે છે. લૂની સગડીઓ સળગતી હોય કે વરસાદની ઝડીઓ પડતી હોય ત્યારે પણ જે કાંઈ આછું પાતળું ભિક્ષાન્ન મળી આવે તે પર ગુજરાન કરતા અને આકાશરૂપી ચંદરવા હેઠળજ રહેતા. એમ કહેવાય છે કે, તોતાપુરીએ પવિત્ર નર્મદાતટે આવેલા કોઇ એકાંતિક જંગલમાં સાધના કરી હતી, અને ચાળીસ વર્ષ સુધી તીવ્ર સંયમ પાળીને નિર્વિકલ્પ સમાધિ સિદ્ધ કરી હતી. જગતના હર્ષ અને શોકથી અલિપ્ત એવા એ સાચા મહાત્માની અભિલાષા પોતાનું શેષ જીવન તીર્થાટનમાં ગાળવાની હતી. સિંહની પેઠે પોતાની ઇચ્છાનુસાર તેઓ દેશ-ભરમાં વિચરતા હતા. તેઓ જગન્નાથ પુરી અને ગંગાસાગર ગયા હતા, અને ત્યાંથી ગંગાને માર્ગે પાછા ફરતાં દક્ષિણેશ્વરમાં પડાવ કર્યો હતો. અગમ્ય દૈવેચ્છાથી કોઇ મહત્ કાર્ય માટેજ તેમનાં પુણ્ય પગલાં આ નવીન સ્થળમાં થયાં હતાં.

કાલીમંદિરના આગલા મુખ્ય દરવાજે તોતાપુરીએ મુકામ કર્યો હતો. અહીં શ્રીરામકૃષ્ણ સાધારણ ધોતી પહેરીને ભાવાવસ્થામાં બેઠા હતા. આમ છતાં તેમની પ્રભાવશાળી મુખમુદ્રા તરફ તોતાપુરીનું લક્ષ તરત ખેંચાયું. આ સાદા જણાતા યુવકમાં રહેલા મહાન ગુણોની પ્રતીતિ તેમને તરતજ થઇ. જેમ જેમ તેઓ શ્રીરામકૃષ્ણ તરફ વધારે ને વધારે જોતા ગયા, તેમ તેમ તેમના મનપર વધારે અસર થતી ગઇ. આખરે તેઓ બોલ્યા કે "તમે કોઇ આગળ વધેલા સત્યશોધક લાગો છો. વેદાન્ત ભણવાની ઇચ્છા થાય છે?" "તે હું ન જાણું. એ બધો આધાર મા ઉપર છે. તે જો હા પાડે તો હું આપની સૂચના વધાવી લઉં ખરો." એવો શાંત જવાબ મળ્યો. સાધુ બોલ્યા કે "બહુ સારૂં, જાઓ અને તમારી માને પૂછી આવો. હું અહીં ઝાઝા દિવસ રોકાઉં એમ નથી." શ્રીરામકૃષ્ણ ઉઠીને ગુપચુપ કાલી-મંદિર તરફ ગયા. જગદંબાને વાત કરી, અને ઉન્મત્ત દશામાં તેમણે તેની આજ્ઞા સાંભળી કે "હા બેટા! જા અને તેની પાસે-થી શીખી લે. આજ હેતુને માટે તેનું અહીં આગમન થયું છે." અર્ધચેતન અવસ્થામાં અને પ્રફુલ્લ વદને શ્રીરામકૃષ્ણ પાછા ફર્યા, અને માની મંજુરી મળી છે એવું તોતાપુરીને કહ્યું. યુવકની

સાદાઈ જોઈને તોતાપુરી ચકિત થયા હતા. તેઓ પ્રખર વેદાન્તી હતા, અને કર્મફળના પ્રદાતાતરીકે કેવળ પ્રારબ્ધને માનનારા હતા. સગુણ બ્રહ્મનું અસ્તિત્વ તેઓ સ્વીકારતા ખરા; પણ પરમાત્મસાક્ષાત્કાર માટે મથતા સાધકે તેની પ્રાર્થના કે ભક્તિ કરવાની જરૂર છે, એ વાતમાં તેમને શ્રદ્ધા નહોતી. બ્રહ્મની ગમનશીલ અવસ્થા–માયા કે શક્તિ, જેને શ્રીરામકૃષ્ણ માતરીકે ઓળખતા હતા, તે આ વેદાન્તી સાધુને મન કેવળ ભ્રમરૂપ લાગતી; એટલે પોતાને અજ્ઞાનાંધકારમાંથી દોરવવાને તેની પ્રાર્થના કરવાની જરૂર તેમને મન બિલકુલ નહોતી. મનુષ્ય પોતેજ પોતાના અજ્ઞાનરૂપ બંધનથી બંધાયલો છે, અને પોતે પોતાનાજ પ્રયત્નથી એ બંધનને નિવારવા શક્તિમાન છે, એવું તેઓ માનતા; છતાં તેમણે શ્રીરામકૃષ્ણને આ સંબંધે એકે અક્ષર કહ્યો નહિ. તેમણે માની લીધું કે, પોતાના હાથ નીચે તાલીમ પામ્યા પછી સત્ય શું છે એ તેઓ તરતજ સમજી જશે, અને પરિણામે તેમનામાં રહેલા બધા પ્રકારના વહેમો આપોઆપ અલપાઇ જશે.

વેદાંતનાં સત્યોનો અભ્યાસ અથવા એ માર્ગમાં આવશ્યક સંયમ આદરવા પહેલાં તેમણે વિધિપુરઃસર સંન્યસ્ત દીક્ષા લેવી જોઇશે; તેમજ પોતાના જીવનની ચાલુ અવસ્થાનાં ચિહ્નો, એટલે કે તેમને બ્રાહ્મણ અને ગૃહસ્થીતરીકે ઓળખાવનાર શિખાસૂત્રનો ત્યાગ કરી તેમણે નવું જીવન શરૂ કરવું પડશે, એવું તોતાપુરીએ શ્રીરામકૃષ્ણને કહ્યું. જો ખાનગી રીતે તેમ કરી શકાય તો પોતાને કશો બાધ નથી, એવો શ્રીરામકૃષ્ણે જવાબ આપ્યો. આ શરત તેમણે પોતાની વૃદ્ધ માતાની ખાતર મૂકવી ઉચિત ધારી હતી. કેમકે તેઓ પોતાના દુઃખી જીવનનો શેષ ભાગ પવિત્ર ધામમાં ગાળવા માટે એક વર્ષથી કામારપુકુર છોડીને દક્ષિણેશ્વરમાં આવી રહ્યાં હતાં. અહીં તેમને મથુરે ગંગાજીનાં સુખરૂપ દર્શન કરી શકાય એવો ઓરડો કાઢી આપ્યો હતો, તેમજ તેમની બધીજ જરૂરીઆતોને પૂરી પાડવાનો પ્રબંધ ઉદારભાવે કર્યો હતો. તોતાપુરી શ્રીરામકૃષ્ણની મુંઝવણ સમજી શક્યા અને બોલ્યા કે "ઠીક, એમ પણ થઇ શકશે."

શ્રીરામકૃષ્ણ તોતાપુરીને "નાગાબાવા" પણ કહેતા. તેમની પાસે ખાનગી દીક્ષા લીધા પછી જે થયું તેનું વર્ણન તેમનાજ શબ્દોમાં આપીએ છીએઃ–" દીક્ષામંત્ર આપ્યા પછી 'નાગાબાવા'એ

મને અદ્વૈત વેદાંતના જૂદા જૂદા× સિદ્ધાંતોનો ઉપદેશ કરવાની શરૂઆત કરી હતી. તેમણે મને બધા દશ્ય પદાર્થોમાંથી મનને ખેંચી લઇને આત્મામાં જોડી રાખવાનું કહ્યું હતું. એ દિશામાં મેં ઘણા પ્રયત્નો કરી જોયા, છતાં નામરૂપની પેલી પાર મન જઇ શકતું નહિ. જગદંબાની પ્રકાશમય પરિચિત મૂર્તિ મારી સામે ખડી થઇને નામરૂપથી મનને પર થવા દેતી નહિ. અદ્વૈત ઉપદેશનું ચિંતન એકાગ્ર મને ફરી ફરીને કરવા છતાં પ્રત્યેક વખતે જગદંબાનું સ્વરૂપ આડે આવતું. નિરાશામાં મેં 'નાગાબાવા'ને કહ્યું 'મારાથી એ નહિ બની શકે. મારૂં મન પરમાત્મતત્ત્વ સુધી નહિ પહોંચી શકે.' તોતાપુરી ઉશ્કેરાઈ જઇ ટકોરમાં બોલ્યા કે 'કેમ! એટલું નહિ બને? તમારે કરવુંજ પડશે.' તેમણે આસપાસ નજર કરી એક કાચનો કટકો લીધો, અને મારી ભ્રુકુટિના મધ્યભાગમાં તેની અણી દબાવતાં બોલ્યા કે 'આ જગ્યાએ મનને એકાગ્ર કરો.' પછી દઢાગ્રહ રાખી હું ફરી ધ્યાનમાં બેઠો, અને માર્ગ સરળ બન્યો, મન એકદમ ઉંચે ઉડયું અને સમાધિમાં લીન થયું!"

શ્રીરામકૃષ્ણ નિર્વિકલ્પ સમાધિના અવર્ણનીય આનંદમાં ડુબી ગયા; ઇંદ્રિયો અને મનનાં કાર્ય બંધ પડી ગયાં; શબની પેઠે શરીર ગતિહીન બન્યું. કેવળ અહંભાવની ઝાંખી પ્રતીતિ રહેવા પામી. થોડી વારમાં એ પ્રતીતિ પણ બંધ પડીને માત્ર પરમચૈતનજ વિલસી રહ્યું.

તોતાપુરી શિષ્યને જોતા ત્યાંજ ઘણો વખત બેસી રહ્યા. તેમને પૂર્ણ નિશ્ચેષ્ટ જોઇ તેઓ કોટડીમાંથી બહાર આવ્યા, અને પોતાની જાણબહાર કોઇ અંદર પ્રવેશ ન કરે એ હેતુથી તેમણે તેનાં દ્વાર બંધ કરી તાળું દીધું. આટલું કરીને દ્વાર ખોલવાને શ્રીરામકૃષ્ણની વિનતિની રાહ જોતા બહાર બેઠા. દિવસ આથમી જઈ રાત્રિનો અમલ બેઠો. બીજો દિવસ પણ ગયો અને ત્રીજો પણ—આમ ત્રણ દિવસ વીતી ગયા; પણ અંદરથી કોઇ હાલ્યું ચાલ્યું નહિ. તોતાપુરીને ભારે આશ્ચર્ય થયું, અને શું બન્યું છે તે જોવાને દ્વાર ખોલી કોટડીમાં પેઠા. જુએ છે તો શ્રીરામકૃષ્ણ એની એજ સ્થિતિમાં બેઠેલા હતા. શરીરમાં પ્રાણસ્ફૂરણની પ્રતીતિ નહોતી થતી; છતાં મુખમુદ્રા શાંત, ગંભીર અને તેજસ્વી હતી. બાહ્યજગતનું ભાન

× પોતાના ગુરુને માન્યાર્થે શ્રીરામકૃષ્ણ આજ નામથી સંબોધતા. તોતાપુરી નાગાસાધુ હતા, અને સામાન્ય રીતે નગ્નવેશેજ ફરતા.

હજી પણ આવ્યું નહોતું.

તોતાપુરી આ ભવ્ય દૃશ્ય આશ્ચર્યવત્ જોતા ઉભાજ રહ્યા. તેઓ સ્વગત બોલ્યા કે "આ શું સત્ય છે? મને જેની સાધના કરતાં કરતાં ચાળીસ વર્ષ વીતી ગયાં, તે સાધનાની સિદ્ધિ આ પુરુષને એકજ દિવસમાં પ્રાપ્ત થાય, એ શું શકય છે?" તેમને શંકા પડી, એટલે ફરી વાર પણ તેમણે તપાસ કરી જોઈ. હૃદય ધબકે છે કે કેમ, અથવા તો શ્વાસોચ્છ્વાસ ચાલે છે કે કેમ, એ વિષે તેમણે ફરીથી ખાત્રી કરી જોઇ; છતાં ચેતનની કશીજ નિશાની ન જણાઈ. આશ્ચર્યાનંદમાં આવી જતાં તેમનાથી તાણીને બોલી જવાયું કે "ભલા ભગવાન! આમાં ને ચમત્કારમાં શો ફરક હશે?" નિઃસંશય એ નિર્વિકલ્પ સમાધિ હતી—અદ્વૈતસાધનાનું અંતિમ ફળ હતું.

તોતાપુરીએ શ્રીરામકૃષ્ણના મનને નીચે બાહ્યજગતમાં આણવાને તાબડતોબ પગલાં લીધાં. પંચવટીની નાનીશી ધ્યાન-કુટિર ભવ્ય સ્વરે બોલાતા 'હરિ ૐ'ના પવિત્ર મંત્રોચ્ચારથી ગુંજી રહી. ધીમે ધીમે શ્રીરામકૃષ્ણ બાહ્યચેતનમાં આવવા લાગ્યા. તેમણે પોતાની આંખો ખોલીને જોયું તો પોતાના ગુરુ પોતાના તરફ જોઇ રહ્યા હતા; તેમની દૃષ્ટિમાં કોમળતા અને ધન્યવાદ માતાં નહોતાં. લાયકીવાળા શિષ્યે તેમને દંડવત્ ખેંચ્યા, જેનો ગુરુએ તેમને છાતીસરસા ચાંપીને પ્રત્યુત્તર વાળ્યો.

તોતાપુરી કોઇ સ્થળે સામાન્ય રીતે ત્રણ દિવસ કરતાં વધારે રહેતા નહિ; છતાં આ પ્રભાવશાળી નવા શિષ્યને સર્વોપરિ શિખરે સ્થાપવાની તેમને ઇચ્છા હતી, એટલે તેઓ દક્ષિણેશ્વરના બાગમાં અગિયાર માસ સુધી રહ્યા હતા. હવે જે કેટલાક રસિક પ્રસંગો બન્યા હતા તેમનું દિગ્દર્શન કરીશું. આ મહાન સાધુ તેમજ ભૈરવી બ્રહ્માણી સાથે શ્રીરામકૃષ્ણને કેવો નિકટ સંબંધ જામ્યો હતો તે પર એ પ્રસંગો પુષ્કળ પ્રકાશ પાડે તેમ છે.





# ૧૭--ગુરુઓ સાથે નાતો

આધ્યાત્મિક શિક્ષણ માટે બહારની મદદ લેવા કરતાં મનની પ્રેરણા પ્રમાણે શ્રીરામકૃષ્ણ વર્તતા હતા. જો કે તેઓ ગુરુઓ પાસેથી કંઇક અંશે પ્રેરણા પામી તે પ્રમાણે વર્ત્યા હતા, પણ એની સાથે તેઓ પણ એ ગુરુઓના મનપર પ્રબળ છાપ પાડીને તેમના હૃદયમાંના અંધકારવાળા ખૂણાઓને અજવાળી રહ્યા હતા. શ્રીરામકૃષ્ણ શિષ્ય છતાં કોઈ કોઇ વાર તેમની આધ્યાત્મિક દૃષ્ટિને વિશાળ કરી, ઉંડાણમાં પ્રવેશ કરવાની પ્રેરણા અને તાકાત આપતા. આમ થતાં ગુરુઓ તેમને નમતા, અને તેમની શીખમાં રહેલા સત્યને વધાવી લેતા.

હવે કંઇક તોતાપુરીવિષે કહીશું. તેઓ ઘણું કરીને જન્મે પંજાબી હોઇ તેમણે નાનપણથી જગતનો ત્યાગ કર્યો હતો. તેઓ કદે ઉંચા, બાંધે મજબૂત અને રમતારામનું જીવન ગાળતા. પોતે સાક્ષાત્કાર પામેલા હોઇ ઘણો ખરો સમય ધ્યાનમાં વીતાવતા. જ્યાં જતા ત્યાં પડખે ધૂણી રાખતા અને રાત તથા દિવસનો ઘણોખરો સમય ધ્યાનમાંજ જતો. દેખીતી રીતે તો ઉંઘતા હોય એમ ચાદર ઓઢીને ધૂણીની પડખે સૂઇ રહેવાની તેમને ટેવ હતી; એટલે એ વાતની ખબર થોડાનેજ પડતી.

જળપાત્ર, ચીપિયો, મૃગચર્મ અને શરીર ઢાંકવાની ચાદર–આટલી ચીજો તોતાપુરીની પૂંજીમાં હતી. જળપાત્રને દરરોજ અજવાળતા. ધ્યાનમાં બેસવાની તેમની નિયત ટેવ જોઇ એક દિવસ શ્રીરામકૃષ્ણે કહ્યું કે "તમે તો સર્વોત્તમ જ્ઞાન પામી ચૂકયા છો, છતાં ધ્યાનની આટલી દરકાર કેમ રાખતા હશો ?" પોતાનું જળપાત્ર બતાવીને તોતાપુરીએ શાંતિથી કહ્યું કે "જુઓ, આ કેવું ઝગઝગે છે ! હું તેને દરરોજ અજવાળતો ન હોઉં તો એવું દેખાય ? અંતઃકરણનું પણ એમજ છે. મનુષ્ય એને દરરોજ ધ્યાન-ભજનથી ન અજવાળે તો તેના પર પણ કાટ ચઢે." આ વચનમાં

રહેલું સત્ય સ્વીકારતાં શ્રીરામકૃષ્ણે પ્રશ્ન ઉલટાવ્યો કે "પણ જળ-પાત્ર સોનાનું હોય તો તો પછી તેને દરરોજ ઘસવાની જરૂર નજ રહે ને ?" ગુરુએ સસ્મિત સંમતિ આપી કે "હા, એ વાત ખરી." નિયમિત ધ્યાનની ઉપયોગિતા વિષે ગુરુએ ઉચ્ચારેલા શબ્દો શ્રીરામકૃષ્ણે પણ સ્મૃતિમાં બરાબર જડી રાખ્યા હતા, અને શ્રોતાઓ સમક્ષ તેનો વારંવાર ઉલ્લેખ કરતા હતા. જેમનું ચારિત્ર્ય વિશુદ્ધ કંચન જેવું હતું એવા પોતાના શિષ્યનું મર્મવાક્ય તોતા-પુરીએ સ્મૃતિમાં સંઘર્યું હશે કે કેમ એ કોણ કહી શકે ?

બાળપણમાંજ તોતાપુરીએ વેદાન્તનો અભ્યાસ કરેલો અને ગુરુઉપદેશ લીધેલો જણાય છે. તેમના મઠમાં ધ્યાન માટે સાધુ-ઓને કેળવવાની સુંદર ગોઠવણ હતી. આ વિષયપર શ્રીરામ-કૃષ્ણે તોતાપુરીને મોઢેથી જે સાંભળ્યું હતું તે તેઓ શ્રોતાઓને કહી બતાવતાઃ–"તેમના લુધિયાનાના મઠમાં સાતસો સાધુઓ હતા. જેઓ નવા હોય તેમને પોચી ગાદીપર બેસાડીને ધ્યાનની તાલીમ અપાતી, કેમકે કઠણ આસનથી અગવડ થતાં તેમનું મન ઈશ્વરમાંથી હઠી જઇ શરીર તરફ વળતું. તેઓ ધ્યાનમાં આગળ ધપતા, તેમ તેમ આસનની કઠણતા વધતી જતી; તે એટલે સુધી કે છેવટે માત્ર મૃગચર્મ હોય કે તે પણ હોય નહિ, અને ખાલી ભોંયપર પણ આસન જમાવવાને તેઓ ટેવાઇ જતા. ખોરાકમાં અને બીજી બાબતોમાં એવોજ ક્રમ હતો. દાખલાતરીકે પહેરવેશમાં પણ તેઓ ધીમે ધીમે નગ્નાવસ્થા સુધી ટેવાતા. માણસ જન્મથીજ ઇર્ષ્યા, ભય, ન્યાતજાત, કુલાભિમાન, માન વગેરે આઠ પ્રકારનાં બંધનોથી જકડાયલો હોવાથી આ સાધુઓને એ બંધનોને ધીમે ધીમે કાપવાની તાલીમ અપાતી. ધ્યાનમાં તેઓ પાકા બનતા, એટલે તેમને તીર્થાટન કરવાનું કહેવામાં આવતું. પહેલાં તો બીજા સાધુઓની સાથે તીર્થયાત્રા કરે; પણ પછી અંતરદશા વિશેષ ઉન્નત થતાં રમતારામ તરીકે એકાકી વિચરી ઉચ્ચ ભૂમિકાનો આનંદ લેતા. નાગાઓમાં કંઇક આવી શિક્ષણપ્રણાલી પ્રચલિત હતી."

મઠના મહંતની પસંદગીના સંબંધમાં શ્રીરામકૃષ્ણે જે કાંઇ ગુરુમુખે સાંભળ્યું હતું તેનો સાર આ છેઃ—

"મહંતની જગ્યા ખાલી પડે ત્યારે બીજા સાધુઓ પોતા-માંથીજ જે ઉંચી કક્ષાનો પરમહંસ હોય તેને ચૂંટી કાઢી મહંત-ની ગાદીએ બેસાડતા. આમ જ્યાં નહોતું થતું ત્યાં મઠની મિલ્કત

વેડફાવાનો અને માન બડાઈમાં ફસાવાનો ભય રહેતો; એટલે જે એવી તેવી લાલચથી મુક્ત હોય તેવાનેજ મહંતાઇ આપવાનો રવૈયો હતો. એવો પુરુષ મઠની દોલતનો વ્યય ઈશ્વરના નામપર અને અનુયાયીઓના કલ્યાણ પાછળજ કરતો."

તોતાપુરી ઘણા સારા સંસ્કાર લઈને જન્મ્યા હતા. બચપણથી જ તેમનું મન અત્યંત સરળ હતું, ગુરુ શાસ્ત્રમાં અટળ શ્રદ્ધા હતી. મોક્ષની અને સંતસમાગમની ઇચ્છા પ્રબળ હતી, એટલુંજ નહિ પણ એવા પ્રકારનાં જે જે સાધનો મળી જાય તેનો પૂરેપૂરો સદુપયોગ કરતા હતા, અને તેથીજ ક્રમે ક્રમે તેઓ નિર્વિકલ્પ સમાધિની ટોચે પહોંચ્યા હતા. સામાન્ય મનુષ્યોને મનનો ચાંચલ્યદોષ સતાવે છે, તેવી સતામણી તેમને નહોતી થતી. તેઓ સ્વપ્રયત્ન અને સ્વાશ્રયમાં માનનાર હતા. મનુષ્યનાં પ્રારબ્ધ ઘડનાર કોઇ કર્મફળપ્રદાતા શ્રેષ્ઠ સત્તા છે, જેના સહકાર વિના જીવન પાંગળું બને છે, એવી માન્યતામાં તેમને વિશ્વાસ નહોતો. પોતે કોઈ પણ કામ કરવાનો સંકલ્પ એક વખત કરી લેતા, એટલે તેને સફળ કર્યા વિના રહેતા નહિ. તેમની આ ટેવ જીવનભરની હતી. મનુષ્યને ઇંદ્રિયો ઘસડી જાય છે, અને તેને દુ:ખી દુ:ખી કરી મૂકે છે એવો વિચાર સાંભળતાં સ્વાભાવિક રીતે તેમને હસવું આવતું. પોતાની ઇચ્છા પ્રમાણે સારાયે વિશ્વને નચાવતી, બ્રહ્મની સનાતન અને નિત્યસહચારિણી માયાની પ્રચંડ શક્તિનો તેમને મુદ્દલે ખ્યાલ નહોતો. તેમની સમજણમાં રહેલી આ ઉણપ શ્રીરામકૃષ્ણના સંસર્ગથી પૂરાઇ હતી. એ માયાની ઉપેક્ષા કદી થઇ શકે તેમ નથી, એ વાત તેઓ શ્રીરામકૃષ્ણ પાસેથી શીખ્યા હતા. તેમણે દક્ષિણેશ્વર છોડયું તે પહેલાં તેમને બ્રહ્મની એ અગમ્ય શક્તિને દેહભાવે મસ્તક નમાવવું પડયું હતું. અને બીજા જે ઘણાખરા સાધનસંપત્તિવિનાના અભેદવાદી શુષ્ક વેદાંતીઓ આત્મભાવનું મહત્ત્વ દેહભાવમાં આરોપી લઇ અક્કડ, ફક્કડ, માલખાઊ, દેહાભિમાની અને ધનધામ, જૂઠપ્રપંચ તથા માનબડાઈના ઉપાસક બની રહે છે; એવા તેઓ નિવડ્યા નહોતા.

યુવાવસ્થામાંથીજ તોતાપુરી અદ્વૈતવાદ માનતા થયા હતા, એટલે તેમને મન આધ્યાત્મિક પ્રગતિના સાધનરૂપે ભક્તિની કશી કિંમત નહોતી. ભક્ત પોતાના ઇષ્ટની ખાતર બધા અંગત અને સ્વાર્થી વિચારોને ધીમે ધીમે તિલાંજલિ આપતાં શીખે છે, તેમ તેથી

વૃત્તિમાં એકાગ્રતા આવે છે, એ વાત તેમને ગળે ઉતરવાની હજુ બાકી હતી. સાચો પ્રભુપ્રેમ હોય તોજ મનુષ્ય પરમપદનો ખરો અધિકારી થાય છે, એ સત્યની તેમને હજી પ્રતીતિ નહોતી. પ્રાર્થના, ભજન,નામસ્મરણ વગેરે ભક્તિનાં સાધનો તેમને મન નિરર્થક જેવાં હતાં. ભાવાવેશને પણ ધતિંગ જાણીને તેઓ હસી કાઢતા હતા. આટલું છતાં તેઓ નાસ્તિક તેમ ઇશ્વિરાનુરાગથી વંચિત પણ નહોતા. શ્રીરામકૃષ્ણ જ્યારે ભક્તિપ્રધાન ભજનો ગાતા, ત્યારે તોતાપુરીની આંખોમાંથી આંસુ વહેતાં. શાંત ભક્તિપર તેમને પ્રેમ હોવા છતાં સ્વામી, મિત્ર, પુત્ર કે પ્રિયતમરૂપે પ્રભુને ભજી શકાય છે, અને તેને એવી રીતે ભજતાં પરમાત્મસાક્ષાત્કાર સત્વર થઇ શકે છે, એ વાતનો તેમને કશો ખ્યાલ નહોતો. ભકતનો પોતાના ઇષ્ટપ્રત્યેનો ઉત્કટ ભાવ, પ્રાર્થના, વિરહપીડા, રુદન, હાસ્ય, નૃત્ય વગેરે ભાવપ્રધાન ઉત્તમ વૃત્તિઓ તોતાપુરીને મન પાગલપણાની નિશાનીઓ હતી. એ રસ્તે ભકતને પરમપદાર્થની પ્રાપ્તિ થઇ શકે છે, એ પણ તેઓ માનતા નહોતા. તોતાપુરી અને તેમના સમર્થ શિષ્ય વચ્ચે આ વિષયપર વારંવાર ચર્ચા ચાલતી હતી.

નાનપણમાંથીજ શ્રીરામકૃષ્ણને સવારસાંજ હરિનાં જૂદાં જૂદાં નામો બોલી જવાની ટેવ પડેલી હતી. એ નામસ્મરણ તેઓ તાળી પાડીને કરતા અને એ નામોમાં જે શબ્દાર્થ રહેલો હોય છે, તે અર્થાકારવૃત્તિ થવાને લીધે કોઈ કોઇ વાર ભાવાવેશમાં આવીને નાચવા પણ મંડી જતા. "હરિ બોલ, હરિ બોલ" "हरिरेव गुरुः, गुरुरेव हरिः ! "–"ઓ ગોવિંદ, મમ જીવન !"–"કૃષ્ણ મન, કૃષ્ણ પ્રાણ, કૃષ્ણ જ્ઞાન, કૃષ્ણ ધ્યાન, કૃષ્ણ ભાન, કૃષ્ણ સાન !" "તું વિશ્વ, ને વિશ્વ તુંમાં વસે છે !"–"હું જંત્ર, જંત્રી રહ્યો તું વજાડી !"–વગેરે ધૂનો તેઓ કેટલોક વખત સુધી મોટેથી નિત્ય બોલતા. પરમસાક્ષાત્કાર પછી પણ તેમની આ ટેવ ગઇ નહોતી. એક દિવસ તેઓ તોતાપુરી સાથે આધ્યાત્મિક ચર્ચા કરી રહ્યા હતા તેવામાં સંધ્યા પડી. પોતાના નિત્યનિયમ મુજબ તેમણે હરિનામની ધૂન જગાવવા માંડી, અને સાથે સાથે તાળીઓ પણ પાડવા માંડી. જે ક્રિયા શરૂના સાધક માટે ઉપયોગી ગણાય, તે ક્રિયા આ પ્રમાણે શ્રીરામકૃષ્ણ જેવા મુકતાત્માને આચરતા જોઇને તોતાપુરી આશ્ચર્ય પામ્યા. તેમણે તિરસ્કારયુક્ત હાસ્ય કરીને શ્રીરામકૃષ્ણને પૂછ્યું કે "કેમ ! કંઇ આમ તાળીઓ પાડીને રોટલા ઘડી

રહ્યા છો કે શું ?" શ્રીરામકૃષ્ણ પણ હસ્યા અને બોલ્યા કે "કેવી અક્કલ વિનાની વાત! હું હરિનામ લઇ રહ્યો છું, તેને આપ રોટલા ઘડવાની સાથે સરખાવો છો! શરમ! શરમ!!" તોતાપુરીના મોંપર સ્મિત ફરક્યું. તેમણે વિચાર્યું કે માણસ કંઇ સાધારણ નથી. આવી રીતે હરિ ભજવામાં પણ તેમનો કંઇ અગત્યનો હેતુ હશે; આથી તેમણે એ વાત એટલેથીજ દબાવી દીધી.

બીજે પ્રસંગે સમીસાંજના શ્રીરામકૃષ્ણ પોતાના ગુરુ પાસે ધૂણી નજીક બેઠા હતા. બંને વચ્ચે વેદાંતની ચર્ચા ચાલતી હતી, એવામાં બાગનો નોકર આવીને હુક્કો ભરવાને ધૂણીનો દેવતા લેવા લાગ્યો. પ્રથમ તો તોતાપુરીની નજર તેના તરફ ગઇ નહિ, પણ તેને જોયો એટલે તરતજ તેઓ રાતા પીળા થઇ ગયા. ધૂણીને અપવિત્ર કરવા માટે તેને ગાળો ભાંડવા લાગ્યા અને ચીપિયાથી ટીપી નાખવાની ધમકી આપવા લાગ્યા. "શરમ છે!"–અર્ધચેતનાવસ્થામાં ખડખડાટ હસતાં હસતાં શ્રીરામકૃષ્ણ ફરી ફરીને એ શબ્દો બોલ્યા. શિષ્યના આવા વિચિત્ર વલણથી આશ્ચર્ય પામી તોતાપુરી બોલી ઉઠયા કે "હસવું કેમ આવે છે ? એ માણસ શું બેહૂદી રીતે નહોતો વર્ત્યો ?" શ્રીરામકૃષ્ણે હસતાં હસતાં કહ્યું કે "એ વાત સાચી છે, પણ આપ હમણાંજ કહેતા હતા કે, કેવળ બ્રહ્મજ સત્ય છે અને વિશ્વનો પ્રત્યેક પદાર્થ તેના આવિષ્કારરૂપ છે; છતાં બીજીજ ક્ષણે આપ તે સર્વ ભૂલી જઇ એ માણસને મારવા જતા હતા; એટલે માયાની સત્તા કેવી પ્રબળ છે, એ જોઇને મને હસવું આવ્યું." આ શબ્દો સાંભળીને તોતાપુરીના મોં પર ગંભીરતા છવાઇ ગઇ. થોડી મિનિટ મૌન રહ્યા પછી તેઓ બોલ્યા કે "ખરી વાત, ક્રોધમાં જ્ઞાનનું ભાન ન રહ્યું. સાચેજ ક્રોધ બહુ ભયંકર શત્રુ છે. હવે એવું નહિ કરૂં." પોતાની આ પ્રતિજ્ઞા તેમણે પાળી પણ હતી.

માયાનાં અતર્ક્ય લક્ષણોને વિષે શ્રીરામકૃષ્ણ કહેતા કે "અહીં કાંટો નથી, એવા વિચારો આંખો મીંચીને ભલે કરીએ, પણ કાંટો ભોંકાય ત્યારે બૂમ પાડી ઉઠીએ છીએ. આત્મભાવે જન્મ, મરણ, સદ્‌ગુણ, દુર્ગુણ, દુઃખ, ભૂખ, તરસ, કશુંજ નથી, અને સચ્ચિદાનંદ પરમાત્મરૂપ છીએ, એમ ભલે કહ્યા કરીએ; પણ શરીરમાં કોઇ પીડા થાય અથવા તો લાલચોથી મન ઘેરાઈ જાય ત્યારે આપણે એ તત્ત્વજ્ઞાનની બધીજ બડી બડી વાતો વીસરી જઈને

મુંઝાઇ જઇએ છીએ." નીચેનું દૃષ્ટાંત આપીને તેઓ આ વાતને હજી પણ વધારે સ્પષ્ટ કરતાઃ- "રામ, સીતા અને લક્ષ્મણ વનની કેડીએ કેડીએ ચાલ્યાં જતાં હતાં. એકી વખતે એક જણ પસાર થઈ શકે એવી કેડી સાંકડી હતી. હાથમાં ધનુષ્યબાણ લઈ રામ સર્વથી મોખરે ચાલતા હતા; તેમની પૂંઠળ સીતા હતાં; જ્યારે ધનુષ્યબાણ લઇ લક્ષ્મણ પાછળ ચાલતા હતા. લક્ષ્મણ રામનો પરમ ભક્ત છતાં પણ સીતાની આડ વચ્ચે હતી, એટલે રામનાં સતત દર્શન તેને થતાં નહિ તેથી તેને દુઃખ થતું. સીતા તેની મનોવ્યથા કળી જતાં, અને દયાને લીધે પોતે વખતોવખત બાજુએ ખસી જઇ કહેતાં કે 'જોઇ લે!' આ રીતે લક્ષ્મણ પોતાના પ્રિય ઇષ્ટને જોઇ શકતો હતો. એજ રીતે જીવ અને બ્રહ્મવચ્ચે માયા-જગદંબા છે. દયા લાવીને તે જ્યાંસુધી બાજુ પર ખસી જતી નથી ત્યાંસુધી જીવને બ્રહ્મનો સાક્ષાત્કાર થતો નથી. માટે આપણે ગમે તેટલા તર્ક કરીએ પણ તેની સહાય વિના બધું ધૂળપર લીંપણ કરવા જેવું છે." શ્રીરામકૃષ્ણપર જગદંબાની ખાસ કૃપા ઉતરી ચૂકી હતી; એટલે તેમનામાં જીવનનાં કષ્ટો તરી જવાનું સામર્થ્ય આવ્યું હતું, પણ તોતાપુરીને હજી એ વાતની ખબર નહોતી; એટલે તેઓ સ્વાભાવિક રીતે એમજ ધારતા હતા કે, શ્રીરામકૃષ્ણ પોતાનાજ પ્રયત્નથી ઉચ્ચ અવસ્થા મેળવી શક્યા છે. તોતાપુરીજીની એ ભૂલ ભાગનારો એક નવીન પ્રસંગ બન્યો. તોતાપુરીની શરીરસમૃદ્ધિ અને જઠરા પણ સારી હતી તથા ગાઢ નિદ્રા આવતી. તેમનું મન પણ હમેશાં પ્રસન્ન રહેતું; પણ બંગાળમાં થોડાક માસ રહ્યા પછી તેમના મજબૂત શરીરપર ત્યાંના હવાપાણીની માઠી અસર થયા વિના રહી નહિ. તેમને ઝાડાનું દર્દ લાગુ પડ્યું. દિવસરાત પેટમાં અમળાટ થયા કરવાથી ધ્યાનમાં દખલ પહોંચતી, અને તેથી તેમના સુશિક્ષિત મનની સમતા ડગી જવાનો પ્રસંગ આવતો. વ્યાધિ થવા પહેલાં તેમને ત્યાંનાં હવાપાણી ઓછાં અનુકૂળ લાગવાથી સ્થળફેર કરવાનો ખ્યાલ આવ્યો હતો, પણ કેવળ શરીરને ખાતર શ્રીરામકૃષ્ણનો આનંદપ્રદ સહવાસ જતો કરવાનું તેમને ગમ્યું ન હતું. "વ્યાધિ થયા પછી પણ વ્યાધિ એ શરીરનો ધર્મ છે, ગમે ત્યાં જવા છતાં પ્રારબ્ધ થોડુંજ છોડે એમ છે! શરીર જ્યારે ત્યારે પડવા માટેજ સરજાયલું

છે, એટલે એ માટીના માળખાની તે પરવા કરવાની હોય! પોતે આત્મા છે, શરીર નથી.” આવા આવા આશ્વાસનથી મનને શાંત કરીને તેઓ દક્ષિણેશ્વરમાંજ રહ્યા હતા.

પણ દર્દ વધ્યું તેમ તેમ દક્ષિણેશ્વર છોડવાનો વિચાર તો થતો ચાલ્યો; પણ તેઓ એ વિષે શ્રીરામકૃષ્ણને વાત કરીને જવાની રજા લઇ શકયા નહિ. તોતાપુરીનું શરીર દુર્બળ થવા માંડેલું જોઇને શ્રીરામકૃષ્ણે તેમને માટે યોગ્ય ખોરાક અને ઔષધિનો પ્રબંધ કર્યો, પણ તેથી કાંઈ સુધારો થયો નહિ. તેમના કહેવાથી મથુરે સારવારની ગોઠવણ કરી, પણ તેથીયે કાંઈ વળ્યું નહિ. શરીર પીડાવા છતાં પણ સ્વામીજીનું મન કાબુમાં રહી શકયું હતું, એટલે તેઓ ઇચ્છાનુસાર અંતર્મુખ થઇને શરીરની બધી પીડા ભૂલી જતા.

એક રાતે તેમને એવી તીવ્ર વેદના થઇ આવી કે કેમે કરી શાંત પડે નહિ. મનને પરમાત્મામાં જોડવાનો તેમણે પ્રયત્ન કરી જોયો, પણ મન શરીરપીડાનાજ ખ્યાલમાં પરોવાતું. ફરી ફરીને તેમણે પ્રયત્ન કરી જોયો, છતાં ફાવ્યા નહિ; તેથી તેઓ પોતાના શરીર અને મનપર ચીડાઈ ગયાઃ—“આ દુષ્ટ શરીરને લીધેજ આજે મન અંકુશ ખોઇ બેઠું છે. હું શરીર નથી એવું સ્પષ્ટ ભાન છતાં પણ હજી તેનો સંબંધ ચાલુ રાખીને મારે દુઃખી શા માટે થયા કરવું? એવા શરીરને જેમ તેમ નભાવી લેવામાં શો લાભ? માટે ગંગામાં પડી તેને છોડી દઇને વ્યાધિનો અંત આણીશ”—આવો નિશ્ચય કરીને તોતાપુરી સાવધ બન્યા. પછી મનને બ્રહ્મમાં જોડી દઇ ધીરે ધીરે તેઓ જળમાં પ્રવેશ કરવા લાગ્યા. પણ આ શું હતું? આજ રાતે ગંગાજીનાં જળ શું સૂકાઇ ગયાં હતાં? અથવા શું એ મનનો કેવળ ભ્રમ હતો? લગભગ સામે પાર પહોંચતા સુધી તોતાપુરી જળમાં ચાલતાજ રહ્યા, પણ તેઓ ડૂબી શકે તેટલાં ઉંડાં પાણીજ આવ્યાં નહિ! અંધકારની વચ્ચે છાયાની પેઠે ઉભેલાં કિનારાપરનાં વૃક્ષો અને ઘરો તેમની નજરે પડયાં. તેઓ આશ્ચર્યમુગ્ધ થયા. તેમણે વિચાર્યું કે “માયાની શી લીલા! મને ઉદરમાં સમાવી લેવાને ગંગા પાસે આજે પૂરતું જળ પણ ન મળે! બ્રહ્મનો શો વિચિત્ર ખેલ!” એકાએક તેમના મનપર પડેલો આવરણનો પડદો ખસી ગયો; બુદ્ધિ અંજાઇ ગઈ; અને રક્ષકતરીકે મહાશક્તિ જગદંબા છે

એમ સમજાયું; અને એ પણ સમજાયું કે જે નિરંજન નિરાકાર અને સર્વથી પર એવા પરમાત્મસ્વરૂપનું જીવનભર ધ્યાનચિંતન કર્યા કરીને હૃદયનો બધો ભાવ જેને ચરણે રેલ્યો હતો, તે પરબ્રહ્મસ્વરૂપે પણ એ જગદંબા પોતેજ હતી! એકજ પદાર્થની બે અવસ્થાઓરૂપે બ્રહ્મ અને શક્તિ એક અને અભેદ્યજ હતાં.

આમ રાત્રિની ગંભીર શાંતિમાં જગદંબાની અને પરમાત્માની સર્વવ્યાપકતાનો સાક્ષાત્કાર તોતાપુરીએ કર્યો, અને તેથી તેઓ પણ ભાવાવેશમાં આવી વારંવાર તેનું સ્મરણ કરવા લાગ્યા! આ પ્રમાણે પ્રેમભીના અંતઃકરણથી તેઓ પાછા દક્ષિણેશ્વર આવ્યા. શરીરપીડા હજી શાંત પડી નહોતી, પણ તેની અસર તો મનપર થતી બંધ પડી ગઈ હતી. આ આનંદપ્રદ અનુભવથી તેમનું સમસ્ત શરીર રોમાંચ અનુભવી રહ્યું હતું. એવી અવસ્થામાં તેઓ પાછા આવી ધૂણીની પાસે પોતાના નિત્યના આસનપર બેસી ગયા, અને રાત્રિનો શેષ ભાગ જગદંબાનું સ્મરણ અને ધ્યાન કરવામાં પસાર કર્યો.

બીજી સવારે જ્યારે શ્રીરામકૃષ્ણ સ્વામીની તબિયત જોવાને આવ્યા, ત્યારે તેઓ જાણે બદલાઇજ ગયા હોય એવી સ્થિતિમાં તેમને જણાયા. તેમનો ચહેરો આનંદથી પ્રફુલ્લિત હતો, અને શરીરમાં વ્યાધિની કાંઈ અસર જણાતી નહોતી. રાતે જે જે બની ગયું તેની વાત કરવાને માટે તેમણે શ્રીરામકૃષ્ણને પાસે બેસાડયા અને કહ્યું કે "આ વ્યાધિ તો મને મોટા મિત્રરૂપ નીવડયો છે. ગઈ રાત્રે મને જગદંબાનાં દર્શન થયાં અને તેની કૃપાથી મારો વ્યાધિ પણ ગયો છે. આહ! મારામાં કેટલું ઘોર અજ્ઞાન હતું! હવે અહીંથી જવાની રજા જગદંબા પાસે અપાવો. મને સમજાય છે કે, આ નવો પાઠ શીખવા માટે તેણેજ મને અહીં આટલો વખત રોકયો છે. અહીંથી જવાનો વિચાર મને ઘણી વાર આવ્યો હતો, અને હું તમારી રજા લઉં લઉં કરી રહ્યો હતો; પણ એ વિષે જ્યારે જીભ ઉપાડવાનું કરતો ત્યારે કોઈ જાણે મને બોલતાંજ અટકાવી દેતું, અને ચર્ચાના બીજાજ વિષયો વચ્ચે આણીને મારા રજા લેવાના વિચારને તોડી પાડતું!" આ સાંભળી શ્રીરામકૃષ્ણ હસ્યા અને બોલ્યા કે "કેમ, આપે તો મારી માનેજ માનવાની ના પાડી હતી. તેના અસ્તિત્વનો ઉચ્છેદ કરવાને મારી સાથે દલીલોમાં પણ આપ ઉતરતા હતા!

હવે આપને લાગે છે કે મા સત્ય છે. ઘણા સમય પહેલાં તેણેજ મને શીખવ્યું છે કે, અગ્નિ અને તેની દાહશક્તિની માફક, બ્રહ્મ અને શક્તિમાં અભેદ પ્રવર્તે છે."

પછી ટકોરખાનામાંથી શરણાઇઓના મિષ્ટ સૂરો સંભળાવા લાગ્યા, એટલે બંને સંતો ઉઠી જગદંબાના મંદિરમાં ગયા. જગદંબાને દંડવત્ પ્રણામ કરતાં બંનેએ અનુભવ્યું કે, રવાનગી માટે હવે તેની સંમતિ છે. થોડા દિવસ પછી તોતાપુરીએ શ્રીરામકૃષ્ણની રજા લીધી, અને દક્ષિણેશ્વરને રામ રામ કર્યા.

દક્ષિણેશ્વરમાં તોતાપુરીને જે પાઠ મળ્યો હતો તેનો ટુંક સાર શ્રીરામકૃષ્ણના શબ્દોમાં આ રીતે આપી શકાયઃ-"કર્તા, ભર્તા કે સંહર્તારૂપે નહિ, પણ નિષ્ક્રિય તત્ત્વરૂપે જ્યારે પરમાત્માનો વિચાર આવે છે, ત્યારે હું તેને બ્રહ્મ, પુરુષ કે નિરાકાર ઈશ્વરરૂપે ઓળખું છું. કર્તા, ભર્તા કે સંહર્તારૂપે-અર્થાત્ સક્રિય તત્ત્વરૂપે જ્યારે તેનો વિચાર કરૂં છું, ત્યારે હું તેને શક્તિ, માયા, પ્રકૃતિ કે સાકાર ઈશ્વરરૂપે ઓળખું છું. પણ ખરૂં જોતાં બ્રહ્મ અને શક્તિ વચ્ચે-સાકાર અને નિરાકાર ઇશ્વિર વચ્ચે ભેદ નથી. દૂધ અને તેના શ્વેત રંગની પેઠે નિરાકાર અને સાકાર એકજ છે; હીરો અને તેના તેજની પેઠે બંને ઓતપ્રોત છે; સર્પ અને તેની વાંકી ચૂકી ગતિની માફક ઉભય એકબીજાથી અભિન્ન છે. સાપનું ચિંતન કરો, એટલે તેની ભુજંગગતિનો વિચાર પણ આપોઆપ ડોકિયું કરશે. બ્રહ્મ અને શક્તિ વચ્ચેનો સંબંધ પણ આવો છે."

તાંત્રિક સાધનામાં ગુરુ બનેલાં ભૈરવી બ્રહ્માણી, ગુરુદેવે જ્યારે સંન્યસ્ત દીક્ષા લીધી ત્યારે દક્ષિણેશ્વરમાં હતાં; તેમણે શ્રીરામકૃષ્ણને ચેતાવ્યા હતા કે "એ સાધુ તોતાપુરી સાથે વધારે સંબંધ રાખવા જેવું નથી. કેમકે તે લૂખા અદ્વૈતવાદનો હિમાયતી હોવાથી તમે ભક્તિ અને પ્રેમ ખોઈ બેસશો." પણ ગુરુદેવ તો પોતાનેજ માર્ગે ચાલ્યા હતા, એ કહેવાની જરૂર નથી.

તોતાપુરી દક્ષિણેશ્વરથી ગયા પછી બ્રહ્માકાર વૃત્તિમાં રહેવાનો શ્રીરામકૃષ્ણે નિશ્ચય કર્યો, અને તેમાંજ પોતાની સર્વ શક્તિઓ કામે લગાડી દીધી. આ અરસામાં તેમના મનની સ્થિતિ એવી રહેતી કે શરીરનું અને તેની હાજતોનું ભાન નહોતું રહ્યું. તેઓ અવર્ણનીય આનંદમાં રહેતા. આ સ્થિતિમાં તેઓ છ માસ રહ્યા

હતા. આ કાળવિષે ગુરુદેવ કહેતા કે "જે અવસ્થામાં રહેનારનું શરીર ત્રણ અઠવાડિયાંમાં તો પાકા પાનની જેમ પડીજ જાય, એવી અવસ્થામાં હું લાગલાગટ છ માસ સુધી રહ્યો હતો. રાત કે દિવસની મને ખબર નહોતી. મુડદાની પેઠે મોંમાં અને નસ્કોરાંમાં માખો પેસી જતી, તેનું ભાન થતું નહિ. ધૂળના થર બાઝીને વાળ ગુંચાઇ ગયા હતા, અને શરીર પણ પડીગયું હોત; પણ એજ અરસામાં દક્ષિણેશ્વરમાં આવી ચઢેલા કોઇ સાધુની મારાપર દયા ઉતરી. તે મારી સ્થિતિ કળી ગયો અને રક્ષામાં મંડી પડયો. તે મારો ખોરાક વખતસર લાવતો, અને જૂદે જૂદે રસ્તે મારા મનને બાહ્યચેતનામાં લાવવાના પ્રયત્ન કરતો. એમ કરતાં મને તે સોટી પણ લગાવી દેતો; અને મને જરા પણ ચેતનમાં આવેલો જોતો કે તરતજ તે મારા મોંમાં અન્નનો કોળિયો ઘાલી દેતો, પણ તેમાંથી ઘણુંજ થોડું જઠર સુધી પહોંચવા પામતું. વળી કેટલાક દિવસો એવા પણ વીતતા કે જ્યારે તેના બધા પ્રયત્નો એળે જતા. આની આ રીતે છ મહિના વહી ગયા. પણ છેવટે જગદંબાનો હુકમ છૂટયો કે માનવબંધુઓને ખાતર તારે બાહ્યચેતનમાં વિહરવું. આ પછી સંગ્રહણીનો વ્યાધિ થયો. આ પીડા પણ છ મહિના સુધી રહી. આ રીતે મન ધીમે ધીમે દેહભાવની ભૂમિકા-પર આવતું ગયું, અને હું મનુષ્યની સામાન્ય અવસ્થામાં આવી રહ્યો. પરંતુ તે છતાં પણ જરા સરખી તક મળતી તો મન પાછું આંતરિક સમાધિમાં આવી જતું !"

આ અરસામાં મથુરના કુટુંબમાં એક પ્રસંગ બન્યો, જેથી શ્રીરામકૃષ્ણમાં તેની શ્રદ્ધા વધારે ચોંટી. મથુરની સ્ત્રી જગદંબા-દાસીને સંગ્રહણીનો રોગ થયો હતો, અને દાક્તરોએ તેને માટે હાથ ધોઇ નાખ્યા હતા. મથુરનું મન આથી ભારે ઉદ્વેગમાં રહેતું. ગુરુદેવની સલાહ લેવાને તે દક્ષિણેશ્વર દોડી આવ્યો. શ્રીરામકૃષ્ણે તેને પોતાની પડખે બેસાડીને શોકનું કારણ પૂછયું. ડૂસકાં ખાતો મથુર બોલ્યો કે " મારા માથાપર ગંભીર આફત ઝઝૂમી રહી છે, એટલુંજ નહિ પણ મિલ્કતનો વહીવટ બીજાના હાથમાં જતાં, મારાથી આપની સેવા ઉઠાવવાનું પણ અશકય થઇ પડશે." તેની દયામણી સ્થિતિ જોઈ શ્રીરામકૃષ્ણના હૃદયમાં તેની નિષ્કામ સેવાને લીધે બહુ લાગણી થઈ આવી. એટલે તેમણે આવેશમાં કહ્યું કે " ગભરાઈશ નહિ, સ્ત્રી સાજી થશે." આ શબ્દોથી મથુરને નિરાંત

વળી. તે ઘેર ગયો અને જોયું તો દર્દનું જોર એકાએક નરમ પડી જઇ અણીનો પ્રસંગ વીતી ગયો હતો. આ પ્રસંગવિષે વાત નીકળતાં ગુરુદેવ કહેતા કે " તે દિવસથી જગદંબાદાસી ધીમે ધીમે સાજી થતી ચાલી, અને તેનો વ્યાધિ આ (તેમના પોતાના) શરીરમાં પેઠો, જેને પરિણામે ઝાડા વગેરેની ઉપાધિ મારે છ મહિના સુધી વેઠવી પડી." આટલું કહી વળી તેઓ ઉમેરતા કે " ચૌદ ચૌદ વર્ષ સુધી મથુરે મારી સેવાચાકરી ઉઠાવી તે આ શરીરદ્વારા તેનું હિત જગદંબાને કરાવવું હશે તેથી તે ઉઠાવે ને !" તેમને ઝાડાનો મરજ થઇ આવતાં મથુરે દવાદારૂ માટે કવિરાજ ગંગાપ્રસાદ સેનને બોલાવ્યા. હૃદય તો તેમની સારવારમાં ખડે પગેજ રહેતો; રોગની ફરિયાદ છતાં હમેશાં તેમનું મન આનંદ અને શાંતિમાંજ રહેતું. પરમાત્મમહિમાનું સહેજ પણ સૂચન થતાં, શરીર અને જગતના દશ્યપદાર્થ સાથેનો તેમના મનનો સંબંધ સરી પડતો, અને તે પરમાત્મપ્રદેશમાં પહોંચી જતું. આથી તેમને શારીરિક કષ્ટનું ભાન ઓછા પ્રમાણમાં થયું હોય એ સ્વાભાવિક છે; પણ જ્યારે તીવ્ર વેદના ઉપડતી ત્યારે તેમનું મન ઇંદ્રિયપ્રદેશમાં તણાઇ આવ્યા વિના રહેતું નહિ. આ અરસામાં દક્ષિણેશ્વરમાં જૂદા જૂદા વેદાન્તી સાધુઓની ભરતી રહેતી, જેમની સાથે તેઓ તત્ત્વજ્ઞાનની ચર્ચામાં ઉતરતા. રોગગ્રસ્ત થતાં સામાન્ય મનુષ્યની જે દશા થાય છે, એવી દશા જો દર્દના પ્રતાપે તેમની થઇ હોત, તો તેઓ આવી ચર્ચાઓમાં ભાગ લઇ શકયા ન હોત, એ કહેવાની જરૂર નથી.

છ મહિના પછી ધીરે ધીરે શ્રીરામકૃષ્ણ સારા થઇ ગયા, અને તેમનું મન પાર્થિવ તેમજ દિવ્ય પ્રદેશમાં અનુકૂળતાએ વિહરવાની શક્તિ પ્રાપ્ત કરી શકયું હતું. પરમાત્મસાક્ષાત્કારના પરિણામે તેમને કોઇ અજબ વિશાળ દૃષ્ટિ સાંપડી હતી. તેઓ બધા ધર્મોને માન્ય રાખતા, અને પૂર્ણસ્થિતિને પામવામાં જૂદા જૂદા પંથરૂપે એ સર્વ પ્રત્યે માનની દૃષ્ટિએ જોતા. વ્યાધિ મટતાંજ ઇસ્લામી મજહબની સાધનામાં તેઓ પરોવાઇ ગયા હતા, એ હકીકત તેમની વિશાળ દૃષ્ટિના ઉદાહરણરૂપ છે. આ અરસામાં ગોવિંદરાય નામનો માણસ દક્ષિણેશ્વરમાં આવી પહોંચ્યો. તે જન્મે ક્ષત્રિય હતો. ઇસ્લામમાં પ્રચલિત વિશ્વબંધુત્વની ભાવનાથી આકર્ષાઇ તે મુસલમાન થયો હતો. તે

ઇશ્કે હકીકીપર આશક હતો, અને ઘણુંખરૂં સુફીસંપ્રદાયની×
સાધનાઓમાં મચ્યો રહેતો. રાણી રાસમણિની સખાવતમાં સર્વ
કોઇને સ્થાન હતું, એટલે ગોવિંદને દક્ષિણેશ્વરના બાગનું વાતા-
વરણ ગમી ગયું, અને તે ત્યાંજ રહેવા લાગ્યો. તેની ભક્તિથી
શ્રીરામકૃષ્ણની નજર તેનાપર તરતજ પડી. તેઓ તેની શ્રદ્ધા અને
તેના ઇશ્વિરીય પ્રેમને જોઇને તેના તરફ આકર્ષાયા. ઇસ્લામધર્મ
પણ ઇશ્વિરનેજ ઓળખવાનો એક માર્ગ છે, એટલે ખુદા પોતે
એ મજહબના અનુયાયીઓને કેવી રીતે દર્શન દે છે, તેની ખાતરી
કરી જોવાની વૃત્તિ તેમનામાં ધીરે ધીરે સ્ફૂરી આવી, અને તેઓ
ગોવિંદને હાથે દીક્ષા લેવાના નિર્ણયપર આવ્યા.

એક વાર તેમના મનમાં કોઇ પણ વિચાર ખૂંપી જતો કે
તેઓ તેને અમલમાં મૂકવામાં વિલંબ કરતા નહિ. તેમણે પોતાની
ઇચ્છા ગોવિંદને કહી. તે દીક્ષા આપવાને કબૂલ થયો. આ નવીન
ધર્મની સાધનામાં ગુરુદેવે પોતાની લાક્ષણિક તીવ્રતાથી ઝંપલાવ્યું.
આ અરસામાં તેમની મનોવૃત્તિનું વર્ણન તેઓ પોતે આ રીતે
આપે છેઃ "તે વખતે હું અલ્લાહનું નામ લેતો, મુસલમાની ઢબે
પોશાક પહેરતો અને નિયમિત રીતે નમાઝ પઢતો. એ વખતે
બધા હિંદુવિચારોએ મારા મનમાંથી દેશવટો લીધો હતો, એટલે
હું હિંદુદેવતાઓને નમતો નહિ; એટલુંજ નહિ પણ તેમનાં
દર્શને જવાની પણ વૃત્તિ મરી ગઈ હતી. ઇસ્લામના ધ્યેયનો
સાક્ષાત્કાર કરતાં મને ત્રણ દિવસ લાગ્યા હતા." આ સાધનાના
પરિણામરૂપે પ્રથમ તેમને લાંબી દાઢી અને ગંભીર મુખમુદ્રાવાળા
કોઇ તેજસ્વી પુરુષનાં દર્શન થયાં હતાં, અને પછી તેમનું મન
સગુણ બ્રહ્મના સાક્ષાત્કારમાંથી પસાર થતું થતું છેવટે નિર્ગુણ
બ્રહ્મમાં લય પામ્યું હતું.

હૃદય કહેતો કે, આ સાધના દરમિયાન શ્રીરામકૃષ્ણ મુસલ-
માનનો ખોરાક લેવાને આતુર હતા, છતાં મથુરના કાલાવાલાથી
તેમ કરતાં અટકયા હતા. પોતાના ધ્યેયની સિદ્ધિ અર્થે બાળકની
માફક હઠ પકડી બેસવાનો શ્રીરામકૃષ્ણનો સ્વભાવ છે, અને તેઓ
પોતાની ઇચ્છા બર આણ્યા વિના જંપે તેમ નથી, એમ જાણીને
મુસલમાનની દેખરેખ હેઠળ બ્રાહ્મણને હાથે મુસલમાની ઢબની
વિવિધ વાનીઓ તૈયાર કરાવીને ગુરુદેવને ભોજનમાં અપાય

× વેદાન્તની ઊંડી અસરવાળો એ નામનો ઇસ્લામધર્મનો એક ફાંટો.

એવો મથુરે પ્રબંધ કર્યો હતો. ઇસ્લામની સાધના દરમિયાન મંદિરની હદમાં તેમણે પગ પણ નહિ મૂકતાં મંદિરના ચોગાન બહાર આવેલા મથુરના બંગલામાં રહ્યા હતા.

આ બંને ધર્મો વચ્ચે રહેલા મતમતાંતરના વિશાળ ભેદની ખબર ગુરુદેવને પણ હતી, છતાં તેમણે કરેલી ઇસ્લામની સફળ સાધના ઉપરથી આપણે શું એવું અનુમાન ન દોરી શકીએ કે, હાલમાં પ્રચલિત મતભેદો પણ એક દિવસ ભૂંસાઇ જશે અને બંને કોમો પરસ્પર પ્રેમ અને એખલાસથી ભેટશે ?

શ્રીરામકૃષ્ણમાં હજી પણ સંગ્રહણીને લીધે કેટલીક નબળાઈ રહી હતી, એટલે તેઓ હવાફેર માટે પોતાને વતન જાય તો ઠીક એવો વિચાર થયો. મથુરે અને તેની પત્નીએ મુસાફરી માટે જોઇતું દ્રવ્ય આપ્યું, અને ગુરુદેવ પોતાના વતનમાં હોય ત્યાં પણ તેમની સરસંભાળ લેવાતી રહે એવી જોગવાઇ કરી દીધી. ૧૮૬૭ ના મેના અરસામાં શ્રીરામકૃષ્ણ, હૃદય અને ભૈરવી બ્રહ્માણીને સાથે લઇ કામારપુકૂરમાં જવાને ઉપડયા. તેમની વૃદ્ધ માતાને ગંગાતટ છોડી કામારપુકૂર જવું ગમ્યું નહિ, એટલે તેઓ મથુરની સંભાળ નીચે દક્ષિણેશ્વરમાંજ રહ્યાં.

છેલ્લાં આઠ વર્ષથી શ્રીરામકૃષ્ણે કામારપુકૂર દીઠું નહોતું. તેમનાં સગાંવહાલાં અને મિત્રો તેમની પાણીની માફક રાહ જોઇ રહ્યાં હતાં. તેઓ કોઇ કોઇ વાર સ્ત્રીની પેઠે સાડી પહેરે છે, અને હરિ હરિ બોલે છે; કોઇ વાર સંન્યાસીનું જીવન ગાળે છે તો કોઇ વાર મુસલમાન બની અલ્લાહ અલ્લાહ કહેતાં શ્વાસ ખાતા નથી;–એવી એવી વાયકાઓ ઊડતી ઊડતી તેમને કાને આવી હતી. આથી એ ભોળાં ગ્રામવાસીઓ તેમના વિષે ચિંતા કરતાં હતાં; પણ જ્યારે તેમણે શ્રીરામકૃષ્ણને પોતાના ગામમાં આવેલા જોયા, ત્યારે તેમના આનંદનો પાર રહ્યો નહિ. સીધા અને સરળ, મીઠા અને વિનોદી, સત્યવાદી અને ઈશ્વરના નામમાં શરીરભાન ભૂલી જનારા ગદાધર હજીએ એવાજ હતા. અને હવે તેમનામાં કંઇક અધિક પણ હતું. તેમની આસપાસ હવે એવું અસાધારણ આધ્યાત્મિક વાતાવરણ જામી ગયું હતું, કે જેને લીધે જે ને તે તેમની પાસે આવતાં અચકાતું, અને કોઇનાથી કશી દુનિયાદારીની વાત તેમની આગળ થઇ શકતી નહિ. સાથે સાથે તેમની હાજરીના પ્રતાપે અનેકોની માનસિક ચિંતાઓ અને

વ્યથાઓ દૂર થઇ આનંદ અને શાંતિનો લહાવો મળવા લાગ્યો હતો. તેમના સત્સમાગમનો આનંદ લૂંટવાને લોકોનાં ટોળેટોળાં તેમની પાસે આવવા લાગ્યાં; અને મળસ્કાથી તે મોડી રાતસુધી ઉત્સાહી સ્ત્રીપુરુષોની ઠઠ રામેશ્વરના ઘરમાં જામેલી રહેતી.

કામારપુકૂરમાં ગુરુદેવ છ સાત માસ રહ્યા હતા. દક્ષિણેશ્વરમાં તીવ્ર સાધનાઓ સાધ્યા પછી, ભોળાં ગામડીઆંની સુખદુઃખની વાતો સાંભળવામાં તેમને ઠીક રાહત મળતી હતી. જીવનનો ખરો હેતુ એ પુરાણા મિત્રોને સમજાવવાનો, તેમજ નિત્યના કામકાજ વચ્ચે સંયમ અને શરણતાના પાઠો, તેઓ જાણી શકે નહિ એવી કુનેહથી તેમને ગળે ઉતારી દેવાનો પ્રયત્ન તેમણે આદર્યો હતો.

એ લોકોમાં જે કેટલાક આગળ વધેલા આત્મા હતા, તેમને પોતાના આત્મસામર્થ્યની કિંમત સમજતા જોઇ તેઓ આશ્ચર્ય પામ્યા હતા. ગુરુદેવ આ સંબંધમાં નીચેનો પ્રસંગ વર્ણવતાઃ—એક દિવસ જમી રહ્યા પછી પોતે ઓરડામાં બેઠા હતા, એવામાં ગામની કેટલીક સ્ત્રીઓ તેમનાં દર્શને આવી. એ વખતે જે ધર્મચર્ચા ચાલી રહી તે દરમિયાન તેઓ સમાધિમાં આવી ગયા. તેમના જીવનમાં સમાધિનો પ્રસંગ કાંઈ નવો નહોતો, એટલે દર્શને આવેલી સ્ત્રીઓએ પોતપોતામાં એ વાત ચલાવ્યાંજ કરી. છેવટે, તેમનામાંની એક સ્ત્રીએ કહ્યું કે "સાગરનાં માછલીની પેઠે તેઓ હમણાં બ્રહ્મભાવમાં તરી રહ્યા છે. કૃપા કરીને તેમના આનંદમાં ખલેલ ન કરો તો સારૂં" બીજીઓને આ વચનમાં વિશ્વાસ ન પડ્યો, છતાં તેઓ છાની તો રહીજ. ગુરુદેવ જ્યારે પાછા બાહ્યચેતનમાં આવ્યા, ત્યારે બીજીઓએ તેમને એ વિષે પૂછી જોયું. તેઓ બોલ્યા કે "હા, એ બાઇનું કહેવું ઠીક હતું; છતાં મને આશ્ચર્ય એ થાય છે કે, તેને આવી વાતમાં શી ગમ પડી હશે!" શ્રીરામકૃષ્ણપર આ નિર્દોષ ગામલોકોનો પ્રેમ સાચો હતો. ઘણી સ્ત્રીઓ તેમને માટે મિઠાઇ લઇને આવતી. કામગરા લોકો નવરાશનો બધો વખત તેમના સમાગમમાં ગાળતા.

તેમનાં બાળપત્ની શારદાદેવી આ અરસામાં પોતાના બાપને ઘેર જયરામવાટીમાં રહેતાં હતાં. શ્રીરામકૃષ્ણને છેક છેલ્લા તેમણે જોયેલા, ત્યારે તેમની ઉંમર સાત વર્ષની હતી. તેમને તે વખતે પોતાની પરિસ્થિતિનો ખ્યાલ ઓછોજ હતો. જયરામ-

વાટીમાં પોતાના પતિ આવ્યા હતા તે વિષેનો તેમને ફક્ત એકજ કિસ્સો યાદ હતો. શ્રીરામકૃષ્ણના ભાણેજ હૃદયે પોતાને ખોળી કાઢીને પોતાને ચરણે કમળ ચઢાવ્યા વિષેનો એ કિસ્સો હતો. શ્રીરામકૃષ્ણ કામારપુકૂર આવ્યા પછી તે થોડા દિવસમાં ત્યાં આવ્યાં હતાં. ગુરુદેવે આ વાત જાણી, પણ કશું બોલ્યા નહિ. ચૌદ વર્ષની કન્યા આ શારદાદેવી શ્રીરામકૃષ્ણના ભકતોમાં પાછળથી 'માતાજી'ના નામે જાણીતાં થયાં હતાં.

થોડા દિવસમાં તેઓ પોતાના પતિની માનસિક અવસ્થા જાણી ગયાં; એટલે પછી તેમની સેવામાં અને તેમનો ઉપદેશ ઝીલવામાં સદા તત્પર રહેવા લાગ્યાં. તેમનું અંતઃકરણ પવિત્ર હતું એટલે આવા દિવ્ય પુરુષ પોતાને પતિરૂપે મળ્યા છે, એવા વિચારથી તેઓને બહુ આનંદ થતો. ગુરુદેવે પણ એ નવીન શરણાગતની બધી જવાબદારી ઓઢી લઇને તેમને તાલીમ આપવાની શરૂઆત કરી. પ્રસંગોપાત પોતાના ગુરુએ જે વચનો રામકૃષ્ણને કહ્યાં હતાં તેનું હવે તેમને વિશેષ સ્મરણ થયું; પોતાની પત્ની સાથે રહેવા છતાં, જેનો ત્યાગ અને વિવેક કાયમ રહે, તેનેજ બ્રહ્મજ્ઞાનમાં સ્થિર થયેલો જાણવો. પોતાને કસોટીપર ચઢાવવાનો શ્રીરામકૃષ્ણ માટે આ પ્રસંગ હતો. હવે તેમણે પોતાની જાતને તાતી તાવણીમાં ઝબોળી હતી, છતાં તેઓ તેમાંથી વધુ તેજસ્વી થઇને બહાર આવ્યા હતા.

શ્રીરામકૃષ્ણનો એ સ્વભાવ હતો કે એક વાર જે કાર્ય કરવાની પોતાની ફરજ તેઓ સમજતા, તેને તેઓ કાલપર ઠેલતા નહિ કે અધુરૂં મૂકતા નહિ; એટલે તેમણે વ્યાવહારિક તેમજ આધ્યાત્મિક વિષયોનું જે શિક્ષણ પોતાની સ્ત્રીને આપ્યું હતું તે સંગીન હતું. ગૃહવ્યવસ્થા સાચવવામાં, નાણાંનો સદ્વ્યય કરવામાં, અને એ ઉપરાંત કેવળ ઇશ્વરપર આસ્થા રાખી સંજોગોને અધીન વર્તવાનું તેમણે પત્નીને ખાસ સંભાળપૂર્વક શિક્ષણ આપ્યું હતું. ઉપદેશથી અને પોતાના દૃષ્ટાંતદ્વારા અપાયલું આ શિક્ષણ કેટલે અંશે સફળ થયું હતું તે આગળ આપણા જાણવામાં આવશે. હાલ તો એટલુંજ કહેવાનું કે આ સાચા સંતરૂપ પતિએ પવિત્ર અને નિઃસ્વાર્થ પ્રેમનો જે આદર્શ પોતાની સમક્ષ ધર્યો હતો તેથી માતાજી મુગ્ધ થયાં હતાં, અને પતિને ઇષ્ટદેવતરીકે ભજતાં રહી તેમને પગલે ચાલીને પોતાનું ચારિત્ર્ય ખીલવવામાંજ

સંતોષ માનતાં હતાં.

ભૈરવી બ્રહ્માણી પણ રામેશ્વરના કુટુંબમાં હળીમળીને રહેતાં હતાં, અને સૌ કોઇ તેમને માન આપતું હતું. જો કે તેઓ આત્મોન્નતિમાં બહુ આગળ વધેલાં હતાં, છતાં તેમને ધ્યેયની સિદ્ધિ થવી હજી બાકી હતી. તોતાપુરીની દેખરેખ હેઠળ અદ્વૈતની સાધનામાં નહિ પડવાની જે શિખામણ તેમણે ગુરુદેવને આપી હતી, તેનું પણ આજ કારણ હતું. તાંત્રિક ઉપાસકોમાં ઉંચામાં ઉંચી લેખાતી દિવ્ય સાધિકાની કોટીએ પહોંચ્યાંને ક્રોધઇર્ષાદિથી પર થયાં નહોતાં. શ્રીરામકૃષ્ણ બીજા કોઈ ગુરુના સંસર્ગમાં આવે એ તેઓ સાંખી શકતાં નહિ. જે પ્રેમ પ્રેમપાત્રની સ્વતંત્રતાની આડે આવે, તે પ્રેમ સ્વાર્થી હોય છે એની તેમને ગમ નહોતી. સાચો પ્રેમ તો ઉલટો પ્રેમપાત્રનાં બંધનો અને અંતરાયોમાં થઇ પરમ પદને પ્રાપ્ત કરે, એવુંજ ઇચ્છે અને આચરે છે.

ધીમે ધીમે હવે બ્રહ્માણીમાં અહંવૃત્તિ પણ જામતી ચાલી. શ્રીરામકૃષ્ણના આધ્યાત્મિક ગુરુતરીકે તેઓ પોતાને વંદનીય વ્યક્તિતરીકે માનવા લાગ્યાં. પોતાની આજ્ઞાને શિરસાવંદ્ય ગણવી જોઈએ, અને તેમ નહિ કરનાર પાપભાગી બને છે, એવી માન્યતાએ તેમનામાં ઘર કર્યું હતું. શ્રીરામકૃષ્ણ પોતાનાં પત્નીપ્રત્યે જે કર્તવ્ય અદા કરી રહ્યા હતા તે તરફ તેઓ અભાવ દર્શાવવા લાગ્યાં. તેમને એવો ડર રહેતો કે હવે તેમના બ્રહ્મચર્યનો ભંગ થશે; છતાં ગુરુદેવ આગળ તેમની કોઇ દલીલ નહિ ચાલવાથી તેમને બહુ લાગી આવ્યું હતું. આથી કેટલાક વખત સુધી તેમણે શ્રીરામકૃષ્ણની ઉપેક્ષા પણ કરી હતી. તેમની હાજરીમાં આધ્યાત્મિક વિષયની ચર્ચા ચાલતાં જો કોઇ શ્રીરામકૃષ્ણની સલાહ લેવાની ઇચ્છા કરતું, તો તેઓ છેડાઇ પડતાં અને કહેતાં કે "એમાં તેમને પૂછવાની શી જરૂર છે? તેમની આંખો ખોલનાર હું હતી કે બીજું કોઇ?" પ્રસંગોપાત તેઓ ઘરની બીજી સ્ત્રીઓને પણ ઉધડી લેતાં હતાં. આમ છતાં શ્રીરામકૃષ્ણ શાંત રહી તેમને પૂર્વવત્ પૂજ્યબુદ્ધિથી જોતા. તેમની સૂચનાથી માતાજી પણ એમને પોતાની સગી સાસુ જેવું માન આપતાં, પ્રેમભાવે સેવા કરતાં અને તેમની આજ્ઞા નમ્રતાથી માથે ચઢાવતાં.

ગર્વથી બુદ્ધિ બહેર મારી જઇ ડગલે ડગલે ભૂલ થાય છે. સંસ્કારી છતાં પણ બ્રહ્માણીજી વૃત્તિઓપર સંયમ રાખી શકયાં

નહિ અને એક દિવસ તેઓ હૃદય સાથે એવાં લડી પડયાં કે ગુરુદેવનાં સગાંવહાલાં વચમાં પડયાં ત્યારેજ શાંતિ થઈ. પ્રથમ તો બ્રહ્માણીને માનભંગ થવાથી આઘાત પહોંચ્યો ખરો; પણ પાછળથી વિચાર આવતાં તેઓ પોતાની ભૂલ જોઇ શકયાં અને શરમાયાં. પછી ગુરુદેવ પ્રત્યે પોતામાં જે દ્વિધાભાવ થયો હતો, તેમાં પોતાનોજ વાંક છે, એવું જણાતાં તેમને ભારે પશ્ચાતાપ થયો. પછી થોડે દિવસે તેઓ પોતે તૈયાર કરેલાં ચંદન અને પુષ્પમાળ લઇ શ્રીરામકૃષ્ણ પાસે આવ્યાં, અને તેમની પૂજા કરી ક્ષમા માગી, અને કામારપુકૂર છોડી વિદાય થયાં. શ્રીરામકૃષ્ણના પરિચયમાં બ્રહ્માણી છ વર્ષ સુધી રહ્યાં હતાં. તેમના સંસર્ગથી જે પાઠ બ્રહ્માણી શીખી શકયાં હતાં, તેથીજ તેઓ ઉચ્ચ ભૂમિકામાં પ્રવેશ કરી શકયાં હતાં.

કામારપુકૂર હતા, ત્યારે શ્રીરામકૃષ્ણ અવારનવાર સિહોર જતા. સિહોર હૃદયની જન્મભૂમિ હતી. ગુરુદેવને મળવાને અને તેમની સાથે ધર્મચર્ચા કરવાને હૃદય જાણીતા વૈષ્ણવ ભકતોને નોતરતો. તેની માતા હેમાંગીનીદેવી શ્રીરામકૃષ્ણને પોતાના ઇષ્ટદેવ જેવા ગણીને નિયમિત તેમની પૂજા કરતી. એક દિવસે તેણે પોતાનો દેહ કાશીધામમાં છૂટે, એવી ગુરુદેવને પ્રાર્થના કરી. ભાવાવેશમાં તેમણે તેમ થશે, એમ કહ્યું, અને તેનો દેહ કાશીમાંજ પડયો; તથા અંતકાળ લગી તેનું ચેતન જેવું ને તેવું રહ્યું હતું.

કામારપુકૂરમાં રહ્યા પછી ગુરુદેવની શરીરપ્રકૃતિ અસલની માફક ઠેકાણે આવી ગઇ, એટલે તેઓ હૃદય સાથે દક્ષિણેશ્વર પાછા ફર્યા. પાછા ફરતાં બર્દ્વાન નજીક તેમને રેલગાડી પકડવાની હતી, એવામાં તેમની દૃષ્ટિ એક ખેતરમાંના એક પ્રકારના નાના નાના છોડ ઉપર પડી. એ છોડનાં પાન અને પુષ્પ મહાદેવને બહુ વહાલાં ગણાતાં હોવાથી એ પત્રપુષ્પવડે શિવપૂજા કરવાની ઇચ્છા ગુરુદેવને થઈ આવી. તરતજ તેઓ જમીનપર બેસી જઇ પોતાના જ માથા ઉપર પત્રપુષ્પ મૂકીને ધ્યાનમાં જોડાયા અને ધ્યાનમાંથી સમાધિમાં આવ્યા. ગાડી પકડવાનો ખ્યાલ કોરાણે રહ્યો. ગાડીનો વખત થઇ ગયો છે અને ગુરુદેવ તો આ સ્થિતિમાં છે, એવું જોઇ હૃદયે તેમને ઊંચકી લીધા, અને ગાડી ઉપડવા અગાઉ ઝડપથી સ્ટેશને પહોંચી ગયો.



# १८--मथुरने अंतर्दर्शन

"આ સંસારમાં બીજું બધું અસત્ય હોઇ કેવળ શ્રીરામકૃષ્ણજ સત્ય છે"—આ શબ્દોદ્વારા મથુર ગુરુદેવ પ્રત્યેનો પૂજ્યભાવ પ્રકટ કરતો. ધીમે ધીમે શ્રીરામકૃષ્ણને શરણે તે કેવી રીતે આવ્યો અને તેમની સલાહ સૂચના કેવી રીતે લેતો હતો, તે આપણે જોઇ ગયા છીએ. દુર્ગાપૂજાના પ્રસંગે એક વખત ગુરુદેવ તેના જાનબજારવાળા મકાને પધારેલા તે પણ આપણે જાણીએ છીએ. હમેશની પેઠે શ્રીરામકૃષ્ણના સહવાસમાં મથુરે એ પૂજાના ત્રણ દિવસ બહુ આનંદમાં ગાળ્યા હતા. પછી વિજયાદશમીનો દિવસ આવી પહોંચ્યો. તે દિવસે મૂર્તિને ગંગાજીમાં પધરાવવાનો વિધિ થવાનો હતો. મથુરને પાછલા ત્રણ દિવસોમાં ચઢેલો આનંદનશો ઉતર્યો નહોતો. પૂજારીએ કહાવી મોકલ્યું કે માતાને જળશાયિની કરવાનું મુહૂર્ત હવે પાસે આવ્યું છે; માટે માતાનાં છેલ્લી વારનાં દર્શન કરવા પધારો. આ કહેણ સાંભળી મથુરનો આત્મા ખળભળી ઉઠયો. શું જગદંબાને ગંગામાં પધરાવવાનાં! તેમ કરવાની હિંમતજ કેમ ચાલે! તેણે કાંઈજ જવાબ ન આપ્યો, અને સૂમસામ બેસી રહ્યો. પૂજારીએ કહેણપર કહેણ મોકલ્યાં, ત્યારે તેણે કહ્યું કે "મારે જગદંબાને પધરાવી દેવી નથી. હું તેમ નહિ કરવા દઉં. માજીની પૂજા અહીંજ નિયમિત રીતે થતી રહેશે." આ સાંભળી દરેક જણ સ્તબ્ધ બની ગયું. મોટેરાઓએ સમજૂત આપી જોઈ, પણ તેમને નહિ સાંભળતાં મથુરે પોતાનોજ વિચાર પકડી રાખ્યો. આ વધી પડેલી વાત છેવટે તેની સ્ત્રીને કાને પહોંચી. તે બિચારી ગભરાઇ ગઇ, અને પોતાના છેવટના બેલી જેવા શ્રીરામકૃષ્ણ પાસે દોડી. તેણે તેમને સર્વ વાત કહી. ગુરુદેવ મથુરને મળવા આવ્યા. તેમણે જોયું તો તે ઉશ્કેરાયલો હતો, અને ઓરડામાં આંટા મારી રહ્યો હતો. જેવા શ્રીરામકૃષ્ણને જોયા કે તરતજ તે બોલી ઉઠયો કે, "સ્વામીજી! બીજાઓ ગમે તે કહે

પણ માજીની મૂર્તિને હું ગંગાસાં પધરાવવા દેનાર નથી. હું તેમને કહી ચૂકયો છું કે, તેની પૂજા અહીંજ દરરોજ થતી રહેશે. માને ગંગામાં પધરાવીને પછી તેના સિવાય જીવવા જેવું રહે નહિ !" પછી શ્રીરામકૃષ્ણે શાંતિપૂર્વક મથુરની છાતીપર ટકોરા લગાવતાં કહ્યું કે, "હેં એટલાજ ખાતર તને બીક લાગે છે ? પણ તને કહે છે કોણ કે માવિના તારે જીવવાનું છે ? તું તો માત્ર તેની મૂર્તિને ગંગામાં ઝબોળશે, પણ તેથી એ પોતે કયાં જવાની છે ? પુત્રને છોડીને મા કંઈ દૂર રહે ખરી ? છેલ્લા ત્રણ દિવસ સુધી તેણે મૂર્તિદ્વારા તારી લોકદેખાડનીજ પૂજા તારા ઘરમાં સ્વીકારી છે, પણ હવે તારા હૃદયમાં વિશેષ શ્રદ્ધાભક્તિ જાગી છે, તો તે પોતે પણ હવે તારી વધારે નજીક તારા પોતાના હૃદયમાં સદા વસી રહીને તારી પૂજા સ્વીકારશે !"

ગુરુદેવના જાદૂઈ સ્પર્શ સાથે ઉચ્ચારાયલાં આવાં ગર્ભિત વચનોથી મથુરનું મન શાંત પડયું. તેણે મૂર્તિને પધરાવી દેવાની તરતજ રજા આપી દીધી. જ્યાં કશા પણ બાહ્યચિહ્નની જરૂર નથી પડતી એવી ચેતનની દિવ્ય ભૂમિકામાં વિહરવા તરફ આ સાચા સદ્ગુરુ શ્રીરામકૃષ્ણે શિષ્યના આવી રીતે થોડા સ્પર્શ અને શબ્દોવડે મનને વાળી દીધું હતું. દક્ષિણેશ્વરમાં તેમજ બીજે સ્થળે પોતાના જક્કી શિષ્યો સાથે કામ લેતી વખતે ગુરુદેવે ફરી ફરીને પોતાની આ અદ્ભુત શક્તિનો પરિચય કરાવ્યો હતો. કલાકોના કલાકો સુધી કરેલી દલીલોથી જે અસર થાય નહિ; તે આવી રીતે આ મહાપુરુષની અસાધારણ યોગ્યતાને લીધે માત્ર એક સેકંડમાંજ થતી.

ગુરુદેવમાં મથુરની કેવી ઉંડી શ્રદ્ધા હતી તે નીચેનો પ્રસંગ બતાવી આપે છે. પોતાના જાનબજારવાળા મકાનમાં એક વખત મથુર પથારીવશ પડયો હતો. તેને કંઇક પાઠા જેવું દર્દ થયું હતું. શ્રીરામકૃષ્ણને મળવાને તે બહુજ આતુર હતો, એટલે તેમને આવી જવા ખાતર તેણે ઉપરાછાપરી સંદેશા મોકલ્યા. ગુરુદેવ તેની વિનતિ માન્ય રાખીને આવ્યા, અને તેની પથારીની પાસે ઉભા રહ્યા. મહામુશ્કેલીએ મથુર બેઠો થયો, અને તેમની ચરણરજ લેવાનો પ્રયત્ન કર્યો. ગુરુદેવે એ જોઇ કહ્યું કે "એને શું કરશે ? એથી કંઈ પાઠું થોડુંજ મટે એમ છે ?" મથુરે ઉત્તર આપ્યો કે "પાઠાને મટાડવાને તો દાક્તર છેજ, પણ હવે

અંતકાળને સમયે મારા ઉદ્ધારકના આશીર્વાદ પામવાની મને ઇચ્છા છે.” શ્રીરામકૃષ્ણ એકદમ સમાધિમાં આવી ગયા, અને આંસુભીની આંખે મથુરે ગુરુદેવના ચરણ પોતાનું મસ્તક નમાવ્યું. પછી અંતકાળની વાત બાજુ રહી, અને તે ટુંક મુદતમાં સાજો થયો!

શ્રીરામકૃષ્ણના કૃપાકટાક્ષ પામવાનું અહોભાગ્ય કેવળ મથુરનેજ પ્રાપ્ત થયું હતું એમ નહિ, પણ તેનો પુત્ર પણ તેથી વંચિત રહેવા પામ્યો નહોતો. એક દિવસ તેમણે આવેશમાં આવી મથુરને કહ્યું કે “તું જીવશે ત્યાંસુધી હું અહીંજ રહીશ.” મથુર શંકાશીલ થયો. તેને તો શ્રીરામકૃષ્ણના સમાગમનું સુખ પોતાના પુત્ર દ્વારિકાને પણ મળે એવી ઇચ્છા હતી, એટલે તે બોલી ઉઠયો કે “એમ કેમ? બાપજી! આપને તો દ્વારિ પણ પૂજે છે.” ગુરુદેવે કહ્યું કે “તો વારૂ, તે જીવશે ત્યાંસુધી હું દક્ષિણેશ્વરમાં રહીશ.” વાત પણ એવી બની કે, દ્વારિકાનાથના અવસાન પછીજ તેમણે દક્ષિણેશ્વર છોડયું.

જેમ મથુર દરેક બાબતમાં શ્રીરામકૃષ્ણ આગળ પોતાનું અંતર ખોલતો, તેમ સમાધિના પ્રસંગો સિવાય શ્રીરામકૃષ્ણ પણ બધા વિષયોમાં મથુરની સાથે વાટાઘાટ કરતા, અને બાળક જેટલી સરળતાથી તેની સલાહ પૂછતા. આ પ્રમાણે બંને વચ્ચેનો સંબંધ વિશ્વાસયુક્ત અને ઓતરૂપ હતો. સાધના દરમિયાન તેમજ તે પછી પોતાને કોઇ પણ ચીજની જરૂર પડતી તો ગુરુદેવ મથુરને કહેતા. તેઓ પોતાના અસાધારણ અનુભવો વિષે પણ તેને વાત કરતા, અને તેનો અભિપ્રાય જાણવા માગતા. તેઓ એ પણ જોતા કે, મથુરની સંપત્તિ કેવળ સારે માર્ગેજ વપરાય છે. આવી માયાળુતાને લીધે તેમજ સમાધિ ન હોય એવી સામાન્ય અવસ્થામાં તેમની બાલોચિત સરળતા અને પંગુપણાને લીધે તેમણે મથુરનું મન હરી લીધું હતું, અને તેમના રક્ષણનો બધો બોજો પોતાને માથે ખેંચી લીધો હતો. અપરોક્ષ જ્ઞાન અને પરાભક્તિની સાથે બાળક જેવી સરળતા અને નિર્દોષતાનું સંમિશ્રણ તેમનામાં થયેલું હતું, તે સારી રીતે તે સમજી ગયો હતો; તેથી શ્રીરામકૃષ્ણના શરીરની સેવાચાકરી કરવામાં પોતાનું કર્તવ્ય અને અહોભાગ્ય મથુરે માન્યું હતું; અને દયાસિંધુ રામકૃષ્ણદેવ પણ સૂક્ષ્મ અધ્યાત્મદૃષ્ટિએ તેનું હિતાહિત જોતા રહેવાની કાળજી રાખતા હતા. શ્રીરામકૃષ્ણ માટે મથુરનો પ્રેમ તેને અનેક પ્રકારે લાભદાયક થતો. તેમની દિવ્યાવસ્થામાં શ્રીરામકૃષ્ણ તેને વંદનીય વ્યક્તિરૂપ

હતા, તેમની બાલસદૃશ્ય જાગ્રત અવસ્થામાં તે તેમની સેવાનો લાભ ઉઠાવતો; અને આપત્તિ આવી પડતી, ત્યારે મથુર શ્રીરામકૃષ્ણનો આશ્રય લેતો. એક વખત તેણે પોતાના સામાવાળીઆ જમીનદારના માણસો જોડે પોતાના કેટલાક નોકરોને લડી લેવાની રજા આપી હતી, જેને પરિણામે કેટલાકનું મરણ થયું હતું. પોતે કાયદાની ચુંગાલમાં સપડાયો છે એવું જાણીને, મથુર તરતજ શ્રીરામકૃષ્ણ પાસે દોડી આવ્યો અને બધી બાજી ગુરુદેવનાજ હાથમાં હોય તેમ કરગરી પડયો. ગુરુદેવે પ્રથમ તો તેને સારી પેઠે ખંખેરી કાઢતાં કહ્યું કે "લુચ્ચા, વારંવાર તું આમ અયોગ્ય ઉપાધિ વહોરી લે છે, અને પછી મારી પાસે મદદ માગવા આવે છે! એમાં હું શું કરૂં ? જા, તારા કૃત્યનાં પરિણામ ભોગવ!" છતાં, મથુરે આજીજી કરવી ચાલુજ રાખી, એટલે છેવટે તેઓ બોલ્યા કે "તું તારે કરતો હોય તેમ કર. જગદંબાની ઇચ્છા પ્રમાણે બની રહેશે." મથુર વારંટમાંથી છટકી ગયો.

શ્રીરામકૃષ્ણની સંગતિમાં રહેવાથી અને તેમને ભાવસમાધિની દશામાં જોવાથી, મથુરને પોતાને પણ એ આનંદ લૂંટવાનો ઉમળકો થઇ આવ્યો હતો. શ્રીરામકૃષ્ણ ધારે તે ચમત્કાર કરી શકે એવી પણ તેની માન્યતા હતી; તેથી તેણે પોતાને ભાવસમાધિનો અનુભવ કરાવવાની વિનંતિ ગુરુદેવને કરી. શ્રીરામકૃષ્ણે તેને પોતાનો સામાન્ય જવાબ આપ્યો કે "થોભ, થોભ. અવસર આવ્યે અનુભવ આપોઆપ થશે. હાલ તું જે વ્યાવહારિક અને પારમાર્થિક લાભ લઇ રહ્યો છે, એજ તારે માટે ઠીક છે. એક વખત તું એ અવસ્થાને પહોંચી ગયો કે પછી મિલકતના વહીવટમાં જોવાવારો નહિ આવે, અને બધું રફેતફે થઈ જશે." મથુરના માનવામાં આ વાત ન આવી, એટલે આવી બાબતમાં પોતે જે આખરનો ઇલાજ અજમાવતા તેનો અમલ કરતાં તેઓ બોલ્યા કે "હું એ વિષે જગદંબાને કહી જોઇશ. તારે માટે જે હિતાવહ હશે તે પ્રમાણે તે કરશે." એ પછી થોડા દિવસમાં પોતાના જૈનબજારવાળા મકાનમાં મથુરને એક પ્રકારની સમાધિનો અનુભવ થયો, અને પરિણામે પોતાની મિલકતપર નજર રાખી શકાઈ નહિ. તે કોઇ વાર ગાતો, બાહ્યકારણ વિનાજ કોઇ વાર હસતો, કોઇ વાર નાચતો, કોઇ વાર આંસુ સારતો અને કોઈ વાર રડતો. તેનામાં આ ફેરફાર કેમ થયો તેની તેનાં સગાં-

વહાલાંને ખબર પડી નહિ, એટલે કોઇ પ્રકારનો વ્યાધિ થયેલો ધારીને તેમણે વૈદ્યો અને ડૉકટરોને માટે દોડાદોડ કરી મૂકી. તેમની કોઈ પણ દવાની ટીકી ન લાગી. બધાને ગભરાટ છૂટયો. આખરે મથુરે તેમને કહ્યું કે "હું કાંઇ ગાંડોબાંડો થયો નથી. તમે ચિંતા ન કરો, શ્રીરામકૃષ્ણને બોલાવો એટલે બધી બાજી ઠેકાણે આવશે." પછી તેડાવવાથી ગુરુદેવ આવી પહોંચ્યા. આ પ્રસંગને ઉદ્દેશીને તેઓ કહેતા કે "મને તેડાવ્યો. ત્યાં ગયો ને જોયું તો તેની સ્થિતિ વિચિત્ર હતી. તેની આંખો લાલઘુમ હતી, અને ઇશ્વરનું નામ લેતાં તેની આંખોમાંથી ચોધારાં આંસુ રેલાતાં. તેનું શરીર કંપી રહેતું. તે મારા પગે વળગી પડયો, અને પશ્ચાત્તાપ કરતો હોય તેમ બોલ્યો 'બાપુજી ! હું આપની ક્ષમા માગું છું. છેલ્લા ત્રણ દિવસથી મારી આ દશા છે. ગમે તેટલું કરૂં છું, છતાં મારૂં મન કામધંધામાં પરોવાતું નથી. બધી બાબતમાં છબરડો વળી રહ્યો છે. આપનો ભાવ પાછો લેવાની કૃપા કરો, મારે તે નથી જોઇતો.' મેં કહ્યું, કેમ, એ તો તેંજ લીધો હતો ને? તેણે કહ્યું 'એ વાત સાચી, મને આનંદ આવે છે. પણ હું આ ને આ દશામાં રહું તો બધી મિલ્કતની બરબાદી થાય એમ છે. એ અવસ્થા આપનેજ શોભે, મને નહિ. કૃપા કરી તે પાછી લો' હું હસ્યો અને બોલ્યો 'મેં તને પહેલાંથીજ કહ્યું હતું; પણ તેં માન્યું નહિ.' મથુરે જવાબ આપ્યો 'સાચી વાત, પણ એવુંજ થશે. તેની તે વખતે મને કેમ ખબર પડે?' પછી મેં તેની છાતી-પર જગદંબાનું નામ લઇને હાથ ફેરવ્યા, એટલે તે શાંત પડયો."

આધ્યાત્મિક સ્થિતિને જીરવવાની સાચી ભૂખ અને તાકાત સાધકમાં હોવી આવશ્યક છે. વળી તે મનુષ્ય બધી લૌકિક ઇચ્છાઓ-થી મુકત અને પવિત્ર હોવો જોઇએ; નહિતર એ અવસ્થા કાં તો ટકતી નથી, કે કાં તો ભયંકર પ્રત્યાઘાતમાં પરિણમે છે. એ અવસ્થાને યોગ્ય થવા માટે સાધક જેટલી વિશેષ કાળજી અને સાવધાની રાખે તેટલી એ યોગ્યતા તેનામાં વધારે અને વહેલી આવે છે.

શ્રીરામકૃષ્ણ માટે કોઇ કાયમી વ્યવસ્થા કરવાની મથુરને ઇચ્છા થઈ હતી, પણ ગુરુદેવના તીવ્ર ત્યાગને લઇને તે પોતાના ઉદ્દેશમાં ફાવ્યો નહોતો. ગુરુદેવનાં માતા ચંદ્રદેવી દક્ષિણેશ્વરમાં હતાં ત્યારે પણ તેને એ ઉમેદ બર લાવવાનો વિચાર થઈ આવેલો, અને તેણે તેમની ઇચ્છામાં આવે એવું માગી લેવાનો તેમને આગ્રહ કર્યો.

વૃદ્ધ માતાને કશાની ઇચ્છા નહોતી. એટલે તેમણે કહ્યું કે, "ખપ પડશે તો કહીશ. મારે પહેરવાનું પૂરતું છે, અને તેં ઉદરનિર્વાહ માટે પણ સારી જોગવાઇ કરી છે, એટલે મારે બીજી શી ઇચ્છા હોય?" છતાં પણ મથુરે માગી લેવાનો આગ્રહ ચાલુ રાખ્યો. ચંદ્રદેવી ક્ષણભરવિચાર કર્યા પછી બોલ્યાં કે "તો ઠીક, તને કંઇક આપવાનીજ ઇચ્છા છે, તો એક આનાની તમાકુ લાવજે. દાંત સાફ કરવાનું મંજન બનાવવામાં ખપ લાગશે." વૃદ્ધ માતાનો આવો આદર્શ સંતોષ જોઇ મથુરની આંખમાં ઝળઝળિયાં ભરાઇ આવ્યાં. તે તેમને પગે પડયો અને સ્વગત બોલ્યો કે "આવી માતા સિવાય શ્રીરામકૃષ્ણ જેવા મહાપુરુષને બીજું કોણ જન્મ આપી શકે?"

એક વાર શ્રીરામકૃષ્ણે મથુર સાથે બે ભક્તોની મુલાકાત લીધી હતી, જેમાંના એક સુપ્રસિદ્ધ દેવેન્દ્રનાથ ટાગોર હતા. તેઓ કલકત્તાની આદિ બ્રહ્મોસમાજના સ્થાપક હતા. ગુરુદેવે મથુરને કહ્યું કે "મેં સાંભળ્યું છે કે દેવેન્દ્રનાથ ટાગોર ઇશ્વરભક્ત છે. મને તેમને મળવાની ઇચ્છા છે." મથુર અને દેવેન્દ્રનાથ કલકત્તાની હિંદુ કૉલેજ(હાલની પ્રેસિડન્સી કૉલેજ)માં સહાધ્યાયી હતા, એટલે ખાસ નિમંત્રણ સિવાય તેમને ત્યાં જવામાં મથુરને અંતરાય નહોતો. એક દિવસ હૃદયસાથે બધી મંડળી ટાગોરની મુલાકાતે ઉપડી. ત્યાં પહોંચ્યા પછી મથુરે મિત્રને ગુરુદેવની ઓળખ કરાવી અને મિત્રે તેમનો સારી રીતે સત્કાર કર્યો. ટાગોરનાં શારીરિક લક્ષણપરથી તેમની આધ્યાત્મિકતાનું કામ કેટલે અંશે નીકળી શકે એમ છે તેની ખાતરી કરવાને ગુરુદેવે શરીર ખુલ્લું કરવાની વિનંતિ કરતાં ટાગોરે પહેરણ કાઢી નાખ્યું, તો તેમના સુંદર વક્ષસ્થળપર રક્તવર્ણો પ્રકાશ માલૂમ પડી આવ્યો. આ મેળાપનું વર્ણન કરતાં, ગુરુદેવ આગળ ઉપર કહેતા કે "જ્યારે હું તેમને પ્રથમ વાર મળ્યો, ત્યારે તેઓ મને સહેજ અભિમાની હોય એમ લાગ્યું. તેમને લક્ષ્મી, વિદ્યા, માન અને યશ અસાધારણ પ્રમાણમાં વર્યાં હતાં, એટલે સહેજ ગર્વ આવે એ સ્વાભાવિક હતું. આ ભાવ મારા મનમાં હતો એટલે મેં મથુરને સંબોધ્યો કે 'અહંભાવનું મૂળ શું? જ્ઞાન કે અજ્ઞાન? બ્રહ્મસાક્ષાત્કારને વરેલો પુરુષ વિદ્યા, જ્ઞાન કે લક્ષ્મીનો ગર્વ કરી શકે?' હું દેવેન્દ્ર સાથે વાત કરતો હતો, એવામાં એકાએક મને મનુષ્યની આરપાર જોવાની કોઇ વિલક્ષણ અવસ્થા પ્રાપ્ત થઇ. એ અવસ્થા પ્રાપ્ત થતાં વિવેક અને ત્યાગવિહો-

ણા વિદ્વાનો પણ તૃણવત્ ક્ષુદ્ર જણાય છે. મને હસવું આવ્યું. મને લાગ્યું કે દેવેન્દ્ર વ્યવહાર અને પરમાર્થ બંનેનો આનંદ માણી રહ્યા છે. તેમને ઘણાં સંતાન હતાં. બધાં નાનાં હતાં, એટલે મહાન જ્ઞાની હોવા છતાં, તેમને સંસારમાં પણ સમાધાનવૃત્તિ રાખવી પડતી. મેં કહ્યું 'તમે આ યુગના રાજા જનક છો. જનકે વ્યવહાર પણ ખેડયો, અને પરમ ધ્યેય પણ પ્રાપ્ત કર્યું. સંસારી છતાં પણ તમારૂં મન ઇશ્વરમાં રમી રહ્યું છે, એવું સાંભળીને હું તમને મળવા આવ્યો છું. મને ઈશ્વરની કંઈ વાત કહો.' દેવેન્દ્રે વેદોમાંથી કેટલાક મંત્રો બોલી બતાવ્યા. તેમણે કહ્યું કે 'આ જગત દીપવૃક્ષ—ઝુમ્મર જેવું છે. પ્રાણીમાત્ર તેમાં લટકતા ગોળા છે.' પંચવટીમાં ધ્યાન કરતાં મેં પણ એવુંજ દૃશ્ય જોયું હતું. મારા અનુભવ સાથે તેમનું કથન મેળ ખાતું જોઇને તેઓ મહાન પુરુષ છે એવો મેં ક્યાસ કર્યો. પછી અમે ઘણા વખત સુધી વાતો કરી. તેઓ પ્રસન્ન થયા અને તેમના વાર્ષિકોત્સવ પ્રસંગે મને હાજર રહેવાનો આગ્રહ કર્યો. મેં કહ્યું 'એ તો ઈશ્વરની મરજીપર આધાર છે. તમે મારી દશા જુઓ છો. અમુક વખતે મને તે કયી સ્થિતિમાં મૂકશે તેની ખબર નથી.' તેમણે કહ્યું 'એ નહિ ચાલે, આપે આવવુંજ જોઈશે. પણ આપ આવો તો ધોતી પહેરીને અને ચાદર ઓઢીને આવશો. આપ અસભ્ય પહેરવેશમાં આવ્યા છો એવી જો કોઈ ટીકા કરે તો તેથી મને દુઃખ થશે.' મેં કહ્યું 'પણ એ અસંભવિત છે. મારાથી બાબુના જેવો પહેરવેશ નહિ પહેરાય.' આવાં વચન સાંભળીને દેવેન્દ્ર, મથુર અને બીજાઓને હસવું આવ્યું. બીજે દિવસે મથુરપર દેવેન્દ્રનો પત્ર આવ્યો, જેમાં વાર્ષિકોત્સવમાં મને આપવામાં આવેલું નિમંત્રણ પાછું ખેંચી લીધું હતું. શરીરપર કંઇ ઓઢયા સિવાય મારે સભામાં જવું એ શિષ્ટાચારથી વિરુદ્ધ છે એવી દલીલ તેમાં હતી !"

બીજો ભક્ત દીનાનાથ મુખરજી હતો. તે કલકત્તામાં બાઘબજારના લત્તામાં રહેતો હતો. આ મુલાકાત ફોકટ ગઇ, કેમકે મુલાકાતનેજ દિવસે મુખરજીના પુત્રને યજ્ઞોપવીત આપવાનું મુહૂર્ત હતું. મુખરજીનું ઘર નાનું હોઇ તેમાં એ પ્રસંગપર આવેલા મહેમાનોની ઠઠ જામી હતી. આવા સંજોગોમાં શ્રીરામકૃષ્ણ અને તેમની મંડળીની સરભરા કે તેમનું સન્માન મુખરજીથી થઇ શકે એટલી જગ્યા તેમ અવકાશ પણ નહોતો, એટલે સહેજસાજ વાતચીત કરીને શ્રીરામકૃષ્ણ વિદાય થયા.



# ૧૯-તીર્થયાત્રા

મથુરે અને તેની પત્નીએ ઉત્તરહિંદની યાત્રાએ જવાની તૈયારી કરી, અને શ્રીરામકૃષ્ણ સાથે આવે એવી ઇચ્છા દર્શાવી. તેમની તીવ્ર ઇચ્છા જોઇ શ્રીરામકૃષ્ણે સંમતિ આપી. સંઘમાં બધાં મળીને એકસોપચીસ માણસો હતાં, જેમાં હૃદય પણ હતો. એક બીજા વર્ગનો ને ત્રણ ત્રીજા વર્ગના ડબ્બા યાત્રીઓને માટે ઇલાયદા રાખવાની ગોઠવણ થઈ; હાઉરા અને મોગલસરાઇ વચ્ચે ગમે તે સ્ટેશને તેમને છૂટા પાડી શકાય, એવો પણ પ્રબંધ કરવામાં આવ્યો હતો. ૧૮૬૮ ના જાન્યુઆરીની ૨૭ મીએ મંડળીએ પ્રયાણ શરૂ કર્યું. વૈદ્યનાથનાં દર્શન કરવાને થોડા દિવસ સુધી દેવઘરમાં, મંડળીનો પડાવ પડયો. અહીં એક રસિક પ્રસંગ બન્યો. એક દિવસ પાસેના કોઇ ગામમાંથી પસાર થતાં ત્યાંના લોકોની દરિદ્રાવસ્થા જોઇ શ્રીરામકૃષ્ણને ભારે સંતાપ થયો. તેમનાપર તેમને દયા આવી. તેમણે મથુરને કહ્યું કે "તું જગદંબાનો સેવક છે. આ ગરીઓને ખવડાવ અને તેમને એકેકું વસ્ત્ર આપ." પહેલાં તો મથુરે આનાકાની કરતાં કહ્યું કે "આ તીર્થાટનનો ખર્ચ પુષ્કળ થશે, અને આવા લોકો તો ઢગલેઢગલા છે. આપણે તેમને ભોજન અને વસ્ત્રદાન કરવાની પંચાતમાં પડીશું તો માર્ગમાંજ નાણાંકોથળિનું તળિયું આવી જશે. તો હવે આપનો શો મત છે?" છતાં શ્રીરામકૃષ્ણ એકના બે નજ થયા. આવી નરાતાળ કંગાલિયત જોઈને તેમની આંખોમાં આંસુ ભરાઇ આવ્યાં. ભારે સંતાપપૂર્વક તેઓ બોલ્યા કે "ધિક્કાર છે તને! હું કાશી નથી આવતો. આ નિઃસહાય ગામડીઆઓમાંજ મને રહેવાનું વધારે પસંદ છે." રીસાયલા બાળકની પેઠે મથુરનો સાથ છોડીને તેઓ ગરીબ ગ્રામવાસીઓની વચમાં જઇ બેસી ગયા. તેમનું આવું અસામાન્ય દયામય વર્તન જોઈને મથુરે તરતજ વહેંચવાને કાપડની ગાંસડીઓ કલકત્તેથી મંગાવી, અને તેમને જમાડયા પણ ખરા. આથી શ્રીરામકૃષ્ણ પ્રસન્ન થયા અને કાશી જવાને ઉપડયા.

અહીં કેદારઘાટ પાસે મથુરે બે મકાન ભાડે રાખ્યાં હતાં,

અને તે કાશીમાં પૂરદમામથી રહેતો હતો. તે બહાર નીકળતો ત્યારે તેના લાલપીળા ડગલાવાળા નોકરો છત્રચામરાદિ રાજ-ચિહ્નો લઇને સાથે જતા. શ્રીરામકૃષ્ણ ચાલી શકતા નહિ; એટલે તેમને માટે પાલખીની ગોઠવણ રહેતી. એક દિવસ મથુર શ્રીરામકૃષ્ણ સાથે કાશીના કોઇ જમીનદારને મળવા ગયો હતો. કુદરતી રીતે તેના ઓરડામાં એવાં માણુસો બેઠાં હતાં કે જેમનાં વાતો દુનિયાદારીને લગતીજ ચાલ્યાજ કરી. શ્રીરામકૃષ્ણને એ જોઇ દુઃખ થયું અને તેમણે જગદંબાને ફરિયાદ ગુજારી કે "મા! તેં મને અહીં ક્યાં લાવી મૂક્યો છે? હું દક્ષિણેશ્વરમાં બહુ સુખી હતો. ત્યાં હું કેવળ આત્મવિષયક વાતોજ કરતો, પણ અહીંના લોકો તો પ્રપંચનીજ વાતોના રસિયા છે."

શ્રીરામકૃષ્ણ હૃદયને સાથે લઈ દરરોજ વિશ્વનાથનાં દર્શને જતા. તેઓ રસ્તામાં તેમજ શિવસાન્નિધ્યમાં ભાવસમાધિમાં આવી જતા. કહેવાય છે કે, કેદારનાથના મંદિરમાં તેમને જે ભાવસમાધિ થઈ હતી તે સૌથી શ્રેષ્ઠ હતી.

તેઓ કાશીના વિખ્યાત સાધુઓને મળવા ગયા હતા. મથુર-ની સાથે તેમણે નાનકપંથીઓના મઠની મુલાકાત લીધી, અને તેમની ભારે ભક્તિ જોઇ તેઓ પ્રસન્ન થયા હતા. બીજે દિવસે તેઓ ત્રૈલિંગ સ્વામીને મળવા ગયા. એ અરસામાં સ્વામીજી મૌનવ્રત પાળતા. ઈશારાથી સ્વામીએ તેમને આસન લેવાનું કહ્યું અને સત્કારના ચિહ્નતરીકે તેમને પોતાની તપખીરની દાબડી ધરી. આ મુલાકાતના સંબંધમાં ગુરુદેવ પાછળથી કહેતા કે "સ્વા-મીજી જાણે વિશ્વનાથનો અવતાર હોય એવું મને લાગ્યું હતું. તેમની ચરણરજથી કાશીપુરી પવિત્ર બની હતી. તેઓ પરમ ચેતનાવસ્થામાંજ વિહરતા. તેમને શરીરનો રજ પણ ખ્યાલ નહોતો. તાપથી બળતી રેતીમાં તેઓ પડી રહેતા, છતાં તેમની પ્રસન્નતા ઓછી નહોતી. ઈશ્વર એક છે કે અનેક, એવું મેં તેમને ઇશારાથી પૂછ્યું હતું. સમાધિદશામાં જોતાં તે એક છે, પણ 'જગતના કાચના યંત્ર'થી તેને જોઇએ તો તે અનેક છે, એવો ખુલાસો નિશાનીઓ-દ્વારા તેમણે આપ્યો હતો. તેમને બતાવીને મેં હૃદયને કહ્યું હતું કે 'સાચા પરમહંસની સ્થિતિ આવી હોય છે.'" તે વારે મણિ-કર્ણિકા નજીકમાં ત્રૈલિંગ સ્વામી એક સ્નાનઘાટ બંધાવતા હતા. શ્રીરામકૃષ્ણના કહેવાથી હૃદયે એ ઘાટની થોડી માટી ખોદી કાઢી

હતી, જે જોઇ સ્વામીજી બહુ પ્રસન્ન થયા હતા. એક દિવસ ગુરુદેવે તેમને મથુરને મુકામે તેડીને તેમનું ભારે સ્વાગત કર્યું હતું.

શ્રીરામકૃષ્ણે કાશીમાં એક અદ્ભુત દશ્ય જોયું હતું, જેની કહાણી તેઓ અવારનવાર કહ્યા કરતા. ગંગાતટે આવેલાં મંદિરોનાં દર્શન કરવાને મથુર તેમને હોડીમાં લઇ જતો હતો. અમુક દિવસે હોડી મણિકર્ણિકા આગળથી પસાર થઇ રહી હતી. અહીં ધૂમાડાના ગોટેગોટ વચ્ચે અનેક મુડદાં બળી રહ્યાં હતાં. ગુરુદેવે આ દશ્ય જોયું કે તરતજ તેઓ ઉન્માદમાં આવી ગયા, અને હોડીની કિનાર ભણી દોડતાં દોડતાં સમાધિમાં આવી ગયા! ભોમિયાતરીકે પૂજારી સાથે હતો. તે અને માછીઓ તેમને નદીમાં પડતાં બચાવી લેવાને આગળ ધસી આવ્યા; પણ તેમને કશુંજ કરવું પડયું નહિ–તેઓ ત્યાંના ત્યાંજ સ્તબ્ધ થઈ ઉભા રહ્યા. તેમની મુખમુદ્રાપર દિવ્ય સ્મિત રમી રહ્યું, અને તેમને પડતા બચાવી લેવાની તૈયારીમાં મથુર અને હૃદય તેમની પડખે ખડેપગે તૈયાર રહ્યા. આમ કેટલીક મિનિટ વીતી ગઇ, અને ગુરુદેવ જાગ્રત અવસ્થામાં આવવા લાગ્યા. પછી જેની ખાતર તેઓ આવ્યા હતા તે ધાર્મિક વિધિ આટોપી લઇને તેઓ પાછા ફર્યા.

કાશીમાં આશરે અઠવાડિયું રહ્યા પછી બધી મંડળી અલ્હાબાદ આવી. અહીં સૌએ ગંગાજમનાના સંગમતીર્થમાં સ્નાન કર્યું. એ સ્થળના માહાત્મ્યનો ખ્યાલ કરીને મથુરે અને બીજાઓએ મુંડન કરાવ્યું. પોતાને તેમ કરાવવાની જરૂર નથી, એવું જણાવીને શ્રીરામકૃષ્ણે તેના વિના ચલાવી લીધું. ત્રણ દિવસ બાદ મંડળી કાશી પાછી ફરી.

પખવાડિયાના અંતે મથુર અને તેની મંડળી વૃંદાવન ગઇ. નિધુવન નજીક એક મકાન રોકવામાં આવ્યું હતું. કાશીની જેમ, મથુર અહીં પણ પૂરદમામથી રહેતો હતો. શ્રીકૃષ્ણનાં અનેક મધુર સંસ્મરણોથી ભરપૂર આ પવિત્ર સ્થળમાં શ્રીરામકૃષ્ણ પણ પૂરેપૂરા તાનમાં આવી ગયા હતા. જે જે જોવા જેવાં સ્થળો હતાં તે બધાં તેમણે લાક્ષણિક આવેશથી જોયાં. અહીં પોતાને જે અનુભવો થયા હતા તેમાંના કેટલાકનું વર્ણન તેમણે આ પ્રમાણે કર્યું છે:–"બાંકેબિહારીનાં દર્શનથી મને ભાવાવેશ થઇ આવ્યો હતો, અને હું તેમને ભેટવાને દોડયો હતો. ગોવિંદજીના દર્શનથી મને એટલી અસર ન થઇ. કાલીયદમન ઘાટને જોતાંજ હું ઉન્માદા-

વસ્થામાં આવી જતો, અને હૃદય મને બાળકની પેઠે સ્નાન કરાવતો. સાંજે હું જમનાના રેતીકાંઠે ફરતો હતો. અહીં બદરીવૃક્ષોની નીચે નાનાં ઘાસનાં ઝુંપડાં હતાં. એક સાંજે ગાયોનાં ધણ ચરીને આવતાં મારા જોવામાં આવ્યાં. ગોવાળના બાળકો તેમની પૂંઠળ ચાલ્યા આવતા હતા. તેઓ જમના પાર કરી રહ્યાં હતાં. આ દૃશ્ય જોઇને મને શ્રીકૃષ્ણની સ્મૃતિ થઈ, 'કૃષ્ણ ક્યાં છે રે કૃષ્ણ ક્યાં છે' એમ ભાવાવેશમાં ગાંડાની માફક લવતો લવતો હું દોડવા લાગ્યો. મને શ્યામકુંડ અને રાધાકુંડ* જોવાની ઈચ્છા હતી. હું પાલખીમાં બેસી તે જોવા ગયો હતો. છેટું ઘણું હોવાથી સાથે નાસ્તાપાણીની જોગવાઇ પણ રાખી હતી. ગોવર્ધનની ટેકરી જોવાને હું ઉતરી પડયો. એને જોતાંજ હું ઉન્મત્ત બની ગયો, અને તેની ટોચ પર દોડી જઇ સમાધિસ્થ સ્થિતિમાં ઉભોજ રહ્યો. એ જગ્યાના વતનીઓ મને સમાધિમાંથી જગાડી બાહ્યચેતનમાં લાવ્યા ત્યારેજ મારી સમાધિ છૂટી. શ્યામકુંડ અને રાધાકુંડને રસ્તે પુરાણી વનભૂમિ, વૃક્ષો, પંખીઓ અને હરિણોને જોઇ પ્રાચીન સંસ્મરણો તાજાં થઈ આવ્યાં, અને મારૂં હૈયું નાચી રહ્યું. મારી આંખોમાંથી આંસુ વહેવા લાગ્યાં. પહેરેલું વસ્ત્ર પણ ભીંજાઇ ગયું. મને વિચાર આવ્યો કે 'ઓ કૃષ્ણ! તારા સ્પર્શથી પાવન બનેલી પ્રત્યેક ચીજ અહીં છે. ખામી માત્ર એકજ છે કે, હું તને જોતો નથી!' હું પાલખીમાં હતો, પણ મને ઉંચકનાર ભોઇઓને તે થોભાવવાનું પણ કહી શક્યો નહિ. મારે મોઢે જાણે દાટોજ દેવાઈ ગયો હતો. હૃદય મારી પાછળ આવતો હતો. તેણે મને આચકા ન આવે એવી રીતે લઈ જવાની ઉંચકનારાઓને સૂચના કરી હતી. શ્યામકુંડ અને રાધાકુંડ આગળ મેં જોયું કે નાની નાની ઘાસની મઢુલીઓ બાંધી કેટલાક સાધુઓ ત્યાં વસતા હતા, અને બહારના લોકો પર પોતાની દૃષ્ટિ પડે નહિ એ હેતુથી મઢુલીનાં દ્વાર તરફ પીઠ રાખી ધ્યાનભજનાદિ કરતા હતા."

વૃંદાવનમાં તેમણે ગંગામાતાની મુલાકાત લીધી હતી. ગંગામાતા વૈષ્ણવ ભક્ત હતાં, અને તેમના મહાન આત્માનુભવ માટે જાણીતાં હતાં. જનતાને દિવ્ય પ્રેમનો પાઠ શીખવનારતરીકે તેમને લોકો બહુ માન આપતા. તેઓની ઉંમર આશરે સાઠેકની હતી. રાધિકાજીની જન્મભૂમિ બર્શાણામાં તેમણે પોતાના જીવન-

* આ બંને કુંડ મથુરાથી કેટલાક માઇલ દૂર આવેલા છે.

નો ઝાઝો ભાગ ગાળ્યો હતો. શ્રીરામકૃષ્ણને જોતાંજ તેમની મહત્તા તેઓ સમજી ગયાં, અને તેમનાં દર્શન થવાથી પોતાની જાતને કૃતકૃત્ય માની. તેમની પવિત્રતા અને ભક્તિ જોઇ શ્રીરામકૃષ્ણ પણ બહુ પ્રસન્ન થયા હતા. તેમના વિષે શ્રીરામકૃષ્ણે જે કહ્યું હતું તે અમે અહીં આપીએ છીએ: “ગંગામાઇ મારી બહુ સંભાળ લેતાં હતાં. તેઓ અતિ વૃદ્ધ હતાં અને નિધુવન પાસે એક ઝુંપડામાં એકલાંજ રહેતાં. સમાધિમાં બાહ્યભાન વગરની મારી સ્થિતિ જોઈને તેઓ વારંવાર કહેતાં કે ‘ખરેખર, આ કોઇ અદ્ભુત મહાપુરુષ છે!’ તેઓ મને ‘દુલાલી’* કહીને સંબોધતાં. તેમની સાથે હોઉં, ત્યારે મને ખાવાપીવાનું કે મુકામે જવાનું પણ ભાન રહેતું નહિ. કોઇ કોઇ દિવસ મારે માટે ભોજન પણ તેમની ઝુંપડીએ હૃદય લાવતો. ગંગામાઈ પણ મારે માટે જુદી જુદી વાનીઓ તૈયાર કરતાં. તેમને જે વારંવાર સમાધિ આવતી, તે જોવાને લોકોનાં ટોળેટોળાં વળતાં. તેમને છોડવાનું મને મનજ નહોતું થતું; એટલે મેં ત્યાંજ રહેવાનો પ્રબંધ કર્યો હતો. હું રાંધેલો ભાત ખાતો. ઝુંપડીને એક છેડે ગંગામાઇ સૂઈ રહેતાં અને હું બીજે છેડે સૂઈ જતો. દરેકે દરેક વ્યવસ્થા ગોઠવાઇ ગઇ હતી. આ જોઈ હૃદયે પ્રશ્ન કર્યો કે ‘આપની હોજરી નાજુક છે. અહીં આપની સંભાળ કોણ લેશે?’ ગંગામાઇ બોલ્યાં કે ‘એમ કેમ? હું તેમની સંભાળ રાખીશ.’ આમ બંને વચ્ચે ખેંચાતાણ ચાલી રહી: એક બાજુએ હૃદય અને બીજી બાજુએ ગંગામાઇ. આ જોઇ કાલીમંદિરના નોબતખાનાવાળા ઓરડામાં એકલાં રહેતાં મારી વૃદ્ધ માતાનું મને સ્મરણ થયું. મને વિચાર આવ્યો કે ‘હું વૃંદાવનમાં રહું તો પછી તેની કોણ સંભાળ લેશે?’ આવા વિચારથી મારો નિશ્ચય દૃઢ થયો. મેં કહ્યું ‘નહિ, હું જઇશજ.” આ પરમ ભક્ત ગંગામાતાની ભારે પ્રશંસા શ્રીરામકૃષ્ણે હૃદયને મોઢે કરી હતી.

વૃંદાવનમાં શ્રીરામકૃષ્ણે એક પખવાડિયા સુધી વૈષ્ણવનો સ્વાંગ રાખ્યો હતો. તેઓ મથુરા ગયા ત્યારે ધ્રુવઘાટનાં દર્શન થતાંજ પોતાના હાથમાં બાળક કૃષ્ણને ઉંચકીને જમનાજી પાર કરી રહેલા વસુદેવનું દૃશ્ય તેમણે ભાવસમાધિમાં જોયું હતું.

વૃંદાવનમાં આશરે પખવાડિયું રહ્યા પછી મથુરના સંઘ સાથે શ્રીરામકૃષ્ણ કાશી પાછા ફર્યા. કાશીમાં તેમને પોતાનાં

---

* રાધાજીનું લાડકું નામ

તાંત્રિક ગુરુ ભૈરવી બ્રહ્માણીનો મેળાપ થયો હતો. તેઓ કોઇ બીજાં પવિત્રાત્મા વૃદ્ધા જોડે એક ઘાટપર રહેતાં હતાં. શ્રીરામકૃષ્ણ કેટલીક વાર તેમને મળવા ગયા હતા, અને તેમના સાથીની ભક્તિ જોઇ પ્રસન્ન થયા હતા. ગુરુદેવે બ્રહ્માણીને અંતકાળ સુધી કાશીમાંજ વસવાની સલાહ આપી હતી. આ પછી તેમનું અવસાન ટુંક વખતમાં થયું હતું.

કાશીમાં હતા ત્યારે શ્રીરામકૃષ્ણને વીણાનું સંગીત સાંભળવાની ભારે હહે લાગી હતી. સદ્‌ભાગ્યે મદનપુરાના લત્તામાં મહેશચંદ્ર સરકાર નામનો વીણાનો ઉસ્તાદ રહેતો હતો. શિષ્ટાચારને તિલાંજલિ આપી ગુરુદેવ તેને ઘેર પહોંચી ગયા, અને તેને વીણા સંભળાવવાની વિનતિ કરી, જે મહેશચંદ્રે ખુશીથી કબૂલ રાખી. વીણાના પ્રથમ સૂર તેમના કાનપર પડયા ન પડયા ત્યાં તો શ્રીરામકૃષ્ણ સમાધિમાં આવી ગયા. તેઓ અર્ધચેતનાવસ્થામાં આવ્યા, એટલે જગદંબાને અરજ કરવા લાગ્યા કે "મા! મારૂં ચેતન હરી ન લે. મારે વીણાવાદનનો આનંદ લેવો છે." આ પછી તેઓ ચેતનમાંજ રહ્યા હતા, અને વીણાનો આનંદ લઇ શકયા હતા. વીણા વાગવા માંડતાં પોતે પણ કોઈ કોઇ વાર સૂર પૂરતા. આમ ત્રણેક કલાક ચાલ્યું. પછી નાસ્તાપાણી જેવું કરીને તેઓ ઘેર પાછા ફર્યા. આ પ્રસંગ પછી મહેશ મથુરના મુકામે ગુરુદેવનાં દર્શને દરરોજ આવતો હતો.

વિશ્વનાથની મહાપૂજા જોવાની ખાતર કાશીમાં મથુર બે મહિના સુધી રહ્યો હતો. ત્યાંથી પાછા ફરતાં તેને ગયા જવાનુ મન હતું; પણ શ્રીરામકૃષ્ણે સાથે આવવાની ના પાડી, એટલે એ ક્રમ પડતો મૂકાયો. તેઓ પોતાને જગદંબાના હથિયારતરીકે ગણતા. અને તેના કાર્ય અર્થે જગતમાં પોતાનું શરીર રાખવું કે નહિ, એ સંબંધમાં તેનીજ ઇચ્છાને શિરસાવંદ્ય ગણતા. આ સંજોગોમાં બધી મંડળીને બારોબાર કલકત્તેજ પાછું ફરવું પડયું.

ગુરુદેવ વૃંદાવનની પવિત્ર રજ સાથે લાવ્યા હતા. તેમાંથી થોડી તેમણે પંચવટીમાં વેરી, અને બાકીની જે નાની ખોલીમાં પોતે સાધના કરી હતી ત્યાં દાટી દીધી. તેઓ બોલ્યા કે "હવે આ સ્થળ વૃંદાવન જેટલુંજ પવિત્ર છે." યાત્રાએથી પાછા ફર્યા પછી થોડાજ દિવસમાં ગુરુદેવની વિનંતિથી મથુરે વૈષ્ણવોનો મોટો સંઘ જમાડયો હતો અને તેમને દક્ષિણા આપી હતી.



# २०–हृदय, राम अने अक्षय

આપણે જોઈ ગયા છીએ કે, હૃદય શ્રીરામકૃષ્ણનો તેમની સાધનાની શરૂઆતથીજ સેવક બની રહ્યો હતો. તે વ્યવહારપ્રેમી માણસ હતો. લાગણીનો અંશ તેના હૃદયમાં નજીવો હતો. પોતાના નાના કુટુંબ માટે સુખસગવડનાં સાધન મેળવવાં એજ તેના જીવનનું ધ્યેય હતું. શ્રીરામકૃષ્ણ સાથેના સતત પરિચયને લીધે તેના મનમાં ઉચ્ચ વિચાર આવતા ખરા, પણ ટકી રહેતા નહિ. મોજમજા ઉડાવવાનો પ્રસંગ મળતો તો હૃદય તેની પાછળ ગાંડો ગાંડો બનતો. આને પરિણામે દક્ષિણેશ્વરમાં જે યાદગાર વર્ષો તેણે ગાળ્યાં હતાં તે દરમિયાન તેની નજર આગળ શ્રીરામકૃષ્ણ જે જે અનુભવોમાંથી પસાર થયા હતા, તેમાંથી કાંઇ પણ લાભ તે ઉઠાવી શકયો નહિ. તેનામાં વ્યાવહારિક બુદ્ધિ, હિંમત, અને ડહાપણ ઠીક ખીલ્યાં હતાં. આગળ જ્યારે પોતાનું કુટુંબજીવન થાળે પડશે, અને ઉંમર વધતાં ભોગવિલાસની ઇચ્છા શમી જશે, ત્યારે ધાર્મિક જીવન ગાળવાનો સમય પુષ્કળ મળી રહેશે, એવું તે માનતો. આ અરસામાં તેની પત્નીનું અવસાન થયું, એટલે તેના જીવને પલટો ખાધો. તે પણ ગુરુદેવની પેઠે વસ્ત્ર અને ઉપવીતનો ત્યાગ કરી ભગવતીનું ધ્યાન ધરવા લાગ્યો. શ્રીરામકૃષ્ણની સેવા કરી છે એટલે તેમને કહેવાથી પોતાની યોગ્યતા થોડીક મને આપશે, એમ સમજીને ગુરુદેવને તેણે વાત કરી. ગુરુદેવે તેની આંતરિક યોગ્યતા પ્રમાણે સલાહ આપી, પણ તે તેને ગમી નહિ. એટલે ગુરુદેવ છેવટે બોલ્યા કે "ઠીક, જગદંબાની ઇચ્છા પ્રમાણે થશે; મારી ઇચ્છા ઓછીજ કામ લાગે એમ છે! મને પણ તેણેજ ક્રમે ક્રમે આગળ દોરવ્યો છે. મરજી હોય તો તું પણ તેમ કરજે." પછી હૃદયે કેટલાક પ્રયત્ન કર્યા; પણ આંતરિક યોગ્યતા મેળવ્યા વિના માત્ર બાહ્ય સાધનાથી શું વળે? રામકૃષ્ણે વખતો વખત એ વિષે પણ તેને સૂચના કરી હતી; હૃદયે પોતાને ઘેર દુર્ગાપૂજાનો

સમારંભ ઉજવવા માંડયો. વળી તેમાં મથુર પાસે સહાયતા અપાવી; પણ છેવટે તો તેણે પાછું ઉપવીત ધારણ કરી લગ્ન પણ કર્યું, અને ફરી પાછો કાલીની પૂજામાં અને મામાની સેવામાં જોડાયો.

વાચકને વિદિત હશે કે, શ્રીરામકૃષ્ણને અક્ષય નામનો એક ભત્રીજો હતો. તેમના ભાઇ રામકુમારનો એકનો એક પુત્ર તેજ આ અક્ષય. કુટુંબમાં તે સૌનો માનીતો હતો. તેના પર શ્રીરામકૃષ્ણનો પણ સારો પ્રેમ હતો. તેઓ જ્યારે કામારપુકૂર રહેતા ત્યારે તેને વારંવાર ઉંચકીને ફરતા. વર્ષના વધવા સાથે અક્ષય સ્વરૂપવાન બાળક બનતો ગયો; પણ તેના પિતાને કોઇએ એવી આગાહી ભાખી હતી કે તે ઝાઝું જીવશે નહિ. આને લીધે તેના પ્રત્યે પ્રીતિ જામે નહિ એવા હેતુથી તેને તે કદી તેડતા નહિ કે લાડ લડાવતા નહિ. શ્રીરામકૃષ્ણે કામારપુકૂર છોડયું અને દક્ષિણેશ્વરમાં સાધના કરી, ત્યારે અક્ષય બાલ્યાવસ્થામાં હતો. દક્ષિણેશ્વરના વિષ્ણુમંદિરના પૂજારીની જગ્યા હળધારીએ છોડી, ત્યારે સત્તર વર્ષની ઉંમરે અક્ષય તેની જગ્યાએ દાખલ થયો હતો. તેના બાળપણથીજ શ્રીરામપર તેને બહુ ભક્તિભાવ હતો, અને તેમની સેવામાં કલાકોના કલાકો ગાળતો. દક્ષિણેશ્વરમાં આવ્યાથી તે હમેશાં પ્રફુલ્લ રહેતો અને રાધા-ગોવિંદની પૂજા કરતાં કોઇ કોઈ વાર એવો ભાવાવેશમાં આવી જતો કે, દર્શને આવેલા બીજા લોકો ઉભા હોય તેનું પણ તેને ભાન રહેતું નહિ. શિવપૂજામાં તેમજ ભાગવતપારાયણમાં પણ તે ઘણો વખત ગાળતો. વર્ષો સુધી તેનો આવો ક્રમ નિયમિત ચાલ્યા કર્યો હતો. કેટલીક વાર તે એટલો બધો શ્રમ લેતો કે તેના ગળામાંથી અને તાળવેથી લોહી પડતું. તેની અટળ શ્રદ્ધા અને ભક્તિભાવને લીધેજ શ્રીરામકૃષ્ણની તેના પર વિશેષ કૃપા ઉતરી હતી.

૧૮૬૯માં તેના લગ્ન પછી તરત અક્ષય ગંભીર બિમારીમાં સપડાયો હતો. દક્ષિણેશ્વર પાછા આવ્યા પછી વળી તેણે બીજો ઉથલો ખાધો. કેસ ગંભીર નથી એવો દાક્તરોનો મત છતાં, જ્યારે પ્રથમ ત્રણ ચાર દિવસોમાં તાવ ઓછો થવાનાં ચિહ્ન જણાયાં નહિ, ત્યારે ગુરુદેવે હૃદયને કહ્યું કે "દાક્તરો ભૂલ્યા છે. આ તો કાળજ્વર છે. તમારૂં મન રાજી કરવા ખાતર સારા દાકતરોની સલાહ લો, પણ છોકરો બચશે નહિ." હૃદયે કહ્યું કે "ન કરે નારાયણ પણ મામા! તમે આવા અપશુકનિ-

યાળ શબ્દો કેમ બોલો છો ?" શ્રીરામકૃષ્ણે સરળપણે ઉત્તર આપ્યો કે "હું એ શબ્દો ઇચ્છાપૂર્વક નથી બોલતો. એ તો મને જગદંબા બોલાવે છે. અક્ષય મરી જાય એમ હું ઇચ્છું છું એવું તું ધારે છે ? હૃદય ગભરાયો. એ છોકરો ઉગરે એ માટે તેણે ઘણા ઉપાય અજમાવ્યા; પણ માંદગી ધીરે ધીરે વધતી ચાલી. અંતઘડી આવી પહોંચી એટલે શ્રીરામકૃષ્ણ અક્ષયની પથારી પાસે ગયા, અને તેને રામનામનો ઉચ્ચાર કરવાની સૂચના કરી. અક્ષયે રામનામ ત્રણ વાર ઉચ્ચારીને પ્રાણ છોડયા. આ પ્રસંગ વિષે તેઓ કહેતા કે "અક્ષય મારી આંખો આગળ મૂઓ હતો. તત્કાળમાં તો તેના મૃત્યુથી મને કશી અસર ન થઈ. હું તો પડખે ઉભોજ રહ્યો હતો અને મનુષ્ય કેવી રીતે મરે છે એ જોયા કર્યું હતું. મ્યાનમાંથી તલવાર ખેંચાય એવો એ તમાસો હતો. મને એ દૃશ્યથી આનંદ થયો. હું હસ્યો, ગાવા લાગ્યો અને નાચ્યો પણ ખરો. લોકોએ શરીરને ઉપાડી જઇ અગ્નિદાહ દીધો; પણ બીજે દિવસે જયારે હું ત્યાં (પોતાના ઓરડાના અગ્નિકોણની ઓસરી બતાવીને) ઉભો હતો, ત્યારે ભીના રૂમાલની જેમ મારા હૃદયને કોઇ નિચોવી રહ્યું હોય એવી વેદના અક્ષયના મોતને લીધે મેં અનુભવી હતી. હું અચંબો પામ્યો. મેં ધાર્યું કે જગદંબા મને એ દ્વારા કંઇક પાઠ શીખવતી હશે. શરીર સાથે તો મને ઓછીજ લેવાદેવા હતી. જેને ભત્રીજાતરીકે ઓળખતો હતો તેની સાથે તો તેથી પણ ઓછી; પણ તેના વિયોગથી મને જો આટલો શોક થયો હતો, તો અંતરનાં સગાંના વિયોગને લીધે ગૃહસ્થાશ્રમીઓને તો કેટલો બધો શોક થતો હશે !"





# ૨૧--મથુરનું મૃત્યુ

કલકત્તામાં કોલ્લુતોલ્લામાં કાલીનાથ દત્તના મકાનમાં વૈષ્ણવ સંપ્રદાયના કેટલાક ભક્તો મળીને સંકીર્તન કરતા હતા. અહીં તેઓ પોતાના ઇષ્ટદેવ શ્રીચૈતન્ય માટે ફૂલહારથી શણગારેલી એક બેઠક રાખતા અને તેને "શ્રીચૈતન્યની બેઠક"ના નામે ઓળખતા. એ મંડળના નિમંત્રણથી શ્રીરામકૃષ્ણ હૃદય સાથે એક દિવસ ત્યાં ગયા. ભાગવતમાંથી કંઇક પારાયણ ચાલી રહ્યું હતું. બધા ધ્યાનથી સાંભળી રહ્યા હતા, એવામાં શ્રીરામકૃષ્ણે ઓરડામાં પ્રવેશ કર્યો, અને ધીમેથી પોતાની બેઠક લીધી. આત્માને હચમચાવી મૂકે એવા શ્લોકોનું પારાયણ થતાં, ગુરુદેવ ભાવાવેશમાં આવી ગયા. તેમણે દોડીને શ્રીચૈતન્યની બેઠક લીધી, અને નિશ્ચેષ્ટ સમાધિમાં ડૂબ્યા. શ્રીચૈતન્યની છબીમાં જોઇએ છીએ તેમ તેમના હાથ ઉંચા થયા, અને તેમના હોઠપર નિર્મળ હાસ્ય રમી રહ્યું. તેમને સમાધિમાં લીન થયેલા જોઇને, ભક્તો વિશેષ મુગ્ધ થયા. વક્તા અને શ્રોતા સર્વની આંખો શ્રીરામકૃષ્ણ પર ઠરી રહી. આ દેખીતા અવિવેકી કૃત્ય તરફ ચુસ્તમાં ચુસ્ત ધર્માભિમાનીની એક પણ શબ્દ બોલવાની હિંમત ચાલી નહિ. આનંદાવેશમાં આવી જઈ સર્વ કોઈ હરિનામની ગર્જના કરવા લાગ્યા, અને સંકીર્તન શરૂ થયું. શ્રીરામકૃષ્ણના આંતરમનપર સંગીતનો પ્રભાવ પડયો, અને તેઓ ધીરે ધીરે જાગ્રત અવસ્થામાં આવી સહજ-સુલભ આવેશથી સંકીર્તનમાં સામેલ થયા. કવચિત્ તેઓ પૂર્ણ તાલબદ્ધ નૃત્ય કરતા તો કદી દિવ્યાવેશમાં સ્તબ્ધ થઇ જતા. થોડા વખત પછી હરિનામના જયઘોષ વચ્ચે સંકીર્તન સમાપ્ત થયું, અને શ્રીરામકૃષ્ણ દક્ષિણેશ્વર પાછા ફર્યા.

તેમના પાછા ફર્યા પછી ભક્તોના મનમાં એક પ્રકારની અશાંતિ ઉપજી. કેટલાકે શ્રીરામકૃષ્ણના કૃત્યની ટીકા કરી, તો કેટલાકે તેનું સમર્થન કર્યું. થોડો વખત પરસ્પર વાગ્યુદ્ધ ચાલ્યું,

પણ નિકાલ ન આવ્યો. આ વખતે બર્દ્વાન જીલ્લાના કલના ગામમાં ભગવાનદાસ બાબાજી નામના એક વૈષ્ણવ સાધુ રહેતા હતા. તેમની આધ્યાત્મિકતાને લીધે આખા બંગાલમાં તેમની ભારે પ્રતિષ્ઠા હતી. તેમનું વય એંશી વર્ષનું હતું. દૂર દૂરથી આવી ભકતો તેમના ચરણમાં પડતા, અને ગહન અધ્યાત્મ વિષે તેમના વિચારો જાણી લેતા. કોલ્લુતોલ્લાની ભજનમંડળીએ ઉપલા પ્રસંગ- વિષે તેમનો અભિપ્રાય પૂછયો. શ્રીચૈતન્યદેવની પવિત્ર બેઠક એક અજ્ઞાત મનુષ્યે અભડાવેલી સાંભળતાં ભગવાનદાસનો મિજાજ ગયો, અને ફરી એવું ન બને તેમ કરવા સૂચવ્યું. કહેવાની જરૂર નથી કે, શ્રીરામકૃષ્ણને કાને આમાંની કશી હકીકત પહોંચી નહોતી.

આ બનાવ પછી ૧૮૭૦માં શ્રીરામકૃષ્ણ, મથુર અને હૃદય સાથે શ્રીચૈતન્યની જન્મભૂમિ નદિયા જવાને નૌકામાં ઉપડયા. રસ્તામાં ભગવાનદાસ બાબાજીનાં દર્શન નિમિત્તે તેઓ કલના ઉતર્યા. સવારમાં પહોંચતાંજ, મથુર ઉતારાના બંદોબસ્તમાં ગુંથાયો અને શ્રીરામકૃષ્ણ હૃદય સાથે બાબાજીની મુલાકાતે ગયા. પ્રતિષ્ઠિત અપરિચિત મનુષ્યો આગળ ગુરુદેવ બાળકની પેઠે શરમાળ બની જતા. આ વખતે પણ એમજ બન્યું. તેમણે હૃદયને આગળ મોકલ્યો, અને પોતે ચાદર ઓઢી તેની પાછળ થોડે દૂર આલ્યા. કોઈ મહાન સંત પધારેલા હોવા જોઈએ એવી અગમચેતી બાબાજીને કયારની થઇ ચૂકી હતી, અને તે વાત તેમણે બીજાને પણ કહી હતી. હૃદય આવ્યા પછી તેમણે કોઇ વૈષ્ણવે કરેલા અપકૃત્ય સંબંધી વાત આગળ ચલાવી, અને તેને સંપ્રદાયમાંથી દૂર કરવાની આજ્ઞા કરી. આ વખતે "મારા મામા, જે કેવળ હરિ- નામસ્મરણથીજ ભાવાવેશમાં આવી જાય છે તેઓ આપનાં દર્શને પધારે છે" એ શબ્દો હૃદયે પ્રણામ કરીને કહ્યા કે તરતજ શ્રીરામકૃષ્ણે ઓરડામાં પ્રવેશ કર્યો, અને બાબાજીને નમન કરી એક બાજુએ બેઠા. ચાદર ઓઢેલી હોવાથી તેમનો ચહેરો દેખાતો નહિ. બાબાજીએ શ્રીરામકૃષ્ણનાં નમન ઝીલ્યાં, અને તેઓ કયાં રહે છે વગેરે થોડી વાતચીત કરી. ભગવાનદાસને માળા ફેરવતા જોઈ હૃદયે પૂછયું કે "ભગવન! આપને માળા ફેરવવાનું શું પ્રયોજન? આપ તો સાક્ષાત્કાર પામેલા પુરુષ છો." બાબાજીએ કહ્યું કે "મને ભલે એની જરૂર ન હોય, બીજાઓ ધડો લે તેથી હું ફેરવું છું. એમ ન કરૂં તો બીજા મારૂં અનુકરણ કરીને વંઠી જાય."

શ્રીરામકૃષ્ણથી આ વચન સહન થઇ શક્યાં નહિ. જગદંબા-પર બાળક જેવી દૃઢ આસ્થા રાખનાર આ મહાપુરુષનો ત્યાગ એટલો ઉત્કટ અને સ્વાભાવિક હતો કે તેઓ આત્મશ્લાઘા કરતાજ નહિ, અને બીજાઓને જ્યારે આત્મશ્લાઘા જેવું કંઇ પણ કરતાં તેઓ જોતા, ત્યારે પણ તેમને દુઃખ થતું. સામાન્ય વાતચીતમાં પોતાની જાતને માટે 'હું' શબ્દનો પણ ભાગ્યેજ તેઓ ઉપયોગ કરતા. જ્યારે જ્યારે તેવું બોલવાનો પ્રસંગ આવતો ત્યારે ત્યારે હરિના દાસતરીકેજ તેઓ પોતાની જાતને સંબોધતા. આથી ભગવાનદાસના આપવડાઇથી છલકાતા શબ્દો સાંભળીને તેમને ચીડ ચઢી. તરતજ તેઓ ઉભા થઈ જઈ બોલ્યા કે "આવી રીતે બોલવાની હિંમત કરનાર તમે કોણ? પોતાને ગુરુતરીકે માનો છો કે? તમે કોઇ માણસનો સમાજથી બહિષ્કાર કરનારા કે? વાહ, સ્વેચ્છાએ ધાર્મિક ક્રિયા કરો પણ ખરા, ને તજી પણ દો! મનુષ્યોને ઉપદેશ કરનાર તમે કોણ? જગન્નિયંતા જ્યાંસુધી તમને તેમ કરવા દે નહિ, ત્યાંસુધી જગતને ઉપદેશ કરવાની તમારી લેશ પણ તાકાત નથી." ઓઢેલી ચાદર તેમના શરીરેથી સરી પડી, પહેરેલું વસ્ત્ર પણ નીકળી પડયું અને તેમના મુખારવિંદપર પ્રકાશ ઝળકી રહ્યો. બોલવાનું પૂરૂં થયું કે તરતજ તેઓ ભાવાવેશથી સમાધિમાં લીન થયા! મંત્રમુગ્ધ બની બધા તેમની દિવ્ય કાન્તિ જોઇ રહ્યા, અને એક પણ શબ્દ બોલવાની કોઇની હિંમત ન રહી. હરહમેશ માનનીય શબ્દોનાં સંબોધનોથી ટેવાયલા બાબાજી તો આ પ્રખર વાક્પ્રહારોથી સ્તબ્ધજ બની ગયા, છતાં જે અમોઘ પ્રભાવથી એ શબ્દો ઉચ્ચારાયા હતા તે, તીરની પેઠે તેમના હૃદયમાં સોંસરા ઊતરી ગયા. પોતે ભૂલ કરી છે એ તેઓ જોઇ શક્યા. પોતે પ્રભુના દીન કિંકર સિવાય કાંઈજ નથી, તેના હાથમાં કેવળ રમકડુંજ છે, એ વાતનું તેમને ભાન થયું. સામો ક્રોધ ન કરતાં તેમણે ગુરુદેવને શાંતિપૂર્વક નખશિખ નિહાળ્યા, અને તેમનું આત્મગૌરવ જોઇ પ્રસન્ન થયા. આ પછી જે વાતચીત થઈ તેમાં વચમાં વચમાં જેમ જેમ શ્રીરામકૃષ્ણ સમાધિસ્થ થતા ગયા, તેમ તેમ તેમના વિષે બાબાજીનો અભિપ્રાય દૃઢ થતો ગયો. છેવટે જ્યારે તેમની જાણમાં આવ્યું કે, કોલ્લુતોલ્લામાં શ્રીચૈતન્યની પવિત્ર બેઠકને શોભાવનાર પુરુષ તો આજ છે, ત્યારે તેમને કરેલી ટીકા બદલ પશ્ચાત્તાપ થયો

અને ક્ષમા માગી. મથુરને શ્રીરામકૃષ્ણે આ સમગ્ર વૃત્તાંત કહી સંભળાવ્યો, અને સાથે સાથે બાબાજીનાં વખાણ પણ કર્યાં. મથુર પણ બાબાજીને મળવા ગયો, અને આશ્રમને માટે ભોજન-નિમિત્તે દ્રવ્યદાન કરી આવ્યો.

કલ્નાથી મંડળી નદિયા જવા ઉપડી. જેમ જેમ ગામની પાસેના રેતાળ કિનારાની બાજુએથી નૌકા પસાર થવા લાગી, તેમ તેમ શ્રીરામકૃષ્ણ ભાવાવેશમાં શરીરભાન ભૂલતા ગયા, અને તે એટલે સુધી કે તેઓ ગંગામાં રખે પડી જશે એ ડરથી હૃદયને મજબૂત રીતે પકડી રાખવા પડયા. વિચિત્ર વાત એ છે કે, આધ્યાત્મિક લક્ષણોથી ભરપૂર ખુદ નદિયા ગામમાં, એક પછી એક મંદિરોની મુલાકાત લેવા છતાં, તેમનામાં ભાવસંચય બિલકુલ થયો નહિ. નદિયામાં આત્મવિભૂતિની ઉણપ જોઇ તેઓ ખિન્ન થયા. આમ તેમ ફરી રહ્યા પછી તેઓ નૌકા પાસે આવ્યા, અને કિનારાથી થોડે દૂર ઉભા રહ્યા. અહીં તેમની દૃષ્ટિ સમક્ષ એકાએક કોઈ દિવ્ય દૃશ્ય ખડું થયું. આ પ્રસંગને સંબોધી તેઓ કહેતા કે "કંચનરસ સમાન દેદીપ્યમાન અને તેજમાળાથી વિભૂષિત થયેલાં મસ્તકોવાળા બે બાળકો,* ઉંચા હાથ કરીને આકાશમાર્ગેથી મારી તરફ હસતા હસતા દોડી આવ્યા. મેં બૂમ પાડી કે 'આવ્યા, આવ્યા'. નિમિષમાત્રમાં તેઓ આવી લાગ્યા. આ (પોતાના) શરીરમાં તેમણે પ્રવેશ કર્યો અને હું બેભાન થઇ ઢળી પડયો. હૃદય મને પકડી ન રાખત તો હું ગંગામાં ડૂબ્યો હોત."

શ્રીરામકૃષ્ણને મથુરનો પ્રથમ મેળાપ થયાને હવે સોળ વર્ષ વીતી ગયાં હતાં. આ વખતદરમિયાન તેના મનમાં અજબ પલટો થયો હતો. ૧૮૭૧ના જુલાઇમાં મથુર એકાએક ઝેરી તાવથી પટકાઇ પડયો. ગુરુદેવ પોતે તેની ખબર લેવાને જતા નહિ, પણ હૃદયને દરરોજ મોકલતા. અંતકાળ પાસે જણાતાં મથુરને કાલીઘાટ લઈ જવામાં આવ્યો. તે દિવસે ગુરુદેવે હૃદયને મોકલ્યો નહિ, પણ તેઓ ઉંડી સમાધિમાં બે ત્રણ કલાકસુધી રહ્યા. તેમનું ખોળિયું દક્ષિણેશ્વરમાં રહ્યું, પણ તેમનો અંતરાત્મા ભક્તનો અંતસમય સાચવવા તેની પાસે પહોંચી ગયો હતો. પાંચ વાગ્યા પછી શ્રીરામકૃષ્ણ જાગ્રત અવસ્થામાં આવ્યા, અને હૃદયને કહ્યું કે "જો, મથુરનો આત્મા દિવ્યલોકમાં સિધાવ્યો છે!" હૃદય મૌન રહ્યો. મોડી રાતે

* શ્રી ચૈતન્ય અને નિત્યાનંદ.

સમાચાર આવ્યા કે મથુર સાંજે પાંચ વાગ્યે મરણ પામ્યા હતા.

મથુરના અજબ વ્યકિતત્વ વિષે, તેમજ ગુરુદેવ સાથે તેના નિકટ પરિચય વિષે ગુરુદેવને મુખે વૃત્તાંત સાંભળી, એક દિવસ કોઇ ભકતે તેમને કુતૂહલ બુદ્ધિથી સવાલ કર્યો કે "દેવ! કહો તો ખરા, મૃત્યુ પછી તેની શી દશા થઈ હશે? શું ફરી તેને અવતાર લેવો પડશે?" ગુરુદેવે ઉત્તર વાળ્યો કે "તેણે કદાચ કોઇ રાજકુમારતરીકે જન્મ ધારણ કર્યો છે. તેનો જીવ અમનચમન માટે તલસતો હતો."

મથુરના અવસાનથી શ્રીરામકૃષ્ણના મહત્ત્વપૂર્ણ પ્રસંગોનો વિશેષ પરિચય ધરાવનાર વ્યક્તિની ખોટ પડી. જગદંબાના પ્રેમ-પાત્ર શ્રીરામકૃષ્ણની સંભાળ લેવી એજ મથુરનો જીવનમંત્ર બની રહ્યો હતો; અને એમાં તે કેવો ઉત્તીર્ણ થયો હતો એ પણ આપણે જોઇ ગયા છીએ. તેના સ્વર્ગવાસથી શ્રીરામકૃષ્ણના જીવને નવીન ઝોક ખાધો, અને વાચકોને જેનો સત્વર પરિચય કરાવીશું એવું નવીન ભકતમંડળ રંગભૂમિપર આવ્યું.





# ૨૨—દક્ષિણેશ્વરમાં માતાજી શારદામણિદેવી

શ્રીરામકૃષ્ણના રક્ષણ હેઠળ કામારપુકૂરમાં માતાજીને આપણે છેલ્લાં જોયાં હતાં. ત્યાંથી શ્રીરામકૃષ્ણ દક્ષિણેશ્વર પાછા ફર્યા, ત્યારે દુનિયામાં સુખીમાં સુખી બાળા પોતેજ છે એવા ભાવથી તેઓ પોતાને પિયર ગયાં હતાં. આ આંતરિક આનંદના પરિણામે તેમના ચારિત્ર્યે જબરો પલટો ખાધો હતો. નમ્રતા અને આધ્યાત્મિકતા તેમનામાં વધારે ને વધારે ખીલવા લાગ્યાં. તેઓ પરોપકારની મૂર્તિરૂપ બની રહ્યાં. ગુરુદેવને મળવાની અને તેમની સમીપમાં વસવાની તેમને તીવ્ર ઇચ્છા હતી, છતાં યોગ્ય સમયે તેઓ પોતેજ તેમને બોલાવી લેશે એવા વિચારથી તેઓ આશ્વાસન મેળવતાં, અને જયરામવાટીમાં રહેતાં હતાં.

ચાર વર્ષ વીતી ગયાં. હવે તેઓ અઢાર વર્ષની યુવાન બાળા થયાં હતાં. પોતાના સંત પતિને ચક્રમ્ ગણીને પોતાના ગામના લોકો ટાઢા પહોરની ગપો હાંકતા. ચક્રમની પત્નીતરીકે તેમની કેટલીક સખીઓ પણ તેમના તરફ દયાની દૃષ્ટિથી જોતી. ધીરજથી આ બધું તેઓ સહન કરતાં. ક્વચિત્ ક્વચિત્ તેમનું હૃદય પોચું પડતું અને વિચાર આવતા કે "તેઓ ચક્રમ હોવાની વાત ખરી હશે ? કામારપુકૂરમાં મેં જેવા તેમને જોયેલા એવા તેઓ હવે નહિ રહ્યા હશે ? પરંતુ તેઓ ચક્રમ્ બની ગયા હોય તો પણ મારે તેમનાથી દૂર રહેવું હવે કેમ પાલવે?"

પછી ડોલપૂર્ણિમાના ઉત્સવપર ગંગાના સ્નાન માટે તેમનાં કેટલાંક સગાં જનાર હતાં તેમની સાથે કલકત્તા જવાનો તેમણે નિશ્ચય કર્યો. તેમના પિતાને કાને વાત નાખતાં તેઓ પણ તેમની સાથે જવાની ત્રેવડ કરવા લાગ્યા. આગગાડી મળે નહિ, એટલે એંશી માઈલનું અંતર પગપાળા ગયા સિવાય છૂટકો નહોતો.

ब्रह्मचारिणी शारदामणि देवी



શ્રી રામકૃષ્ણ પરમહંસદેવનાં ધર્મપત્ની

મુકરર દિવસે પ્રયાણ શરૂ થયું. તેઓ ચાલ ચાલ કરતાં, અને આજુબાજુ હરિયાળી વનસ્પતિનાં સુંદર દશ્યો જોઈ પ્રયાણનું કષ્ટ કંઈક હળવું કરતાં. બે કે ત્રણ દિવસ સુધી બધું ઠીક ઠીક ચાલ્યું. પછી શારદાદેવીનું મન ભંગ થાય એવો એક પ્રસંગ બન્યો. તેમને જોરમાં તાવ આવ્યો, જેને લીધે તેમની મુસાફરી અટકી પડી. આથી તેમને ધર્મશાળામાં રોકાવું પડયું.

બીજી સવારે રામચંદ્રે જોયું કે પુત્રીને તાવ ઉતર્યો છે એટલે મુસાફરી શરૂ કરી. આગળ જતાં એક પાલખી મળી ગઇ. પછી એ પિતાપુત્રી દક્ષિણેશ્વર પહોંચ્યાં. (માર્ચ ૧૮૭૨) અને ત્યાં ગુરુદેવે પોતાનાં વૃદ્ધ માતાના નિવાસસ્થાનમાં રહેવાની સગવડ શારદામણિને કરી આપી.

થોડા દિવસ દક્ષિણેશ્વરમાં રહ્યા પછી શારદામણિદેવીને જણાયું કે, શ્રીરામકૃષ્ણ તો એના એજ છે, એટલે તેમણે દક્ષિણેશ્વરમાં રહી શ્રીરામકૃષ્ણ અને તેમનાં માતાની સેવાચાકરી કરવાનો સંકલ્પ કર્યો. અને તેમના પિતા પોતાને વતન પાછા ફર્યા.

શ્રીરામકૃષ્ણે પોતાની પત્નીને હવે શિક્ષણ આપવા માંડયું. કામારપુકુરમાંજ શિક્ષણ આપવાનું શ્રીરામકૃષ્ણે શરૂ કર્યું હતું; પણ પછી દક્ષિણેશ્વર આવવું થવાથી એ કાર્ય અટકી પડયું હતું. હવે એ કાર્ય પાછું જારી થયું. તેમના શિક્ષણમાં ગૃહવ્યવસ્થાથી માંડી પરમપદ સુધીના અનેક વિષયો સમાઇ જતા હતા.

શારદાદેવીને તેમણે એક મહાન પાઠ આ વખતે એ ભણાવ્યો હતો કે "દરેક બાળકને જેમ 'ચાંદામામા' પ્રિય છે, તેમ પ્રત્યેક વ્યક્તિને પ્રભુ પ્રિય છે. તેને જે જે સ્મરે છે તે તે સર્વને તે દર્શન આપવા કૃપા કરે છે. તું પણ જો સાચા ભાવથી સ્મરશે તો જરૂર તેને પામશે."

માતાજીના આવ્યા પછી કેટલાક માસ પછી શ્રીરામકૃષ્ણના મનમાં એક વિચિત્ર ઇચ્છા થઈ, જેને તેમણે વિના વિલંબે તૃપ્ત કરી. ૧૮૭૨ ના મે માસમાં પૂર્ણિમાનો દિવસ હતો. એ પૂર્ણિમાની રાત્રિ કાલીના પૂજનમાટે ઉત્તમ મનાતી હતી. શ્રીરામકૃષ્ણે પૂજા માટે પોતાના ઓરડામાં બધી તજવીજ કરી મૂકી હતી અને માતાજીને પણ હાજર રાખ્યાં હતાં. ઓરડામાં માતાજી રાત્રિના નવ વાગ્યે પહોંચ્યાં. શ્રીરામકૃષ્ણ પૂજારીના સ્થાને ગોઠવાયા. કેટલીક પ્રારંભિક વિધિ કર્યા બાદ તેમણે માતાજીને બોલાવ્યાં, અને

કાલીને માટે નિર્માણ કરેલા સ્થાનપર તેમને બેસાડયાં. ભક્તિભાવથી આ બધો વિધિ જોતાં જોતાં શારદાદેવી અર્ધજાગ્રત અવસ્થામાં હતાં. એક સહાયકની મદદથી દેવીને સ્થાને પધારેલાં માતાજીની શ્રીરામકૃષ્ણે યથાવિધિ પૂજા કરી. વિધિદરમિયાન માતાજી સમાધિસ્થ થયાં. ગુરુદેવ પણ મંત્રોચ્ચાર સમાપ્ત થતાં સમાધિદશામાં લીન થયા. આમ કલાકો વીતી ગયા પછી મધરાતે ગુરુદેવ કંઇક ઉત્થાન દશામાં આવ્યા. ઉચિત મંત્ર ભણીને તેમણે જપમાળાસહિત માતાજીને પ્રણામ કર્યા.

ગુરુદેવની પ્રાણપ્રદ સંગતમાં આનંદતાં માતાજી દક્ષિણેશ્વરમાં રહેવા લાગ્યાં. આ સુખી દિવસોનાં તેમનાં સંભારણું આ રહ્યાંઃ–"તેમને ભિન્ન ભિન્ન અવસ્થાઓમાં જોતાં મારો આત્મા જે અજબ ખુમારી અનુભવતો તેનું વર્ણન શબ્દોમાં થઇ શકે તેમ નથી. દિવ્યાવેશમાં આવતાં તેઓ કવચિત્ ગૂઢ વિષયો-પરત્વે પ્રવચન કરતા, કવચિત હસતા, કવચિત્ રડતા અને વળી પાછા સમાધિલીન થઈ બેભાન જેવા બની જતા! આમ આખી રાત વીતી જતી. તેઓ દિવ્ય આવિર્ભાવથી એટલા તો ભરપૂર રહેતા હતા કે હું ભયની મારી કંપી ઉઠતી, અને રાત્રિ કેમ કરી વીતશે એનાજ વિચારો આવતા. તે વખતે મને સમાધિ એ શું હશે તેની કશી ખબર નહોતી. એક દિવસ મેં જોયું કે, તેમની સમાધિ કેમે કરી તૂટતી નથી, એટલે ભયથી બહાવરી બની મારાથી રડી દેવાયું. મેં હૃદયને બોલાવ્યો. તે આવ્યો. તેમના કાનમાં તે થોડો વખત હરિનામ બોલ્યો, અને એ રીતે તેમને જાગ્રત અવસ્થામાં પાછા લાવ્યો. પછી ગુરુદેવે જાણ્યું કે મને બીક લાગે છે એટલે તેમણે પોતેજ મને જુદી જુદી જાતની સમાધિ વખતે અમુક અમુક હરિનામનો અગર બીજાં ચિહ્નનો જણાય ત્યારે અમુક અમુક મંત્રોનો ઉચ્ચાર કરવાનું શીખવી દીધું. આ પછી મને બીક ઓછી લાગતી. કારણકે કહેલી રીતો હું અજમાવતી એટલે તેઓ જાગ્રત અવસ્થામાં આવી જતા. મહિનાઓ સુધી આમ ચાલ્યું. પછી એક દિવસ જ્યારે તેમના જાણવામાં આવ્યું કે પોતે ગમે તે વખતે સમાધિમાં પડી જશે એવા વિચારથી હું બધી રાત ઉજાગરો વેઠું છું, એટલે તેમણે મને ટકોરખાનાવાળા ઓરડામાં સૂવા જવાને કહ્યું." તેઓ કહેતાં કે, તે દિવસોમાં ગુરુદેવે તેમને દરેકે દરેક

ચીજની તાલીમ આપી હતી. દીવાની વાટ કેમ સંકોરવી, જૂદા જૂદા સ્વભાવવાળા કુટુંબીજનો પ્રત્યે કેમ વર્તવું, કોઈને ત્યાં મળવા જવું તો કેમ બોલવુંચાલવું—એવી એવી વ્યવહારની વાતોથી માંડીને તે ઠેઠ પ્રાર્થના, હરિનામસ્મરણ, ધ્યાન અને સમાધિ સુધીનો સમાવેશ થતો.”

એક દિવસ ગુરુદેવનાં ચરણ તળાંસતાં શારદાદેવીએ પ્રશ્ન કર્યો કે “ આપ મારા વિષે શું ધારો છો ? ” તરતજ ઉત્તર મળ્યો કે “ જે માતા મંદિરમાં પૂજાય છે તે માતાએ આ શરીરને જન્મ આપ્યો છે, અને તેજ ટકોરખાનાવાળા ઓરડામાં હમણાં વસી રહેલ છે, અને તેજ અત્યારે મારી પગચંપી કરતી બેઠી છે. ખરેખર, હું તને હમેશાં જગદંબાની પ્રતિમાના ભાવથી જોઉં છું.” એક દિવસ પત્નીને પોતાની પડખે સૂતેલી જોઇ શ્રીરામકૃષ્ણ બોલ્યા કે “ અહીં સ્ત્રીનું શરીર પડયું છે, પણ તેમાં જેને રસ છૂટે છે તે શરીરપિંજરમાં પૂરાયેલા પશુ-સમાન હોઇને ઇશ્વરનો સાક્ષાત્કાર કરી શકતો નથી. હે મન ! ખુલ્લું કહી દે કે, તું શરીર માટે તલસે છે કે ઇશ્વર માટે ? જો શરીર માટે તલસતું હોય તો તે આ રહ્યું.” તેમનું વિશુદ્ધ મન આ પ્રશ્નનો વિચાર કરવા જતાં સમાધિમાં ડૂબ્યું, તે આખી રાત પહોંચી. બીજી સવારે કાનમાં હરિનામ બોલીને તેમને જાગ્રત કરવામાં આવ્યા તે પણ મહામુસીબતે. આ રીતે મહિનાઓ વીતી જવા છતાં આ દૈવી દંપતીનાં મન એક વાર પણ ક્ષુદ્ર વાસનાને સ્પર્શી શકયાં નહિ. બંનેનાં મન અનંત પરમાત્મદેવ તરફ રહ્યા કરતાં, તેથીજ આ પ્રમાણે થવું સંભવિત ગણી શકાય. શ્રીરામ-કૃષ્ણે શારદાદેવીને ખુલ્લી રીતે ધન્યવાદ આપ્યો હતો. તેઓ કહેતા કે “ લગ્ન પછી જગદંબાને મારી આતુર પ્રાર્થના એ હતી કે, તે શારદામણિદેવીના મનમાંથી કામવાસનાનો સમૂળો ક્ષય કરે. આ વખતે હું તેના સમાગમમાં આવ્યો ત્યારેજ મેં જાણ્યું કે, મારી એ પ્રાર્થના જગદંબાએ મંજુર રાખી હતી.”

વર્ષ કે તેથી વધારે વીત્યા પછી, પોતાના મનમાંથી શરીર-ભાવ કેવળ ગલિત થઇ ગયો છે એવું જ્યારે શ્રીરામકૃષ્ણને લાગ્યું, અને સાથે સાથે શારદાદેવીની કોઇક વાર જગદંબારૂપે તો કોઇક વાર બ્રહ્મરૂપે પોતે સતત પ્રતીતિ કરી શકયા છે એવી જ્યારે તેમની ખાતરી થઇ, ત્યારે તેઓ સમજ્યા કે જગદં-

બાએજ પોતાને કસોટીમાંથી સફળ રીતે પાર ઉતાર્યા છે; અને પોતાનું મન, કશા પણ પ્રયત્ન વિના ઉચ્ચ અધ્યાત્મભૂમિકામાં નિશ્ચળ રહી શકયું છે એ પણ કેવળ તેનીજ કૃપાથી થયું છે. હવે જગદંબાના કૃપાપ્રસાદથી પોતે પોતાની સાધનાની સિદ્ધિએ પહોંચી ગયા છે, એમ તેઓ માનવા લાગ્યા; અને જગદંબાનાં ચરણકમળમાં તેમનું મન સ્વાભાવિક રીતેજ એવું ઓતપ્રોત રહેવા લાગ્યું કે જગદંબાની ઇચ્છાવિરુદ્ધનો એક પણ ભાવ તેમાં પ્રવેશ કરી શકતો નહિ.

આવી રીતે દક્ષિણેશ્વરમાં એક વર્ષ અને આઠ માસ રહ્યા પછી નવેમ્બર ૧૮૭૩ ના અરસામાં માતાજી કામારપુકુર ગયાં.





# ૨૩--સાધનાને અંતે

કલકત્તાનો શંભુચરણ મલ્લિક, જેનો અન્ય શાસ્ત્રો સાથે બાઇબલનો પણ અભ્યાસ હતો, તેના દ્વારા શ્રીરામકૃષ્ણે એક વર્ષ પછી જગદંબાનો સાક્ષાત્કાર નવે રસ્તે--ખ્રિસ્તીધર્મદ્વારા કરવાનો નિશ્ચય કર્યો. શંભુ તેની ઉદારતાને માટે વિખ્યાત હતો. દક્ષિણેશ્વરના કાલીમંદિર લગોલગ તેનો બાગ હતો, જ્યાં શ્રીરામકૃષ્ણ વારંવાર જતા આવતા. આ રીતે જે પરિચય વધ્યો તેની સાથે શ્રીરામકૃષ્ણ-પ્રત્યે શંભુનો પ્રેમ અને સદ્‌ભાવ પણ વધતો ગયો. મથુરના મૃત્યુ પછી ગુરુદેવની બધી સેવા શંભુએજ ઉઠાવી લીધી હતી, અને ગુરુદેવની બધી હાજતો તેજ પૂરી પાડતો. તે શ્રીરામકૃષ્ણને 'ગુરુજી' કહી સંબોધતો, પણ ગુરુદેવ આ વાતનો ઈન્કાર કરતાં કહેતા કે "ગુરુ કોણ અને કોનો ? તુંજ મારો ગુરુ છે." છતાં શંભુ મચક ખાતો નહિ અને છેવટ સુધી તેવીજ રીતે સંબોધતો રહ્યો હતો. તે શ્રીરામકૃષ્ણને બાઈબલ વાંચી સંભળાવતો' તેથી શ્રીરામકૃષ્ણને ઇસુખ્રિસ્ત અને ખ્રિસ્તીધર્મનું જ્ઞાન થયું હતું. પછી જ્યારે ખ્રિસ્તી આદર્શ જાણવાની તેમને ઇચ્છા થઇ, ત્યારે જગદંબાએ તે પણ કોઈ વિચિત્ર રસ્તે તેમના કશા પણ પ્રયાસ વિના પૂરી પાડી. દક્ષિણેશ્વરમાં જદુનાથ મલ્લિકની વાડીના બંગલામાં ગુરુદેવ એક દિવસ જઇ ચઢયા હતા. આ બંગલાની ચોતરફની દિવાલો પર સુંદર છબીઓ લટકી રહી હતી. આમાંની એક ઇસુ ખ્રિસ્તની હતી. દિવ્ય બાળક સાથે ઉભેલી મેડોનાની છબી ધ્યાનપૂર્વક જોતા અને ઇસુના અદ્‌ભુત જીવનપર વિચાર કરતા શ્રીરામકૃષ્ણ ઉભા હતા ત્યારે તેમના સંબંધી વિચારોમાં તે એટલા બધા લીન થઇ ગયા કે દક્ષિણેશ્વરમાં પાછા આવ્યા પછી મંદિરમાં જઈ જગદંબાનાં દર્શન કરવાની વાત પણ તેમને સાંભરી નહિ. તેમના પર આ વિચારોની અસર ત્રણ દિવસ સુધી રહી. ચોથે દિવસે પંચવટીમાં ફરતાં તેમણે જોયું કે, કોઇ ગંભીર મુદ્રાવાળો અસાધા-

ણુ દર્શનીય પુરુષ પોતાપર મીટ માંડી પોતાની નજદીક ચાલ્યો આવે છે. એ કોઈ વિદેશી મનુષ્ય હશે, એમ તેઓ કળી ગયા. સુંદર વિશાળ આંખો, અને વદનની મોહકતાને સહેજ પણ સ્પર્શે નહિ એવું જરા ચપટું તેનું નાક હતું. શ્રીરામકૃષ્ણને તેની મોહિની લાગી અને એ કોણ હશે એવું આશ્ચર્ય થયું. એ પુરુષ સમીપ આવ્યો કે તરતજ શ્રીરામકૃષ્ણને અંતરાત્મામાંથી અવાજ આવ્યો કે "મનુષ્યજાતિના ઉદ્ધાર માટે ક્રૉસપર ચઢી જીવલેણ કષ્ટો ઉઠાવનાર ક્રાઈસ્ટ તે છે."

પ્રભુનો પુત્ર ઇસુ ખ્રિસ્ત શ્રીરામકૃષ્ણને ભેટયો, અને પછી સમાઈ ગયો. ગુરુદેવ તેમની સાથે એકતા અનુભવતા થકા સમાધિમાં આવી બાહ્યભાન ભૂલી ગયા હતા.

એ પછી ઘણે સમયે અંગ્રેજી ભણેલા પોતાના શિષ્યો સાથે ક્રાઇસ્ટની ચર્ચા કરતાં તેમણે પૂછ્યું હતું કે "જો તમે બાઈબલ વાંચ્યું હોય તો કહો કે ક્રાઇસ્ટની મુખાકૃતિ કેવી હતી? તે કોના જેવો દેખાતો?" શિષ્યોએ જવાબ આપ્યો કે "બાઇબલમાં એ સંબંધી કંઇ લખ્યું હોય એવું અમે જાણતા નથી. પણ તે યહુદી કોમમાં જન્મ્યો હતો, એટલે રંગે ગોરો, વિશાળ નેત્રોવાળો અને ગરુડની ચાંચ જેવા નાકવાળો હોવો જોઇએ." શ્રીરામકૃષ્ણે કહ્યું કે "પણ મેં જોયું તેમ એને તો ચપટું નાક હતું— કોણ જાણે શાથી?" તે વખતે આ શબ્દોપર બહુ ધ્યાન કોઇએ ન આપ્યું, પણ શ્રીરામકૃષ્ણના અવસાન પછી એજ શિષ્યોના સાંભળવામાં આવ્યું હતું કે, ક્રાઇસ્ટની આકૃતિનાં ત્રણ વર્ણનો મોજૂદ હતાં, જેમાંના એકમાં તેને ચપટા નાકવાળો વર્ણવ્યો હતો.

બુદ્ધ અને બીજા મહાન ધર્મના મૂળ પુરુષો વિષે શ્રીરામકૃષ્ણનો અભિપ્રાય કેવા પ્રકારનો હતો તેની પણ અહીં નોંધ લેવા જેવી છે. બુદ્ધ ઇશ્વરાવતાર હતા એવી હિંદુઓની સામાન્ય માન્યતામાં તેઓ સહમત થતા. તેઓ તેમની પૂજા પ્રેમપૂર્વક કરતા, અને માનતા કે જગન્નાથના મંદિરમાં પધરાવેલી ત્રિમૂર્તિમાં હજી પણ ભગવાન બુદ્ધજ પૂજાય છે. જગન્નાથના પ્રસાદ માટે પણ તેમનો ભાવ અજબ હતો. પુરીના મંદિરમાં બધા ધર્મોની સહિષ્ણુતા સચવાય છે એ વાત સાંભળીને, એક વખત તેમને ત્યાં જવાની અભિલાષા થઈ હતી; પણ શ્રીચૈતન્યે સમાધિ પુરીમાં લીધી હતી તે, તથા એ જગાનાં અન્ય સંસ્મરણોને લીધે પણ

એ સ્થળમાં જે સંક્ષોભ પોતાને થાય, તેના આગળ પોતાનું શરીર ટકી શકશે નહિ; એવા વિચારથી તેમણે ત્યાં જવાનો વિચાર બંધ રાખ્યો હતો. બીજે પ્રસંગે તેમણે કહ્યું હતું કે "ભગવાન બુદ્ધના અને વૈદિક જ્ઞાનકાંડના મુખ્ય સિદ્ધાંતો વચ્ચે ખાસ તફાવત નથી."

જૈનધર્મના તીર્થંકરો, અને દશ શીખગુરુઓ વિષે તે તે સંપ્રદાયોના અગ્રણીઓને મુખે શ્રીરામકૃષ્ણે પોતાની ઉત્તરાવસ્થામાં બહુ સાંભળ્યું હતું, અને તે બધા વિષે તેમને ઉંચો ભાવ બંધાયો હતો. દક્ષિણેશ્વરમાં પોતાના સ્થાનમાં તીર્થંકર મહાવીરનું નાનું પૂતળું અને ક્રાઇસ્ટની તસ્વીર રાખ્યાં હતાં અને તેમના આગળ સવારસાંજ ધૂપ થતો. શીખગુરુઓને વિષે તેઓ કહેતા કે "તેઓ બધા રાજર્ષિ જનકના અવતાર જેવા હતા." શ્રીરામકૃષ્ણના માનસિક બંધારણમાં પૂર્વના કોઇ ભારે પ્રયત્ન અને પુણ્યના યોગે જન્મથીજ એવી ખાસ વિશેષતા હતી, કે જેથી ઉત્કૃષ્ટ આધ્યાત્મિક દશાએ પહોંચવામાં તેમને બીજાઓ કરતાં બહુજ ઓછો સમય લાગતો અને સરળતા વધારે થતી.

તેમના આધ્યાત્મિક વિચારો સામાન્યતઃ નીચે મુજબ હતાઃ–
તેઓ દૃઢપણે માનતા કે, બધાજ ધર્મો સત્ય છે, અને દરેકે દરેક ધર્મની સિદ્ધાંતપ્રણાલી ઈશ્વરનેજ પામવાનો માર્ગ બતાવે છે.

દ્વૈત, વિશિષ્ટાદ્વૈત અને અદ્વૈત–એ તત્ત્વવાદની ત્રણ મહાન શાખાઓને તેઓ પરમતત્ત્વની સિદ્ધિ તરફ દોરવનાર મનુષ્યવિકાસની જુદી જુદી ભૂમિકાઓતરીકે ઓળખતા હતા. તેમનામાં પરસ્પર વિરોધને કયાંયે સ્થાન નહોતું, બલ્કે એ ત્રણ શાખાઓ જુદી જુદી મનોદૃષ્ટિને અનુકૂળ અને એકબીજાને સહાયક છે, એવું તેઓ માનતા. આ સંબંધમાં શ્રીરામકૃષ્ણના કેટલાક ઉદ્ગારો નીચે પ્રમાણે છેઃ–

"આત્મદર્શનમાં અદ્વૈત એ આખરનો શબ્દ છે; અને સમાધિમાંજ તેનો કંઈક અનુભવ કરી શકાય તેમ છે. કેમકે અદ્વૈતાવસ્થા મન અને વાણીથી પર છે."

"વિચારક્ષેત્રમાં મન અને બુદ્ધિ ચંચુપ્રવેશ કરી શકે અને તેને વાણીના વાઘા સજાવી શકે, એ માત્ર વિશિષ્ટાદ્વૈત સુધીજ; એથી આગળ નહિ. 'सर्वं खल्विदं ब्रह्म' એવી પૂર્ણતાની દૃષ્ટિએ ઈશ્વર અને જગત બંને મૂળસ્વરૂપે એકજ જણાય છે–પ્રભુનું નામ, પ્રભુનું સ્થાન અને પ્રભુ પોતે, એ ત્રણે એકજ તત્ત્વનાં છે.

શુદ્ધ ચૈતન્ય વિનાની કોઇ પણ ચીજ નથી; માત્ર નામ અને આકારમાં ભેદ છે."

"ઇંદ્રિયવિવશ સામાન્ય મનુષ્ય માટે ધર્મનો દ્વૈત પ્રકાર અનુકૂળ છે, કેમકે સંગીત અને કરતાલ જેવાં પાર્થિવ તત્ત્વપ્રધાન બળોને પણ તેમાં ઠીક સ્થાન અપાયું છે. અને તેનો સદુપયોગ ઠીક સહાયકારી છે. કર્મ અને અકર્મના સંબંધમાં તેઓ કહેતા કે "જે મનુષ્યનું મન અત્યંત પવિત્ર થયું હોય છે તે સ્વાભાવિક રીતેજ કર્મની મર્યાદા વટાવી જાય છે. પ્રયત્ન છતાં પણ તે કર્મ કરી શકતો નથી, કરવા જાય તોપણ પ્રભુ તે કરવા દેતો નથી. દાખલાતરીકે, જ્યારે યુવાન વહુ માતા બનવાની અણીપર હોય છે, ત્યારે તેને દિનપર દિન ઓછું ને ઓછું કામ સોંપાય છે; જ્યારે તે બાળકને જન્મ આપે છે, ત્યારે તો તે બધુંજ ઘરકામ નેવે મૂકે છે અને કેવળ બાળકમાંજ ગુંથાયલી રહે છે. પણ સામાન્ય મુમુક્ષુએ તો પ્રભુને હાથ લગામ સોંપી દઇને તથા તેના તરફ ચિત્ત રાખીને નિષ્કામભાવે પોતાનાં કર્તવ્ય કર્મ બજાવવાંજ જોઈએ. દાખલાતરીકે, કોઇ દાસી પોતાના શેઠ માટે બધું કામ કરતી હોય, પણ અંતરમાં તો એમજ રહે છે કે, તેનું પોતાનું ઘર આનાથી પણ કોઇ બીજીજ જગ્યાએ છે. આ પ્રમાણે નિઃસ્વાર્થ વૃત્તિથી, પૂર્ણ શક્તિ વાપરીને અને જગદીશ્વરની પ્રસન્નતા પામવા માટે કર્મ કરવાં એનું નામ કર્મયોગ કહેવાય છે. અર્થાત્ દરેકે પોતપોતાનાં કર્તવ્ય નિષ્કામભાવે કરતા રહી, બને તેટલું પ્રભુનું પણ સ્મરણ અને ધ્યાન કરવું જોઇએ."





# ૨૪–મૃત્યુવિરહ

આ કાળે ચેટરજીકુટુંબના વડીલ અને રોળાગુરુ રામેશ્વરનું કામારપુકૂરમાં અવસાન થયું.

રામેશ્વર ઉમરાવ દિલનો હતો. તે કોઇ પણ સાધુસંન્યાસી કે ફકીરને 'ના' કહેવાનું જાણતો નહોતો. ઘરનાં વાસણ સુદ્ધાં તેણે દાન કરી દીધાં હતાં. તે માનતો કે, જે બીજાનું કલ્યાણ ચિંતવે છે તે કદી તંગીમાં આવતો નથી. આવા પુરુષનું મૃત્યુ સૌને સાલે, એ સ્વાભાવિક હતું. દક્ષિણેશ્વરમાં તેની જગ્યા તેના પુત્ર રામલાલે સંભાળી લીધી.

એ દુઃખદ સમાચાર દક્ષિણેશ્વર પહોંચ્યા કે શ્રીરામકૃષ્ણને પોતાનાં વૃદ્ધ માતાનું શું થશે, એ વિચારથી બહુ લાગી આવ્યું. ચંદ્રદેવી અતિવૃદ્ધ હતાં. તેમણે મૃત્યુવિરહના ઘણા ઘા સહ્યા હતા, એટલે આ નવો ઘા ભાગ્યે જીરવી શકે એમ હતું. શ્રીરામકૃષ્ણે આ દુઃખ સહેવાનું પોતાની માતાને બળ મળે એવી કાલીમંદિરમાં જઈ જગદંબાને પ્રાર્થના કરી. આ પછી તેઓ આંસુભરી આંખે માતા પાસે ગયા, અને તેમને દુઃખદ સમાચાર કહી સંભળાવ્યા. માતા આ સમાચાર શાંતિપૂર્વક સાંભળી રહ્યાં. એ જોઇ શ્રીરામકૃષ્ણ પ્રસન્ન થયા અને સાથે આશ્ચર્ય પણ પામ્યા. માતા બોલ્યાં કે "આ ફાની દુનિયામાંથી મોડું વહેલું સર્વને જવાનું જ છે, એટલે શોક કરવો નકામો છે." શ્રીરામકૃષ્ણ સમજી ગયા કે, જગદંબાએ પોતાની પ્રાર્થના સ્વીકારીને માતાનું હૃદય કઠણ કર્યું હતું. તેમણે આવી દયા માટે તેમજ પોતાનો ચિંતાભાર દૂર કરવા માટે જગદંબાનો આભાર માન્યો.

૧૮૭૪ના એપ્રિલમાં માતાજી શારદામણિદેવી બીજી વાર દક્ષિણેશ્વર આવ્યાં. અને ત્યાં પોતાનાં સાસુ સાથે જૂના ટકોરખાનાવાળા ઓરડામાં રહ્યાં હતાં. બે જણને રહેવા માટે તે બહુ નાનું હોવાથી શંભુચરણે એક ઈલાયદું મકાન કાલીમંદિરની

પાસે બાંધી આપ્યું. કેપ્ટન વિશ્વનાથ ઉપાધ્યાય–એક બીજા ભક્ત જેમનો હવે પછી ઉલ્લેખ થશે–તેમણે એ માટે જોઇતું લાકડું આપ્યું હતું. માતાજી એ નવા મકાનમાં રહેવા ગયાં. અહીં તેમને કામકાજમાં મદદ કરવાને એક બાઇ પણ હતી. દરરોજ શ્રીરામકૃષ્ણનું અન્ન તેઓ પોતેજ રાંધતાં, અને મંદિરમાં તેમને પહોંચાડતાં. એ મકાનમાં દરરોજ શ્રીરામકૃષ્ણ થોડો થોડો વખત આવતા. એક વખત ધોધમાર વરસાદ પડવાથી તેઓ રાત પણ ત્યાંજ રહ્યા હતા. ઝાડાનો સખ્ત વ્યાધિ થયા પછી ૧૮૭૫ના સપ્ટેમ્બરની લગભગમાં માતાજી જયરામવાટી પાછાં ફર્યાં હતાં. ત્યાં ગયા પછી તરત એ રોગે ઉથલો ખાધો અને તેમની સ્થિતિ ગંભીર થઈ. દુઃખથી કંટાળેલાં શારદાદેવી એ ગામની નજીકના સિંહવાહિનીદેવીના મંદિરમાં પહોંચી ગયાં, અને માંદગીનો અંત નહિ આવે તો ત્યાંજ દેહ પાડવાનો તેમણે નિશ્ચય કર્યો. પણ થોડાક કલાક પછી તેમને કંઇક દવા આપવામાં આવી, જેથી તેમની માંદગી થોડા દિવસમાં મટી ગઇ.

માતાજીના દક્ષિણેશ્વરમાંથી સીધાવ્યા પછી કાલીમંદિરમાં એક અગત્યની ઘટના બની. માર્ચ ૧૮૭૬માં શ્રીરામકૃષ્ણની ચાળીસમી વર્ષગાંઠના દિવસે ચંદ્રદેવીનું અવસાન થયું.

શંભુચરણ મલ્લિક, જેનો શ્રીરામકૃષ્ણ પ્રત્યેનો પરમ ભાવ આપણને સુવિદિત છે, તે આજ અરસામાં મધુપ્રમેહથી અવસાન પામ્યો. તેની પત્ની સાચેજ તેનું અર્ધાંગ હતી. તે શ્રીરામકૃષ્ણ અને માતાજીની ખરા પ્રેમથી સેવા કરતી. મરણપથારીએ ગુરુદેવ તેને જોવા ગયા હતા, અને જોઈને આવ્યા પછી હૃદયને કહ્યું હતું કે “શંભુની બત્તીમાંથી તેલ ખૂટી ગયું છે.” ઈશ્વરથી ડરીને ચાલનાર અમીર ખવાસના શંભુએ છેવટ સુધી હિંમત રાખી હતી. અંત પહેલાં થોડા દિવસ આગમચ હસતે મોઢે તેણે હૃદયને કહ્યું હતું કે “મને મૃત્યુનો મુદ્દલ ડર નથી. પ્રયાણ માટે મેં મારો ખડીઓ તૈયારજ રાખ્યો છે!” શંભુ મહાન આત્મા હતો. જગદંબાએ શ્રીરામકૃષ્ણને જે મહાન આત્માઓને અપનાવવાનો આદેશ કર્યો હતો તેમાંનો તે એક હતો. તેઓ કહેતા કે “શંભુ તેમનો બીજો કુબેર ભંડારી હતો, અને મથુરના અવસાન પછી જગદંબાએજ તેને પોતાના મિત્ર અને સહાયકતરીકે મોકલી આપ્યો હતો.

આ સંબંધમાં શ્રીરામકૃષ્ણના એક જીવનપ્રસંગની નોંધ લેવી આવશ્યક છે. કેમકે એથી તેમના સ્વભાવમાં સત્ય કેટલે દરજ્જે ઓતપ્રોત બની ગયું હતું તે સમજાય છે. વળી તેઓ જ્યારે બેફામ બનતા ત્યારે જગદંબા તેમને કેવી રીતે ઉગારી લેતી હતી તે પણ એ ઉપરથી જણાય છે. પોતાના બાગમાં શંભુએ ગરીબો માટે એક દવાખાનું ખોલ્યું હતું. ઝાડાના વ્યાધિથી વારંવાર શ્રીરામકૃષ્ણ પીડાતા રહે છે એમ જાણીને શંભુએ તેમને અફીણના સત્ત્વવાળી દવા લેવાની સલાહ આપી, અને તેઓ ઘેર પાછા ફરે તે પહેલાં પોતે તે લાવી આપશે એમ પણ કહ્યું. શ્રીરામકૃષ્ણે આ વાત માન્ય રાખી; છતાં બંને વાતોએ વળગ્યા એમાં એ વાતનું વિસ્મરણ થયું. શંભુની રજા લઇ ગુરુદેવ થોડે દૂર ગયા હશે, એટલામાં તેમને પેલી દવાનું સ્મરણ થયું. પાછા આવી જુએ છે તો શંભુ કોઈ કામમાં રોકાયલો જણાયો. તેને તસ્દી શું કામ આપું, એમ ધારી શ્રીરામકૃષ્ણે દવાખાનાના કોઇ માણસ પાસેથી થોડી પેલી દવા માગી લીધી, અને કાલીમંદિર તરફ ચાલ્યા. માર્ગના રજે રજ ભોમિયા છતાં, પોતે કોઇ આડે રસ્તેજ ચઢી ગયા છે, એમ જણાતાં તેમને આશ્ચર્ય થયું. પાછળ નજર કરતાં તેમને શંભુના મુકામવાળો રસ્તો સ્પષ્ટ દેખાતો, પણ કાલી-મંદિર તરફ જવાનો રસ્તો દેવાઇ ગયા જેવો લાગતો. કૌતુક પામતા તેઓ પાછા વળ્યા, અને રસ્તાની ગમ રાખી રાણી રાસમણિના બાગ તરફ ફરીથી ચાલવા લાગ્યા. આ વખતે પણ એની એજ મુંઝવણ પેદા થઇ. ખરો રસ્તો કયો તે સૂઝે નહિ, અને પાછા વળવાનું મન થયા કરે. આમ કેટલીક વાર તેમણે વ્યર્થ પ્રયત્ન કરી જોયો. એવામાં એકાએક તેમને સ્ફૂરી આવ્યું કે શંભુએ તો તેની પોતાની પાસેથી દવા લેવાનું કહ્યું હતું; તેના માણસ પાસેથી લેવાનું નથી કહ્યું. જગદંબાએ પોતાના માર્ગમાં આ રીતે અટકાયત ન કરી હોત તો જુઠાણું અને ચોરી—એમ બે પાપના પોતે અપરાધી થાત! એમ વિચારી તેમણે બારીને રસ્તે દવાનું પડીકું પાછું ફેંકી દીધું, અને એ ફેંકતાં બોલ્યા કે "જોજો, આ તમારી દવા પાછી આપું છું." હવે તેઓ મંદિર તરફ વળ્યા અને રસ્તો દીવા જેવો દેખાયો અને સહિસલામત મંદિરે પહોંચી ગયા. આ પ્રસંગને સંભારીને તેઓ પાછળથી કહેતા કે "મેં મારી બધી જવાબદારી જગદંબાને સોંપી

છે, એટલે મને તે મારો હાથ પકડીને ચલવે છે, અને માર્ગમાંથી રજ પણ આડો ફૂંટાવા દેતી નથી."*

નેપાળરાજ્યવાળો કેપ્ટન વિશ્વનાથ ઉપાધ્યાય, જેનો હમણાંજ ઉલ્લેખ કરી ગયા છીએ, તે બહાદૂર અને પવિત્ર બ્રાહ્મણ-વંશમાં જન્મ્યો હતો. તેનો પિતા હિંદી લશ્કરમાં સુબેદાર હતો, અને લડાઇના મેદાનમાં પણ શિવપૂજા કરતો. વિશ્વનાથ મહા-વિદ્વાન તેમજ ભક્ત હતો. શાસ્ત્રો વાંચવાની તેને અજબ ધૂન હતી. ગીતા, ભાગવત અને વેદાન્ત તેને કંઠસ્થ હતાં. પોતાના ઇષ્ટદેવની પૂજા તે હરહમેશ કરતો. નેપાળરાજ્યનો તે પ્રસિદ્ધ અમલદાર હતો. જે અરસાની વાત આપણે કરી રહ્યા છીએ, તે અરસામાં કલકત્તા સામે આવેલું રાજ્યનું સાગપીઠું તેના હસ્તક હતું. એક વખત તેણે સ્વપ્નામાં જોયું કે, તેજમંડળથી છવાયલો કોઇ પુરુષ પોતાની પાસે આવી ઉચ્ચ આત્મજ્ઞાન લેવાને નિમંત્રી રહ્યો છે. આ પછી થોડાજ વખતે દક્ષિણેશ્વરમાં રાણી રાસમણિના બાગમાં કોઇ મહાન ભક્ત વસે છે એવું તેના જાણ્યામાં આવ્યું. જેવું જાણ્યું કે તેમને મળવાને ચાલ્યો. પોતાના સ્વપ્નવાળાજ પુરુષને જોતાં તેની અજાયબીનો પાર ન રહ્યો. ગુરુદેવનું તેને એવું આકર્ષણ થયું કે તે દિવસે તે રાત પણ ત્યાંજ રહ્યો. શ્રીરામકૃષ્ણે પોતાના જુના મિત્રતરીકે તેનો આદર કર્યો. ત્યાર પછી વિશ્વનાથ દક્ષિણેશ્વર વારંવાર આવ્યા કરતો.

વિશ્વનાથ સત્યપ્રિય મનુષ્ય હતો. પોતાના હસ્તકના પીઠામાંનો કેટલોક સાગ ગંગાની રેલમાં તણાઇ ગયો. આથી રાજ્યને મોટું નુકસાન થયું. આવતા બીજા વર્ષનો સાગ નફો નુકસાનનો ખંગ વાળી દેશે, એમ ધારીને તેણે નુકસાનવાળા વર્ષનો અહેવાલ રાજ્યના મુખ્ય મથકે મોકલવાનો મુલતવી રાખ્યો. વસ્તુસ્થિતિ વિકૃત રૂપમાં રાજ્યના અમલદારોને કાને પહોંચી. તેને જવાબ આપવાને ખટ-મંડુ બોલાવ્યો. તે ગભરાયો, પણ તેણે સાચેસાચું કહી દેવાનો સંકલ્પ કર્યો. નેપાળ જવા પહેલાં તે દક્ષિણેશ્વર આવ્યો. ગુરુદેવને બધી હકીકત કહી. શ્રીરામકૃષ્ણે કહ્યું કે "તેં એ લક્કડ ચોર્યું નથી. અધિકારીઓ સમક્ષ સાચી હકીકત મૂકજે, તને ક્ષમા આપ્યા

* આ બનાવમાં એવું પણ હોય કે માણસે એકને બદલે બીજીજ દવા ભૂલથી આપી હોય અને જગદંબાએ ગુરુદેવને એ દવાનો ભોગ થતા બચાવ્યા હોય. અખંડાનંદ

વિના તેમનો છૂટકો નથી. જરાએ બ્હીશ નહિ, જગદંબા તારી રખેવાળ છે." વિશ્વનાથને આ વચનોથી નિરાંત વળી. તે પ્રફુલ્લ મને નેપાળ જવા નીકળ્યો. ખરી વસ્તુસ્થિતિ તેણે નિખાલસભાવે કહેતાં દરબાર પ્રસન્ન થયા. તેને કર્નલ બનાવ્યો અને એલચી-તરીકે પાછો કલકત્તે મોકલ્યો.

કોઇ કોઈ વાર સામટી ત્રણ ત્રણ દિવસ પહોંચતી સમાધિમાં અવારનવાર લીન થતા ગુરુદેવ કેવી ઉચ્ચ આધ્યાત્મિક ભૂમિકાએ પહોંચ્યા હતા તે વિશ્વનાથ સારી પેઠે સમજતો હતો. આથી તેમને તેણે પોતાના ગુરુતરીકે માન્યા હતા. એક દિવસ તેણે પોતાના એક મિત્રને કહ્યું હતું કે "મેં વેદો ને બીજાં શાસ્ત્રો વાંચ્યાં છે, જુદે જુદે સ્થળે ઘણા સાધુઓ અને ભકતોને મળી ચૂકયો છું; પણ મારી બધી ભાવનાઓ તૃપ્ત થઇ હોય તો તે કેવળ શ્રી-રામકૃષ્ણદેવનાં દર્શનસમાગમથીજ થઈ છે. મારે મન તેઓ શાસ્ત્રોમાં પ્રબોધેલાં સત્યોની જીવંત મૂર્તિ જેવા છે. તને પણ યથાકાળે એવો અનુભવ થશે એવો મને વિશ્વાસ છે."





# ૨૫—કેશવચંદ્ર સેન અને બ્રહ્મોસમાજ

માતાનું અવસાન થવાની શુમારે એક વર્ષ પહેલાં, ૧૮૭૫ ના માર્ચમાં શ્રીરામકૃષ્ણના જીવનમાં એક મહત્ત્વપૂર્ણ પ્રસંગ બન્યો. તે કાળની બ્રહ્મોપ્રવૃત્તિના અગ્રણી કેશવચંદ્ર સેન, જેઓ સુપ્રસિદ્ધ ઉપદેશક પણ હતા, તેમની સાથે શ્રીરામકૃષ્ણનો મેળાપ થયો. અત્યંત ધાર્મિક હૃદયના, મહાન વિદ્વાન અને પ્રખર વક્તા કેશવ, મહર્ષિ દેવેન્દ્રનાથ ટાગોરની સરદારીમાંથી છૂટા પડી બ્રહ્મોના અગ્રણી વિભાગનું નેતાપણું દીપાવતા હતા. કેળવાયલા યુવાનોપર તેમનો પ્રભાવ તે કાળે જેવો તેવો નહોતો. તેમની પવિત્રતા વિષે સાંભળીને શ્રીરામકૃષ્ણને તેમને મળવાની ઇચ્છા થઈ. આદિબ્રહ્મોસમાજમાં ઘણા વખતપર કેશવને ધ્યાનમાં બેઠેલા જોઇને તેમણે કહ્યું હતું કે, ત્યાં એકઠા થયેલા બધા છોકરાઓ-માં ધ્યાનમાં બેસતાં માત્ર કેશવનેજ આવડે છે. આ વખતે કેશવ દક્ષિણેશ્વરથી બે માઈલ દૂર પોતાના અનુયાયીઓ સાથે રહેતા હતા. એક બપોરે શ્રીરામકૃષ્ણ હૃદયને સાથે લઇ કેપ્ટન વિશ્વનાથની ગાડીમાં કેશવને મળવા ગયા. એક મહાન ભક્ત પધારે છે એવું જાણી કેશવે હૃદયને તેમને અંદર લાવવા વિનંતિ કરી. શ્રીરામકૃષ્ણ સાદા વેશે હતા. તેમણે રાતી કોરની ધોતી પહેરી હતી, અને તેનો એક છેડો ડાબે ખભે નાખ્યો હતો. પ્રથમ તો કેશવ અને બીજા બ્રહ્મોને તેમનામાં કંઇ ખાસ હોય એવું લાગ્યું નહિ. છેવટે શ્રીરામકૃષ્ણ બોલ્યા કે "મેં સાંભળ્યું છે કે તમે ઇશ્વરને જોયા છે, એટલે તે વિષે સાંભળવાને હું અહીં આવ્યો છું." પછી જે વાતચીત થઇ તેથી કેશવ અને તેના અનુયાયીઓ મંત્રમુગ્ધ બન્યા. શ્રીરામકૃષ્ણે પછી જગદંબાનું ભજન સહજ આવેશથી લલકાર્યું, ને તે પૂરૂં થાય તે પહેલાંજ તેઓ સમાધિમાં આવી ગયા. કેશવ અને બીજાઓ પર આથી કાંઈ ઝાઝી અસર ન થઈ, કેમકે તેઓને એ સ્થિતિનો પરિચય

ન હતો. પણ તેમના કાનમાં ૐનો મંત્ર બોલીને જાગ્રત કરતાં તેમણે હૃદયને જોયો, ત્યારે તેમના આશ્ચર્યનો પાર ન રહ્યો. દિવ્ય પ્રકાશથી શ્રીરામકૃષ્ણનું વદન ઝળકી રહ્યું હતું. પછી ઓજસ્વી શબ્દોનો જે ધોધ છૂટયો તેણે બધા શ્રોતાઓનાં ચિત્ત જીતી લીધાં. અદ્વિતીય બ્રહ્મનાં અનંત સ્વરૂપવિષે બોલતાં તેમણે કહ્યું હતું કેઃ–

"કેટલાક આંધળાઓને હાથી સામો મળતાં તે કેવો છે, એમ કોઇકે તેમને પૂછયું. પછી આંધળાઓમાંનો એક હાથીના પગને અડકયો. તેણે કહ્યું કે 'હાથી થાંભલા જેવો છે.' બીજાએ કાનપર હાથ ફેરવી કહ્યું કે 'હાથી સૂપડા જેવો છે.' એમ સૂંઢ, પૂંછડું વગેરે પૈકી જેણે જે અંગને સ્પર્શ કર્યો તેણે તેવા તેવા અભિપ્રાય આપ્યા. ઈશ્વરના સંબંધમાં પણ આવુંજ બને છે. પોતપોતાની માહિતી અને અનુભવ પ્રમાણે દરેક તેના સંબંધમાં વિચારો બાંધી લે છે."

" એક માણસે રસ્તે કોઇ ઝાડનીચે કાંચીડા જેવું પ્રાણી જોયું. તે ઘેર પાછો ફર્યો ને કહ્યું કે ' મેં ઝાડનીચે સુંદર રાતું પ્રાણી જોયું.' બીજાએ કહ્યું કે 'તારા પહેલાં હું ત્યાં હતો. તે પ્રાણી રાતું નહિ પણ લીલું હતું. મેં મારી સગી આંખે તેને જોયું છે.' ત્રીજાએ કહ્યું કે 'તમારા બંનેના પહેલાં મેં તેને જોયું છે. તે રાતું કે લીલું નહિ, પણ ભૂરૂં હતું ભૂરૂં.' એમ કેટલાકોએ તેને પીળું, કાબરચીતરૂં વગેરે પણ કહ્યું. આ બધામાંથી કોણ ખરૂં તેના નિર્ણય માટે પરસ્પર તકરાર પડી. રસ્તેથી કોઈ જનારે આ બધું ધાંધલ શું છે એમ પૂછતાં તેને ખરી હકીકત કહેવામાં આવી. પછી તે બોલ્યો કે ભાઇઓ ! 'હું હમેશાં તેજ ઝાડતળે રહું છું, અને એ પ્રાણીથી બહુ પરિચિત છું. તમે બધાયે સાચા છો. તે કોઇ વાર લીલો તો કોઇ વાર ભૂરો, એમ વારાફરતી રંગો બદલ્યા કરે છે, અને કોઈ વાર મુદ્દલ રંગવિનાનું પણ દેખાય છે."

ઈશ્વરસ્વરૂપની ઝાંખી કરવા મથતા ઘણાખરાઓના પ્રયત્ન શ્રીરામકૃષ્ણને હસવા જેવા લાગતા. સાકરના આખા ડુંગરને પોતાના મોં વડે પકડવા ઇચ્છનારી કીડીની અને "હરતાં ફરતાં રામ મિલે તો મુઝે ભી કહેના" એવાઓની ઉપમા તેમને તેઓ આપતા. જે કોઇ સર્વભાવથી, સર્વશક્તિપૂર્વક અને બીજી

બધી કામનાઓ ત્યજી દઇને સાધના કરે છે, તેઓજ ઇષ્ટકૃપા પામી શકે છે; અને એ દયાસિંધુ ઈશ્વરની કૃપાથીજ તેનું દર્શન કરી શકાય છે, એમ તેઓ કહેતા. તેમના ઉદ્‌ગારોમાંજ એવું કંઈક હતું કે જેથી કેશવની ખાતરી થઈ કે, શ્રીરામકૃષ્ણે ખરેખર ઈશ્વરદર્શન કરેલાં છે; અને એ મહાન પુરુષ આગળ પોતે કેવળ બાળક છે એમ તેમને સમજાયું. પછી પોતાનાં હૃદયદ્વાર તેમણે ખુલ્લાં મૂકયાં, અને ગુરુદેવે જે જે ઉદ્‌ગારો કાઢયા તે તે તેમણે કાયમને માટે સંગ્રહી લીધા. પ્રવચનને અંતે ગુરુદેવે કેશવને કહ્યું કે "તારી પૂંછડી ખરી પડી છે." શ્રોતાવર્ગ આમાં કંઈ સમજયો નથી એવું જાણીને તેમણે ખુલાસો કર્યો કે "તમે દેડકીનાં નાનાં નાનાં બચ્ચાં જોયાં હશે. જ્યાંસુધી તેમને પૂંછડી હોય છે ત્યાંસુધી તેમણે પાણીમાંજ રહેવું જોઇએ; અને એ પૂંછડી ખરી પડે ત્યારે તેઓ જળ કે સ્થળ બંને ઠેકાણે રહી શકે છે. આમ મનુષ્યની અજ્ઞાન અને દેહાભિમાનરૂપી પૂંછડી જ્યાંસુધી ખરતી નથી, ત્યાંસુધી તો તે જગતના કીચમાંજ મહાસુખ માનીને તે કળી રહે છે. એ પૂછડી ખરી ગયા પછી તે ઈશ્વરમાં અને જગતમાં ઇચ્છા પ્રમાણે રહી શકે છે. કેશવ! તારૂં મન હવે એ સ્થિતિએ પહોંચ્યું છે; એટલે તું જગતમાં પણ રહેશે અને ઈશ્વરસુખ પણ અનુભવશે." આ પ્રમાણે કેટલોક વખત આનંદમાં ગાળ્યા પછી શ્રીરામકૃષ્ણે રજા લીધી અને દક્ષિણેશ્વર આવ્યા.

કેશવને હવે શ્રીરામકૃષ્ણની ભારે મોહિની લાગી રહી. તેમનાવિષે વધારે માહિતી મેળવવાના ઇરાદાથી, તેમની દિનચર્યા વગેરે જોવાને કેશવે પોતાના કેટલાક અનુયાયીઓને દક્ષિણેશ્વર મોકલ્યા હતા. તેઓ પોતે પણ કેટલાક અનુયાયીઓ સાથે ગુરુદેવને મળવાને વારંવાર આવવા લાગ્યા, અને આધ્યાત્મિક ચર્ચામાં ઘણો વખત ગાળવા લાગ્યા. આ રીતે ધીમે ધીમે બન્નેનો પરિચય વધતો ચાલ્યો. શ્રીરામકૃષ્ણ કેશવને મળવાને કેટલીક વાર કલકત્તા જતા, અને કેશવ પણ બ્રહ્મોસમાજના વાર્ષિક ઉત્સવને દિવસે પોતાની મંડળી સાથે કાં તો દક્ષિણેશ્વર આવતા કે કાં તો શ્રીરામકૃષ્ણને સમાજમાં નોતરતા. ઘણો વખત ખાસ આગબોટમાં કેશવ પોતાની ભક્તમંડળી સાથે દક્ષિણેશ્વર આવતા, અને મંદિરમાં ગુરુદેવને મળતા, અથવા તેમને ગંગામાં જળ-

વિહાર કરવા નિમિત્તે સાથે તેડી જતા.

પાશ્ચાત્ય સંસ્કૃતિની કેશવપર ભારે છાપ પડી હતી, છતાં ઈશ્વરપ્રત્યેનાં પ્રેમ અને ભક્તિ તેમનામાં જેવાં ને તેવાંજ હતાં. શ્રીરામકૃષ્ણ સાથેના સંસર્ગથી મેળવેલો ઉપદેશ તેઓ બીજાઓને પહોંચાડવાને આતુર હતા, અને વ્યાસપીઠપરથી પ્રેરાતા આશા અને બળના સંદેશમાં તેઓ એ ઉપદેશને વણી દેતા. તદુપરાંત અંગ્રેજી અને બંગાળી વર્તમાનપત્રોની કટારો પણ તેથી ભરી દેતા. એક દિવસ શ્રીરામકૃષ્ણે કેશવને સમજાવ્યું કે, અગ્નિ અને તેની દાહક શક્તિની પેઠે જુદા જુદા દૃષ્ટિબિંદુથી જોતાં, બ્રહ્મ અને તેની અનિર્વચનીય શક્તિ બંને તત્ત્વતઃ એકજ છે. કેશવના લક્ષમાં આ વાત બેઠી. પછી ગુરુદેવે તેમને કહ્યું કે, પ્રભુ પોતે, પ્રભુના ભકતો અને શાસ્ત્રોમાં ગુંથાયલા પ્રભુના શબ્દો, એ પણ એકની એકજ વસ્તુ છે. આ વાત પણ કેશવને ગળે ઉતરી; પણ જ્યારે શ્રીરામકૃષ્ણે કહ્યું કે ભક્તિ, ભક્ત, ભગવંત અને ગુરુ, એ સર્વ પણ એકજ વસ્તુ છે, ત્યારે કેશવ તે સમજી શકયા નહિ. હવે તેમના મનને બહુ દૂર ખેંચવામાં માલ નથી, એમ ધારીને ગુરુદેવે એ વાત પડતી મૂકી. શ્રીરામકૃષ્ણની સોબતમાં કેશવ ધીમે ધીમે વૈદિક ધર્મનાં ગહન સત્યોનો વધુ ને વધુ પરિચય કરતાં શીખ્યા, અને તેનો અનુભવ સિદ્ધ કરવા માટે તાલીમ લેવાને પણ કટિબદ્ધ થયા.

કેશવ શ્રીરામકૃષ્ણના ભારે પ્રશંસક હતા. જ્યારે જ્યારે તેઓ દક્ષિણેશ્વર આવતા ત્યારે ત્યારે પોતાની સાથે ફળ વગેરે કંઇ ને કંઈ લાવીને ગુરુદેવને ચરણે તે ધરતા. વળી તેઓ પરમ વિનીત શિષ્યની માફક ગુરુદેવની સમક્ષ બેસી તેમના ઉપદેશામૃતનું પાન કરતા. એક દિવસ ગુરુદેવ રમુજમાં બોલ્યા કે "તું તારા વકતૃત્વથી લોકોને આંજી દે છે તો મને પણ કંઇક તો સંભળાવ!" કેશવે વિનયથી જવાબ આપ્યો કે "મારે લુહારવાડે સોય વેચવા જવાની જરૂર નથી. મને આપને સાંભળવાનું મન વધારે છે. આપના ઉચ્છિષ્ટ શબ્દો લોકોને સંભળાવું છું, ત્યારે તો આપ માનો છો તેવીજ તેની કદર થાય છે."

૧૮૭૮ ના વર્ષમાં બ્રહ્મોસમાજના ધારાધોરણ પોતે ઘડ્યા પ્રમાણે નહિ વર્તતાં, કેશવે પોતાની પુત્રી ચૌદ વર્ષની વય પહેલાં કૂચબિહારના મહારાજાને પરણાવી દીધી. આથી સમાજમાં ભારે

ધાંધલ મચી. બ્રહ્મોના એક વિભાગે તેમનાથી છૂટા પડી સાધારણ બ્રહ્મોસમાજ સ્થાપ્યો. આ તૂટ વિષે સાંભળી શ્રીરામકૃષ્ણ દિલગીર થયા, અને કેશવે બહુ આકરા નિયમો ઘડવામાં ભૂલ કરી હતી.” એવા ભાવનું તેઓ બોલ્યા હતા. આ બનાવથી કેશવની કીર્તિ ઝાંખી પડી. તેઓ હતાશ થયા અને પોતાના મનને અંદર વાળી આત્મદર્શનના ઉગ્ર પ્રયાસો કરવા માંડયા. શ્રીરામકૃષ્ણે તેમને આધ્યાત્મિક પ્રદેશમાં ઉંડો પ્રવેશ કરવામાં સહાય કરી. હોમ, ઉપનયન, મુંડન, ભેખ ધારણ કરવો ઇત્યાદિ બાહ્ય વિધિઓની પણ યથાધિકાર જરૂર છે, એ વાત કેશવે સ્વીકારી. બુદ્ધ, ચૈતન્ય કે ખ્રિસ્તી જેવી મહાન વિભૂતિઓ આત્મદૃષ્ટિએ ચિરંજીવ છે, અને એવા દરેક અસામાન્ય મહાપુરુષ, પરમ સત્યને પહોંચવાના એકાદા માર્ગના પ્રણેતા છે; અને તે તે રસ્તે આત્મપ્રવાહને વહેવા-ની નહેરરૂપ પણ છે, એવી પણ તેમને પ્રતીતિ થઇ. પોતાના જીવન-માં તેમના આદર્શ ઝીલવા માટે એ ઈશ્વરી વિભૂતિઓમાંથી એક યા બીજીને તેઓ પકડી લેતા, અને તે પર કેટલીક વખત સંયમ કરતા. સાધનદશામાં શ્રીરામકૃષ્ણ પણ એજ માર્ગે વિચર્યા હતા, એવું જાણવાથીજ કેશવની આ પ્રવૃત્તિ થતી હતી, એમ કહેવાની જરૂર નથી. દરેક ધર્મ ઈશ્વરને પામવાના માર્ગરૂપ છે; એવા શ્રી-રામકૃષ્ણના વ્યાપક આદર્શને પચાવવા માટે તેમણે બે વર્ષ સુધી પ્રયત્ન કર્યો, અને તે પછી તેનો સ્વાદ જનતાને “નવસંહિતા” નામે પુસ્તિકા રચીને તેમણે ચખાડયો. શ્રીરામકૃષ્ણમાં તેમને કેટલી પૂજ્યબુદ્ધિ હતી તે શબ્દોથી વર્ણવાય તેમ નથી. કેશવ પ્રવચન કરતા હોય એવામાં પણ જો ગુરુદેવ બ્રહ્મોસમાજમાં પધારતા, તો કેશવ પ્રવચન બંધ કરી તેમને લેવા વ્યાસપીઠપરથી નીચે ઉતરી સામા આવતા. એક દિવસ કેશવે પોતાને ત્યાં પોતાને બેસવાની, જમવાની, સૂવાની, વાંચવાની બધી જગ્યાએ શ્રીરામકૃષ્ણનાં પગલાં કરાવ્યાં હતાં; અને પોતાના મનમાં પવિત્ર વિચારો હમેશાં સ્ફૂરતા રહે એટલા માટે એ બધાં સ્થળોપર આશિષ વર્ષાવવાની શ્રીરામ-કૃષ્ણને વિનંતિ કરી હતી. તેમણે પોતાના ધ્યાનના ઓરડામાં પણ ગુરુદેવનાં પગલાં કરાવ્યાં હતાં અને ત્યાં પુષ્પહાર ધરાવીને તેમની પૂજા કરી હતી.*

---

* મહાત્મા વિજયકૃષ્ણ ગોસ્વામીએ સ્વામી શારદાનંદને આ વાત કહી હતી.

છતાં એટલું કહ્યા વિના ચાલતું નથી કે, કેશવ શ્રીરામકૃષ્ણનો આદર્શ સાંગોપાંગ ઝીલી શકયા નહોતા. કારણ કે નવસંહિતામાં પ્રતિપાદન કરેલો ધર્મ, રસમય ચૂંટણીની માફક બધા ધર્મોમાંથી ચૂંટેલા સારા સારા સિદ્ધાંતોપર રચાયલો હતો; ત્યારે શ્રીરામકૃષ્ણ-નો આદર્શ પ્રમાણિકપણે અને કશા અટકાવ સિવાય હરેક વ્યક્તિને પોતાને રૂચતા ધર્મપંથે ચાલવાની છૂટ આપતો હતો.

એકલા કેશવચંદ્ર સેન નહિ, પરંતુ નવવિધાન અને સાધારણ બ્રહ્મોસમાજથી ચાલતી બ્રહ્મોપ્રવૃત્તિના બધા આગળ પડતા અનુ-યાયીઓપર શ્રીરામકૃષ્ણની ઉંડી છાપ પડી હતી. એ બંને વિભાગના સભ્યો શ્રીરામકૃષ્ણને પોતાની પ્રાર્થનામાં અને ભજનમાં સામેલ થતા જોઇને સ્વાભાવિક રીતે એવું અનુમાન કરતા કે, તેઓ જાણે પોતાનાજ વિભાગને અપનાવી રહ્યા છે. શ્રીરાધાકૃષ્ણે ઇશ્વરનો સાક્ષાત્કાર તેના વિવિધ સ્વરૂપમાં–સગુણ તેમજ નિર્ગુણ રીતે કર્યો હતો; એટલેજ તેઓ સાચા મુમુક્ષુઓને તેમને અનુકૂળ પડે તે તે ધર્મપંથે સહેલાઇથી દોરવતા, અને ઇશ્વરશોધનમાં તેઓ પોતાની સમગ્ર શક્તિને રોકે, એવા હેતુથી તેમના ભ્રામક વિચારો-ને પણ દૂર કરતા.

શ્રીરામકૃષ્ણની અસરથી બ્રહ્મોસમાજને સારો લાભ થયો. ઇશ્વર-ના માતૃત્વનો આદર્શ બ્રહ્મોમાં પ્રચારનાર તેઓજ હતા. અદ્યાપિ સુધી તેમની બધીજ પ્રાર્થનાઓમાં મુખ્યત્વે ઇશ્વરના ગુણોનું સંકીર્તન થતું. શ્રીરામકૃષ્ણે તેમને ઇશ્વરમાં ગાઢ પ્રેમ કરવાનું પણ શીખવ્યું હતું. એક દિવસ કેશવ અને તેમના અનુયાયીઓને સંબોધતાં તેઓ બોલ્યા હતા કે "તમે ઇશ્વરના મહિમાનાં આટલાં બધાં માત્ર ગાનજ કેમ ગાઓ છો ? પુત્ર જ્યારે પિતા પાસે વસતો હોય, ત્યારે શું તે પિતાની મિલ્કતનો–તેના બંગલા, બગીચા, ઘોડા અને ઢોરઢાંખર વગેરેનો વિચાર કરે છે ? તે તેમ નથી કરતો. તેને તો પોતાના પિતાના પ્રેમનોજ ખ્યાલ વધારે આવે છે. પોતાનાં બાળકોનું ભરણપોષણ કરવું, અને તેમનું કલ્યાણ ચિંત-વતા રહેવું, એટલી યોગ્યતા તો ખુદ પિતાની હોયજ એમ તે જાણે છે. આપણે બધાં ઇશ્વરનાં સંતાન છીએ, તો તે આપણી પિતાતુલ્ય સંભાળ લે એમાં આશ્ચર્ય શેનું ? સાચા ભક્તને આવા કશા ખ્યાલો નથી આવતા. તે તો ઇશ્વર પ્રત્યે પોતાના સમીપમાં સમીપ અને વહાલામાં વહાલા આત્મજનની નજરે જુએ છે, અને મક્કમ-

પણ કહે છે કે 'તારે મારી ઇચ્છા તૃપ્ત કરવીજ જોઇએ--મને પરમાત્મ-દર્શન થવુંજ જોઇએ.' માત્ર એકલાં ઇશ્વરનાં મહિમાગાનજ તમે આટલાં બધાં લલકારશો તો તેને તમારા આત્મજનતરીકે નહિ ચિંતવી શકો, અને તેની સાથે તાદાત્મ્યભાવ પણ નહિ સાધી શકો. તે તમારી સમીપમાં ન જોઇ શકો તોપણ તમારે તેને સમીપમાં સમીપ અને વહાલામાં વહાલા સ્વજનતરીકે ચિંતવવો જોઇએ. તેમ કરશો તોજ તમને તેનાં દર્શન થશે."

શ્રીરામકૃષ્ણના ઉપદેશથી બ્રહ્મસમાજીઓમાં ઈશ્વરવિષે વધુ વિશાળ ભાવ જન્મ્યો હતો અને વધારે સમજણ આવી હતી. શ્રીરામકૃષ્ણ તેમને કહેતા કે "ઈશ્વર વિષે જાણવા જેવું બધુંજ પોતે જાણે છે, એમ કહીને કોઇ પણ મનુષ્ય ઈશ્વરને પોતાની સીમામાં બાંધી શકશે નહિ. તે સાકાર પણ છે અને નિરાકાર પણ છે. કોણ જાણે કેટલાંય તેનાં સ્વરૂપ છે!" ઇશ્વર નિરાકારજ છે, અને તેથી તેને મૂર્તિ કે પ્રતીકદ્વારા ભજવો એ પાપ છે, એમ જેઓ માનતા હતા; તેમને શ્રીરામકૃષ્ણ કહેતા કે "પાણીનો આકાર નથી એ ખરી વાત છે; પણ જ્યારે તેનો બરફ બને છે ત્યારે તે અમુક આકારમાં જણાય છે. એવી રીતે ભક્તની ભક્તિને વશ થઇ નિરાકાર બ્રહ્મ સાકાર રૂપો પણ ધારણ કરે છે. જેમ કોઇને રમકડાની નારંગી જોઇ સાચી નારંગીનો ખ્યાલ આવે છે, અથવા જેમ છબી જોઇને કોઇને પોતાના દૂર વસતા પિતાનો ખ્યાલ આવે છે; તેમ પરમાત્માનો સાક્ષાત્કાર કરવામાં મૂર્તિઓ અને પ્રતીકો મદદગાર થઇ શકે છે."

જે પ્રથાને મૂર્તિપૂજા કહીને બ્રહ્મસમાજીઓ ઉવેખતા તેઓ હવે તેની પાછળ ઘણું રહસ્ય રહેલું છે, એ વાત સમજવા લાગ્યા. શ્રીરામકૃષ્ણ પાસેથી તેઓ શીખ્યા કે, બ્રહ્મ અને તેના આવિષ્કાર-રૂપ આ જગત બંને વાસ્તવમાં એક છે. બ્રહ્મભાવ અને જગત-ભાવ બંને ઓતપ્રોત સંકળાયેલા હોવાથી એકબીજાને સિદ્ધ કરે છે. ઈશ્વર કેવળ નિરાકાર છે, એમ કહેવામાં મનુષ્ય જેવી ભૂલ કરે છે, તેવી ભૂલ તેને અમુક મૂર્તિ કે પ્રતીકમાંજ સમાઇ ગએલો માનનાર પણ કરે છે, એવી તેમને ખાતરી થઇ. ઊંડી દૃષ્ટિએ વિચારતાં ઈશ્વરવિષેનો કોઇ પણ ખ્યાલ, તેનાં અનેક સ્વરૂપો પૈકી માત્ર એકનેજ સ્પર્શે છે. વસ્તુતઃ સચરાચર વિશ્વમાં વ્યાપક વિભુ એજ પોતે પોતાનું સાકાર સ્વરૂપ છે; નિરાકારરૂપે છતાં એજ

પોતે પોતાનું સગુણ સ્વરૂપ છે. એ ઈશ્વરના નામે એટલે કે વિશ્વના કર્તા, ભર્તા અને સંહર્તાના નામે ઓળખાય છે. બાકી પરમ સત્યરૂપે તો તે નિરાકાર બ્રહ્મજ છે. તે પ્રત્યેક મર્યાદિત વસ્તુનું, તેમજ ખુદ ઈશ્વરવિષેની કલ્પનાનું પણ તે બ્રહ્મજ આશ્રયસ્થાન છે. સત્યવિષેની આવી પાકી સમજથી બધા સંપ્રદાયો અને મત-મતાંતરોનું ઐક્ય કાળે કરીને સધાશે, એ કોઇ પણ વિચારશીલ મનુષ્યને સ્પષ્ટ થયા વિના રહેશે નહિ.

બ્રહ્મવિષેની ચર્ચા કરનાર એક ત્રૈમાસિકમાં શ્રીરામકૃષ્ણના જીવનની અદ્‌ભુત સર્વદેશીયતા વિષે એક મનનીય લેખ કેશવના જોડીદાર પ્રતાપચંદ્ર મઝુમદારે લખ્યો હતો. તેમાં તે લખે છે કે “તેમનો ધર્મ કયો છે? ચુસ્ત સનાતન હિંદુધર્મ. પણ એ હિંદુ-ધર્મ કોઇ વિચિત્ર પ્રકારનો છે. રામકૃષ્ણ પરમહંસ કોઇ ખાસ હિંદુ દેવદેવીના પૂજક નથી. તેઓ નથી શૈવ કે શાક્ત, નથી વૈષ્ણવ કે વેદાન્તી છતાં તેઓ શૈવ, શાક્ત, વૈષ્ણવ અને વેદાંતી, એ બધુંજ છે. તેઓ શિવને પૂજે છે, કાલીને ભજે છે, રામને વંદે છે, કૃષ્ણને ઉપાસે છે અને વેદાંતના પ્રૌઢ સિદ્ધાંતોના અદ્વિતીય સમર્થક છે. તેઓ મૂર્તિપૂજક છે છતાં એક નિરાકાર, નિર્ગુણ, અનંત બ્રહ્મ, જેને તેઓ અખંડ સચ્ચિદાનંદના નામથી ઓળખે છે તેના રૂઢ ઉપાસક છે. શાશ્વત અને નિરાકાર બ્રહ્મ, જેનાં આનંદ અને જ્ઞાનપ્રકાશ અખંડ અને અબાધિત છે, તેની સાથે જીવાત્મા-નો સંબંધ વ્યક્ત કરનાર શક્તિરૂપે દરેક દેવદેવીની તેમને પ્રતીતિ થાય છે. સત ચિત્, અને આનંદના શાશ્વત મહોદધિરૂપ, અખંડ સચ્ચિદાનંદની શક્તિ અને લીલારૂપેજ એ બધા અવતારો છે, બીજું કાંઈજ નથી, એમ તેઓ કહે છે. જ્યાંસુધી અમારા સદ્‌-ભાગ્યે તેમની હયાતી છે, ત્યાંસુધી અમે આનંદથી તેમને ચરણે બેસીશું, અને પવિત્રતા, પારમાર્થિકતા, આધ્યાત્મિકતા અને પ્રભુપ્રેમમાં પાગલતાના પ્રેરક પાઠો તેમની પાસેથી શીખીશું. એજ લેખક બીજા એક લેખમાં લખે છે કે “પોતાની બાલોચિત ભક્તિથી, અને પૂર્ણજાગ્રત માતૃત્વના જ્વલંત આદર્શથી પ્રભુને “મા” સ્વરૂપે ભજીને તેમણે અમારાં મનઃચક્ષુને અજબ અંજન આંજ્યું છે. પુરાણોના ૩૩ કરોડ દેવતાઓમાં વિસ્તરેલા દિવ્ય ગુણોની ઝાંખી અમે તેમના સંસર્ગમાં આવ્યાથીજ વધારે સારી રીતે કરી શક્યા છીએ.” બ્રહ્મસમાજીઓની આધ્યાત્મિક દૃષ્ટિમાં શ્રીરામ-

કૃષ્ણ અનેક રીતે કેવું પરિવર્તન લાવી શકયા હતા તેનો આ પુરાવો છે.

શ્રીરામકૃષ્ણના આકર્ષક વ્યક્તિત્વથી તેમના તરફ તણાઈ આવનાર બ્રહ્મોસમાજના બીજા મહાન પુરુષ પંડિત વિજયકૃષ્ણ ગોસ્વામી હતા. શ્રીચૈતન્યની મંડળીના અગ્રણી મહાન અદ્વૈતાચાર્યના તેઓ વંશજ હતા. આસ્તિક વાતાવરણમાં ઉછરેલા હોવાથી વિજયને નાનપણથીજ સત્ય અને આધ્યાત્મિક જીવન માટેની ધૂન લાગી હતી. તે સમયના અન્ય સત્યશોધકોની પેઠે, મહર્ષિ દેવેન્દ્રનાથ ટાગોર અને વિશેષે કરી પોતાનાપર પ્રબળ પ્રભાવ પાડનાર કેશવચંદ્ર સેનના સંસર્ગમાં તેઓ આવ્યા હતા. કેશવચંદ્ર અને તેમના બ્રહ્મોસમાજના ચુસ્ત હિયાયતી થવા જતાં તેમણે બ્રાહ્મણતરીકેનાં બધાં ચિહ્નો અને બધા હકોને તિલાંજલિ આપી હતી. પણ કૂચબિહારવાળા લગ્ન પછી તેઓ કેશવથી જૂદા પડ્યા. જ્યારે તેઓ શ્રીરામકૃષ્ણના સંસર્ગમાં આવ્યા ત્યારે તેમની સાધુતાની તેમના મનપર ઊંડી અસર પડી, તેઓ જોતજોતામાં એકબીજાના બની ગયા. શ્રીરામકૃષ્ણ સાથેના પરિચયથી તેમને ઈશ્વરપ્રાપ્તિ માટે ભારે લગની લાગી હતી.

શ્રીરામકૃષ્ણના ચારિત્ર્યની અનેક ખુબીઓમાં આ પણ હતી કે, તેમનામાં ભારોભાર સાદાઇ હતી; ખોટો ડોળ તેમને જરાયે ગમતો નહિ; પરોપકારવૃત્તિ અસાધારણ છતાં પોતાને નિમિત્તમાત્ર ગણતા; આંતરિક ઉન્નત અવસ્થાઓના પ્રસંગ સિવાય, તેઓ પોતાનાં વખાણ પણ સાંભળી શકતા નહિ; અને સામા માણસની સ્થિતિ જોઇને તેના અધિકાર મુજબનીજ વાત કરતા. દાખલાતરીકે ભક્ત આગળ જ્ઞાનની વાત કરતા નહિ. જીવનની અસારતાવિષે જ્ઞાની સમક્ષ વાર્તાલાપ ચાલી રહ્યો હોય, એવામાં કોઇ ભક્ત આવી ચઢે તો વાતનો વિષય પલટાવી દેતા. કોઈની પણ વિચારશ્રેણીમાં દખલ કર્યા વિના, તેને તેના લક્ષ્યે પહોંચી જવામાં મદદ કરવી એજ તેમનો આશય હતો. આથી બધા તેમનાપર પ્રેમ વર્ષાવતા, અને દરેક જણ તેમનામાં પોતાની સાધનાની સિદ્ધિ જોતો. આ મુદ્દાના સમર્થનમાં શિવનાથના પુસ્તકમાંથી એક અવતરણ લઈએ. તેઓ લખે છે કે "હું તેમની પાસે બેઠો હતો તેવામાં કલકત્તેથી કેટલાક શ્રીમંતો આવી પહોંચ્યા. તેમની સાથે વાતો કરતા હતા ત્યાંથી ઉઠીને સંત થોડો

વખત ઓરડા બહાર ગયા. એ દરમિયાન તેમના ભાણેજ અને અંગરક્ષક હૃદયે તેમનાં વખાણ કરવા માંડયાં. શ્રીરામકૃષ્ણ એકાએક ઓરડામાં આવી પહોંચ્યા; અને પોતાની વડાઈ હાંકતો જોઇને હૃદયને ઉધડો લીધો. એ વખતના તેમના શબ્દો હજી પણ મને યાદ આવ્યા કરે છે કે "કંગાલ! આ શ્રીમંતો આગળ તું મારી વૃથા વાહવાહ બોલ્યો કે? તેમનો દબદબાભર્યો પોશાક, અને સોનેરી ઘડિયાળ વગેરે જોઇને તેમનાં ખિસ્સાં ખાલી કરાવવાની તારી દાનત થઇ કેમ?" પછી પેલા શ્રીમંતો તરફ ફરીને બોલ્યા કે "ભાઇ! એણે તમને જે કહ્યું તે ખોટું જાણજો. આગળ મારી બેભાન સ્થિતિ થયેલી તે કંઈ પ્રભુપ્રેમને ખાતર નહિ; પણ કેટલોક વખત ખરી રીતે હું ગાંડોજ થયો હતો. આ મંદિરમાં આવનાર સાધુઓ મને અમુક તમુક ક્રિયાઓ કરવાનું કહી જતા. મેં તે બધી કરી જોઇ, અને પરિણામ એ આવ્યું કે એ વ્રતાદિ કરવા જતાં ભેજું ચસકી ગયું."

પંડિત શિવનાથને ગુરુદેવ માટે જબરો પૂજ્યભાવ હતો. તેઓ લખે છે કે "આધ્યાત્મિક જીવન માટે આટલી બધી તૃષાવાળો તેમજ ધાર્મિક વ્રતો પાછળ આટલું બધું કષ્ટ સહેવાવાળો મેં બીજો કોઇ મનુષ્ય ભાગ્યે જોયો હશે. મારી ખાતરી થઈ હતી કે, તેઓ સાધક રહ્યા નહોતા, પણ સિદ્ધ થયેલા હતા. મારો તેમની સાથેનો પરિચય લાંબો નહોતો, છતાં તેટલાથીયે મારા ઘણા આધ્યાત્મિક વિચારો દૃઢ થયા છે. મારાપર તેમનો જે નિષ્કામ પ્રેમ હતો તેથી હું તેમનો ઋણી છું. મારા જીવનમાં જે પરમ વિશિષ્ટ વ્યક્તિઓના સંબંધમાં હું આવ્યો છું તેમાંના નિઃશંક એક તેઓ પણ હતા."

શ્રીરામકૃષ્ણના સત્સંગથી લાભ ઉઠાવનાર બીજા બ્રહ્મોનેતા ત્રૈલોક્યનાથ સંન્યાલ હતા. તેઓ કેશવના બ્રહ્મોસમાજના સુપ્રસિદ્ધ ગાયક હતા, અને ભજનોના રચનાર પણ હતા. ચિરંજીવ શર્માના ઉપનામથી તેમને સૌ કોઇ ઓળખતું. સમાધિસ્થ સ્થિતિમાં ગુરુદેવને જોતાં તેઓ પણ ભાવવશ થતા, અને ભજનો લખી કાઢતા. પાછળથી આ ભજનોપર બંગાળમાં હજારો લોકો ફીદા ફીદા થયા છે.

એક દિવસ કલકત્તામાં બલરામ બોઝ(જેના વિષે હવે પછી વાંચીશું)ના ઘરમાં ત્રૈલોક્યને ગુરુદેવનો ભેટો થયો, અને નટ–

નાટકકાર ગિરીશચંદ્ર ઘોષે સંસારસુખ અને ઈશ્વરી આનંદ વિષે વાત છેડી.

શ્રીરામકૃષ્ણ (ત્રૈલોક્યને અને બીજાને):—ઈશ્વરી આનંદનું સુખ જેણે ચાખ્યું છે, તેને જગતનાં સુખનો સ્વાદ મીઠાવિનાના ધાન જેવો ફિક્કો લાગે છે. કિંમતી શાલવાળાને દોટીના વસ્ત્રની ઓછીજ દરકાર હોય છે!

ત્રૈલોક્ય–"હું ગૃહસ્થાશ્રમીઓની વાત કરૂં છું,ત્યાગીઓની નહિ."

શ્રીરામકૃષ્ણઃ—"તું આ બધું શું બકે છે? દુનિયાદારીનું જીવન ગાળવા છતાં ધાર્મિક જીવનના હિમાયતીઓ જો એકાદ વાર પણ ઈશ્વરી આનંદ માણી શકે તો પછી તેમને પણ દુનિયાદારીનું સુખ ખારૂંજ લાગે છે. સંસારી કામો માટેનો તેમનો બધો ઉત્સાહ અલોપ થઈ જાય છે. અને ઇશ્વરી આનંદ વધતો ચાલે છે, તેમ તેમ તેઓનાં વ્યવહારનાં કામો ઘટતાં ચાલી કેવળ નિર્વિષયી આનંદનીજ ખુમારીમાં તેઓ મસ્ત રહે છે. ઇંદ્રિયસુખો તે ઈશ્વરી આનંદનો કદી પણ મુકાબલો કરી શકે? એક વખત માણસ એ આનંદની ઝાંખી કરે, એટલે પછી તે તેની પાછળ ગાંડોજ બની જાય. પછી દુનિયાની તેને શી તમા રહે?"

" પાણીથી ભરપૂર અનેક સરોવરો, નદીઓ અને સમુદ્રો હશે, છતાં તૃષાથી મરી જાય તોપણ ચાતકને તો તે બધું પાણી નકામુંજ ને! સ્વાતિબુંદને માટેજ તે ટળવળશે. બીજું બધું પાણી તેને મન ધૂળ સમાન છે."

"ધર્મ અને મોજમજાનો સમન્વય કરવાની (મેળ બેસાડવાની) લોકો વાતો કરે છે, પણ માણસ જો નિયમમાં રહી નિશો કરે તોજ તે બધી વસ્તુઓને તેના ખરા રૂપમાં અને ખરા ક્રમમાં જોઇ શકે. જો તે પીને છાકટો બને તો તો બધુંજ અંધારૂં ભીંત!"

"માણસે જો સહેજ પણ ઈશ્વરી આનંદ ચાખ્યો તો તો બીજો કોઇ પણ આનંદ તેને આકર્ષી શકશે નહિ. પછી લૌકિક મોજમજા અને માલમત્તાની વાતોથી તેને ઓકારીજ આવશે. જે માણસ પ્રભુપ્રેમનો પાગલ બને તેને પછી ધનધામ અને માનબડાઈ માટે કશીજ સ્પૃહા રહેતી નથી."

ત્રૈલોક્ય—માણસ દુનિયામાં રહે તો પછી તેણે થોડા પૈસા તો એકઠા કરવાજ જોઇએને! તેને દાનપુણ્ય પણ કંઇ કરવું જોઈએને!

શ્રીરામકૃષ્ણ—"એમ કે? પ્રથમ ધનસંચય અને પછી પ્રભુ!

જુઓ તો ખરા! તેમનાં દાનપુણ્ય અને દયાભાવ પણ કેટલાં વિશાળ! પોતાની સંતતિના લગ્ન પાછળ હજારો રૂપિયા ખર્ચે છે, પણ સાખપડોશી તેના કુટુંબસહિત ભૂખે મરતો હોય તેને મુઠ્ઠી ચોખા આપતાંયે જીવ ન ચાલે,—એટલું કરતાં પણ તેઓ અનેક વાર વિચારે! લોકો ભૂખે મરે છે, ત્યારે તેઓ વિચારે છે કે 'ચાલો કાંઇ નહિ. પડોશી મરે કે જીવે તેમાં મને ઓછુંજ સ્નાન સૂતક છે?–હું ને મારૂં કુટુંબ અમનચમન કરીએ એટલે બસ.' અને આવા આવાજ લોકો બધાં પ્રાણીઓપ્રત્યે દયાની લાંબી લાંબી વાતો કરે છે!"

ત્રૈલોક્ય—ગૃહસ્થાશ્રમીઓમાં પણ કેટલાક ભલા હોય છે. શ્રીચૈતન્યનો અનુયાયી પુંડરિક વિદ્યાનિધિ ગૃહસ્થાશ્રમીજ હતો.

શ્રીરામકૃષ્ણ—તેણે ઇશ્વરી આનંદનો પ્યાલો પેટપૂરતો પીધો હતો. જો થોડોક વધારે–ગળા સુધી પીધો હોત, તો ભાગ્યેજ તે ગૃહસ્થી જીવન ગાળી શકયો હોત.

ત્રૈલોકય ચૂપ રહ્યો.

ગિરીશ—તો તમારા પુસ્તકમાં જે લખ્યું છે તે ખોટુંજ ને?

ત્રૈલોકય—એમ કેમ? શું ગુરુદેવ એમ નથી કબૂલતા કે દુનિયામાં રહેવા છતાં પણ માણસ ધાર્મિક હોઇ શકે?

શ્રીરામકૃષ્ણ—હોઇ શકે, પણ જ્ઞાનસિદ્ધિ–પરમાત્મસાક્ષાત્કાર-પામ્યા પછીજ સંસારવ્યવહારમાં પડવું જોઇએ, કે જેથી પછી દુનિયાઇ સુખદુઃખાદિથી લેપાય નહિ.

પછી ગિરીશે ઇશ્વરાવતારનો વિષય ઊંચકયો.

ત્રૈલોકય—મનુષ્ય ગમે તેટલો મહાન હોય છતાં તેનામાં પરબ્રહ્મની પૂર્ણ સત્તાનો આવિર્ભાવ થઇ શકતો નથી.

ગિરીશ—તમે બાળકોને બ્રહ્મગોપાળતરીકે–બાળકોના રૂપમાં ઇશ્વરતરીકે સત્કારો છો, તો સંતને ઇશ્વરતરીકે પૂજશો નહિ?

શ્રીરામકૃષ્ણ—(ત્રૈલોકયને) પરબ્રહ્મને વચ્ચે શું કરવા લાવે છે? મારે તને અડકવું હોય તો તારા આખા શરીરને અડકી જવું જોઇએ? ગંગામાં નાહવું હોય તો હરદ્વારથી સાગરબેટ સુધી બધી નદીને સ્પર્શ કરી જવો જોઇએ? જ્યાં સુધી 'હુ' છે ત્યાંસુધી દ્વંદ્વ છે. સચ્ચિદાનંદ બ્રહ્મરૂપી સાગરમાં 'હુ'રૂપી ઘડો છે. જ્યાંસુધી એ ઘડો છે ત્યાંસુધી ઘડાની અંદરનું અને બહારનું પાણી જુદા રૂપે દેખાય છે. એ ઘડો ભાગી જાય એટલે

બધું પાણી સાગરનુંજ છે, પણ આ અવસ્થા શબ્દોથી વર્ણવી જાય એવી નથી.

પછી ગુરુદેવ ત્રૈલોક્યને સંબોધી બોલ્યા કે "જો, તું પોતેજ ઈશ્વરી આનંદ માણી રહ્યો છે; ખરૂં કે નહિ?"

ત્રૈલોક્ય--ના બાપુ! જેવો અહીંથી જાઉં છું કે પહેલાંના જેવો બની જાઉં છું. હમણાં કંઈક અંકુર ખીલ્યો છે.

શ્રીરામકૃષ્ણ—જેના પગમાં જોડા હોય તેણે કાંટાની બીક રાખવી વૃથા છે. ઈશ્વર એજ સત્ય અને બાકી બધું ભ્રમ છે, એવી જેને પાકી પ્રતીતિ થઇ છે, તેને પછી મોજમજા કે ધનદોલતથી બ્હીવાપણું નથી.

ત્રૈલોક્ય ગયા પછી ગિરીશ અને બીજાઓને સંબોધી ગુરુદેવ બોલ્યા કે "તેઓ કોના જેવા છે એ તમે જાણો છો? કોઇ દેડકો કૂવામાં જન્મેલો અને પૃથ્વીને કદી જોયેલી નહિ; એટલે પૃથ્વી જેવી કોઇ વસ્તુ છે, એ વાત તે કેમે માનેજ નહિ! ઇશ્વરી આનંદની લહેજત તેમણે ચાખી નથી એટલેજ તેઓ 'જગત' વગેરેનો વિતંડાવાદ કરતાં થાકતા નથી."

શ્રીરામકૃષ્ણ (ગિરીશને)—"તેમની સાથે દલીલો કરવામાં તું શીદ માથું પકવતો હોઇશ? તેમને તો સંસારસુખ અને ઈશ્વરી આનંદ બંને જોઇએ છીએ. ઇશ્વરી આનંદ ચાખ્યા વિના તેઓ સમજે એમ નથી. તેમનોયે દોષ ઓછોજ કાઢવા જેવો છે! દરેકને કાંઇ બ્રહ્મસાક્ષાત્કાર ન થાય. માત્ર બારેક ઋષિઓજ રામચંદ્રને ઓળખી શકયા હતા, બધા નહિ. કેટલાક તેમને સામાન્ય મનુષ્યતરીકે, કેટલાક સંતતરીકે તો બહુ થોડાઓ તેમને અવતારતરીકે ઓળખી શકયા હતા."

"લોકો પોતાની ગુંજાશ પ્રમાણે વાત કરે છે. કોઇ ગૃહસ્થે પોતાના નોકરને કહ્યું કે 'આ હીરો લઇ બજારમાં જા, અને તેની કેટલી કિંમત ઉપજે છે તે મને કહે. પ્રથમ વેંગણ વેચનારને પૂછજે.' નોકરે તેમ કર્યું. વેંગણ વેચનાર હીરો હાથમાં ફેરવતો બોલ્યો 'જોઇએ તો હું તો આના બદલામાં નવશેર વેંગણ આપું.' નોકરે કહ્યું 'ભાઇ! જરા ફરી વિચાર. જા, દશ શેર આપજે.' પેલાએ કહ્યું 'એમ કેમ બને? મેં તો બજારકિંમત કરતાંયે વધારે કહ્યું છે. લેતો હોય તો લે.' નોકર હસ્યો, હીરો પાછો લીધો અને શેઠને મળી બધી વાત કરી. શેઠે કહ્યું

'બહુ સારૂં; હવે કાપડિયાને મળ. કાછીઓ બિચારો વેંગણુ વેચી જાણે. એને હીરાની કદર કેટલી? કાપડિયો પૂંજીવાળો છે, એટલે એ શું કહે છે તે તો જાણીએ!' નોકર કાપડિયાને મળ્યો અને બોલ્યો 'આની શી કિંમત આપશો?' કાપડિયે કહ્યું 'પથ્થર છે તો સુંદર. ઘરેણુાંમાં તે કંઇક સારો કામ લાગશે. હું નવસોની કિંમતે રાખીશ.' નોકર બોલ્યો 'જરા આગળ વધો–હજાર પૂરા કરો!' કાપડિયે કહ્યું 'પત્યું, એ વાત રહેવા દો. બજારભાવ કરતાંયે મેં વધારે કહ્યું છે. નવસોથી કાંકરી પણુ વધારે નહિ મળે.' નોકર પાછો ગયો, અને શેઠને બધી બીના કહી. શેઠે કહ્યું 'હવે ઝવેરીને ત્યાં જા, અને તેનો આંકડો લાવ.' ઝવેરીએ જોતાંવેંતજ હીરો ઓળખ્યો એને એકદમ કહ્યું કે 'હું એક લાખ રૂપિયા આપીશ!' "

"લોકો પ્રથમ ઘર સાચવીને તે પછીજ હરિને સેવવાની વાતો કરે છે, પણુ તેમની એ સ્થિતિ છાપરામાંના એકાદ કાણુા-માંથી તેજકિરણુ દેખાતું હોય એવા બંધ ઓરડામાં બેઠેલા મનુષ્યના જેવી છે. માથાપર જ્યાંસુધી છાપરૂં હોય ત્યાંસુધી કોઈ પણુ સૂર્યને આખો જોઇ શકે ખરો? એકાદા તેજકિરણુથી શો લાભ? ધનદોલત અને રંગરાગ એ છાપરૂં છે. એ છાપરૂં ખસેડી નાખ્યા સિવાય કોઇ પણુ સૂર્યને જોઇ શકે? દુનિયા-દારીના જીવો એવી રીતે ઓરડામાં કેદ થયેલા છે."

"અવતારો અને તેમની મહોરવાળાઓ દેવાંશી છે. તેઓ ખુલ્લી હવામાં વિચરે છે. દુનિયાદારીમાં જકડાતા નથી કે કેદ થતા નથી. જગતના જીવોની પેઠે તેમનો આત્મા જડ હોતો નથી. જગતના જીવોનો આત્મા છાપરાવાળા બંધ ઓરડામાં પુરાયલા કેદી જેવો છે–બહારની કોઈ ચીજ તેનાથી જોઇ શકાય નહિ. ધારો કે, કોઇ માણુસ દિવાલ પાસે ઉભો છે. એ દિવાલની પેલી તરફ વિશાળ ખુલ્લું ચોગાન છે, એ દિવાલમાં એકાદું કાણું હોય તો તેની પાસે ઉભેલો માણુસ તેની બહારનું જોઇ શકે; અને કાણું મોટું હોય તો તેમાં તે આવ–જા પણુ કરી શકે. અવતારી આત્મા એ મોટા કાણુાવાળી દિવાલ જેવો છે. દિવાલની ગમે તે બાજુથી બીજી બાજુએ આવેલું અનંત વિ-સ્તારવાળું ચોગાન અવતારી આત્મા જોઈ શકે છે; એટલે કે તે મનુષ્યરૂપે અવતરવા છતાં હમેશાં યોગમાં રમે છે. વળી જ્યારે

જ્યારે ઇચ્છા થાય, ત્યારે તે સમાધિદશાનો આનંદ લૂંટવાને બીજી બાજુએ જાય છે. કાણું મોટું હોવાથી તેમાંથી આવ-જા પણ કરે છે-તે સમાધિદશામાંથી ઇંદ્રિયજગતમાં પણ આવી શકે છે.”

બ્રહ્મોસમાજના સભ્યોના સંસર્ગમાં આવવાથી બંગાળના કેળવાયલા વર્ગની મનોવૃત્તિ જાણવાની પહેલીજ તક શ્રીરામકૃષ્ણને મળી હતી. પાછળથી તેમના વિચારોનો પ્રચાર કરવામાં એજ વર્ગ મુખ્ય સાધનભૂત થયો હતો. ગ્રામ્ય વાતાવરણમાં જન્મેલા અને ઉછરેલા હોવાથી, તેમજ અનેક ઉગ્ર સાધનાઓમાં પોતાની યુવાની ગાળેલી હોવાથી, દેશની દરેક પ્રગતિશીલ હિલચાલને મોખરે રહેનાર કેળવાયલા મધ્યમ વર્ગના સંસર્ગમાં આવવાની કોઇ તક તેમને હજી સુધી મળી નહોતી. લોકોના મનપર પાશ્ચાત્ય સંસ્કારની વધતી જતી અસરથી તેઓ અજ્ઞાત હતા. તેમના પોતાના જીવનપર તેની છાપ પડી નહોતી. હિંદુ પ્રણાલીને અનુસરીને તેમણે પોતાનું ધ્યેય સાધ્યું હતું. પવન કયી દિશામાં વાઈ રહ્યો છે તેનો પહેલો ખ્યાલ તેમને બ્રહ્મોએજ આપ્યો. હિંદના ઋષિમુનિ અને અવતારો તરફ આકર્ષાવાને બદલે તેઓ પાશ્ચાત્ય તત્ત્વજ્ઞોના મોહમાં વધારે ફસાયા હતા, એ તેમણે જોઇ લીધું. ગુરુદેવનું જીવન સત્યોના જ્વલંત આદર્શરૂપ હોવા છતાં પણ એ સત્યોને સ્વીકારતાં તેમને કંઠે પ્રાણ આવતા. તેમણે જગત અને ઇશ્વરનો વિચિત્ર ખીચડો કરી મૂકયો હતો, એટલે એમાંથી તેમને મુક્ત કરવામાં શ્રીરામકૃષ્ણને ભારે મુસીબત પડી. આવી પરિસ્થિતિમાં શ્રીરામકૃષ્ણ હારે તેવા તો નહોતાજ. આવી સ્થિતિના મૂળમાં તેમને ઈશ્વરનો હાથ જણાયો તેથીજ તેમણે સતત પ્રેમભાવથી બ્રહ્મોને પોતાના અનુભવ કહી સંભળાવ્યા હતા; અને ત્યાગ, સંયમ, આસ્તિકતા, નિષ્કામ કર્મ, વિવેક વગેરે તેમને યથાવત્ સમજાવ્યું હતું. અને એમાંથી ઇચ્છા પ્રમાણે ઓછુંવત્તું ગ્રહણ કરવાની છૂટ પણ તેમણે આપી હતી. તેઓને લગતા અનુભવ પછી, પોતાનું કહેવું પૂરેપૂરૂં સમજી અને ઝીલી શકે એવાં જગદંબાનાં ઉચ્ચકક્ષ ત્યાગશીલ સંતાનોને મળવાની આતુરતા તેમનામાં અનેકગણી વધી હતી.



# २६--कामारपुकूरनी छेल्ली मुलाकाते

કેશવચંદ્ર સેન મળ્યા પછી કેટલાક વખતે શ્રીરામકૃષ્ણ છેલ્લી વારના કામારપુકૂર ગયા. ત્યાં તેમણે કેટલાંક ગામડાંની મુલાકાત લીધી, અને વૈષ્ણવોએ ગોઠવેલાં સંકીર્તનોમાં ભાગ લીધો. ભજનાનંદને પરિણામે તેઓ વારંવાર ભાવસમાધિમાં આવી જતા અને તેથી લોકો બહુ આકર્ષાતા. આ સમાચાર વાયુવેગે ફેલાઇ જવાથી અનેક ભજનમંડળીઓ તેમનાં દર્શને આવવા લાગી. અને ગુરુદેવનું નિવાસસ્થાન સ્ત્રીપુરુષોની મેદનીથી ઊભરાઈ જવા લાગ્યું. રાતદિવસ ભજનની ઝડી ચાલ્યા કરતી. આ પ્રસંગનું વર્ણન તેમના પોતાના શબ્દોમાં આ પ્રમાણે છેઃ-"જ્યારે હું હૃદયને ત્યાં રહેતો, ત્યારે લોકો મને શ્યામબજાર લઇ ગયા હતા. એ ગામમાં પેસવા પહેલાંજ મને એમ લાગ્યું કે, એ ગામના લોકો શ્રીચૈતન્યના સારા ભક્ત હોવા જોઇએ. એ ગામમાં સંકીર્તનનું આકર્ષણ એટલું પ્રબળ હતું કે સાત દિવસ સુધી અહોરાત્ર માણસોની ઠઠ જામેલી રહી. બધો વખત સંગીત અને નૃત્ય સિવાય બીજું કાને પડતું નહિ. એ દૃશ્ય જોવાને લોકો ભીંતો અને ઝાડોની ઉપર ચઢી બેસતાં. મારો મુકામ નટવર ગોસ્વામીને ઘેર હતો. ત્યાં પણ રાતદિવસ એવી ને એવી મેદની મચી રહેતી. સવારે આરામ લેવાની ઇચ્છાથી કોઇ વણકરના ઘરમાં હું પેસી ગયો, પણ ત્યાંયે લોકોએ મારો પીછો છોડચો નહિ. ત્યાં પણ તેઓ ઝાંઝ પખાજ લઇ આવી પહોંચ્યા; અને એની એજ રમઝટ જામી! હું મૂર્છાવશ થઇ જઇશ એવી બીકથી હૃદય મને ત્યાંથી ખુલ્લા મેદાનમાં ખેંચી ગયો, પણ અહીંયે લોકોનાં ટોળાં કીડીઆળાંની પેઠે ઝાંઝપખાજ લઇ ઉભરાયાં! હૃદયે તેમને ઠપકો આપ્યો કે-' આમ અમારો પીછો પકડીને તમે શું કરવા માગો છો? શું અમે સંકીર્તનો સાંભળ્યાંજ નહિ હોય?' દૂર દૂરનાં ગામડાંમાંથી લોકો ઉતરી

આવતા અને રાતવાસો કરતા."

તેઓ પોતાની મુલાકાતના બીજા રસિક પ્રસંગો પણ આ પ્રમાણે કહી બતાવતાઃ–"સ્થાનિક ગોસ્વામીઓ (વૈષ્ણવ નેતાઓ) મારી સાથે ઝગડો કરવાને આવ્યા. તેઓના હકમાં અમે ભાગ પડાવીશું, એમ તેઓ ધારતા; પણ તેમણે જોયું કે, હું તો એક ચીંદરડી કે સૂતરનો તાર સરખોયે લેતો નહોતો ! કોઇએ તેમને કહ્યું હશે કે, હું બ્રહ્મને ઓળખવાવાળો છું, એટલે તેમણે મારી પરીક્ષા કરવા ધારી. એકે સવાલ પૂછયો કે 'એમને ગળે કંઠી અને કપાળે તિલક કેમ નથી ?' કોઇએ તેનો જવાબ કર્યો કે પીપળાનાં સૂકાં પાનની પેઠે, એ બધું આપોઆપ ખરી પડયું છે.' "

જ્યારે જયારે તેઓ આ પરિચિત દૃષ્ટાંતનો ઉપયોગ કરતા, ત્યારે ત્યારે જ્ઞાનનો ઉદય થતાં, સત્યશોધક આગળથી બધાંજ લફરાં કેવી રીતે પલાયન કરી જાય છે, એ પણ તેઓ સરલભાવે સમજાવતા.

મૂર્ખ સિદ્ધાંતોને હસી કાઢતાં તેઓ અનેક વાર કહેતા કે "શ્યામબજાર અને તેની આસપાસનાં ગામડાંમાં વણકરનાં કુટુંબો વસે છે. તેમાંના ઘણા વૈષ્ણવો છતાં પણ તેમની વાતો તો જુઓ ! મારે માટે તેઓ પૂછતા કે ' એ કયા વિષ્ણુને માને છે ? વિશ્વનું પોષણ કરે છે એ વિષ્ણુને ? અરે તેની સામે તો અમો નજરે ન કરીએ ! અને શિવ તે કયા ?–અમે તો આત્મારામ શિવનેજ માનીએ છીએ.' તેમાંના એકે સૂચના કરી કે 'ઠીક, પણ તમે કયા હરિને ભજો છો એ તો જરા સમજાવો.' બીજાએ ટપ લઇ જવાબ આપ્યો 'અરે ભાઈ ! અમારે એ બધી ભાંજગડમાં પડવાનું શું કામ ? તુંજ તારી મેળે એ ફોડી લેને.' ધંધાથી વણકર છતાં પરસ્પર આવી આવી વાતો કર્યા કરતા."

એક દિવસ શ્રીરામકૃષ્ણ જયરામવાટીને રસ્તે હૃદયને ત્યાં જતા હતા. તેમના શરીરનું બંધારણ એવું નાજુક બની ગયું હતું કે તેઓ થોડે દૂર પણ ચાલી શકતા નહિ. એટલે પાલખી લાવવામાં આવી. કિરમજી રેશમી વસ્ત્રમાં સજ્જ થયેલા, હાથે સોનાના માદળિયાવાળા અને પાનચર્વણથી રતુમડા હોઠવાળા શ્રીરામકૃષ્ણ સૌંદર્યની મૂર્તિ જેવા લાગતા. તેમને વિદાય કરવાને લોકોનું ટોળું જામ્યું. તેઓ પાલખીમાં બેસવાની તૈયારીમાં હતા,

તેવામાં લોકોના ટોળા તરફ નજર પડતાં હૃદયને તેમણે તેનું કારણ પૂછ્યું. હૃદયે જવાબ આપ્યો કે "આપ પધારો છો, અને કેટલાક વખત સુધી આપનાં દર્શન થઇ શકશે નહિ, એમ માનીને લોકો આપનાં દર્શન કરવા આવ્યા છે." ગુરુદેવે કહ્યું કે "પણ તેઓ મને દરરોજ જોતા હતા, છતાં આજે શું નવું હતું કે આજે તેઓ આટલી સંખ્યામાં ઊભરાયા છે?" હૃદય બોલ્યો કે તમે જે વસ્ત્ર વગેરે આજે પહેર્યું છે તેથી રોજ કરતાં સુંદર લાગો છો, અને તેથી તેઓ આપનાં દર્શને આવ્યા છે." લોકો આમ પોતાના શારીરિક સૌંદર્યથી આકર્ષાય એ વાત શ્રીરામકૃષ્ણને વસમી લાગી. તેઓ બોલી ઊઠયા કે "શું એક માણસને જોવાને આટલી મેદની! બસ, હું હવે જવાનો નથી. હું જ્યાં જ્યાં જઇશ, ત્યાં ત્યાં લોકો તો આમ ને આમ ટોળે થશે." તેઓ તરતજ પોતાના ઓરડામાં પાછા ફર્યા અને પહેરેલાં વસ્ત્ર કાઢી નાખ્યાં. હૃદયે અને બીજાઓએ ઘણીયે વિનવણી કરી, પરંતુ તે દિવસે તેઓ ગયાજ નહિ. શારીરિક સૌંદર્ય અને પાર્થિવ વસ્તુઓપ્રત્યેનો તેમનો અણગમો આ સાદી વાતપરથી સમજાય છે.

કામારપુકૂરમાં થોડાક માસ રહ્યા પછી શ્રીરામકૃષ્ણ દક્ષિણેશ્વર પાછા ફર્યા. કામારપુકૂરમાં તેમનાં દર્શને જે અસંખ્ય લોકો આવતા, તેમાં લક્ષ્મીનારાયણ નામનો એક શ્રીમંત મારવાડી હતો. ગુરુદેવપર તેનો ભાવ અપ્રતિમ હતો. એક દિવસ ગુરુદેવની પથારીપર મેલી ચાદર પાથરેલી જોઇ, તેમને ભવિષ્યમાં કોઇ પણ વાતે કમી ન રહે એ હેતુથી તેણે તેમના નામપર દશહજાર રૂપિયા બેંકમાં મૂકવાની વાત છેડી. આ વાતથી ગુરુદેવને એટલું દુઃખ લાગ્યું કે હવે એ વિષે કાંઈ પણ નહિ બોલવાની બે હાથ જોડીને તેમણે તેને પ્રાર્થના કરી. પોતાની બધી આજીજી નિષ્ફળ થતી જોઇને, એ મારવાડી હૃદયને મળ્યો અને ગુરુદેવની સેવા ખાતર માતાજીના નામપર એ રકમ સ્વીકારવા વિનંતિ કરી. ગુરુદેવને એ વાત પૂછતાં તેમણે ફરી વાંધો લીધો કે, એમ કરવાથી પણ એ રકમના માલિક તો આખરે પોતેજ બને; અને એવી રીતે માલિકી ધારણ કરવાના કોઇ પણ વિચારથી પોતે વિરુદ્ધ છે. પેલો સખી ગૃહસ્થ પણ આવી દલીલોથી હતાશ ન થતાં મંડયોજ રહ્યો. કોઇ પણ દલીલ કારગત નથી આવતી એવું

જોઇને શ્રીરામકૃષ્ણ નિર્વેદથી બોલી ઉઠયા કે "એ જગદંબા ! મને તારાથી વિમુખ કરે એવા લોકોને અહીં તું શીદ મોકલતી હોઇશ ?" આવાં દીન વચનથી મારવાડીને આખરે એ વાતને પડી મૂકવી પડી.

ભવિષ્યનો વિચાર સરખો પણ કરવો એ પ્રત્યે તેમને તિરસ્કાર હતો. એ વિષેનો એક પ્રસંગ આ રહ્યોઃ–એક વાછડાની કાળજી-થી ઠઠવેઠ કરતાં કેટલાક દિવસ સુધી હૃદયને તેમણે જોયો હતો. તે આમ કેમ કરતો હશે, એ જાણવા સારૂ તેમણે એક દિવસ હૃદયને પૂછ્યું. તેણે જવાબ આપ્યો કે "એ વાછરડાને હું ઘેર લઈ જઇશ. થોડાંક વર્ષો પછી તે હળે જોતરાય એવું સુંદર જાનવર બને એમ છે." આ સાંભળતાંજ ગુરુદેવ બોલી ઉઠયા કે "દુનિયા-દારીના લોકોની ફસાવવાની કળા તો જુઓ ! આજે વાછરડો છે–તે કાલે મોટો થશે, અને ખેતર ખેડવાને કામ આવશે ! વળી ભવિષ્યમાટે આવડી બધી ચિંતા, અને ઈશ્વર તરફ તો નજર સરખીયે નહિ ! લ્યો એ માયા નહિ તો બીજું શું ?"

જગદંબાએ જેમની પ્રતીતિ કરાવી હતી તે નિર્મળ ચારિત્ર્ય-વાળા શિષ્યોને મળવાની તેમને આ અરસામાં તીવ્ર ઉત્કંઠા થઈ આવી હતી. આ પ્રસંગને ઉદ્દેશીને તેઓ આગળપર કહેતા કે "તે વખતે મને જે લગની લાગી હતી તે અજબ હતી. દિવસના તો હું તેને જેમ તેમ દબાવી રાખતો. સંસારીઓની પ્રપંચભરેલી વાતો મને ઝેર જેવી લાગતી. મને પ્રભુના સાચા પ્રેમીઓને મેળાપ થાય, એની આતુરતાથી હું રાહ જોતો, અને દિવસ આથમતો એટલે લાગણીઓના ઘોડા રોકયા રોકાતા નહિ. એક દિવસ તો ચાલ્યો, અને હજી તેઓ આવ્યા નહિ, એ વિચાર મને સતાવતો ! સંધ્યાઆરતી સમયે મંદિરમાં જ્યારે ઘંટાનાદ અને શંખધ્વનિ થતા, ત્યારે હું બાગ–ઘરને છાપરે ચઢતો અને હાર્દિક વેદનાથી પીડાતો હોઉં એમ બૂમો પાડી બોલતો કે 'બચ્ચાઓ ! આવો, આવો. તમે કયાં છો ? તમારાવિના મારૂં જીવન પણ હવે અસહ્ય છે !"



# २७–रामचंद्र दत्त अने मनमोहन मित्र

શ્રીરામકૃષ્ણનો આદેશ ઝીલવાને જે બે પુરુષ પ્રથમ આવ્યા હતા, તેમનાં નામ રામચંદ્ર દત્ત અને મનમોહન મિત્ર હતાં. તેઓ કાકા કાકાના દીકરા થતા અને કલકત્તામાં રહેતા. પહેલો દાક્તર હતો અને કલકત્તાની મેડિકલ કૉલેજમાં તેને નોકરી હતી. પોતાના સમકાલીન સુશિક્ષિતોની પેઠે તે પણ નાસ્તિક હતો. પોતે લખેલા શ્રીરામકૃષ્ણના જીવનચરિત્રમાં પોતા વિષે આ પ્રમાણે તે ઉલ્લેખ કરે છેઃ–"તે દિવસોમાં અમારી ઈશ્વરપરની શ્રદ્ધાનો લોપ થયો હતો, અને વિશ્વનો કોયડો ઉકેલવાને કેવળ કુદરતનુંજ જ્ઞાન બસ છે, એમ અમે સમજતા. અમે ભયંકર જડવાદીઓ હતા, અને પાશવિક સુખોપભોગનેજ જીવનનો પરમ મંત્ર ગણતા." તેના માનસિક ઉદ્વેગનો પાર નહોતો. આ અરસામાં કેશવચંદ્ર સેનના તંત્રીપણા હેઠળ ચાલતા એક વર્તમાનપત્રની નકલ તેને હાથ ચઢી. તેમાં શ્રીરામકૃષ્ણ વિષે તેના વાંચવામાં આવ્યું અને મનમોહન સાથે એ સંતની મુલાકાત લેવી એવો તેણે નિશ્ચય કર્યો. ૧૮૭૯માં એક બપોરે તેઓ દક્ષિણેશ્વર આવ્યા, અને બારણાં બંધ જોઈને તે ખખડાવ્યાં. કોઈ સાદા વેશવાળા પુરુષે બારણાં ઉઘાડયાં. આશ્ચર્યપૂર્વક તેમણે જોયું કે, એ પુરુષનો સ્વાંગ સંન્યાસીથી કેવળ ઉલટોજ હતો. આમ છતાં, થોડી વારમાં તેમને ખાતરી થઇ કે બારણાં ખોલનાર તે સંત પોતેજ હતા. શરૂઆતથીજ શ્રીરામકૃષ્ણે તેમને અપનાવી લીધા. તેમના સંબંધમાં ઝીણી ઝીણી વિગતો તેમણે જાણી લીધી, અને તાવથી તરફડતા હૃદયને બૂમ મારતાં બોલ્યા કે "હૃદય! આવ, જો આ એક દાકતર છે. તેને તારી નાડ બતાવ." નાડ બતાવાઇ. ગુરુદેવ પાસે આધ્યાત્મિક વાર્તાલાપ કરવામાં બંને ભાઇઓએ બધી બપોર ગાળી, અને જતાં જતાં શ્રીરામકૃષ્ણે આપેલો પ્રસાદ લઇ ઉઠયા. ઉઠતાં ચરણસ્પર્શ કર્યા,

અને ગુરુદેવે 'વળી આવજો' એમ કહી પ્રેમથી વિદાય દીધી. ગુરુદેવની પ્રેમળતાથી તેઓ મુગ્ધ બની ગયા. પ્રથમ મુલાકાતેજ આવો સત્કાર અને આવી સંભાવનાનો અનુભવ જીવનમાં તેમને આ પહેલવહેલોજ હતો. શ્રીરામકૃષ્ણનો પ્રેમ આટલો મધુર અને સાચો એટલા માટે લાગ્યો કે તેમાં સ્વાર્થની મુદ્દલે છાંટ નહોતી.

તેઓ બીજા દિવસોએ બહુ રોકાયલા રહેતા એટલે રવિવારે શ્રીરામકૃષ્ણને મળવા આવતા. હવે તેમનાં જીવને જુદી દિશામાં ઝોક લીધો. તેઓ સાંસારિક વિચારોને તિલાંજલિ આપવાને યત્નશીલ થયા. દક્ષિણેશ્વર અને શ્રીરામકૃષ્ણ એજ તેમના પ્રિય વિષયો થઇ પડયા. આ બંને ભાઇઓને ઉત્સાહથી ઇશ્વરવિષે વાતો કરતા સાંભળીને તેમનાં સંબંધીઓમાં એક પ્રકારનો ગભરાટ ફેલાયો. એક દિવસ મનમોહન દક્ષિણેશ્વર જવા નીકળ્યો ત્યારે તેની કાકી તેને અટકાવવા લાગી. આખરે શ્રીરામકૃષ્ણનું આકર્ષણ બળવત્તર નીવડયું, અને મનોમોહન તથા રામચંદ્ર દક્ષિણેશ્વર આવ્યા. વાત નીકળતાં ગુરુદેવ બોલ્યા કે "ભક્ત અહીં આવવા ઈચ્છે પણ એની કાકી અટકાવતી હતી; એટલે રખે તે આવતો અટકે, એવા વિચારથી ખેદ થયો હતો." આ શબ્દો સાંભળીને મનમોહને ભવિષ્યમાં એવા અટકાવને નહિ ગણકારવાનો સંકલ્પ કર્યો; અને આ પ્રસંગ ગુરુદેવ કેવી રીતે જાણી શકયા હશે એનું તેને આશ્ચર્ય થયું.

મનમોહન અને રામચંદ્ર આવા એક બીજા અનુભવ પછી શ્રીરામકૃષ્ણ તરફ વિશેષ ખેંચાયા અને તેમણે પોતાનાં સગાંવહાલાંને પણ દક્ષિણેશ્વર આવી તેમના દર્શનસમાગમ માટે ઉત્તેજિત કર્યાં. આગળ આપણે જોઇશું તેમ, નરેન્દ્રનાથ અને રાખાલ નામે બે અગ્રગણ્ય શિષ્યોને ગુરુદેવનો પરિચય કરાવનાર પણ તેઓજ હતા.

આ અરસામાં બીજા ભકતો પણ શ્રીરામકૃષ્ણની મુલાકાતે આવતા હતા. દર રવિવારે તેમનો નાનો ઓરડો ભરાયલો રહેતો. આ શિષ્યો એકબીજાના સંસર્ગમાં આવતા. તેમાંના જેઓ શ્રીરામકૃષ્ણની દેખરેખ હેઠળ ધાર્મિક અનુભવ લઇ રહ્યા હતા તેઓએ એક આધ્યાત્મિક બંધુમંડળની સ્થાપના કરી. આ રીતે ભ્રાતૃભાવની લાગણી ખીલે એને ગુરુદેવ ઉત્તેજતા. અવારનવાર

કલકત્તા જવાને થતાં આમંત્રણો તેઓ સ્વીકારતા, અને શિષ્યો-સહિત જતા. ધીમે ધીમે આવી બેઠકોએ નાના ઉત્સવોનું રૂપ લીધું. આ ઉત્સવોમાં સંકીર્તન થતાં, ગુરુદેવના ઉપદેશો સંભળાતા અને એ રીતે કલાકોના કલાકો આનંદપૂર્વક વીતી ગયા પછી હાજર રહેલા મહેમાનો ખાણીપીણીની મોજ લેતા. જેઓ દક્ષિણેશ્વર ન જઇ શકે એવા ઘણા માણસો આવે પ્રસંગે કલકત્તામાં ગુરુદેવના દર્શનસમાગમનો લાભ લઇ શકતા.

એક દિવસ ગુરુદેવની આજ્ઞાથી મનમોહનને ઘેર ઉત્સવ ગોઠવાયો હતો. કેશવ અને તેમના બ્રહ્મો અનુયાયીઓને પણ નિમંત્રણ અપાયાં હતાં. આમ બધો ઠાઠ અદ્ભુત રીતે જામ્યો હતો. ભકતોએ સંકીર્તનથી શરૂઆત કરી. શ્રીરામકૃષ્ણ પણ તેમાં સામેલ થયા અને ભવારનવાર સમાધિસ્થ થતા. સંકીર્તન પૂરૂં થતાં ભકતો ગુરુદેવની આસપાસ ટોળે વળ્યા અને સાંજસુધી ધર્મચર્ચા ચાલી રહી. બાદ વાળુ કર્યાં પછી મંડળી વીખેરાઇ ગઇ.

મનમોહનને પોતાની ભક્તિનો ગર્વ હતો. એક દિવસ ભકતોની ઠઠ જામી હતી તેની વચ્ચે શ્રીરામકૃષ્ણે એક શિષ્યનાં વખાણ કરતાં કહ્યું કે "સુરેશને તો જુઓ, તેની ભક્તિ અનન્ય છે." મનમોહનને એ વાત નહિ ગમવાથી હવે પછી તેણે દક્ષિણેશ્વર નહિ જવાનો નિશ્ચય કર્યો. તે પ્રત્યેક રવિવારે આવતો હોવાથી તેની ગેરહાજરી ગુરુદેવે જોઇ લીધી. તેમણે તેના ભાઇ રામચંદ્રને પૂછ્યું; પણ તે કશું કારણ નહિ આપી શકવાથી તેમણે તપાસ કરીને પોતાને જણાવવાને કહ્યું. રામે મનમોહનની તબિયત સારી છે એવી ખબર દક્ષિણેશ્વર કહાવી મોકલી. ગુરુદેવે મન-મોહનને બોલાવવાને તાબડતોબ માણસ મોકલ્યો, પણ તેને ગણેજ કોણ? તેણે કહાવ્યું કે "તમારા શિષ્યો સાથે તમે સુખી રહો. હું કાંઇજ વિસાતમાં નથી." જેમ જેમ તે આ વિષે વધારે વિચારતો, તેમ તેમ પોતાના મિથ્યાભિમાનને લીધે શ્રીરામકૃષ્ણપર તેને વધારે ગુસ્સો આવતો. ગુરુદેવે તેડાંપર તેડાં મોકલ્યા કર્યાં, અને મનમોહન તેને અવગણતોજ ગયો. શ્રીરામકૃષ્ણ તરફથી આવતા સંદેશા ટાળવાના નિશ્ચયને પરિણામે કલકત્તાથી થોડે દૂર કોન્નગર તે રહેવા લાગ્યો. અહીંથી તે દરરોજ આગગાડીમાં બેસી ઑફિસે જતો. શ્રીરામકૃષ્ણના સંબંધમાં તે બધા વિચારો મનમાંથી દૂર કરવા મથતો, પણ એથી તો તેની માનસિક અશાંતિ

એટલે સુધી વધી કે ઑફિસે જવું પણ મુશ્કેલ થઇ પડયું. પ્રયત્ન કરવા છતાં તેનું ચિત્ત ઑફિસના કામમાં નહિ જોડાતાં દક્ષિણેશ્વર જવાને પ્રેરવા લાગ્યું. એક દિવસ તે ગંગાસ્નાન માટે ગયો ત્યારે ગુરુદેવે ગંગામાહાત્મ્ય ગાયેલું તેની તેને સ્મૃતિ થઇ. તરતજ તેનાં મનઃચક્ષુ આગળ શ્રીરામકૃષ્ણની ભવ્ય આકૃતિ ખડી થઇ. આ વખતે તેની નજર પોતાની નજદીકમાં એક ગામઠી હોડીપર પડી. તેની સામે આંગળી કરીને કોઇ પરિચિત આકૃતિ બીજા સાથે વાત કરી રહેલી છે એવું તેણે જોયું. નિરંજન સાથે એ બીજો મનુષ્ય અન્ય કોઇ નહિ પણ શ્રીરામકૃષ્ણ પોતેજ હતા. પછી મનમોહનેજ વાતની શરૂઆત કરી. નિરંજને કહ્યું કે " તું દક્ષિણેશ્વર કેમ આવતો નથી ? શ્રીરામકૃષ્ણ તને મળવાને એટલા બધા આતુર છે કે તેઓ અહીં આવ્યા છે." ગરમીના દિવસો હતા. શ્રીરામકૃષ્ણ પોતે પંખો ખાતા હતા. મનમોહનની પાસે આવતાં તેઓ સમાધિમાં આવ્યા. મનમોહન મૌનપૂર્વક જોતો ઉભો. તેની આંખોમાંથી આંસુ ખરવા લાગ્યાં. " મારે માટે તેમણે આટલી તસ્દી લીધી ! મેં તેમનો કેવો મહાન અપરાધ કર્યો !" આ વિચાર તેના હ્રદયમાં ઉભરાયો. લાગણીના આવેશથી તેને ઢળી પડતો જોઇ નિરંજન હોડીમાંથી કૂદી પડયો અને તેને પકડી રાખ્યો. એવામાં શ્રીરામકૃષ્ણ જાગ્રત અવસ્થામાં આવ્યા. તેમણે મનમોહનને હોડીમાં લાવવાનું નિરંજનને કહ્યું, અને પછી તેઓ પણ નમ્રભાવે બોલ્યા કે "મનમોહન ! તને મળવાને હું બહુ આતુર હતો, તેથીજ અહીંઆં આવ્યો." મનમોહન સાષ્ટાંગ દંડવત્ કરી બોલ્યો કે " દેવ ! આ બધા પ્રસંગને માટે મારૂં અભિમાનજ જવાબદાર છે." આથી વધારે તે બોલી શકયો નહિ અને બાળકની પેઠે ડૂસકાં ખાવા લાગ્યો. શ્રીરામકૃષ્ણ ફરી પાછા સમાધિમાં આવ્યા અને હોડી દક્ષિણેશ્વર તરફ હંકારાઈ.

રામચંદ્ર દત્ત પ્રથમ નાસ્તિક વિચારોનો હતો, એ આપણે જોઇ ગયા છીએ. શ્રીરામકૃષ્ણના સંસર્ગથી તેના એ વિચારો ધીમે ધીમે બદલાયા હતા. ઈશ્વર ખરેખર હશે કે કેમ ? એવો ભોળે-ભાવે તેણે એક દિવસ ગુરુદેવને પ્રશ્ન પૂછયો હતો; ત્યારે જવાબ મળ્યો હતો કે " બેશક, ઈશ્વર છેજ. દિવસે તારા ન દેખાય, એટલા પરથી તારા છેજ નહિ એવો ભાવ કોઇ ન લાવે. દૂધમાં માખણ છે, પણ ફક્ત દૂધને જોવાથીજ કોઇને માખણની પ્રતીતિ

થાય ખરી? દૂધને મથીએ ત્યારેજ માખણ લાધે. ઈશ્વરને પણ પામવો હોય તો કેવળ ઇચ્છા કરીએ તે બસ નથી; પરંતુ સંયમની પણ જરૂર છે.” આ શબ્દોનો ભાવાર્થ સમજવાને રામચંદ્ર અશક્ત છે એવું જોઈને, શ્રીરામકૃષ્ણ હસ્યા અને બોલ્યા કે “ઇશ્વરનો સાક્ષાત્કાર જરૂર થઇ શકે. તેણે સર્જેલા પદાર્થો જુઓ–એ બધાજ દેખાય એવા અને સુંદર છે. ઈશ્વર કેવળ વાતોનો વિષય તો નજ હોઇ શકે.” રામચંદ્રે ઉત્તર આપ્યો કે “ખરી વાત, પણ તેનો સાક્ષાત્કાર હું કાંઇ આ જન્મે કરી શકું?” એક ક્ષણ થોભીને ગુરુદેવે પ્રત્યુત્તર આપ્યો કે “તું ખરા મનથી તેમ કરવા માગે તે પણ થઇ શકે છે. માત્ર શ્રદ્ધા અને ધગશજ સફળતાની ચાવી છે.” એક ભજન બોલીને તેમણે વળી ઉમેર્યું કે “પૂર્વ તરફ તું દશ ડગલાં ચાલે એટલે તેટલી પશ્ચિમદિશા પાછળ રહે છે.” “પણ માણસને તો પ્રત્યક્ષ પૂરાવો જોઈએ ને?” રામચંદ્રે દલીલ કરી. આથી સ્મિતપૂર્વક ગુરુદેવ બોલ્યા કે “અવધિયા તાવના દર્દીને લોટેલોટા પાણી પીવા અને ઢગલો ભાત ખાવા ભલે જોઇએ; પણ કાંઇ વૈદ તેની વિનંતિ ઓછીજ ધ્યાનમાં લે છે? વળી તે દર્દીને પૂછીનેજ કાંઈ દવા આપતો નથી. પોતે શું કરે છે તે પોતેજ જાણે છે.”

રામચંદ્રને હવે જગતનાં સુખ ખારાં લાગવા માંડયાં, અને દિવસે દિવસે અભાવ વધતો ગયો. એક દિવસ પોતાને સંન્યસ્ત દીક્ષા આપવાની તેણે ગુરુદેવને પ્રાર્થના કરી. શ્રીરામકૃષ્ણ તેને વારી રાખતાં બોલ્યા કે “તાતે ઘાએ કશુંજ ન કરવું. તું જગતનો ત્યાગ કરશે તો પછી તારી સ્ત્રી અને બાળકોનું શું? જે પરિસ્થિતિમાં પ્રભુએ તને મૂકયો છે તેને પાછી ઠેલવાનો પ્રયત્ન તારાથી નજ થાય. અવસર આવ્યે થઇ રહેશે.” તત્કાળ તો રામચંદ્ર સમજી ગયો, પણ પાછળથી એની એજ વાત તેણે આગળ ધરી. શ્રીરામકૃષ્ણ બોલ્યા કે “સંસાર છોડવાથી તને શો લાભ? કુટુંબજીવન એક કિલ્લારૂપ છે. કિલ્લાની બહાર જઇને દુશ્મન સાથે લડવા કરતાં કિલ્લાની અંદર રહીને લડવું વધારે સહેલું છે. તારૂં પોણા ભાગનું મન જ્યારે ઈશ્વરને સમર્પિત થશે, ત્યારેજ તું જગતને તજવાનો અધિકારી થઇશ; તે પહેલાં નહિ.” રામચંદ્ર કશોજ ઉત્તર આપી શકયો નહિ.

રામચંદ્રનો જન્મ વૈષ્ણવકુટુંબમાં થયો હતો. શ્રીચૈતન્યનું

ચરિત્ર વાંચતાં તેમની અને શ્રીરામકૃષ્ણની વચ્ચે ઘણું સામ્ય તેને જણાયું હતું. એક વાર ગુરુદેવના આગ્રહથી તે દક્ષિણેશ્વરમાં સાંજ સુધી રોકાયો હતો. બંને એકલાજ હતા. એકાએક ગુરુદેવ બોલ્યા કે "તું જુએ છે શું?" રામચંદ્રે કહ્યું કે "આપને જોઉં છું." "મને તું કેવો જુએ છે?" "હું આપને ચૈતન્ય જેવા જોઉં છું" રામચંદ્રે કહ્યું. પછી થોડો વખત થંભી જઇને શ્રીરામકૃષ્ણ બોલ્યા કે "ઠીક, બ્રહ્માણી પણ એમજ કહેતાં હતાં."

થોડા દિવસો વીત્યા પછી રામચંદ્રના મનની અશાંતિ પાછી વધવા માંડી. જગત તેને સૂનકાર દેખાવા લાગ્યું. ગુરુદેવ પાસે આ દુઃખદ વાત કહેવાને તે ફરી આવ્યો; પણ આ વેળા શ્રીરામ-કૃષ્ણે સાફ કહી દીધું કે "હું શું કરૂં? એ બધું ઇશ્વરની મરજી પર આધાર રાખે છે." એ સાંભળીને રામચંદ્ર બોલ્યો કે "દેવ! એમ કેમ? મને સદા આપનીજ ઓથ છે; હવે મને આમ તર-છોડશો તો મારી શી વલે?" ગુરુદેવ બોલ્યા કે " મારી પાસે તારૂં કાંઈ લેણું તો નથી ને? તને પરવડે તો આવજે, નહિતર ના આવતો." આ સાંભળીને રામચંદ્રને બહુજ આઘાત પહોંચ્યો. તેના હોશકોશ ઉડી ગયા. પ્રથમ તો તેને એમ થઇ આવ્યું કે ગંગામાં પડી દેહ છોડું; પણ પછી બીજી ક્ષણે વિચાર આવ્યો કે "આપઘાત કરવાની મૂર્ખાઇ શામાટે આદરવી? ચાલ, એક વખત ફરી પ્રયત્ન કરી જોઉં."

પછી શ્રીરામકૃષ્ણના ઓરડાથી ઓતરાતી ઓસરીમાં તે બેઠો અને મનથી મંત્રોચ્ચાર આરંભ્યો. એ ઓસરીમાં પડતું બારણું શ્રીરામકૃષ્ણે મધરાતે ખોલ્યું, અને તેને પ્રભુના ભક્તોની સેવા કરવાનું કહી તેઓ પાછા ઓરડામાં ગયા.

રામચંદ્ર કંઇક વધારે કરકસરિયો હતો, એટલે તેણે ભક્તોને ખવડાવવાની ગુરુદેવની આજ્ઞાપર ધ્યાન આપ્યું નહિ. ગુરુદેવે તેને વાત યાદ કરાવી અને એક દિવસ પણ પસંદ કર્યો. રામે નાછૂટકે હા ભણી. બીજે દિવસે તેનું હૃદય ખુલી ગયું અને નિમંત્રણની પરાણે હા કહેવડાવવામાં ગુરુદેવની કૃપાળુતાજ તેને જણાઇ. પછી હરખાતે હૈયે તેણે બધી તૈયારી કરી અને ભક્તમંડળી સમેત શ્રીરામકૃષ્ણ તેને ઘેર સાંજે પધાર્યા.



# ૨૮–સુરેન્દ્ર અને કેદાર

રામચંદ્રને સુરેંદ્રનાથ મિત્ર નામનો એક મિત્ર હતો, તે તેની પડોશમાં રહેતો. સુરેન્દ્ર કેળવાયલો હતો. તે કોઇ અંગ્રેજી પેઢીમાં વગવાળી જગ્યાપર હતો. તેને ઘણી સારી આવક હતી. તેને ધર્મ-પ્રત્યે ખાસ આદર નહોતો, છતાં દીનદુઃખીને સહાય કરવામાં તે આનંદ લેતો. કહેવાય છે કે એક દિવસ કોઈ પ્રભાવશાળી સંન્યાસિની રસ્તે ચાલતાં તેને મળી હતી અને આ શબ્દો તેને તેણે કહ્યા હતાઃ "બેટા ! માત્ર ઇશ્વરજ સત્ય છે અને બીજું બધું આળપંપાળ છે." આ શબ્દોથી તે સોંસરો વિંધાયો હતો. પોતાના નીચ સ્વભાવપર કાબુ મેળવવામાં એને એટલી તો માનસિક વ્યથા થઇ હતી કે આખરે તે આપઘાત કરવા સુધી તૈયાર થયો હતો. રામચંદ્ર તેને પોતાની સાથે દક્ષિણેશ્વર આવવાને વિનવતો, પણ તે માનતો નહિ. આખરે તેણે કહ્યું કે "વારૂ, હું આવીશ. પણ જો એ તારો ગુરુ કોઇ બળદિયો હશે તો તો તેને કાન પકડીને ખેંચીશ." પછી તે દક્ષિણેશ્વર આવ્યો, અને શ્રીરામકૃષ્ણના ઓરડામાં પેઠો. ગુરુદેવ શિષ્યો સાથે વાર્તાલાપ કરતા હતા. સુરેન્દ્રે કશો પણ શિષ્ટાચાર કર્યા વિના પોતાની બેઠક લીધી. કોઈ ભક્તને સમજાવતાં ગુરુદેવ આ શબ્દો બોલી રહ્યા હતા તે તેના કાને પડયાઃ "બિલાડીના બચ્ચાની પેઠે નહિ વર્તતાં માણસ વાંદરીના બચ્ચાની પેઠે કેમ વર્તતો હશે ? બીજું મા જ્યારે ચાલતી હોય ત્યારે પોતાની મેળે માને વળગી પડે છે, અને પહેલું મા ન આવે અને તેને ગરદનમાંથી ઉપાડી ન લે ત્યાંસુધી 'મ્યાઉ' 'મ્યાઉ' કર્યાજ કરે છે. વાંદરીનું બચ્ચું પોતાની પકડ ઢીલી પડતાં ગંભીર ઇજા પામે છે; પણ બિલાડીના બચ્ચાને એવો કશો ડર હોતો નથી, કેમકે બિલાડી પોતેજ તેને લઇને એકથી બીજે સ્થળે ફરે છે. પુરુષાર્થ અને ઈશ્વરશરણ વચ્ચે આવો ભેદ છે." સુરેન્દ્રની

આંખો આ ટુચકો સાંભળીને ખુલી ગઈ. તેણે વિચાર્યું કે "વાંદરીના બચ્ચા માફક હું વર્તું છું એજ મારા દુઃખનું મૂળ છે. હવેથી હું ઇશ્વરેચ્છા વિરુદ્ધ ચાલીશ નહિ, તેમ મારી મરજી મુજબ કોઇ વાત નહિ બને તો આપઘાતનો વિચાર પણ નહિ કરૂં. જગદંબા મને જે સ્થિતિમાં રાખશે તેમાં આનંદથી રહીશ, અને કેવળ તેનેજ સંભારતો રહીશ." પછી ગુરુદેવે જે બીજો નુસખો કહી સંભળાવ્યો તેથી તેના એ વિચારો વધુ સ્થિર થયા, અને હૃદયભાર હળવો થઇ જઈ સુરેન્દ્રને શાંતિ વળી. તેણે જગદંબાનું શરણ લીધું, અને પોતાને તેનો બાળક ગણવા લાગ્યો. ગુરુદેવનો શબ્દેશબ્દ તેણે હૃદયપર લખી લીધો. જ્યારે તેણે રજા લીધી ત્યારે ગુરુદેવ બોલ્યા કે "પાછો આવજે, ભૂલીશ નહિ." તેણે શ્રીરામકૃષ્ણને સાષ્ટાંગ પ્રણામ કર્યા. ઘેર જતાં રસ્તે તેણે મિત્રોને કહ્યું કે "બાજી ઉલટી નીકળી. મારા કાન તેમણેજ પકડયા. તે આવા સમર્થ હશે, અને મારા અંતરના વિચારો આમ વાંચી શકતા હશે એની મને શું ખબર!"

આ પ્રમાણે પહેલાજ પ્રસંગમાં સુરેન્દ્રની વૃત્તિઓ બદલાઇ ગઇ, અને શ્રીરામકૃષ્ણની તેને લગની લાગી. લગભગ દર રવિવારે તે દક્ષિણેશ્વર આવવા લાગ્યો. તેની ઈશ્વરદર્શન માટેની તાલાવેલી જોઇ સૌ કોઇ આશ્ચર્ય પામતું. ગુરુદેવ તેને સુરેશ કહીને બોલાવતા. આ સુરેશની ભક્તિ ગુરુદેવે વખાણેલી, એજ મનમોહનના અભાવનું કારણ બની હતી. એક દિવસ ગુરુદેવને કોઇ ભક્તને કહેતાં સુરેન્દ્રે સાંભળ્યા કે "દરેક જણ માટે થોડી મર્દાનગી તો આવશ્યક છેજ." આ ઉપરથી તેને વિચાર આવ્યો કે "પણ એ તો મારો રોગ છે, પ્રભુ મને તેમાંથી બચાવો!" એવામાં શ્રીરામકૃષ્ણે ઉમેર્યું કે "મનુષ્યને અધમ કોટીએ દોરનાર અને પશુઓને સહજસુલભ એવા ભોગો માટે મર્દાનગીની હું વાત નથી કરતો. તમારે તો છેવટ સુધી આદર્શથી પતિત નહિ થવાની અર્જુનના જેવી મર્દાનગી જોઇએ."

જો કે સુરેન્દ્રની સમજણ સુધરી જવાથી હવે તે શ્રીરામકૃષ્ણનો રૂઢ ભક્ત બન્યો હતો, પણ તેથી કાંઇ તેનો સ્વભાવ પલટાઈ ગયો નહોતો; તેથી કોઇ કોઇ વાર તેને નીચું જોવડાવે એવું પણ તેનાથી થઇ જતું. જ્યારે આવું બનતું, ત્યારે તે ગુરુદેવને મોં બતાવતો નહિ. એક રવિવારે કાંઈ કામનું બહાનું

કાઢી તે દક્ષિણેશ્વર ગયો નહિ, એટલે તેના મિત્રોએ શ્રીરામકૃષ્ણ-ને વાત કરી કે તે પાછો ખરાબ સંગતે ચઢયો છે. ગુરુદેવે તે સાંભળીને શાંતિથી જવાબ આપ્યો કે "તેને હજી કેટલીક વાસના છે. થોડો વખત એવું થયા પછી તે નિષ્કલંક બની રહેશે." આ શબ્દો સુરેન્દ્રને કાને પહોંચ્યા. બીજે રવિવારે તે શ્રીરામકૃષ્ણ પાસે આવ્યો, અને દૂર ખૂણે બેઠો. ગુરુદેવે તેને જોઇ પ્રેમપૂર્વક બોલાવીને પાસે બેસાડયો. પછી ગુરુદેવ અર્ધજાગ્રત અવસ્થામાં બોલ્યા કે "નહિ ઇચ્છવાજોગ ઠેકાણે માણસ જાય છે, ત્યાં પણ તે જગદંબાને કેમ નહિ સંભારતો હોય ? જો એમ કરે, તો ત્યાં પણ દુષ્કૃત્યોથી તે જરૂર બચી જાય." સુરેન્દ્ર બહુ લાગણી-વાળો હોવાથી શ્રીરામકૃષ્ણ રખેને પોતાનું પોગળ ખુલ્લું કરી દે, એવી તેને ધાસ્તી લાગી; પણ ગુરુદેવ એટલેથીજ વિરમ્યા. તેમના આ થોડા શબ્દો સુરેન્દ્રની આંખ ઉઘાડવાને બસ હતા. આજ સુધી તેણે પોતાની ત્રુટીઓ જીતવાના યત્નો સેવ્યા હતા, પણ ગુરુદેવના આ શબ્દોમાં તેને વિજયની આબાદ ચાવી હાથ લાગી. શ્રીરામકૃષ્ણપ્રત્યે તેનો ગુરુભાવ વધતોજ ગયો. એક દિવસ ઑફિસમાં કામ કરતાં કરતાં તેને ગુરુદેવને મળવાની એકાએક પ્રેરણા થઇ આવી. અગત્યનું કામ તેના હાથપર હતું, તે પૂરું કર્યા વિના ચાલે તેમ નહોતું; છતાં ગુરુદેવને મળવાની ઇચ્છા વધારે પ્રબળ થવાથી તરતજ તે દક્ષિણેશ્વર જવા નીકળ્યો. ત્યાં આવી જુએ છે તો ગુરુદેવ કલકત્તે જવાની તૈયારીમાં હતા. તેને જોઇ શ્રીરામકૃષ્ણ બોલ્યા કે "તું આવ્યો તે ઠીક થયું. હું તને મળવાને આતુર થયો હતો તેથીજ કલકત્તે આવતો હતો." સુરેન્દ્ર અજાયબ થયો. તેણે વિચાર્યું કે "કેવી વિચિત્રતા ! હું અહીં આવવાનો મનસુબો કરી રહ્યો હતો, ત્યારે તેમને મને જોવાની ઇચ્છા જન્મી હતી ! મનોમન સાક્ષી !" પછી નમ્રભાવે તે બોલ્યો કે "મને આપ મળવાને આવનાર હતા, તો હવે મારે ઘેરજ પધારો." શ્રીરામકૃષ્ણ કબૂલ થયા, અને હર્ષપૂર્વક સુરેન્દ્રે તેમને પોતાને ઘેર પધરાવ્યા.

આ બનાવ પછી સુરેન્દ્રની શ્રીરામકૃષ્ણના અંતરંગ શિષ્યો-માં ગણના થવા લાગી. ગુરુદેવને અને તેમની ભક્તમંડળીને આપણે પ્રથમ વર્ણવી ગયા એવા ઉત્સવનિમિત્તે તે વારંવાર પોતાને ત્યાં નિમંત્રણ કરતો. આવા કોઇ એક ઉત્સવપ્રસંગેજ

ગુરુદેવને નરેન્દ્રનાથની પહેલી મુલાકાત થઇ હતી. ગુરુદેવનાં સુખસગવડ માટે તેની કોથળીનું મોઢું સદાય ખુલ્લું રહેતું. દક્ષિણેશ્વરમાં ગુરુદેવ પાસે જ્યારે જ્યારે ભકતો રહેતા ત્યારે સુરેન્દ્રજ ખુશીથી બધું ખર્ચ ઉઠાવતો. ગુરુદેવ તેને 'અર્ધ-કુબેર'ના નામથી સંબોધતા. કારણ કે પોતાના ખર્ચખૂટણનો કેટલોક બોજો ઉપાડવાની જગદંબાએ તેને પ્રેરણા કરી હતી.

સુરેન્દ્રને શરાબનો શોખ હતો. આ દુર્ગુણમાંથી તેને ઉગારી લેવાને તેના મિત્રો ઘણું મથતા. ખાસ કરીને રામચંદ્ર એ કુટેવ છોડવાનું તેને વારંવાર દબાણ કરતો. એથી તંદુરસ્તી બગડે છે, એટલુંજ નહિ પણ તે જેમનો શિષ્ય હોવાનો દાવો કરે છે એવા શ્રીરામકૃષ્ણના ઉજ્જવળ નામને બટ્ટો લાગે છે, એવી પણ તે દલીલ કરતો. શક્તિના ઉપાસકતરીકે એ ચીજ લેવામાં ખોટું નહિ માનનાર સુરેન્દ્રે આખરે કહ્યું કે "પણ તું આટલું બધું શાને ખેંચતો હોઈશ? મને તે નુકસાનકારક છે એવું જો ગુરુદેવને લાગશે તો તે ભલે મને કહેતા. તેમને બધીજ વાતની ખબર છે." રામે કહ્યું કે "ઠીક, ચાલ આપણે ત્યાં જઇએ. મને ખાતરી છે કે, તેઓ પણ તને તે છોડવાનુંજ કહેશે." સુરેન્દ્રે કહ્યું કે "કબૂલ, પણ એક શરતે. તારે આ વાત જરાયે કાઢવી નહિ. તેઓ પોતાની મેળે એ વાત કહેશે તો જરૂર હું તેનો ત્યાગ કરીશ." પછી તેઓ દક્ષિણેશ્વર ગયા. ગુરુદેવને પ્રણામ કર્યા. ગુરુદેવ બકુલવૃક્ષ હેઠળ ભાવાવસ્થામાં બેઠા હતા. તેઓ બોલ્યા કે "સુરેશ! તું દારૂને દારૂતરીકેજ કેમ પીએ છે? કાલીના ઉપાસકતરીકે પીતો હોય તો તો કાલીને તેનું નૈવેદ ધરાવ, અને તેના પ્રસાદરૂપે લે; પણ પ્રસાદી જોગુંજ લેજે, કે જેથી તેનો તને નશો ન ચઢે; તારી ચાલ લથડતી ન થાય; તારા વિચારો ચકડોળે ચઢે નહિ. જો એ પ્રમાણે કરીશ, તો સહેજસાજ નશો ચઢશે તે પણ તને તારા અધ્યાત્મ-માર્ગમાં મદદરૂપ થશે." બંને મિત્રો આશ્ચર્ય પામ્યા. ત્યારથી સુરેન્દ્ર એ સલાહ પ્રમાણે વર્તતો થયો. દરરોજ સાંજે તે થોડો શરાબ દેવીને ધરાવ્યા પછી લેતો. આ પ્રમાણે વિશેષ પીવાની ટેવ છૂટી અને નૈવેદ ધરાવવા નિમિત્ત ઇષ્ટસ્મરણ તથા ગુરુ-કૃપા ઉમેરાઇ; એટલે તેને માટે ભક્તિમાર્ગના દરવાજા ખુલી ગયા. હવે બાળવત્ આર્દ્ર અંતઃકરણથી તે જગદંબાની ઝંખના

કરવા લાગ્યો, અને કેવળ ઈશ્વરવિષેનીજ વાતો કરવા લાગ્યો. કોઇ કોઇ વખત તે ઊંડા ધ્યાનમાં પણ પડી જતો. તેની ભક્તિ અને એકનિષ્ઠા જોઈ સર્વ કોઇ મુગ્ધ બન્યું.

શ્રીરામકૃષ્ણ જે રીતે ધર્મોની એકતા વિચારતા હતા તે ભાવને અનુરૂપ એક ચિત્ર સુરેન્દ્રે ચિતરાવ્યું હતું. તેમાં એક સમાન આસનપર બધા ધર્મોના પયગંબરો એકઠા થયા હતા. મસ્જિદ, મંદિર અને દેવળ એકબીજાની નજીક નજીક ચીતર્યાં હતાં. શ્રીગૌરાંગ અને જેસસ એકબીજાના હાથ પકડી નાચી રહ્યા હતા, અને શ્રીરામકૃષ્ણ કેશવને બધા ધર્મોની એકતા સમજાવી રહ્યા હતા. સુરેન્દ્રે એ ચિત્રની એક નકલ કેશવને મોકલી આપી હતી. "આવો જેને વિચાર આવ્યો એ પુરુષને ધન્ય છે" એમ કહીને કેશવે એ ચિત્રને વધાવી લીધું હતું.

કેદારનાથ ચેટરજી પ્રથમ બ્રહ્મોસમાજી હતો, પણ પાછળથી બીજા ધર્મોનો પણ તેણે અનુભવ લીધો હતો. તેનું હૃદય ભક્તિપ્રધાન હતું. જ્યાં ઈશ્વરનું નામ લેવાતું ત્યાં તેની આંખોમાંથી આંસુ વહેવા લાગતાં અને તેને ધર્મની કેવળ વાતોથી કરાર વળતો નહિ. તેણે દક્ષિણેશ્વર આવીને ગુરુદેવનું શરણ લીધું. તેને ધર્મપાલનની જે અસામાન્ય તાલાવેલી લાગી હતી; તે જોઈને ગુરુદેવ બહુ પ્રસન્ન થયા. પોતાના ગૃહસ્થ ભકતોમાં તેમણે તેને સ્થાન આપ્યું. કેદાર ઘણે ભાગે ઢાકામાં રહેતો અને શ્રીરામકૃષ્ણનો સંદેશ ત્યાંના લોકોને સંભળાવતો. એવું કહેવાય છે કે, ઉપદેશ લેવા આવનાર ભકતોની વધતી જતી સંખ્યાથી કંટાળીને શ્રીરામકૃષ્ણે એક વાર જગદંબાને પ્રાર્થના કરી હતી કે "મા! હું આટલા બધા લોકો સાથે બોલી શકતો નથી. માટે તેમને પ્રાથમિક ઉપદેશ આપવા જેટલી તો કેદાર, ગિરીશ, રામ, વિજય અને મહેન્દ્રને શક્તિ આપ, કે જેથી પછી મારી થોડી વાતથી પણ લોકોને તૃપ્તિ વળે." ગુરુદેવ કોઇની પણ ઊંડી માન્યતાને અવગણતા નહિ, અને જુદી જુદી માન્યતાવાળા ભક્તોનો એકબીજા સાથે વાદ કરાવતા. કેદાર જબરો હાજરજવાબી હતો. એક દિવસ ઈશ્વરવિષે ચર્ચા ચાલી રહી હતી તે દરમિયાન એક ભકતે પ્રશ્ન કર્યો કે, ઈશ્વર જો આપણો દયાળુ પિતા છે, તો પછી જગતમાં આટલું બધું દુઃખ શાથી આવ્યું ? કેદારે એનો જવાબ આપ્યો કે "ઈશ્વરે જે સભામાં

દુઃખ મોકલવાનો ઠરાવ કર્યો હશે તે સભામાં મને તેણે ઓછો-જ નોતરેલો ?" શ્રીરામકૃષ્ણ આ સાંભળી પ્રસન્ન થયા હતા, અને વારંવાર તેનો ઉલ્લેખ કરતા હતા.

કેદારમાં વૃંદાવનની ગોપીઓ જેવો સાત્ત્વિક ભાવ પુષ્કળ હતો. તેને જોતાંજ શ્રીરામકૃષ્ણ ઘણી વાર સમાધિમાં આવી જતા. કેદારની આટલી ભક્તિ છતાં સાંસારિક પદાર્થોમાં હજી તેનું કંઇક ચિત્ત છે એ શ્રીરામકૃષ્ણ જોઇ શકયા હતા, એટલે એ સંસ્કારોમાંથી તેનું મન હઠાવવાનો તેમણે પ્રયત્ન કર્યો. એક દિવસ અર્ધસમાધિની દશામાં તેમણે તેને કહ્યું હતું કે "કંચન અને કામિની માટે હજી પણ તને કંઇક મોહ છે. તું બધાથી પર છે, એમ શુષ્ક વેદાંતીની પેઠે મોઢે કહ્યાથી કશું વળવાનું નથી. જ્ઞાનની સાથે આચરણમાં પણ હજી આગળ વધ, ચંદન-વૃક્ષના વનની આગળ હજી તો રૂપું, સોનું, રત્ન વગેરેની ખાણોની ખાણો જેટલી ઘણી કિંમતી વસ્તુઓ પડેલી છે."





# ૨૧–કેટલીક મનોરંજક વ્યક્તિઓ

શ્રીરામકૃષ્ણની કીર્તિ ફેલાતી ચાલી તેમ તેમ બધી કક્ષાના લોકો તેમના તરફ આકર્ષાવા લાગ્યા. એક વખત કલકત્તાના કેટલાક અગ્રેસરો ગુરુદેવને મળવાને દક્ષિણેશ્વરમાં જદુ મલ્લિકના બાગ–ઘરમાં આવી પહોંચ્યા. એમાં મહારાજા જતીન્દ્રમોહન ટાગોર પણ હતા. તેઓ ભારે શ્રીમંત હોઇ પરોપકાર માટે પ્રખ્યાત હતા. ભેગી થયેલી મંડળીએ ગુરુદેવને કંઈક ઉપદેશ આપવાનું કહેતાં તેઓએ વિવેક (શાસ્ત્રજ્ઞાન) અને તેના પાલન રૂપ ત્યાગ વિરાગ ઉપર વિશેષ ભાર મૂકયો. તેમણે કહ્યું કે "ભલે તમે રાતદિવસ હરિનું નામ લીધા કરો; પણ જ્યાં સુધી તેની મહત્તાનું અને આદેશનું જ્ઞાન થઇ તમારૂં મન લોકપરલોકના પદાર્થોથી વિરક્ત બન્યું નથી, ત્યાંસુધી બધુંજ ધૂળધાણી છે." આ સાંભળીને મહારાજા જતીન્દ્રમોહન બોલ્યા હતા કે "ગુરુદેવ! સંસારી માણસોથી ઈશ્વરનું ભજન સ્મરણ પણ ખરા દિલથી થવું શું શકય છે? યુધિષ્ઠિર જેવા પવિત્ર આત્માને પણ અસત્ય ભાષણ કરવું પડયું હતું." શ્રીરામકૃષ્ણ આ સાંભળીને ચીડાયા અને બોલ્યા કે "જુઓ, યુધિષ્ઠિરના જીવનમાંથી આ એક અપવાદરૂપ પ્રસંગ તમે યાદ રાખ્યો છે, પણ આખા જીવનમાં તેમની સત્યનિષ્ઠા, તેમનાં અસંખ્ય સત્કૃત્યો અને ગુરુશાસ્ત્રપ્રત્યેનો અસામાન્ય આદર એ સર્વ તમે ભૂલી ગયા! ધિક્કાર છે!"

'હિંદુ પેટ્રીઅટ'ના અધિપતિ, રાષ્ટ્રીય હિલચાલના અગ્રણી અને પ્રજા અને રાજા બંનેથી સંમાનિત બાબુ ક્રિસ્ટોદાસ પાલે એક વાર ગુરુદેવની મુલાકાત લીધી, ત્યારે ત્યાગનો વિષય ચર્ચાતાં પાલ મહાશય બોલ્યા કે "ગુરુદેવ! આ ત્યાગનીજ ઘેલછાએ બધા દેશનું સત્યાનાશ વાળ્યું છે. એનેજ લીધે હિંદીવાનો આજે પરતંત્ર પ્રજા છે. બીજાઓનું ભલું કરવું અને અભણને ભણાવવા ઉપરાંત દેશની આર્થિક સ્થિતિ સુધારવી–આ કર્તવ્ય

પણ આપણે બજાવવું જોઇએ; એને બદલે ઉલટા ધર્મ અને ત્યાગની બૂમો પાડીએ છીએ તેથી વધારે નબળા પડતા જઈએ છીએ. માટે આપ જેવાએ તો દેશની ઉન્નતિ થાય એવીજ આ દેશના યુવાનોને સલાહ આપવી ઘટે છે." શ્રીરામકૃષ્ણે એનો આવેશપૂર્વક જવાબ આપ્યો કે "તમે તો કોઇ ટુંકી બુદ્ધિના માણસ લાગો છો. આપણાં સમસ્ત શાસ્ત્રો જે વસ્તુને પરમ સદ્‌ગુણરૂપે કહે છે તેને આવા શબ્દો બોલીને તમે ઉતારી પાડવાની ધૃષ્ટતા વાપરો છો! અંગ્રેજીનાં બે પુસ્તક ભણ્યા, એટલે તમે એમ સમજો છો કે જગતને ઓળખી ચૂકયા. તમે પોતાને સર્વજ્ઞ માનતા જણાઓ છો. વર્ષાના પ્રારંભમાં ગંગામાં તાજા જન્મેલા નાના કાચબાઓ જોયા છે? એ અલ્પ પ્રાણીઓ કરતાં પણ આ મહાન વિશ્વમાં તમારી કિંમત હલકી છે. જગતની સહાય કરવાની વાતો કરતાં તમારી હિંમત કેમ ચાલે છે? તેને સંભાળવાની તમારામાં શક્તિજ કયાં છે? તેને સંભાળવાવાળો ઈશ્વર અનેક રીતે ને અનંતગણો સમર્થ છે." થોડો વખત થોભીને તેમણે ફરી ચલાવ્યું કે "બીજાઓ માટે તમે કેવી રીતે કામ કરી શકશો, એનો જરા મને ખુલાસો કરશો? તેમને સહાય કરવી એટલે તમે શું ધારો છો તે હું સમજું છું. અમુક લોકો માટે ખાવાનો પ્રબંધ કરવો, માંદા પડે ત્યારે તેમની દવા કરવી, રસ્તો બનાવવો, કૂવો ખોદાવવો–એવું એવું કે બીજું? અલબત એ પણ શુભ કાર્યો છે, પણ વિરાટ વિશ્વ તરફ, અને દયાનિધાન એને માટે જે જે કરી કરાવી રહ્યો છે તેની સરખામણીમાં તમારાં એવાં તેવાં બધાં શુભ કર્મ ભેગાં કરીએ, તોપણ તે કેટલાં બધાં નજીવાં લાગે છે! એ રસ્તે માણસ કયાંસુધી આગળ વધી શકશે? તમે દુષ્કાળમાંથી કેટલા માણસોને બચાવી શકશો? મેલેરિયાએ આખા પ્રાન્તનો કચ્ચરઘાણ વાળ્યો છે. એ વિનાશ અટકાવવાને તમે શું કરી શકશો? કેવળ ઈશ્વરજ જગતને સંભાળવાવાળો છે. માટે સમજુ મનુષ્યે તો સર્વપ્રથમ તેનેજ ઓળખવો જોઇએ. તેનો પરવાનો મેળવવો જોઇએ, અને તેની શક્તિનો સંચાર પોતામાં થવા દેવો જોઇએ. આટલું કર્યા પછીજ તે બીજાઓનું ભલું કરવાનો વિચાર કરી શકે. પ્રથમ તો માણસે પોતાનો બધો અહંતામમતાનો ભાવ નષ્ટ કરવો જોઈએ. ત્યારપછીજ દયાળુ જગદંબા તેને જગતને માટે જીવવાનો આદેશ કરશે."

એક ઉપદેશક કે લોકનેતા વિષે બોલાયલા આ શબ્દો અહં-ભાવથી અને સેવાભાવથી થયેલાં કામો વચ્ચેનો તફાવત સૂચવે છે. બીજાઓ કરતાં સમર્થ હોવાના અહંભાવપૂર્વક તેમને માટે કામ કરવું, એનો અર્થ "સહાય અથવા મદદ કરવી" એવો છે ખરો; પણ કર્તવ્યબુદ્ધિથી અને કશી કામના કે અહંતામમતાવિના બીજાઓ માટે કામ કરવું, એનું નામ સેવા છે. સાક્ષાત્કાર પામેલો મનુષ્યજ એવી યોગ્યતા ધરાવે છે. કેમકે તે જાણે છે કે પોતે તો ઈશ્વરના હાથમાં કેવળ રમકડુંજ છે.

કલકત્તામાં કાશીપોરનો મહિમાચરણ ચક્રવર્તી દક્ષિણેશ્વર મંદિરની સૌથી પહેલી મુલાકાત લેનારામાંનો એક હતો. શિષ્યોનું આગમન થવા માંડયું ત્યાર પહેલાં તે ગુરુદેવને મળી ચૂકયો હતો. ધાર્મિક જીવનની સાથે, નામના અને કીર્તિની પણ તેને અસાધારણ ધગશ હતી. આથી કેટલીક વાર તે અસત્ય આચરણ કરતો, અને હાસ્યપાત્ર બને એવાં કઢંગાં કામ પણ કરી બેસતો. સાક્ષરી ભાષામાં ભારે ભારે નામો પાડવાની તેને અજબ ધૂન હતી. તેણે એક શાળા ખોલી હતી, જેનું નામ તેણે પ્રાચ્ય આર્ય–શિક્ષા–કાંડ–પરિષદ્ પાડયું હતું. તેના એકના એક પુત્રનું નામ મૃગાંક-મૌલિ પુતતુંડી હતું. તેણે એક હરણું પાળ્યું હતું તેને તે કપિંજલ કહીને બોલાવતો. તેનો જ્ઞાનગુરુ કોઇ આગમાચાર્ય ડમરૂવલ્લભ નામે હોવાનું તે જણાવતો. પોતે તોતાપુરી પાસેથી દીક્ષા લીધેલી છે, એમ તે કહેતો. તે કહેતો કે "ઉત્તરહિંદમાં યાત્રા કરતાં હું તેમના પ્રસંગમાં આવ્યો હતો, અને તેમને મારા દીક્ષાગુરુતરીકે મેં સ્વીકાર્યા હતા. તોતાપુરીએ શ્રીરામકૃષ્ણ-ને ભક્તિમાર્ગે ચાલવાનું કહ્યું અને મને જ્ઞાનમાર્ગને વળગી રહી દુનિયામાં રહેવાનો ઉપદેશ કર્યો. આ વચનોમાં કેટલે અંશે સત્ય હતું એ તો માત્ર તે જાણતો કે ઈશ્વર જાણતો. અંગ્રેજી અને સંસ્કૃત પુસ્તકોનો તેની પાસે જે સારો સંગ્રહ હતો એ આખો સંગ્રહ પોતે વાંચી ગયો હતો, એવું તે જણાવતો. એક દિવસ નરેન્દ્રનાથે× તેની અભરાઇ પરથી એક પુસ્તક લીધું, અને જોયું તો તેનાં પાનાં પણ કાપેલાં નહોતાં. તપાસ કરતાં તેને જણાવવા-માં આવ્યું કે, એ પુસ્તકની પહેલી નકલ કોઇ મિત્રને અપાઇ જવાથી એ તેની બીજી નકલ ખરીદેલી હતી. પછી વધુ ચોકસી

× તેના સંબંધમાં વધારે હકીકત આગળના પ્રકરણમાં આવશે.

કરતાં નરેન્દ્રનાથને જણાયું હતું કે, ઘણાં ખરાં પુસ્તકોનાં પાનાં હજી ફાટયા વિનાનાં હતાં ! અને એ પુસ્તકો તેણે ડોળપૂરતાંજ રાખ્યાં હતાં.

પર્વના દિવસોએ ભગવો ઝભ્ભો અને રુદ્રાક્ષનો કંઠો પહેરીને એ મહિમાચરણ દક્ષિણેશ્વરમાં પંચવટીમાં વ્યાઘ્રચર્મ પર બેસતો, અને એકતારો હાથમાં રાખીને મહાન ભક્તમાં ખપવા મથતો. પછી જ્યારે ઘેર પાછો ફરતો ત્યારે શ્રીરામકૃષ્ણના ઓરડામાં પેલું વ્યાઘ્રચર્મ ખીંટીએ ભરવીને ચાલ્યો જતો ! ગુરુદેવે તેનું અંતર તડાકાબંધ પારખી લીધું હતું. એ ચર્મવિષે કોઇએ પૂછતાં તેમણે કહ્યું હતું કે "એ તો મહિમાચરણે ટાંગેલું છે. એનું કારણ તમે જાણો છો ? લોકો પૂછે કે એ કોનું છે એટલે હું તેનું નામ લઉં અને લોકોનો તેના વિષે ઉંચો ખ્યાલ બંધાયને !"

મહિમાચરણ વેદો અને બીજાં પવિત્ર પુસ્તકોમાંથી મુખપાઠ બોલી બતાવતો, તે શ્રીરામકૃષ્ણને ગમતું. સાધકમાં આધ્યાત્મિકતાનો સહેજ પણ અંશ હોય તો તેને ગુરુદેવ મોટો કરી માનતા, અને મહિમાચરણની અનેક ખોડખાંપણ છતાં, એ દૃષ્ટિએ તેને ઉત્તેજન આપતા. જગતથી વિમુખ થવું એ તેને માટે અશકય જાણીને ગુરુદેવ કહેતા કે "દુનિયાનો સદંતર ત્યાગ કરવાની હાલ જરૂર નથી; અત્યારે તો તેના પ્રત્યેનો રાગ ઓછો થાય એટલે પત્યું. એ ઉપરાંત સંયમની તો જરૂર છેજ, કેમકે માણસને ઇંદ્રિયો સાથે યુદ્ધ ખેલવું પડે છે."

મહિમાચરણ શાસ્ત્રોના અભ્યાસપર વધારે ભાર મૂકતો, એટલે ગુરુદેવ ગાજી ઉઠતા કે "તું હવે શાસ્ત્રો કયાંસુધી વાંચ્યા કરીશ ? ખાલી વાતો ને વિવાદ કરવાથી તને શો લાભ થશે ? માટે પ્રથમ તો ઈશ્વરને ઓળખવાની વાત કર, અને તેને માટે અનુભવસિદ્ધ ગુરુમાં શ્રદ્ધા રાખી ધર્મકાર્યો પણ કર. તારે જો કોઇ એવો ગુરુ ન હોય તો પછી ભાવપૂર્વક ઈશ્વરની પ્રાર્થના કર, એટલે તે પોતે તને સમજાવશે કે તે કેવો છે, કોના જેવો છે ? ખાલી થોથાં વાંચવાથી તારો શો દહાડો વળશે ? જ્યાંસુધી તું બજારમાં પહોંચે નહિ, ત્યાંસુધી તો તને દૂરથી માત્ર હોહાજ થતી સંભળાશે; પણ એક વખત ત્યાં પહોંચ્યો એટલે ખાલી હોહાને બદલે કંઇ બીજીજ વસ્તુઓથી બજાર ભરેલું તને જણાશે. આ પ્રમાણે અનુભવ પામ્યા પછી પુસ્તકો, શાસ્ત્રો અને પ્રક્રિયા-

ઓ—એ બધું તને ઠાલાં છાલાં સમાન લાગશે.”

કામારપુકૂર પાસેના કોઇ ગામનો વતની પ્રતાપચંદ્ર હાજરા નામે એક મધ્યમ વયનો પુરુષ દક્ષિણેશ્વર મંદિરમાં ઘણાં વર્ષોથી રહેતો હતો. તેની વૃદ્ધ માતા અને કુટુંબના નિર્વાહ માટે કાળજી કરનાર બીજુ કોઇ ન હતું; છતાં તેણે ક્ષણિક ધાર્મિક આવેશને લીધે ઘર તજ્યું હતું. વારંવાર તે માળા જપતો દેખાતો; પણ થોડું દેવું હોવાથી અંદરખાને તેની ઇચ્છા એવી ખરી કે પોતાની પવિત્રતાથી આકર્ષાઈ લોકો પોતાનું દેવું વાળવાને પૈસા આપી જાય તો ઠીક. શ્રીરામકૃષ્ણે તેની એ નબળાઈ જોઇ લીધી હતી, એટલે પ્રાર્થના કોઈ પણ જાતના લૌકિક સ્વાર્થ રહિત હોવી જોઇએ, એવું કહીને તેમણે તેને સુધારવાનો પ્રયત્ન આદર્યો હતો. શાસ્ત્રીય જ્ઞાન અને અનુભવથી અજાણ્યો હોવા છતાં પણ હાજરા ધર્મવિષયમાં પોતાને પ્રમાણભૂત મહાપુરુષતરીકે ઓળખાવતો અને પોતે સ્વતંત્ર વિચારક હોવાનું અભિમાન રાખતો. આથી તે શ્રીરામકૃષ્ણનો એક પણ ઉપદેશ કાનપર લેતો નહિ. ગુરુદેવના યુવાન શિષ્યોની ઇશ્વિરપ્રત્યેની આસ્થાને હસી કાઢીને તેમના મનમાં તો વારંવાર ક્ષોભ પણ પ્રકટાવતો. તે પોતે અદ્વૈત વેદાંતી હોવાનો ડોળ કરી બીજાઓના મનમાં પણ તેવો ભાવ ઠસાવવાને પ્રયત્ન કરતો. આને લીધે કેટલીક વાર ગુરુદેવ તેને ઉધડો લેતા, અને કેટલીક વાર જુદા જુદા મનુષ્યો માટે જુદાં જુદાં દૃષ્ટિબિંદુઓની અગત્ય વિષે દલીલ કરતા. ચર્ચા કરવી એ તેનામાં ભારે દોષ હતો. એ તેને એટલી તો વહાલી હતી કે લૂખી દલીલના નમુનાતરીકે શ્રીરામકૃષ્ણ તેને વારંવાર ઓળખાવતા. જીવનમાં અણપચવ્યા તાત્વિક સિદ્ધાંતોની ચર્ચાઓ કરીને બીજાઓના મનમાં ઝેર રેડવાની તેની આ ખરાબ ટેવને લીધે શ્રીરામકૃષ્ણ તેના પર ચીડાતા, અને ખાલી ડખો પેદા કરીને કાલીમંદિરમાં કાવતરૂં રચવાનેજ રહેતો હોય એવી તેઓ શંકા કરતા; તે છતાં તેના ઉપર પણ પ્રેમ તો એવો ને એવોજ રાખતા. નરેન્દ્રનાથ પણ હાજરાનો મિત્ર હતો. ગુરુદેવનો તેના વિષે ઉંચો અભિપ્રાય નહિ છતાં, એને તેની સાથે ચર્ચામાં ઉતરવું ગમતું.

એક દિવસ ગુરુદેવે હાજરાને કહ્યું કે “બહુ ખાતો ના, તેમ અડવા—આભડવામાં ઝાઝો ચટ કરવો પણ છોડી દે. જેને

આ ટેવ હોય છે તે લક્ષ્યપ્રાપ્તિ કરી શકતો નથી. પવિત્રતા ખપ-પૂરતીજ સારી; તેનું લાંબુ પિંજણુ ન હોય."

બીજે કોઇ દિવસે તેમણે તેને કહ્યું કે "તું જે કરે છે તે સારૂં છે, પણ તે યોગ્ય વિધિથી થતું નથી. કોઇનું બૂરૂં બોલવું નહિ; એક ક્ષુદ્ર કીટનુંયે નહિ. જેમ તું ભક્તિમાટે ઇશ્વરપ્રાર્થના કરે છે, તેમ કોઇનું બૂરૂં ન બોલાય એવી પણ પ્રાર્થના કરવી."

હાજરા—મારી પ્રાર્થના પ્રભુ સાંભળશે ?

શ્રીરામકૃષ્ણ—હા જરૂર સાંભળશે, પ્રાર્થના ખરા દિલથી થાય તો તેને સાંભળ્યા વિના ચાલેજ નહિ. સ્ત્રી અને બાળકો માટે લોકો જેટલું કલ્પાંત કરે છે, તેટલું પ્રભુ માટે કરે છે ખરા? કોઇએક પુરુષની સ્ત્રી કામારપુકૂરમાં માંદી હતી. તે સાજી થનાર નથી એવા વિચારથી તે કાંપી ઉઠી બેભાન થવાની અણીપર હતો. આટલી લાગણી ઇશ્વર માટે કોને થાય છે?

શ્રીરામકૃષ્ણની ચરણરજ હાજરાએ માથે ચઢાવી.

શ્રીરામકૃષ્ણ (ખચકાતા)—મને એવું ગમતું નથી.

હાજરા—જેમના રક્ષણનીચે હું જીવી રહ્યો છું તેમનાં ચરણસ્પર્શ શું હું ન કરૂં?

શ્રીરામકૃષ્ણ—દીનાનાથ શ્રીહરિને પ્રસન્ન કરો, એટલે બીજા બધા પ્રસન્ન થશે. 'જગદીશ રાજી તો જગત રાજી.' દ્રૌપદીના અન્નપાત્રમાંથી શ્રીકૃષ્ણે યત્કિંચિત્ સ્વાદ ચાખ્યો, અને કહ્યું કે 'હું તૃપ્ત થયો છુ" એટલે એકદમ બધાને તૃપ્તિ વળી ગઇ-તેમણે સૌએ પેટ ભરીને ખાધું હોય એવો તેમને બધાને અનુભવ થયો.

પોપટની માફક ખાલી મોઢાની ભક્તિ કરવા કરતાં ઇશ્વર માટે સ્વાભાવિક પ્રેમ કેટલો શ્રેષ્ઠ છે તે જણાવ્યા પછી, ગુરુદેવે હાજરાને કહ્યું કે "એક દિવસ તું માળા જપતો હતો, તે જોઇને મેં માને કહ્યું કે 'મા! આ કેવો મૂર્ખ છે! અહીં પણ તે હજી માળાજ જપે છે. અહીં આવનારનાં તો અંતરચક્ષુ ખુલી જાય છે.'"

એક દિવસ, શ્રીરામકૃષ્ણે જગદંબાને પ્રાર્થના કરી કે "મા! હાજરા જો કેવળ દંભીજ હોય તો તો તેને ઝટ અહીંથી દૂર કર." પછી થોડાજ દિવસમાં તેનો દેહાંત થયો.



# ૩૦—લાતુ, રાખાલ અને મોટો ગોપાળ

"ભગવાન શ્રીરામકૃષ્ણની ચમત્કારિક શક્તિનો પરિચય કરવો હોય તો લાતુનું જીવન તપાસો. મેં કદી એના જેવો પુરુષ જોયો નથી." લાતુ વિષેના આ શબ્દો સ્વામી વિવેકાનંદના છે. બિહાર પ્રાંતના છપરા જિલ્લામાં કોઈ ગરીબ માબાપને ઘેર લાતુ જન્મ્યો હતો. બહુ નાની ઉંમરે નોકરીની શોધમાં તે કલકત્તે આવ્યો હતો, અને ઘરકામ કરનારતરીકે રામચંદ્ર દત્તને ત્યાં નોકરી રહ્યો હતો. થોડા દિવસ પછી ખબર પડતાં, ગુરુદેવનાં દર્શન કરવા તે દક્ષિણેશ્વર આવ્યો. કલકત્તા અને તેનાં પરાંથી અજાણ્યો હોવાથી શ્રીરામકૃષ્ણને રહેવાનું સ્થાન શોધી કાઢવામાં તેને મુશ્કેલી પડી. ત્યાં આવીને તેણે જોયું કે સાદે વેષે કોઈ પુરુષ ઓસરીમાં આમ તેમ ટહેલી રહ્યો છે. આ પુરુષપર નજર પડતાંજ તેણે સાષ્ટાંગ પ્રણામ કર્યા. શ્રીરામકૃષ્ણે પૂછ્યું કે "તું ક્યાંથી આવે છે?" જવાબ મળ્યો કે "સીમલાના રામચંદ્ર દત્તને ઘેરથી." ગુરુદેવ તેનો સત્કાર કરી પોતાના ઓરડામાં લઈ ગયા, અને ખાવાનું આપ્યા પછી તેની સાથે કેટલીક વાતો કરી. જે પરમહંસનાં દર્શને પોતે આવ્યો છે તે આજ પુરુષ છે એવી પાકી ખબર હજી લાતુને નહોતી પડી, તેમ તે જાણવાની ઝાઝી દરકાર પણ તેણે ન કરી. પોતાની સાથે વાતો કરનારની હાજરીમાં પોતાને ખૂબ આનંદ આવે છે, એવો તેને અનુભવ થયો ખરો; અને એટલુંજ તેને માટે બસ હતું. સાંજે તે રજા લેવાની તૈયારીમાં હતો, એટલે શ્રીરામકૃષ્ણ બોલ્યા કે "ચાલતો ન જા. થોડા પૈસા લે, અને હોડી કે ગાડીમાં જજે."

લાતુ બોલ્યો કે "આપની દયા. મારી પાસે થોડા પૈસા છે."

ગુરુદેવ હસીને બોલ્યા કે "તારી પાસે હોય તો ભલે; નહિતર મારી પાસેથી લે, શરમાઈશ નહિ."

પોતાના ગજવામાંના પૈસા ખખડાવતો લાતુ હસીને બોલ્યો કે " જુઓ, આ રહ્યા."

શ્રીરામકૃષ્ણે કહ્યું કે " વારૂ, ત્યારે ફરી આવજે."

" હા, હા, જરૂર આવીશ " લાતુ બોલ્યો.

લાતુ ઘેર પાછો ફર્યો અને શ્રીરામકૃષ્ણના માયાળુ સ્વભાવવિષે રામને ફરી ફરીને કહેવા લાગ્યો. બે કે ત્રણ દિવસ પછી પાછો લાતુ દક્ષિણેશ્વર આવ્યો. આ વખતે ગુરુદેવ જમવાની તૈયારીમાં હતા. ગુરુદેવે તેનું સ્વાગત કરી તે જમ્યો છે કે કેમ તે વિષે પૂછ્યું અને તેણે ના કહ્યું ત્યારે તેમણે જમવાનો આગ્રહ કર્યો. પોતાના પ્રાંતના ચુસ્ત લોકોની પેઠે લાતુ પણ બંગાળીઓને હાથે રંધાયેલો ખોરાક જમતો નહિ. દરમિયાન ગુરુદેવે કેળની બાજ અને ગંગાજળનું પાત્ર મંગાવી લીધાં હતાં. આ જોઈને લાતુ બોલ્યો કે " આપ મારે માટે તસ્દી લેતા નહિ; હું અહીં જમીશ નહિ. "

શ્રીરામકૃષ્ણે કહ્યું કે " કેમ નહિ ? ગંગાજળથી રાંધ્યું છે. વળી કાલીનો પવિત્ર પ્રસાદ છે. એમાં તારે શી આનાકાની હોય ?"

લાતુએ હઠ કરી "કૃપા કરી મને માફ કરો. હું નહિ જમું."

શ્રીરામકૃષ્ણે હજી પણ દબાણ કર્યું, એટલે તે ઓચિંતો બોલી ઊઠયો કે " વારૂ, આપનો પ્રસાદ છે તો હું લઈશ."

પછી લાતુ જમવા બેઠો. ગુરુદેવે તેને પોતાની થાળીમાંથી પણ થોડો પ્રસાદ આપ્યો.

લાતુ સાથે રામચંદ્ર મેવામિઠાઈની ભેટ શ્રીરામકૃષ્ણને અવારનવાર મોકલતો. દક્ષિણેશ્વર જવાને આમ પોતાને તક મળવાથી એ છોકરો બહુ રાજી થતો. તેનામાં છુપાયલી આધ્યાત્મિક યોગ્યતા શ્રીરામકૃષ્ણ શરૂઆતથીજ જોઇ શકયા હતા; અને તેને પણ ગુરુદેવપ્રત્યે પ્રેમ જાગ્યો હતો. આમ કેટલોક વખત ચાલ્યા પછી એક દિવસ લાતુની પ્રશંસા કરતાં શ્રીરામકૃષ્ણે તે હમેશ દક્ષિણેશ્વરમાં રહે એવી રામચંદ્રને ઇચ્છા બતાવી. રામચંદ્રે તરતજ સંમતિ આપી. પછી તો લાતુ શ્રીરામકૃષ્ણ પાસેજ રહેવા લાગ્યો. ગુરુદેવની સેવામાં જીવન અર્પણ કરનાર પવિત્ર યુવકોમાં આ લાતુ પહેલો હતો.

લાતુને ભજનકીર્તનનો શોખ હતો. દક્ષિણેશ્વરમાં અવારનવાર ભજન-કીર્તન થતાં, તેમાં તે સારી પેઠે ભાગ લેતો

અને આનંદમાં આવી જઇ નાચતો. લાટુ અને પાછળથી આવવા લાગેલા બીજા છોકરાઓનો ભક્તિભાવ જોઇને એક દિવસ શ્રીરામકૃષ્ણે તેઓ સર્વને ઇષ્ટસાક્ષાત્કાર થાય એ હેતુથી જગદંબાને પ્રાર્થના કરી. થોડા દિવસ પછી લાટુને તેમજ બીજાઓને ધ્યાનચિંતનમાં પણ આનંદ આવવા લાગ્યો. હવે ગુરુદેવે તેને ધ્યાનની અને જપતપાદિકની પણ તાલીમ આપી.

લાટુને અક્ષરજ્ઞાન મુદ્દલ નહોતું, તેથી શ્રીરામકૃષ્ણદેવે પોતે તેને બંગાળી બારાખડી શીખવવા માંડી. પણ લાટુ બિહારી હોવાથી બંગાળી કરતાં તેના ઉચ્ચાર બહુ જુદા હતા. શ્રીરામકૃષ્ણે થોડા અક્ષરો તેના ઉચ્ચાર સાથે શીખવાડયા, પછી તે બોલી જવાનું કહ્યું. લાટુએ બિહારનીજ પદ્ધતિથી તે બોલી બતાવ્યા. ગુરુદેવ તે ફરીથી શીખવાડયા અને ફરી બોલી જવા કહ્યું, ત્યારે પણ એવુંજ પરિણામ આવ્યું. પછી બંને હસવા લાગ્યા. આવી રીતે આ પ્રયોગ બે ત્રણ વાર અજમાવી જોયા પછી લાટુના શિક્ષણનો અંત આવ્યો.

ગુરુદેવનો નરેન્દ્રનાથ સાથે મેળાપ થયો તે પહેલાં થોડા માસ અગાઉ ૧૮૮૦ માં રાખાલચંદ્ર ઘોષ પહેલી વાર દક્ષિણેશ્વર આવ્યો હતો. ૨૪ પરગણાં જિલ્લાના બસીરહાટ ગામમાં તેનો પિતા જમીનદાર હતો. બચપણથીજ રાખાલમાં ધર્મવૃત્તિના અંકુરો જણાયા હતા. રમતમાં પણ તે દેવદેવીઓની પૂજાની રમત રમતો.

મનમોહન મિત્રની બહેનની સાથે તેનાં લગ્ન ૧૯ વર્ષની ઉંમરે થયાં હતાં. શ્રીરામકૃષ્ણ વિષે તેણે મનમોહનને મોઢેથી સાંભળ્યા પછી તેમની પહેલી મુલાકાત થઇ ત્યારથીજ બંને વચ્ચે પ્રેમનો અંકુર ઉગી ચૂકયો હતો.

પાંચ વર્ષ જેટલા ટુંકા સમયમાં જે ગાઢ સંબંધ શ્રીરામકૃષ્ણ અને રાખાલ વચ્ચે બંધાયો હતો તે વર્ણવી શકાય એમ નથી. એ છોકરાની આધ્યાત્મિક ઉન્નતિ સધાય તે તરફ શ્રીરામકૃષ્ણદેવનું સદાય ધ્યાન રહેતું; તો બીજી બાજુ એ ધ્યેયને અનુરૂપ રાખાલનો શરણભાવ પણ અસામાન્ય હતો. રાખાલ તેમની પાસે પોતે જાણે ત્રણચાર વર્ષનું બાળક હોય તેમ વર્તતો. "મારી પાસે આવે કે લાગલોજ મારા ખોળામાં બેસી જઇ બાળકવત્ ચેષ્ટા કરતો ! તેને મારી પાસેથી ખસવુંજ ગમતું નહિ. મને

જોતાંજ તેનામાં એવો બાળભાવ જાગી ઉઠતો કે જે વર્ણવી શકાય નહિ. જે જે તેને જોતું તેનાપર પણ એ ભાવની છાપ પડયા વિના રહેતી નહિ. મારામાં પણ તેને અનુરૂપ ભાવ જાગી ઉઠતો. હું તેને માખણ અને મિઠાઇ ખવડાવતો, અને મા બાળક સાથે રમે તેમ તેની સાથે રમતો." ગુરુદેવ પણ રાખાલને જેવી છૂટ આપતા, તેવી છૂટ બીજા કોઇને આપતા નહિ. તેઓ તેને ખભાપર પણ લઇને ફરતા. રાખાલના સરળભાવથી એક વાર તો ગુરુદેવને એટલું બધું લાગી આવ્યું હતું કે આંસુ આવી ગયાં; અને કહેવા લાગ્યા કે "તું તો બહુ ભોળો છે! મારા દેહાંત પછી તારી કોણ સંભાળ લેશે?" જગદંબાની પ્રેરણા અનુસાર રાખાલનું કાર્ય શ્રીરામકૃષ્ણની સેવા કરવાનું હતું, પણ ઘણી વખત શ્રીરામકૃષ્ણને એની સંભાળ લેવી પડતી.

ગૃહસ્થાશ્રમી હોવાથી રાખાલનો પિતા પોતાનો પુત્ર શ્રી-રામકૃષ્ણના સંસર્ગમાં આવે તેની વિરુદ્ધ હતો, અને તેમની સંગત છોડાવવા અનેક વાર પ્રયત્ન પણ કરી ચૂકયો હતો. એક બે વાર ગુરુદેવ કેવા પુરુષ છે તે જોવાને તે દક્ષિણેશ્વર આવેલો ત્યારે કલકત્તાના ઘણા અગ્રગણ્ય પુરુષો તેમને મળવા આવે છે, તે જોઇ તેને સંતોષ થયો હતો. આ પછી રાખાલને દક્ષિણેશ્વર આવવામાં કશો બાધ રહ્યો નહોતો.

રાખાલનું લગ્ન થયેલું સાંભળીને શ્રીરામકૃષ્ણ તેની આધ્યાત્મિક ઉન્નતિ માટે ચિંતાતુર થયા. એક દિવસ તેની વહુ પોતાની મા સાથે દક્ષિણેશ્વર આવી. મા પરમ ભક્તિવાન હતી. ગુરુદેવ કન્યાની મુખાકૃતિ જોઇ સંતોષ પામ્યા. પાછળથી તેઓએ કહ્યું હતું કે, કન્યામાં આત્મભાવ પ્રબળ હોવાથી પતિના માર્ગમાં તે દખલરૂપ થનાર નથી.

રાખાલપર શ્રીરામકૃષ્ણ અત્યંત પ્રેમ રાખતા, છતાં કોઈ ભૂલ થતાં ઝાટકણી પણ કાઢયાવિના રહેતા નહિ. એક વાર રજા સિવાય તેણે થોડું માખણ ખાવાથી શ્રીરામકૃષ્ણે કહ્યું કે "ધિક્કાર છે! સારૂં સારૂં ખાવાની લાલચ રોકવાનું તો કયાંયે રહ્યું, પણ આ તો તેં પૂછયાવિના પણ માખણ ખાઈ લીધું!" રાખાલને આથી બહુ લાગી આવ્યું. તેણે એવી ભૂલ ફરી કદી પણ કરી નહિ. પોતાની પેઠે બીજા છોકરાઓ પણ શ્રીરામકૃષ્ણના પ્રેમભાગી બને, એની એક વાર બાળકની પેઠે રાખાલને પણ ઇર્ષ્યા થઇ

આવી હતી. તેની આવી આવી ત્રૂટીઓ ટાળવાની ગુરુદેવ ખંત રાખતા હતા, એટલે થોડાંજ વર્ષમાં તેનું ચારિત્ર્ય અસાધારણ દીપી નીકળ્યું હતું.

ગુરુદેવ રાખાલની ગેરહાજરી સહી શકતા નહિ અને આંસુ આવી જતાં. એક વખત રાખાલ વૃંદાવન ગયેલો ત્યાં માંદો પડયો. તેથી શ્રીરામકૃષ્ણને ચિંતા થઈ અને તે સાજો થાય એવી જગદંબાને પ્રાર્થના કરી; અને માએ અંતરપ્રેરણાદ્વારા ખાતરી આપી ત્યારેજ તેમને નિરાંત વળી. એમ કહેવાય છે કે, એક વખત શ્રીરામકૃષ્ણદેવની કૃપાથી રાખાલને ઇષ્ટદર્શન થયાં હતાં.

કલકત્તા નજીક સીન્તીનો ગોપાલ નામે એક કાગળનો વેપારી હતો. તે અત્યંત વ્યવહારકુશળ હતો. મહિમાચરણની સાથે તે પણ ગુરુદેવના સંસર્ગમાં આવ્યો હતો. તેની સ્ત્રી મરી જવાથી તેને કારી ઘા વાગ્યો હતો. આથી તેનો એક મિત્ર જે શ્રીરામકૃષ્ણનો શિષ્ય હતો, તેણે તેને દક્ષિણેશ્વર આવવાની સલાહ આપી હતી. પ્રથમ મુલાકાતે તો શ્રીરામકૃષ્ણમાં તેને કાંઈ અસાધારણ તત્ત્વ જણાયું નહિ, પણ બીજી વખતે તેમની મહત્તા તેના અનુભવમાં આવી. જગતની અનિત્યતાવિષેનો ગુરુદેવનો સાદો ખુલાસો તેને ગળે ઉતરી ગયો, અને તેથી પ્રભુપ્રાપ્તિ માટે જગતને તજી દેવાનો વિચાર ગોપાળ ગંભીરપણે કરવા લાગ્યો. ગુરુદેવના પાછલા જીવનના દિવસોમાં તેમની સેવાચાકરી કરીને તેણે પોતાનો એ વિચાર આખરે અમલમાં મૂકયો હતો. શ્રીરામકૃષ્ણ તેની વ્યવસ્થિતતાનાં વખાણ કરતા. તેઓ તેને 'નિરીક્ષક' કહીને બોલાવતા. તેની ઉંમરને લીધે તેઓ તેને 'મોટો ગોપાળ' પણ કહેતા.





# ૩૧–નરેન્દ્રનાથ

કલકત્તામાં સીમલાનું દત્ત કુટુંબ ભારે સંસ્કારી અને ખાનદાન ગણાતું. દુર્ગાચરણ દત્ત નામના આ કુટુંબના આગેવાન પુરુષે પોતાને ત્યાં પ્રથમ બાળક અવતરતાંજ સંસારનો ત્યાગ કર્યો હતો. એ બાળકનું નામ વિશ્વનાથ હતું. તે પોતાની માતાની દેખરેખ હેઠળ ઉછર્યો હતો. તે કલકત્તા હાઇ કોર્ટનો નામાંકિત વકીલ બન્યો હતો. તેણે પુષ્કળ ધન પેદા કર્યું હતું અને બહોળે હાથે પરોપકારમાં ખર્ચ્યું હતું. તેને ઘણા પ્રકારની કળાઓ હસ્તગત હતી, તેમાં સંગીત પણ આવી જતું. તેની પત્ની ભુવનેશ્વરીદેવી પણ એવીજ સંસ્કારી હતી. તે ઘરરખુ, સહનશીલ અને ઈશ્વરમાં આસ્થાવાળી હતી. આ સુખી જોડાને પેટે સુપ્રસિદ્ધ નરેન્દ્રનાથ(પાછળથી સ્વામી વિવેકાનંદ)નો જન્મ ઇ૦ ૧૮૬૩ માં થયો હતો.

બાળપણથીજ નરેન્દ્રનાથ તેના સાથીઓમાં તરી આવતો. જેવું બળવાન શરીર તેવોજ મનોબળનો વારસો પણ તેને માતાના દૂધની સાથેજ મળ્યો હતો; અને તે છતાં તેનું હૃદય કોમળ હતું. તેજસ્વી બુદ્ધિ, અસાધારણ યાદશક્તિ, ઊંડી મનનશક્તિ અને ચમકતી કલ્પનાશક્તિ, એ બધાની સાથે સત્યપ્રિયતા, પવિત્રતા, સ્વતંત્રતા, કર્મવીરતા અને દયાળુતાના સુંદર મિશ્રણને લીધે તે કોઈ મહાન પુરુષ થવાને સર્જાયો છે, એવી આગાહી તેના નાનપણથીજ સૌ કોઇ કરતું. શિક્ષણની જુદી જુદી શાખાઓમાં, ખાસ કરીને ઇતિહાસ અને તત્ત્વજ્ઞાનમાં તો તેણે શીઘ્ર પ્રભુતા પ્રાપ્ત કરી હતી. વળી તે કુશળ વ્યાયામવીર હોવા ઉપરાંત પ્રવીણ ગાયક પણ હતો. આમ સર્વદેશીય શિક્ષણ માટે તેને અનુકૂળતા કરી આપનાર તેના પિતાજ હતા.

કુદરતી રીતે નરેન્દ્રનાથમાં ધર્મવૃત્તિનો પ્રબળ પ્રવાહ વહેતો હતો. તેની ધ્યાનશક્તિ પણ વિલક્ષણ હતી. બચપણમાં તે

દેવતાઓની માટીની પ્રતિમાઓ ખરીદતો, અને તેમના આગળ ધ્યાન ધરવાની રમત રમતો. એક દિવસ ઘરના એક ખૂણામાં એવા નકલી ધ્યાનમાં તે એવો નિમગ્ન બની ગયો હતો કે તેની બીજે બધે તપાસ કર્યા પછી, જે ઓરડામાં તે હતો તેનાં બારણાં તોડીને તેને ઢંઢોળ્યો ત્યારેજ તે જાગ્રત અવસ્થામાં આવ્યો હતો. પાછળથી તેને ધ્યાનની ખૂબ લગની લાગી હતી. તે બીજાઓ ન જાણે એવી રીતે રાતનો ઘણો વખત ધ્યાનમાંજ ગાળવા લાગ્યો. બીજા ઘણા યુવાન સત્યશોધકોની પેઠે તે પણ બ્રહ્મોસમાજમાં જતો અને મહર્ષિ દેવેન્દ્રનાથ પાસે પણ જતો. મહર્ષિને તેનામાં યોગીનાં ઘણાં લક્ષણ દેખાયાથી તેમણે તેને ધ્યાનશક્તિ ખીલે એવે માર્ગે ઉત્તેજિત કર્યો. પોતાની શરૂઆતની વાતો સંભારીને નરેન્દ્રનાથ આગળપર કહેતો કે "દર રાત્રે જ્યારે હું પથારીવશ. થતો, ત્યારે મારા મનમાં બે દશ્યો તરી રહેતાં. તેમાંના એકમાં મને એવું જણાતું કે મારી ધારણામાં હું વિજય પામીશ પછી જે બીજું દશ્ય ખડું થતું, તેમાં હું કોઇ કૌપીનધારી, તરુતલવાસી અને રામભરોસે મળી આવે તે પર ગુજારો કરનાર રમતો રામ હોઉં, એવું ચિત્ર મારી સંમુખ રજુ થતું. આ બંને દશ્યો પૈકી બીજું મને વધારે ગમી જતું. મને એજ વિચાર આવતો કે, પૃથ્વીપર સુંદરમાં સુંદર જીવન વિરક્ત સાધુનું છે, અને હું તેજ અંગીકાર કરીશ."

તલસ્પર્શી અભ્યાસ અને તીવ્ર બુદ્ધિમત્તાને લીધે નરેન્દ્રનાથ વાક્ચાતુર્યમાં પણ એકકો હતો. પોતાના વિચારોના સમર્થનમાં તે પ્રતિસ્પર્ધીઓને નિરુત્તર કરી મૂકે એવી દલીલો કરતો. નરેન્દ્રનાથનો સુપ્રસિદ્ધ સમકાલીન વિદ્યાર્થી (પાછળથી ડૉ. વ્રજેંદ્રનાથ સીલ) જે તેનાથી કૉલેજમાં એક વર્ગ આગળ હતો, તે પોતાના તુલનાત્મક લેખમાં, તેની અનેકરંગી પ્રતિભાનું વર્ણન આ પ્રમાણે કરે છેઃ—"તે નિઃશંક બુદ્ધિશાળી યુવક હતો. મિલનસાર, સ્વતંત્ર, રૂઢિભંજક, મધુર ગાયક, સમાજસંમેલનોનો આત્મા, ભભકભર્યો વાર્તાપ્રવીણ, યથાસંયોગ કંઇક તીખો અને કટુભાષી, જગતના દંભ અને ડોળના પડદાઓને વાગ્બાણથી વિંધી નાખનાર, જગતને વિરાગ દૃષ્ટિથી જોનાર છતાં અત્યંત કોમળ હૃદયવાળો, રમતારામ જેવો છતાં પ્રેરણાની મૂર્તિ જેવો, દૃઢાગ્રહી, કંઇક ધીટ અને નિરાળો, તુમાખી વક્તા અને શ્રોતા-

ઓને સર કરે એવાં નયનનાં અજબ જાદુ જાણનાર,....એવે રૂપે મેં તેને જોયો હતો. શરીરબળ, બુદ્ધિબળ અને હૃદયબળના સુંદર સંયોગને લીધે તેની પ્રકૃતિમાં જે ઉચ્ચતા, તીવ્રતા અને વિશુદ્ધતા હતી; તેના તન્મનાટનો અનુભવ મેં લીધો હતો. તે ચીડિયો કે સહેજસાજમાં છેડાઇ જનાર અથવા તો ધર્માંધ નહોતો, કે નીતિનો ડોળઘાલુ પણ નહોતો. હું નિર્દોષ હોઉં એવા પ્રસંગો સિવાય, બધો વખત બાહ્યશિષ્ટાચારવાળાને ગમે નહિ એવી ઘુરકતી ભાષા વાપરવામાં તે મોજ લેતો. માનને મરોડવામાં અને રૂઢિને રગદોળવામાં તેને ક્રૂર આનંદ આવતો; ધારેલી બાજી હાથ કરવાની હોય ત્યારે પોતાના અંતરંગ મિત્રો સિવાયના બીજાઓને તે અકળ વકળ કરી દઇ ગોટાળામાં નાખતો ત્યારે તો તે કોઇ જુદાજ રૂપે જણાઇ રહેતો; અને તે છતાં પણ આત્માના ઊંડાણુમાં તે વાસનાના અગ્નિને શાંત કરવામાં અને કલ્પનાના ઘોડાઓને તંગ કરવામાંજ મચ્યો રહેતો.”

કૉલેજના દિવસોમાં નરેન્દ્રનાથે પાશ્ચાત્ય તત્ત્વજ્ઞાનનાં પુસ્તકો પેટ ભરીને વાંચ્યાં હતાં. તેમાં ચર્ચાયેલા નાસ્તિક સિદ્ધાંતોથી તેના અંતરમાં ઘર કરી રહેલા આસ્તિક ભાવને પણ થોડો વખત જબરો આઘાત પહોંચ્યો હતો; પણ ધર્મના પુસ્તકિયા જ્ઞાનથી તેને સંતોષ વળતો નહોતો. તે ઉગ્ર બ્રહ્મચર્ય પાળતો અને કડક નિયમો સેવતો. તે વનસ્પતિનો આહાર કરતો અને ભોંયપથારીએ કામળપર સૂઇ જતો. કલાકોના કલાકો સુધી તે ધ્યાનમાં બેસતો. ડૉ. સીલના શબ્દોમાં કહીએ તો “હવે તેનું આત્મમંથન પ્રબળરૂપે શરૂ થયું હતું. તેની લાગણીઓમાં તીવ્રતા અને જોમ હતાં, તેની યુવાન ચિત્તવૃત્તિમાં સૌમ્યતા હતી અને તેની વિનોદવૃત્તિમાં સ્વાતંત્ર્ય અને ઉલ્લાસ હતાં. આ બધા પર અંકુશ મૂકવો એ તેની પ્રકૃતિનું ખૂન કરવા સમાન હતું.... પોતાની બુદ્ધિપર સમષ્ટિભાવનો પ્રતાપ પડી ચૂકયો છે, છતાં પોતાનું હૃદય વ્યક્તિગત અહંભાવ છોડી શકતું નથી, એવું તે કબૂલ કરતો. શુષ્ક કારણવાદની શ્રેષ્ઠતા પરાણે ભલે સ્વીકારીએ, છતાં વાસ્તવમાં તો તેમાં કાંઇ માલ પણ નથી અને એ કારણવાદ અધોગતિને માર્ગે જતાં ઉગારી શકે તેમ પણ નથી, એવી તેની ફરિયાદ હતી. શુદ્ધ કારણવાદવિષેના મારા વિચારોથી તેની વૃત્તિઓ સંતોષાશે કે કેમ અને ઉદ્ધારનો કોયડો ઉકેલી શકશે

કે કેમ, એ જાણવાની તેની ઇચ્છા હતી. ટૂંકમાં કોઇ જીવંત તત્ત્વની તેને ઇચ્છા હતી; અને તેને બચાવે, ઉન્નત કરે, રક્ષણ આપે અને દુર્બળતાને દૂર કરી ક્ષુદ્રત્વને પ્રભુત્વમાં પલટાવી દે, એવી કોઇ બાહ્ય વ્યક્તિ કે શક્તિની પણ તેને જરૂર હતી–તેના અંતરના ઉદ્વેગને શાંત કરે, એવા કોઇ પૂર્ણતાને વરેલા અને દેહી છતાં વિદેહી હોય એવા ગુરુની તેને જરૂર હતી."

ઈશ્વરદર્શન કરવાને તેની ઉત્સુકતા વધતી ચાલી. બ્રહ્મો-સમાજના ઉપદેશોમાંથી તેને જોઇતો સહારો મળ્યો નહિ. દર્શન-ની લગનીમાં તે એક દિવસ મહર્ષિ દેવેન્દ્રનાથને મળ્યો અને બેધડક પૂછ્યું કે " મહાશય! આપે ઇશ્વરને જોયા છે? " એનો જે જવાબ મળ્યો તેથી તેને સંતોષ ન થયો. આ અણીને પ્રસંગે, બી. એ. ની પ્રથમ પરીક્ષા માટે તે તૈયારી કરતો હતો તે અરસામાં, સને ૧૮૮૦ના નવેમ્બર માસની લગભગ, કલકત્તાના સુરેન્દ્રનાથ મિત્રના ઘરમાં શ્રીરામકૃષ્ણની પહેલી મુલાકાત તેને થઇ. તેણે થોડાં ભજન લલકાર્યાં. શ્રીરામકૃષ્ણને આ યુવકપર ભાવ થયો. તેના સંબંધમાં બધી વિગતો જાણી લીધી. પોતે તેને નખશિખ નિહાળ્યો, અને બનતી ઉતાવળે તેમણે દક્ષિણે-શ્વર આવવાનું તેને કહ્યું.

પરીક્ષામાં પાસ થતાં નરેન્દ્રનાથના પિતાએ તેના લગ્ન માટે પેરવી કરવા માંડી, છતાં નરેન્દ્રે લગ્ન ન કરવાની હઠ લીધી, એટલે વાત અધવચ અટકી. તેના પિતરાઇ ભાઈ રામચંદ્ર દત્તે લગ્ન ન કરવા સંબંધમાં તેના વિચારોને સમર્થન આપ્યું. એક દિવસ તેણે તેને કહ્યું કે " ધર્મની શોધમાં તું આમતેમ શામાટે ભટકે છે? તને તેની ખાસ ઇચ્છા હોય તો દક્ષિણેશ્વર જા." આ પછી થોડા દિવસો બાદ, કેટલાક મિત્રો સાથે દક્ષિણેશ્વર આવવાનું સુરેન્દ્રનાથનું આમંત્રણ તેણે સ્વીકાર્યું.

પોતાના એ મહાન શિષ્યની પ્રથમ મુલાકાતના સંબંધમાં શ્રીરામકૃષ્ણના શબ્દો નીચે પ્રમાણે છેઃ–

" આ ઓરડામાં પશ્ચિમદ્વારથી નરેન્દ્રે પ્રવેશ કર્યો હતો. શરીર અને પહેરવેશ માટે મને તે બેદરકાર લાગ્યો અને બીજા મનુષ્યોની પેઠે તેને દુનિયાની ઝાઝી પરવા ન દેખાઇ. તેની આંખો તેના અંતર્મુખ મનની સાક્ષી પૂરતી, અને તેનું મન જાણે તેની પોતાની યોગ્યતા તરફ હમેશાં એકીટશે જોઇ રહ્યું હોય

એવો તે લાગતો. કલકત્તાના જડ વાતાવરણમાંથી આવો આધ્યાત્મ પ્રેમી પુરુષ આવેલો જોઇ હું આશ્ચર્ય પામ્યો. જમીનપર એક ચટાઈ બિછાવી હતી, તે પર તેને બેસવાનું કહ્યું. જે સામાન્ય કોટીના યુવકો તેની સાથે આવ્યા હતા તે બધા છેલબટાઉ જેવા લાગ્યા. મારા કહેવાથી તેણે થોડાં બંગાળી ભજન ગાયાં. પરમાત્માની સાથે એકતાન બનવાની ઇચ્છાવાળા કોઇ ભક્ત હૃદયની સ્વાભાવિક ઉર્મિઓરૂપ તે ભજન હતાં. એ ભજનમાં એટલી તો તેણે જમાવી દીધી કે મારૂં હૈયું હાથ ન રહ્યું, અને હું મસ્તી આર્દ્રતામાં આવી ગયો."

પછી જે બન્યું તેનું વર્ણન નરેન્દ્રનાથના પોતાના શબ્દોમાં આ પ્રમાણે છેઃ–

"મેં ભજન ગાયું, પણ તે પછી તરત તેઓ સફાળા ઊઠયા; મારો હાથ પકડીને મને ઓતરાતી ઓસરીમાં લઇ ગયા અને પોતાની પાછળ દ્વાર બંધ કર્યાં. ઓસરીને બહારની બાજુથી પડદો ઢળ્યો હતો, એટલે ત્યાં અમે બેજ હતા. મેં વિચાર્યું કે, તેઓ મને કંઇક ખાનગી ઉપદેશ આપવા માગતા હશે; પણ મારી અત્યંત અજાયબી વચ્ચે, મારો હાથ પકડી રાખીને તેઓ પુષ્કળ રડવા લાગ્યા, અને જાણે તેમનો હું જુનો પરિચયી હોઉં તેમ પ્રેમથી કહેવા લાગ્યા કે 'રે, તું મોડો મોડો પણ આવી પહોંચ્યો ખરો! આટલો વખત મને તપાવવાની ક્રૂરતા તેં કેમ વાપરી? સંસારી લોકોની તુચ્છ વાતો સાંભળી સાંભળીને મારા કાન થાકી ગયા છે. મારા વિચારો અને અનુભવોને ઝીલે એવા કોઇ પુરુષ આગળ મનનો ભાર હલકો કરવાને હું તલપાપડ થઇ રહ્યો છું.' ડૂસકાં ખાતા ખાતા તે આમ બોલતાજ ગયા. પછી તેઓ હાથ જોડીને મારી સંમુખ ઉભા રહ્યા, અને કહેવા લાગ્યા કે 'દેવ! હું જાણું છું કે તમે પુરાણા ઋષિ નર–નારાયણના અવતાર જેવા છો' વગેરે વગેરે!"

"આવી તેમની વર્તણુકથી હું સડક બની ગયો. મેં વિચાર્યું કે 'આ તે કેવા વિચિત્ર માણસને હું મળવા આવ્યો છું! એ સાવ ગાંડો હોવો જોઈએ! હું તો વિશ્વનાથ દત્તનો પુત્ર છું, છતાં મને દેવ કહીને સંબોધે છે!' હું શાંત રહ્યો. જે કરે તે કરવા દીધું. તરતજ તેઓ પોતાના ઓરડામાં જઇ કંઇક મિઠાઇ, ગંડેરી અને માખણ લાવીને મને પોતાને હાથે ખવડાવવા લાગ્યા! 'કૃપા

કરીને આપ મને તે આપી દો, હું મારા મિત્રો સાથે વહેંચી ખાઈશ' આમ ફરી ફરીને મેં કહ્યું, પણ તેની કંઇ અસરજ નહિ. તે માત્ર એકજ જવાબ આપતા કે 'તેમને થોડું પછી આપીશ.' આ રીતે મને બધું આરોગાવી રહ્યા ત્યારેજ તેઓ જંપ્યા. પછી મારો હાથ ઝાલીને બોલ્યા કે 'જેમ બને તેમ સત્વર એકલો આવીને મળવાનું વચન આપ.' તેમના આગ્રહને વશ થઇ મારે 'હા' ભણ્યા સિવાય છૂટકો નહોતો. પછી હું તેમની સાથે મારા મિત્રોને આવી મળ્યો."

"હું બેઠો ને તેમના તરફ જોયાં કર્યું. બીજાઓ પ્રત્યેના તેમના શબ્દોમાં, વાતવહેવારમાં કે રીતભાતમાં મને કશી ખામી ન દેખાઇ. ઉલટું તેમના આધ્યાત્મિક વાર્તાલાપ પરથી અને મસ્ત દશાપરથી મને તેઓ સાચા ત્યાગી પુરુષ લાગ્યા. મને તેમનાં કથન અને જીવન વચ્ચે બહુજ એકતા દેખાઇ. તેમણે કહ્યું કે 'ઇશ્વરનો સાક્ષાત્કાર કરી શકાય છે. હું તમને જોઉં છું અને તમારી સાથે બોલું છું, તેમ તેને પણ મનુષ્ય જોઇ શકે અને તેની સાથે બોલી શકે; પણ એમ કરવાની કોને પડી છે? સ્ત્રી, બાળબચ્ચાં, ધન અને મિલકત વગેરે માટે લોકો આંસુનાં પૂર વહેવડાવે છે, પણ ઇશ્વર ખાતર કોણ તેમ કરે છે? જો કોઇ સાચા દિલથી તેને માટે રડે, તો તે તેને મળ્યા વિના રહેજ નહિ." હું આ બધું જેમ જેમ સાંભળતો ગયો, તેમ તેમ મારી ખાતરી થતી ગઇ કે, કોઇ સામાન્ય ઉપદેશકની માફક નહિ, પણ આત્માના ઉંડાણમાંથી તેઓ બોલી રહ્યા છે. આમ છતાં મારા પ્રત્યેના વિચિત્ર વર્તન સાથે તેમના આ શબ્દોનો મેળ કેવી રીતે પડી શકે તે મને સમજાયું નહિ. આથી મેં એવું અનુમાન દોર્યું કે, તેમનું ગાંડપણ કેવળ એકદેશી હશે! આમ છતાં તેમના ત્યાગની મહત્તા તો મારે કબૂલવીજ પડી. મને વિચાર આવ્યો કે 'ભલે તેઓ ચક્રમ હોય, પણ ઘણા ઓછા મનુષ્યોના ભાગ્યમાં આવો ત્યાગ હોય છે. ગાંડા હોય તોપણ આ પુરુષ પવિત્રમાં પવિત્ર અને સાચા સંત છે અને તેથી તેઓ મનુષ્ય જાતિને વંદનીય પણ છે.' આવા પરસ્પર વિરોધી વિચારો સાથે મેં તેમને પ્રણામ કર્યા, અને કલકત્તા પાછા ફરવાની રજા માગી."

મહિનાએક પછી નરેન્દ્રનાથે ગુરુદેવની બીજી વાર મુલાકાત લીધી. તે એકલોજ આવ્યો. આ મહત્ત્વપૂર્ણ સમાગમનો ઉલ્લેખ

અમે તેના પોતાનાજ શબ્દોમાં કરીએ છીએઃ–"નાની સરખી ચારપાઇ પર મેં તેમને એકલાજ બેઠેલા જોયા. મને જોતાં તેઓ રાજી થયા, અને પ્રેમપૂર્વક બોલાવીને ચારપાઇ પર પોતાની પડખે બેસાડયો. પછી બીજીજ પળે તેઓ આવેશમાં આવી ગયેલા જણાયા. સ્વગત કંઇક બબડતા, અને મને ટગર ટગર જોતા થકા તેઓ ધીમે ધીમે મારી પાસે આવ્યા. અને તરતજ તેમણે મારા શરીરપર જમણો પગ મૂકી દીધો! તેમના આ સ્પર્શથી એકદમ મને કોઇ અદ્ભુત અનુભવ થયો. મારી આંખો ઉઘાડી હોવા છતાં મેં જોયું કે દિવાલો અને ઓરડામાંની બધી વસ્તુઓ સડસડાટ ચક્કરમાં ફરી રહી હતી અને શૂન્યમાં ગરક થતી હતી. સાથે મારા પોતાના સમેત સમસ્ત વિશ્વ પણ સર્વગ્રાહી શૂન્યમાં ડૂબી જવાની અણીપર હતું! હું બહુ ભયભીત થયો. મને લાગ્યું કે હું મૃત્યુને ભેટી રહ્યો છું. મારાથી ન રહેવાયું એટલે હું બૂમ પાડી ઉઠયો કે 'આ તમે મને શું કરી રહ્યા છો? મારે ઘેર મારાં માતપિતા પણ છે!' આ સાંભળીને તેઓ ખડખડ હસી પડયા. અને મારી છાતી ઠોકતાં બોલ્યા કે 'ઠીક, બધું હવે શાંત પડો. વખત આવ્યે બધું થઇ રહેશે!' ખુબી એ થઇ કે આ શબ્દો તેમના મુખમાંથી નીકળ્યા કે તરતજ દેખાતું પેલું વિચિત્ર દશ્ય પણ બંધ પડયું. હું હોશમાં આવ્યો અને જોયું તો ઓરડાની અંદર તેમ બહાર દરેક ચીજ પ્રથમની માફક જેમની તેમજ હતી."

નરેન્દ્રનાથને હવે પૂરેપૂરી ખાતરી થઇ ચૂકી કે, શ્રીરામકૃષ્ણ મારફત કામ કરી રહેલી પરમ સત્તા કોઈ અદ્ભુત પ્રકારની છે. ઇશ્વરને ઓળખવાને ગુરુની આવશ્યકતા તે માનતો નહોતો. મનુષ્ય પોતેજ નિર્બળ અને અલ્પજ્ઞ હોવા છતાં બીજાને આજ્ઞાધારક શિષ્ય બનાવીને પોતે ગુરુ કેવી રીતે થઇ શકે? આ વિચાર બ્રહ્મોસમાજના ચેપથી તેનામાં પગભર થયો હતો. હવે તેને સમજાયું કે, એવો પુરુષ પણ છે કે જે મનુષ્યને ઈશ્વરની સમીપ જવામાં બહુ મદદ કરી શકે તેમ છે. આ ઉપરાંત શ્રીરામકૃષ્ણના સંસર્ગમાં આવવાથી તપ અને ત્યાગ વિષે પણ નરેન્દ્રના વિચારો બળવાન બન્યા હતા.

શ્રીરામકૃષ્ણ અને નરેન્દ્રનાથ વચ્ચેના અદ્ભુત સંબંધનો કંઇક ખ્યાલ વાચકને મળી ચૂકયો છે. જે નરેન્દ્ર નાસ્તિક હતો,

તેને શ્રીરામકૃષ્ણે આદર્શ ગુરુને છાજે એવી ધીરજ અને પ્રેમથી એ પછી તાલીમ આપી હતી. નરેન્દ્રના વિશુદ્ધ ચારિત્ર્ય અને મનોબળ માટે તેમને બહુ માન હતું; છતાં તેમને એક વાતનો ભય પણ હતો કે, તેનામાં રહેલી અસાધારણ ગુપ્ત શક્તિઓના પ્રતાપે તે અસાધારણ મહાપુરુષ બને એવો છે; પણ જો એ પ્રબળ શક્તિઓને આધ્યાત્મિક ઝોક મળે નહિ તો તેનો દુરૂપયોગ પણ જરૂર થવાનો. મનુષ્યજાતિની આધ્યાત્મિક ઉન્નતિ માટે ઇશ્વરના હાથયારરૂપ બનવાનું તેના લલાટે લખાયું હતું, તેથીજ શ્રીરામકૃષ્ણ તેને ઈશ્વરને માર્ગે દોરવાને સ્વાભાવિક રીતે આતુર રહેતા. નરેન્દ્રનાથ સાથેના તેમના આત્મિક સંબંધનું એજ રહસ્ય હતું. આ સંબંધની કથા વર્ણવી શકાય એવી સામાન્ય નથી. પોતાના પટ્ટશિષ્યપર શ્રીરામકૃષ્ણ જે પ્રેમ રાખતા હતા તેમાં દુનિયાદારીની ગંધ પણ નહોતી. થોડા દિવસ પણ જો નરેન્દ્ર દક્ષિણેશ્વર આવતાં અટકી જતો, તો શ્રીરામકૃષ્ણને બેચેની થતી અને તેઓ નરેન્દ્રને દક્ષિણેશ્વર મોકલવાને જગદંબાને વીનવતા હતા.

એક વખત નરેન્દ્ર કેટલાક દિવસ સુધી આવ્યો નહિ. ગુરુદેવને તેનો વિયોગ સાલ્યો. પોતે કોઇ શિષ્યની આગળ તે નરેન્દ્રના ગુણનાં વખાણ કરી રહ્યા હતા એવામાં તેમનું હૈયું ભરાઇ આવ્યું. એટલે તેઓ જોડેની ઓસરીમાં ગયા, અને ધ્રૂસકે રડતાં બોલ્યા કે "મા! તેને જોયા વિના હું જીવી શકીશ નહિ." પછી પોતે કંઇક સ્વસ્થ થતાં ઓરડામાં પાછા આવ્યા. ભારે હૈયે ભક્તોને તેમણે કહ્યું કે "હું આટલું બધું રડયો, પણ તે હજી આવતો નથી. મારૂં હૃદય જાણે નિચોવાઇ જાય છે, પણ તેને ઓછીજ પરવા છે!" વળી પાછા તેઓ અશાંત થયા, અને બહાર આવ્યા. થોડી મિનિટ બાદ પાછા ઓરડામાં ગયા અને બોલ્યા કે "કોઇને માટે એક સમજુ માણસ રડે અને ટળવળે એ શું? મારે માટે લોકો શું ધારશે? તમે મારા પોતાના છો, એટલે તમારો મને કશો સંકોચ નથી; પણ બીજાઓ શું ધારશે? આમ છતાં મારૂં હૈયું હાથ નથી રહેતું." નરેન્દ્ર માટે તેમનો આવો અગાધ પ્રેમ જોઇને ભક્તો આશ્ચર્યચકિત થયા. આ વિષે એક વાર શ્રીરામકૃષ્ણ આ પ્રમાણે બોલ્યા હતાઃ-
"છ માસ સુધી તેને માટે મેં અસહ્ય વેદના સહી હતી. બીજા

શિષ્યોપર મને પ્રેમ હતો, પણ નરેન્દ્રપરના પ્રેમ સાથે સરખાવતાં તે નજીવો હતો.”

દંભ અને અન્યાયનો નરેન્દ્રનાથ કટ્ટર વિરોધી હતો. જ્યાં જ્યાં તેને એવું જણાતું, ત્યાં ત્યાં તે નીડરપણે તેમને ઝાટકી નાખતો. તે સાચાબોલો હતો. જેઓ તેના ખરા સ્વભાવને જાણતા નહિ, તેઓ તેને તેના આ લક્ષણથી ગર્વિષ્ઠ ધારતા. શ્રીરામકૃષ્ણે તેની પ્રકૃતિની કિંમત જુદીજ રીતે આંકી હતી. નિર્ભેળ શુદ્ધ કંચન જેવો નરેન્દ્રનાથ છે એમ તેઓ કહેતા. તેનામાં દેખાતાં ગર્વ અને અસહિષ્ણુતા તેના અસાધારણ આત્મવિશ્વાસ અને આત્મસંયમનું પરિણામ છે, અને લોકમત પ્રત્યેની તેની ઉદાસીનતા પણ તેની સ્વાભાવિક નિષ્કલંકતાનું પરિણામ છે એવો તેમનો અભિપ્રાય હતો. તેનું વ્યક્તિત્વ દુનિયાભરમાં દીપી નીકળવાનો સમય બહુ દૂર નથી, અને જ્યારે તે જગદુપદેશક થશે ત્યારે એ બધા ગુણો તેને બહુ કામ લાગશે, એવું તેઓ જાણતા. નરેન્દ્રનાથમાં શ્રીરામકૃષ્ણને બહુજ વિશ્વાસ હતો. ‘વખાણી ખીચડી દાંતે વળગે’ એ કહેવતમાં સમાયલું સત્ય સામાન્ય મનુષ્યોપરત્વે સાચું ઠરે છે, એવું જાણવા છતાં, નરેન્દ્રનાથનાં વખાણ તેની હાજરીમાં પણ કોઇ કોઇ વાર તેઓ મુક્તકંઠે કરતા. એક દિવસ તેમના ઓરડામાં કેશવચંદ્ર સેન, વિજયકૃષ્ણ ગોસ્વામી અને બીજા કેટલાક બ્રહ્મોભક્ત બેઠા હતા. નરેન્દ્ર પણ હતો. આવેશની દશામાં ગુરુદેવે પ્રથમ બ્રહ્મોપર અને પછી નરેન્દ્રનાથ પર દૃષ્ટિપાત કર્યો, અને નરેન્દ્રનાથની ભાવી મહત્તાનું ચિત્ર તેમના હૃદયપટપર રમી રહ્યું. મંડળી વીખેરાયા પછી કેટલાક શિષ્યોને સંબોધતાં તેઓ બોલ્યા કે “કેશવને મહત્તા અપાવનાર જો એકાદ લક્ષણ તેનામાં છે, એવું માનીએ તો નરેન્દ્રમાં એવાં અઢાર લક્ષણ છે. વળી કેશવ અને વિજયમાં જ્ઞાનરૂપી દીપકને મેં મીણબત્તીની પેઠે ઝાંખો બળતો જોયો છે, પણ નરેન્દ્રમાં તો એ દીપક અજ્ઞાન અને માયાના અંધકારને નષ્ટભ્રષ્ટ કરતો પ્રચંડ સૂર્યની પેઠે પ્રકાશતો મેં જોયો છે.” નરેન્દ્ર પણ શ્રોતાઓમાં હાજર હતો. આવી અસાધારણ તારીફથી ફૂલાઇ જવાને બદલે તેણે ગુરુદેવને કહ્યું કે “દેવ! આમ બોલીને આપ શું કહેવા માગો છો? લોકો આપને પાગલ ધારશે. સુવિખ્યાત કેશવને અને સાધુચરિત વિજયકૃષ્ણને

મારા જેવા અજ્ઞાત વિદ્યાર્થી સાથે કેમ સરખાવી શકાય? કૃપા કરીને આવું કદી કરશો નહિ." શ્રીરામકૃષ્ણ બોલ્યા કે "હું નિરુપાય છું. તું એમ ધારે છે કે, એ શબ્દો મારાજ હતા; પણ ભગવતીએ મને જે વાતો જણાવી હતી, તેજ મેં કહી છે. સત્ય સિવાય મા મને બીજું સૂઝાડતી નથી." પણ આથી નરેન્દ્રનાથને સંતોષ ન થયો. તેણે ફરી પ્રશ્ન કર્યો કે "આવી વાતો માએ સૂઝાડેલી છે કે આપના પોતાના તરંગો છે એ શી રીતે સમજાય? જ્યાં વ્યક્તિગત અનુરાગ હોય ત્યાં એવી છેતરપંડી થવાનો ઝાઝો સંભવ રહે છે. આપ મને ચાહો છો, તેથી આવા તરંગો આપના મનમાં ઉઠે એ સ્વાભાવિક છે." આવી રીતે નરેન્દ્રનાથ ગુરુદેવની માન્યતાઓને ડગાવવા મથતો. ઉન્મત્ત દશામાં હોય ત્યારે ગુરુદેવ આવી દલીલોને નાદાનિયત ગણીને ઉવેખતા; પણ સામાન્ય સ્થિતિમાં હોય ત્યારે તો તેઓ નરેન્દ્રની આવી વાણીથી ઉંચે નીચે થઇ જતા. નરેન્દ્રના જેવો પવિત્ર આત્મા પણ પોતાનું કહેલું માનવામાં આનાકાની કેમ કરતો હશે, એ તેમનાથી કળી શકાતું નહિ. આથી તેઓ મુંઝાતા, અને "તું તેને શીદ સાંભળતો હોઇશ? થોડા દિવસમાં મારો પ્રત્યેક શબ્દ સાચો હતો એમ તે પોતેજ કબૂલશે"–આવો જવાબ, અરજ કરતાં ભગવતી તરફથી તેમને મળતો ત્યારેજ તેઓ શાંત થતા.

આ સંબંધમાં એક બીજા પ્રસંગનો ઉલ્લેખ કરવો જરૂરી છે. એક વખત નરેન્દ્રથી એક કે બે અઠવાડિયાં સુધી દક્ષિણેશ્વર આવી શકાયું નહિ. ગુરુદેવે તેને બોલાવવા મોકલ્યું, પણ તે આવ્યો નહિ. એટલે એક રવિવારે નરેન્દ્રને મળવાને તેઓ કલકત્તે જવા નીકળ્યા. બ્રહ્મોની સાયંપ્રાર્થનામાં પોતે તેને મળી શકશે એવું જાણીને તેઓ બ્રહ્મોમંદિરમાં પહોંચ્યા. આમ કરવામાં તેમને એ ખ્યાલ ન આવ્યો કે તેમની હાજરી સમાજના સભ્યોને કદાચ અગવડરૂપ થઇ પડશે. તેઓનું સમજવું એવું હતું કે, બ્રહ્મસમાજી સભ્યોનો તેમના પ્રત્યેનો સદ્ભાવ સામાન્ય રીતે કાયમજ છે. પ્રારંભિક ક્રિયાઓ પૂરી થઇ હતી અને ઉપદેશ શરૂ થવાની તૈયારીમાં હતો, એવામાં શ્રીરામકૃષ્ણ અર્ધચેતનાવસ્થામાં દાખલ થયા. તેમના અણધાર્યા આગમનથી ભેગા થયેલા ભક્તોમાં ભારે ખળભળાટ મચી રહ્યો. તેમને સારી રીતે જોઈ શકાય એ હેતુથી સર્વ ઉભા થઈ ગયા.

ગવૈયાની બેઠકમાં બેઠેલા નરેન્દ્રે ગુરુદેવને જોયા, એટલે તેમની ઓચિંતી મુલાકાતનો હેતુ કળી લઇ તે તેમની પાસે દોડી આવ્યો. ઉપદેશકે પ્રવચન બંધ રાખ્યું, હાજર રહેલા અગ્રગણ્ય સભ્યો પોતાના આ મહાન અતિથિનો સામાન્ય સત્કાર કરવાનું પણ ભૂલી ગયા. ગુરુદેવના સંસર્ગમાં આવ્યા પછી કેશવે અને વિજયે પોતાના વિચારો બદલ્યા હતા અને તેને પરિણામે પોતાના સમાજમાં જે તડ પડયાં હતાં તેને માટે શ્રીરામકૃષ્ણજ જવાબદાર છે એવું એ સભ્યોના મનમાં વસી ગયું હતું. પોતાની હાજરીથી થયેલો ખળભળાટ શ્રીરામકૃષ્ણની દૃષ્ટિમાં આવ્યો નહિ. તેઓ સીધા વ્યાસપીઠપર પહોંચી ગયા અને સમાધિમાં ડૂબ્યા. આથી ગેરવ્યવસ્થા વધી. મંડળીને વિસર્જન કરવાના હેતુથી થોડાક દીવાઓ બૂઝાવવાની પણ જરૂર જણાઇ, પરંતુ તેથી અંધેરમાં અંધેર વધ્યું, અને દરેકે બારણા તરફ દોડી જઇ ભીડ વધારી મૂકી.

ગુરુદેવનો યોગ્ય સત્કાર થયો નહિ એ કારણથી નરેન્દ્રને લાગી આવ્યું. હવે તેમની સલામતી માટે તેને ચિંતા થઇ. સમાધિ છૂટી કે તરતજ નરેન્દ્ર તેમને ગમે તેમ કરી પાછલે દરવાજેથી બહાર લાવ્યો, અને તેમને દક્ષિણેશ્વર લઇ ગયો. આ પ્રસંગને ઉદ્દેશીને તે પાછળથી કહેતો કે “ મારી ખાતર ગુરુદેવને અપમાનિત થયેલા જોઇને મને જે દુઃખ થયું હતું તેનું વર્ણન ભાગ્યેજ કરી શકાશે. ગુરુદેવને મેં ઠપકો આપ્યો, પણ એ પ્રસંગની તેમને જાણે કાંઇજ પડી નહોતી, એટલે મારા શબ્દો હવામાં ઊડી ગયા.” વધારામાં તે કહેતો કે “ સ્વમાન સચવાય કે છુંદાય એની કશી પરવા નહિ રાખતાં મારા પ્રત્યે તેમનો જે આંધળો પ્રેમ હતો તે બદલ હું તેમને તીખાં વચનો પણ કહેતાં અચકાતો નહિ. પોતે પાળેલા હરિણપર અત્યંત પ્રેમ રાખનાર પુરાણપ્રસિદ્ધ ભરતરાજા જેમ બીજે અવતારે હરિણરૂપે અવતર્યા હતા, તેમ મારાવિષે સતત ચિંતન કરવાથી તેઓ પણ મારા જેવા થશે એવી પણ મેં તેમને ચેતવણી આપી હતી ! તેમના બાળકવત્ નિર્દોષ મનપર આ શબ્દોનો પ્રભાવ પડયો; અને મારાપરના તેમના પ્રેમને લીધે જે પરિણામો આવવાનો સંભવ હતો તેના વિચારથી તેઓ ચોંકી ઉઠયા. તેઓ બોલ્યા કે ‘તું કહે છે એ બરાબર છે, પણ તારો વિયોગ મારાથી સહી

શકાતો નથી, એટલે મારે શું કરવું?' આટલું કહીને તેઓ ઉતાવળા ઉતાવળા કાલીમંદિરમાં ગયા, અને ત્યાંથી થોડી વારમાં પાછા આવી હસતાં હસતાં કહેવા લાગ્યા કે 'હવે હું તારૂં કહ્યું સાંભળનાર નથી. મા કહે છે કે, તારામાં મને પ્રભુ વિશેષરૂપે દેખાય છે, તેથીજ મારો તારાપર પ્રેમ છે. અને જે દિવસે તારામાં પ્રભુનાં દર્શન થતાં બંધ થશે, ત્યારે મને તારૂં મોઢું પણ જોવું નહિ ગમે.' આ ટુંકા છતાં કડક જવાબથી તે દિવસે મેં જે જે તેમને એ વિષે કહ્યું હતું તે બધુંજ તેમણે ભૂંસી નાખ્યું."

શરૂઆતથીજ શ્રીરામકૃષ્ણ જોઇ શક્યા હતા કે, અદ્વૈત વેદાન્તનો ઉત્તમ અધિકારી જો કોઈ પણ હોય તો તે નરેન્દ્રનાથજ છે; તેથી તેમણે અષ્ટાવક્ર સંહિતા અને બીજાં અદ્વૈત સિદ્ધાંતનાં પુસ્તકો વાંચી જવાનું તેને કહ્યું; પણ બ્રહ્મોસમાજના રૂઢ ભક્ત નરેન્દ્રને એ બધાં નાસ્તિકતાથી ભરેલાં લાગ્યાં. એવાં પુસ્તકોનો વિરોધ કરતાં તે કહેતો કે "એમાં કશો માલ નથી, કેમકે એવા તત્ત્વજ્ઞાન અને નાસ્તિકતાની વચ્ચે કાંઈ ફરક નથી. જેમણે એવી વાતો લખી છે, તેઓ ખરેખર ગાંડાજ હોવા જોઇએ." નરેંદ્રના આવા બટકબોલા સ્વભાવથી શ્રીરામકૃષ્ણને એક જાતનો આનંદ થતો. તેના વિચારોને તોડી ન પાડતાં તેઓ કહેતા કે "એ ઋષિઓના વિચારો ભલે તું ન સ્વીકારે; પણ તેથી તું તેમને ગાળો કેમ આપી શકે? અને ઇશ્વરના અનંતપણાને તું માપી પણ કેમ શકે? તું તારી મેળે સત્યરૂપી પ્રભુને ભજતો જા, અને તે તને પોતાના જે સ્વરૂપનો સાક્ષાત્કાર કરાવે તેનેજ તું સાચું માનજે." પણ નરેન્દ્ર કંઇ નમે એમ નહોતો. કાર્યકારણની કસોટીપર ચઢાવતાં જે વસ્તુ સાચી લાગતી નહિ તેને તે જૂઠીજ માનતો, અને એવા જૂઠાણા સામે થવાનો તેને સ્વભાવ પડચો હતો; તેથી અદ્વૈતજ્ઞાનની ઠેકડી કરવાની કોઈ પણ તક તે જવા દેતો નહિ.

પણ આખરે આ નરેન્દ્રજ અદ્વૈત તત્ત્વજ્ઞાનપર મરી મટનાર છે, અને એ દ્વારાજ પરમાત્મસાક્ષાત્કાર તેને થનાર છે, એવી ગુરુદેવને ખાતરી હતી; તેથી તેમણે તેની સાથે અદ્વૈતજ્ઞાનનીજ વાતો કરવાનો નિયમ રાખ્યો હતો. એક દિવસ તેમણે જીવાત્માની પરમાત્મા સાથે એકતા તેને સમજાવવાનો પ્રયત્ન કર્યો; પણ તેની ખાતરી થઈ નહિ. નરેન્દ્ર ઓરડામાંથી પ્રતાપચંદ્ર હાજરા પાસે જઇ, બીડી પીતાં પીતાં એજ વિષયપર વાટાઘાટ કરવા

લાગ્યો. તેણે કહ્યું કે "એમ તે કેવી રીતે હોઈ શકે? આ કૂજો પ્રભુ, આ પ્યાલો પ્રભુ, આપણે જે જે જોઇએ છીએ તે તે બધું પ્રભુ, અને આપણે પણ પ્રભુ! આના કરતાં મૂર્ખાઈભરેલું બીજું શું હોય?" હાજરાએ એમાં ટાપશી પૂરી, અને બંને ખડખડાટ હસ્યા. શ્રીરામકૃષ્ણ અર્ધચેતનાવસ્થામાં પોતાના ઓરડામાં હતા. નરેન્દ્રને હસતો સાંભળીને તેઓ બહાર આવ્યા. આ વખતે બાળકની પેઠે તેમનું વસ્ત્ર તેમના હાથ નીચે દબાયલું હતું. "કેમ! તમે શી વાતો કરી રહ્યા છો?" એવું તેઓ હસીને બોલ્યા, નરેન્દ્રને અડકયા અને સમાધિમાં લીન થયા. તેમના સ્પર્શથી પોતાને જે અસર થઇ તે નરેન્દ્ર આ શબ્દોમાં વર્ણવે છેઃ–

"ગુરુદેવના જાદુભર્યા સ્પર્શથી મારા મનનું તરતજ પરિવર્તન થયું. પ્રભુ સિવાય જગતભરમાં ખરેખર કાંઇ નથી એવું ભાન થતાં હું આકુળવ્યાકુળ થયો! મને આવી ચોખ્ખેચોખ્ખી પ્રતીતિ થઇ; તે કયાંસુધી ટકી રહે છે એ જોવાના વિચારથી હું મૌન રહ્યો; પણ એની એજ અસર મને દિવસભર કાયમ રહી. હું ઘેર ગયો ત્યાં પણ બધામાં મને બ્રહ્મનાંજ દર્શન થયાં. જમવા બેઠો તો ખોરાક, થાળી પીરસનાર અને હું પોતે--એ બધું તેના સિવાય કાંઇજ નથી એમ મને લાગ્યું. કોળિયો બે કોળિયા ખાધા અને પછી હું શાંત બેઠો. 'આમ મૂઢ જેવો કેમ બેઠો છે? જમી લે ને' આ મારી માના શબ્દોથી હું ચોંકયો, અને પાછું ખાવાનું શરૂ કર્યું. પણ ખાતાં, સૂતાં કે કૉલેજમાં જતાં પણ તેનો તેજ અનુભવ થયો, અને જાણે કોઈ અઘોરીની અવસ્થામાં આવી પડયો હોઉં એવું મને લાગ્યું. રસ્તે ચાલતાં ગાડીઓ જતી આવતી જોતો, તે ગાડીઓ અને હું સર્વ કોઇ એકજ તત્ત્વનાં છીએ એવા વિચારથી મને ગાડીના માર્ગમાંથી બાજુ ખસવાની વૃત્તિજ થતી નહિ. ખાતાં ખાતાં કોઇ કોઇ વાર સૂઇ જતો, થોડી વાર પછી બેઠો થતો અને ફરી ખાવા લાગતો. પરિણામે કોઈ કોઇ દિવસ હું બહુ ખાતો, પણ તેની માઠી અસર થતી નહિ. મારી માને આવું જોઇ બીક લાગી કે હું ઝાઝું જીવીશ નહિ. જગત સ્વપ્નવત્ લાગતું. ત્યારે કૉર્નવાલિસ સ્કવૅરમાં ચાલતાં ચાલતાં લોખંડના કઠેરા સાથે હું મારૂં માથું અફાળી જોતો, અને ખાતરી કરતો કે તે સત્ય છે કે સ્વપ્ન છે. આવી સ્થિતિ કેટલાક દિવસ ચાલ્યા પછી હું મૂળ માનસિક સ્થિતિને

પામ્યો ત્યારે મને સમજાયું કે, શાસ્ત્રનાં વચન ધતિંગ નથી. ત્યારબાદ અદ્વૈત સિદ્ધાંતનો અસ્વીકાર કરતાં હું અટક્યો."

શ્રીરામકૃષ્ણના સહવાસમાં નરેન્દ્રનાથ જે છૂટ લેતો તે અસાધારણ હતી, એ નીચેના પ્રસંગપરથી જોઈ શકાશે. મૂર્તિ-પૂજા વિરુદ્ધ તે ગુરુદેવ સાથે ઘણી દલીલો કરતો. એક દિવસ ગુરુદેવ મૂર્તિપૂજાના સંબંધમાં તેની ખાતરી કરાવી શક્યા નહિ એટલે બોલ્યા કે "મારી મા જો તને કબૂલ નથી, તો તું અહીં આવે છે કેમ ?" નરેન્દ્રે કહ્યું કે "હું અહીં આવું છું એટલા પૂરતીજ મારે તેને કબૂલવી જોઇએ ?" ગુરુદેવે કહ્યું કે "ઠીક, પણ ટુંક વખતમાંજ એ જગદંબાને તું કબૂલ કરીશ અને તેના નામપર આંસુ પાડીશ." પછી બીજા ભક્તોને સંબોધીને તેઓ બોલ્યા કે "આ છોકરા ને ઈશ્વરનાં સ્વરૂપોમાં શ્રદ્ધા નથી, અને કહે છે કે મારા વિચારો અને અનુભવો એ કેવળ કલ્પનાના તરંગો છે; છતાં એ પવિત્ર ભાવવાળો અને બહુ સારો છોકરો છે. પાકી ખાતરી થયા સિવાય તે કાંઈજ માનતો નથી. એ બહુ ભણ્યો છે, અને એના વિવેકવિચાર પણ ઘણા સારા છે."

શિષ્યોની લાયકાત જોવાની કળા શ્રીરામકૃષ્ણને સિદ્ધ હતી. મનુષ્ય કેવા સ્વભાવનો છે તે જાણવા માટે જુદા જુદા ઉપાયો અજમાવતા, અને બરાબર ઓળખ્યા સિવાય કોઇને સાચા જિજ્ઞાસુ કે મુમુક્ષુ ગણતા નહિ. ગુરુદેવ નરેન્દ્રનાથમાં વિશ્વાસ મૂકી શક્યા તે પહેલાં તેને પણ એ તપાસમાંથી પસાર થવું પડયું હતું. ઉદાહરણરૂપે અમે નીચેનો પ્રસંગ ટાંકીશું:—

દક્ષિણેશ્વરમાં નરેન્દ્રનાથનું આગમન શ્રીરામકૃષ્ણને હમેશ રુચિકર હતું. તેને દૂરથી જોતાં તેમનો પ્રેમ ઉભરાઇ જતો અને એ પ્રેમ તેને જાણે નવરાવી દેતો. ઘણી વાર નરેન્દ્રને આવતો જોઈને તેઓ મસ્તીમાં આવી જતા, અને ભાગ્યું તૂટયું લવતા કે "એ–આવે, એ–આવે." આ વાક્ય પૂરું કરી શકે નહિ એટલામાં તો સમાધિમાં આવી જતા. એક દિવસ બધીજ રીતભાત પલટાઇ ગઇ, અને શ્રીરામકૃષ્ણદેવ નરેન્દ્રપ્રત્યે બેદરકારીથી વર્તવા લાગ્યા. નરેન્દ્ર આવ્યો, ગુરુદેવને પ્રણામ કર્યા અને તેમની પાસે બેઠો. એ દિવસે હમેશના જેવો તેનો પ્રેમભર્યો સત્કાર થયો નહિ. ગુરુદેવે તેને ન તો બોલાવ્યો કે ન કાંઇ ખબરઅંતર પૂછી. કોઈ

અજાણ્યો મનુષ્ય હોય એવી રીતે તેના તરફ માત્ર એક વાર જોઇને, જાણે ઓળખતાજ નથી એવી રીતે શ્રીરામકૃષ્ણ પોતાના વિચારમાં લીન રહ્યા. શ્રીરામકૃષ્ણ વિચારમગ્ન છે, એમ ધારી નરેન્દ્રનાથ ઓરડાની બહાર આવ્યો; અને ઓશરીમાં બેઠેલા હાજરા પાસે જઇ બીડી પીતો પીતો વાતે વળગ્યો. પાછળથી તેણે શ્રીરામકૃષ્ણને બીજાઓ સાથે વાતો કરતાં સાંભળ્યા ત્યારે તે અંદર ગયો. પરંતુ આ વખતે પણ ગુરુદેવ તેની સાથે કશું બોલ્યા નહિ; અને તેના તરફથી પોતાની દૃષ્ટિ ફેરવી લીધી. આવી બેદરકાર રીતભાત આખો દિવસ કાયમ રહી. પછી સાંજે નરેન્દ્રનાથ ગુરુદેવને નમન કરી કલકત્તે આવ્યો.

નરેન્દ્ર અઠવાડિયા પછી આવ્યો ત્યારે પણ શ્રીરામકૃષ્ણનું વલણ એનું એજ રહ્યું. હાજરા અને બીજાઓ સાથે વાતચીતમાં તેણે દિવસ પૂરો કર્યો, અને સાંજ પહેલાં ઘેર પાછો ફર્યો. ત્રીજી અને ચોથી વખત પણ એનું એજ. આટલું થયા છતાં ન તો નરેન્દ્ર ચીડાયો કે ન તો તેણે શ્રીરામકૃષ્ણ પાસે જવાનું માંડી વાળ્યું.

આ મુલાકાતોના વચગાળામાં શ્રીરામકૃષ્ણ કોઇ કોઇ વાર તેને ઘેરથી તેની ખબર પૂછાવી મંગાવતા, પણ જ્યારે નરેન્દ્ર તેમની પાસે આવતો ત્યારે તેઓ બેપરવાઇજ બતાવતા.

આમ એક માસ કરતાં વધારે વખત વીતી જવા છતાં તે દક્ષિણેશ્વર આવતો અટકયો નથી, એવું જોઇને શ્રીરામકૃષ્ણે તેને એક દિવસ બોલાવ્યો અને કહ્યું કે "હું તારી સાથે એક શબ્દ પણ બોલતો નથી, છતાં તું અહીં આવે છે એનું કારણ કહે."

નરેન્દ્રનાથે જવાબ આપ્યો કે "દેવ ! કેવળ આપના શબ્દો સાંભળવા માટે અહીં નથી આવતો; પણ આપનાપર મને પ્રેમ આવે છે, અને આપનાં દર્શનની ઇચ્છા રહે છે, તેથી પણ આવું છું."

આ જવાબથી શ્રીરામકૃષ્ણ પ્રસન્નતાપૂર્વક બોલ્યા કે "હું તારા તરફ પ્રેમ અને ભાવ દેખાડું નહિ, છતાં તું આવે છે કે કેમ, એની હું ખાત્રી કરતો હતો. આટલો અભાવ અને બેદરકારી તારાજ ખમીરનો માણસ ખમી શકે. બીજો હોત તો તે અહીં આમ આવ્યા કર્યો ન હોત પણ આવવાનું છોડી દીધું હોત."

બીજે પ્રસંગે શ્રીરામકૃષ્ણે નરેન્દ્રનાથને પંચવટીએ બોલાવી-

ને પૂછ્યું કે, દૈવી શક્તિઓ હોય તોપણ મારે તેનો શો ખપ? હું તો મારૂં શરીર લોકલજ્જા જોગું પણ ઢાંકી રાખી શકતો નથી. પરંતુ તારે તો ભગવતીની ઈચ્છાનુસાર તેનાં બહુ બહુ કામ કરવાં પડશે. એવે વખતે ખપ પડે તો તું તેનો ઉપયોગ પણ કરી શકે; માટે એ વિષે તારો શો વિચાર છે?"

નરેન્દ્રનાથ જાણતો હતો કે, શ્રીરામકૃષ્ણને સિદ્ધિઓ વરી હતી. પણ તેને તો ઈશ્વરદર્શનની લગની લાગી હતી; એટલે થોડો વિચાર કરીને તેણે કહ્યું કે "દેવ! એ શક્તિઓથી ઈશ્વર-દર્શન થવામાં મને મદદ મળે એમ છે?" શ્રીરામકૃષ્ણે કહ્યું કે "ના, એ તો નહિ બને; બાકી બીજી રીતે તે તને ઉપયોગી થશે ખરી." નરેન્દ્રનાથે કહ્યું કે "ત્યારે તો મારે તેમનો ખપ નથી. મને પ્રથમ ઈશ્વરદર્શન થવા દો, એટલે પછી મારે તે જોઈશે કે નહિ તેનો હું નિશ્ચય કરીશ. એ અદ્‌ભુત શક્તિઓ મેળવવા જતાં મારૂં મન તેનાજ તરફ રહે અને સ્વાર્થમાં ઉપ-યોગ કરવા તરફ મન લલચાઈ જઈ વિનાશજ થાય."

ગુરુદેવ નરેન્દ્રનાથને એ શક્તિઓ મળે તે માટે આતુર હતા કે પછી તેની માત્ર આંતરિક અવસ્થા તપાસતા હતા, તે કહી શકાતું નથી; પણ જ્યારે નરેન્દ્રનાથે તેની ના પાડી ત્યારે તેઓ બહુ રાજી થયેલા એટલું તો અવશ્ય કહી શકાય.

નરેન્દ્રનાથ ગુરુદેવના ચરણમાં દિવસ પર દિવસ સુખપૂર્વક ગાળવા લાગ્યો. કોને કયે રસ્તે દોરવવો ઠીક પડશે, એ વાત તેઓ જરામાં જાણી લેતા, અને પછી તે પ્રમાણે તેના ચારિત્ર્યને વિકસાવતા. કોઈ વખત શિષ્યમાં સ્વાશ્રય ખીલવવાને તેને હાથે પોતાની હાર કબૂલતા, તો કોઈ વખત તેને મ્હાત પણ કરતા. પ્રત્યેક વ્યક્તિમાં અનંત સામર્થ્ય રહેલું છે; પણ તેને બહાર લાવવાને યોગ્ય તાલીમનીજ ખાસ જરૂર છે એવી સમજણથી તેઓ વામનમાં વિરાટના જેવા ગુપ્ત સામર્થ્યની સંભાવના કરતા. શિષ્યો સમક્ષ એ ઉજ્જવળ આદર્શ મૂકતા રહીને તેઓ તેમના માર્ગમાં આગળ વધવાને તેમને ઉત્તેજન આપતા; અને તેની સાથે જે જે જોખમ તેમના માર્ગમાં આવવાનો સંભવ હોય તેથી તેમને ચેતાવતા. તેઓ શું શું કરી રહ્યા છે તેની બધી ઝીણી ઝીણી વિગતોથી પોતે વાકેફ રહેતા, અને તેમની યુવાનીના પ્રબળ ઉત્સાહને હમેશાં નિયમમાં રાખવાની બહુજ કાળજી રાખતા.

એક દિવસ ગુરુદેવ કલકત્તે ગયા હતા એટલામાં નરેન્દ્ર દક્ષિણેશ્વર આવ્યો. તેમના ઓરડામાં કોઈ નથી એ જોઇ ગુરુદેવની પથારી તળે તેણે રૂપિયો સંતાડચો. પછી તે ધ્યાન માટે પંચવટી ગયો. થોડા વખત પછી શ્રીરામકૃષ્ણ પાછા ફર્યા અને પથારીને અડતાંજ તેઓ ચોંકી ઊઠયા. આશ્ચર્યથી તેઓ આમતેમ જોતા હતા એટલામાં નરેન્દ્ર અંદર આવ્યો અને શું બને છે તે શાંતિપૂર્વક જોવા લાગ્યો. નોકરે પથારી ખંખેરતાં તેમાંથી રૂપિયો નીકળ્યો. નોકર તેમજ ગુરુદેવ બંને અચંબો પામ્યા. પાછળથી જ્યારે ગુરુદેવને આ હકીકત કહેવામાં આવી ત્યારે નરેન્દ્રે પોતાની કસોટી લીધેલી જાણીને તેઓ ખુશી થયા હતા.

૧૮૮૪ની શરૂઆતમાં કુટુંબના આધારરૂપ નરેન્દ્રના પિતાનું હૃદયરોગથી ઓચિંતું અવસાન થયું. કમાણી કરતાં ખર્ચ વધારે થઇ જવાથી તેના મરણસમયે કુટુંબપર દરિદ્રતા છવાઇ રહી. લેણદારો ફેરા ખાવા લાગ્યા. નરેન્દ્રનાં જે સગાંવહાલાં ઉપર નરેન્દ્રના પિતાના અનેક ઉપકાર થયા હતા તે બધાં હવે દુશ્મન બન્યાં, અને છ સાત માણસોના ભરણપોષણનો બોજો નરેન્દ્રને માથે આવી પડચો. તેને નોકરી શોધવાની ફરજ પડી; પરંતુ નોકરી માટે પણ દરેક જગ્યાએથી નકારજ વસાતો. આમ ત્રણ ચાર માસ વીતી ગયા. આ મુંઝવણના દિવસોનું વર્ણન નરેન્દ્રનાથના પોતાનાજ શબ્દોમાં અમે આપીશું:–

“શોકના દિવસો પૂરા થવા પહેલાંજ મારે માથે કોઈ નોકરી શોધવાની ચિંતા આવી પડી. ભૂખ્યે પેટે અને ઉઘાડે પગે હાથમાં અરજી લઈને કોઈ કોઇ વાર તો એકાદ બે મિત્રો સાથે બળતે બપોરે આ ઑફિસથી પેલી ઑફિસે હું ભટકતો; પણ દરેક સ્થળે મારે માટે બારણાં બંધ જણાતાં. જીવનકલહના આ પહેલા પરિચયથી મને ખાતરી થઇ કે, નિઃસ્વાર્થ પ્રેમ જગતમાં અતિ દુર્લભ છે. થોડા દિવસ પહેલાં મને સહાય કરવામાં જેમણે મોટપ માની હોત, તેઓ હવે મારા સામું પણ જોતા નહિ. આ બધો ખેલ જોઇને કોઇ કોઇ વાર મને આ દુનિયા શયતાનના ચરખા જેવી લાગતી. એક દિવસ થાકચો પાકચો સૂજેલે પગે હું મેદાનમાં એક ઠેકાણે બેઠો હતો. મારા કેટલાક મિત્રો પણ ત્યાં હતા, જેમાંના એકે મને આશ્વાસન મળે એવા હેતુથી ઇશ્વરની અપાર દયાવિષેનું ભજન ગાયું; પણ મને તો મારે માથે

ફટકો પડયો હોય એના જેવું એ ભજન લાગ્યું. મારી મા અને ભાઇઓની અનાથ સ્થિતિ મને યાદ આવી. અંતર્વેદના અને નિરાશાથી હું બોલી ઉઠયો કે 'હવે તું એ ભજન બંધ કરીશ? જેઓ શ્રીમંત અવસ્થામાં હોય, અને જેમનાં ઘરમાં સગાં વહાલાં ભૂખે મરતાં હોય નહિ તેવાઓને કદાચ આ ભજનમાં કરેલી કલ્પનાઓ સાંભળવી ગમે ખરી. એક વખત મારા પણ એવાજ વિચારો હતા; પરંતુ આજે જીવનના કઠિન પ્રસંગો વચ્ચે તો મને એ વિચારો ક્રૂર મજાક જેવા લાગે છે."

"મારા મિત્રને એથી ખોટું લાગ્યું હશે; પણ મારા મોંમાંથી આવા શબ્દોનો ઉચ્ચાર કરાવનાર દરિદ્રતાનો ખ્યાલ તેને કયાંથી આવે? કેટલોક વખત કુટુંબને માટે તે દિવસ જોગું પણ અનાજ નથી અને નાણાં પણ નથી એવું જણાતું, ત્યારે મારે કોઇને ત્યાં જમવાનું નિમંત્રણ છે એવું બહાનું મારી મા આગળ રજુ કરતો, અને ઘણેભાગે કાંઇ પણ ખાધાવિના આખો દિવસ ચલાવી લેતો. સ્વમાનને લીધે બીજાઓ આગળ આ વિષે હું કશું કહી શકતો નહિ. મારા શ્રીમંત મિત્રો કોઇ કોઇ વાર મને પોતાને ઘેર કે પોતાની વાડીએ આવી ગાવાનું નિમંત્રણ આપતા, અને હું તે સ્વીકારતો; પણ મારા દિલનું દર્દ હું કોઇને કહી બતાવતો નહિ. એકાદ બે અપવાદ સિવાય તેઓ પણ કશી તપાસ કરતા નહિ. માત્ર એકજ મિત્રે મારી ખરી સ્થિતિ જોઇ લીધી હતી, અને મારી માતાને નનામી સહાય મોકલીને મને મહાન ઋણી કર્યો હતો."

"ખોટે રસ્તે ગુજારો કરનાર મારા કેટલાક જુના મિત્રો મને તેમની સાથે સામેલ થવાનું કહેતા. માત્ર એક કે બે, જેમને કડવો અનુભવ થયો હતો તેઓ મારી દયા ખાતા. બીજી પણ ઉપાધિઓ આડે આવી. મારી દરિદ્રતા ટાળવા માટે એક શ્રીમંત બાઇએ મને દુષ્ટતાભર્યો ઉપાય સૂચવ્યો, જેને મેં ધૂતકારી કાઢયો. એવી ને એવીજ સલાહ લઈ બીજી એક બાઇ આવેલી, તેને પણ મેં નકારજ વાસ્યો હતો.

"આ બધી હાડમારી છતાં, ઇશ્વરની દયાવિષે મારી શ્રદ્ધા ઘટવા પામી નહિ. પ્રત્યેક સવારે ઇશ્વરનું સ્મરણ કરીને હું ઉઠતો અને નોકરીની શોધમાં નીકળતો. એક દિવસ મારી મા મને સાંભળી ગઈ અને કહ્યું કે 'બસ કર મૂર્ખા! બચપણથીજ ઇશ્વર

માટે બકવાદ કર્યા કરે છે, પણ તેણે તારે માટે શું કર્યું છે?' મારૂં જીગર બળી ઉઠયું. મેં વિચાર્યું કે 'શું ખરેખર ઈશ્વર હશે? અને જો હોયજ તો તે મનુષ્યની આર્દ્ર પ્રાર્થના સાંભળતો હશે? સાંભળતો હોય તો મારી હૃદયદ્રાવક અરજી તે મંજુર કેમ નહિ કરતો હોય? તેના સૌમ્ય રાજ્યમાં આટલું બધું દુઃખ કેમ હશે? ઇશ્વર જો ભલો ને દયાળુ છે તો પછી અન્નના થોડા કોળિયા માટે ટળવળીને લાખો મનુષ્યો કેમ મરતા હશે?'–આવા પંડિત ઇશ્વરચંદ્ર વિદ્યાસાગરના શબ્દો મારા કાનમાં ગુંજવા લાગ્યા. મને તેમાં અત્યુક્તિ જેવું લાગ્યું, એટલે હું ઇશ્વરથી બહુ આડો ફંટાયો. મારા હૃદયમાં તેના વિષે શંકા પેસવાનો પણ એ ઠીક મોકો હતો."

"કાંઈ પણ ચીજ ગુપ્તપણે કરવી, એ મારા સ્વભાવમાં નહોતું. ઉલટું બાળપણમાં પણ ભયથી કે બીજા કશાથી ડરી જઇને મારો અભિપ્રાય જણાવતાં હું અચકાતો નહિ. એટલે 'ઇશ્વર' એ કેવળ ધતિંગજ છે; અને તે હોય તોપણ તેને ભજવો એ નકામું છે, એવું સાબીત કરી બતાવવાનું મન મને સહેજે થઈ આવ્યું. વળી એવામાં એવી વાત ચાલી પડી કે, હું નાસ્તિક છું અને શરાબથી કે રંડીબાજીથી પણ હું શરમાતો નથી. આવી જુઠી નિંદાને પરિણામે મારી નફટાઇમાં ઉલટો ઉમેરોજ થયો; અને તેથી હું પણ છડે ચોક કહેવા લાગ્યો કે, આ દુઃખી જગતમાં, ઘડીભર લિજ્જત શોધતો મનુષ્ય ગમે તે વસ્તુનો આશ્રય લે તેમાં તે કશું ખોટું કરતો નથી. વળી જો એવા તેવા માર્ગની ઉપયોગિતા મને એક વખત બરાબર સમજાય તો પછી કોઇના પણ ભયને લીધે હું તે રસ્તે જતાં અચકાઉં નહિ; એવું પણ હું કહેવા લાગ્યો."

"ઉપલી વાત ફેલાતી ફેલાતી મરચામીઠા સાથે ગુરુદેવને અને કલકત્તામાં તેમના શિષ્યોને પહોંચી ગઈ. તેમાંના કેટલાક પાકી ખબર મેળવવા મારી પાસે આવ્યા અને કહ્યું કે, જે ગપ ગોળા ઉડી રહ્યા છે, તેમાં કંઇક તો તથ્ય હોવું જોઇએ. તેમનો મારાવિષે આટલો હલકો અભિપ્રાય થયેલો જાણીને મને બહુ આઘાત થયો. હું ઉશ્કેરાઈ ગયો અને સાફ કહી દીધું કે, નરક-યાતનાના ડરથી ઈશ્વરને ભજવો એ તો બાયલાપણું છે. વળી કેટલાક પાશ્ચાત્ય વિદ્વાનોના આધાર ટાંકીને ઈશ્વરની હસ્તી કે નાસ્તિ વિષે

પણ તેમની સાથે ચર્ચા કરી. પરિણામ એ આવ્યું કે, હું હવે છેક હાથથી ગયો છું, એવું ધારીને તેઓ ચાલ્યા ગયા. હું પણ રાજી થયો. કદાચ શ્રીરામકૃષ્ણ પણ આ વાત સાચી માનવાને પ્રેરાશે એવા મને વિચાર આવતાં, મારો પિત્તો ફરી ઉછળી આવ્યો. હું સ્વગત બોલ્યો કે 'ચિંતા નહિ. માણુસનો માણુસ-વિષે સારો કે માઠો અભિપ્રાય આવી ધૂળ જેવી બાબતો ઉપરથી બંધાતો હોય તો મને તેની પરવા નથી.' આગળ ઉપર એક કે બીજો અભિપ્રાય આપ્યા વિના ગુરુદેવ એ બધી વાત ઠંડે કલેજે સાંભળી રહ્યા હતા, એવું મેં જ્યારે સાંભળ્યું ત્યારે મને આશ્ચર્ય થયું. 'દેવ! આવાં અધમ કાર્યમાં પડવા જેટલી હદે નરેન્દ્ર પહોંચી જશે એવો મને સ્વપ્ને પણ ખ્યાલ નહોતો.' એ શબ્દો તેમના એક પ્રિય શિષ્ય ભાવનાથે જ્યારે તેમને કહ્યા, ત્યારે તેઓ છેડાઇ પડયા અને બોલ્યા કે 'ચૂપ, મૂર્ખ ! માએ મને કહ્યું છે કે એવું કદી બને નહિ. આવી વાત ફરીથી બોલીશ તો તારૂં મોં પણ નહિ જોઉં.' મારામાં એવા નાસ્તિક વિચારો પરાણે ઘૂસવા છતાં પણ બચપણમાંથી તેમજ વિશેષ કરીને શ્રીરામ-કૃષ્ણના સંસર્ગમાં આવ્યા પછીથી મેં અનુભવેલાં દિવ્ય દૃશ્યોની સ્મૃતિ ઈશ્વરની હસ્તી સ્વીકારવા તરફ મને દોરી ગઈ. મને લાગ્યું કે, તેને પામવાનો કોઇ પણ માર્ગ તો હોવોજ જોઇએ. જો એમ ન હોય તોપછી જીવનનો કશો અર્થ રહેતો નથી. માટે બધી મુશ્કેલીઓ અને આફતો વચ્ચે પણ મારે એ માર્ગ શોધવોજ રહ્યો. આમ દિવસો પર દિવસો વીતવા માંડયા; પણ મન સંશય અને નિશ્ચયને હિંડોળે ઝૂલતુંજ રહ્યું."

"ઉનાળો પૂરો થઇ હવે વર્ષાનો પ્રારંભ થયો. નોકરીની શોધ જારીજ હતી. એક સાંજે દિવસભરનો ભૂખ્યો, વરસાદમાં પલળેલો, અને થાકેલા શરીરે, તથા દુઃખિત મને હું ઘેર પાછો ફરતો હતો. થાકથી હવે એક ડગ પણ ચાલવાની શક્તિ નહોતી, એટલે રસ્તાપર આવેલા કોઇ ઘરના ઓટલાપર હું બેસી ગયો. મનમાં અનેક પ્રકારના વિચારો ઉભરાયા; પણ તેને દૂર કરી દઇ કોઇ ખાસ વિચારને પકડી રાખવાનું બળ મારામાં રહ્યું નહોતું; પરંતુ એવામાં એકાએક મને લાગ્યું કે, કોઇ દિવ્ય શક્તિના પ્રતાપે મારા મનપર જામેલાં પડો એક પછી એક ખુલી રહ્યાં છે. ઈશ્વર ન્યાયી ને દયાળુ કેવી રીતે છે, તેમજ તેની

સૃષ્ટિમાં દુઃખ કેમ છે; એ વિષેની મારી બધી શંકાઓ આપો-આપ અલપાઇ ગઇ. ઉંડી અંતર્દષ્ટિથી હું એ બધાનો અર્થ સમજી શકયો, અને નિઃશંક થઇ રહ્યો. પછી હું ઘેર જવા ઉઠયો ત્યારે મને લાગ્યું કે શરીરનો બધો થાક ઉતરી ગયો છે, અને મનમાં વિલક્ષણ બળ અને શાંતિનો સંચાર થયો છે. મારી આખી રાત એવીજ સ્થિતિમાં વીતી ગઈ."

"હવે હું જનતાની સ્તુતિ અને નિંદા, બંને માટે બેદરકાર બન્યો. હું સામાન્ય મનુષ્યોની પેઠે પૈસો કમાઈ કુટુંબનું ઉદર ભરીને કેવળ શિશ્નોદરપરાયણ થવા માટે જન્મ્યો નથી, એવી મારી ખાતરી થઇ. મારા વડવાની માફક મેં પણ હવે જગતમાંથી નિવૃત્ત થવાની તૈયારી કરવા માંડી. એને માટે એક દિવસ મુકરર કર્યો. એજ દિવસે ગુરુદેવ કલકત્તે પધારવાના છે એમ જાણીને બહુ હું ખુશી થયો. મેં વિચાર્યું કે 'ચોઘડિયું સારૂં છે; ગુરુદેવના આશીર્વાદ લઇને જગતનો ત્યાગ કરીશ.' પછી જેવો હું ગુરુદેવને મળ્યો કે તરતજ તેમણે મને તે રાત તેમની સાથે દક્ષિણેશ્વરમાં રહેવાનો આગ્રહ કર્યો. મેં બહુ બહાનાં બતાવ્યાં પણ કંઇ વળ્યું નહિ, અને તેમની સાથે જવુંજ પડયું. ગાડીમાં કશી વાતચીત ન થઇ. દક્ષિણેશ્વર પહોંચી હું બીજાઓ સાથે તેમની પાસે કેટલોક વખત બેઠો. એવામાં તેઓ ભાવાવેશમાં આવી ગયા અને મારા તરફ આવ્યા. તેમણે મને હળવેથી સ્પર્શ કર્યો અને પછી આંસુભરી આંખે ભજન ગાવા માંડયું."

"અત્યારસુધી મેં જે મારી વૃત્તિઓ દબાવી રાખી હતી, તે પણ હવે આંસુદ્વારા બહાર વહેવા લાગી. ભજનનો અર્થ ખુલ્લો હતો, તેમણે મારા વિચારો જાણી લીધા હતા. અમારી વચ્ચે આ રીતે ચાલી રહેલા વિચારવિનિમયથી શ્રોતાવર્ગ દિગ્મૂઢ બન્યો. જ્યારે ગુરુદેવ પોતાની અસલ અવસ્થામાં આવ્યા, ત્યારે કેટલાકે આ પ્રસંગ વિષે પૂછપરછ કરી. જવાબમાં તેમણે કહ્યું કે 'એ તો કંઇક મારી અને તેનીજ વચ્ચેનો પ્રસંગ હતો.' પછી બીજાઓ વિદાય થયા બાદ તેમણે મને પોતાની પાસે બોલાવીને કહ્યું કે 'તું જગદંબાનું કાર્ય કરવાને આવ્યો છું, અને દુનિયાદારીનું જીવન ગાળી શકીશ નહિ એ હું જાણું છું; પણ હું જીવું ત્યાંસુધી થોભી જા.' આમ કહીને તેઓ રડી પડયા. બીજે દિવસે તેમની રજા લઈ હું ઘેર આવ્યો. કુટુંબના ભરણ-

પોષણના હજારો વિચારો મને પાછા તાજા થયા. નિર્વાહ માટે ફરીથી પેરવીમાં રહેવા લાગ્યો. વકીલની ઑફિસમાં કામ કરીને તેમજ થોડાં ચોપડાંનો અનુવાદ કરીને હું માંડમાંડ પૂરૂં કરવા જેટલું મેળવી શકતો; પરંતુ તે કામ પણ કાંઈ સ્થાયીને માટે મળ્યું નહોતું, તેમ મારી મા અને ભાઈઓના ગુજરાન માટે કોઈ જાતની કાયમની આવક પણ નહોતી."

"એક દિવસ મને વિચાર આવ્યો કે, ઈશ્વર શ્રીરામકૃષ્ણની પ્રાર્થના મંજુર રાખે છે, તો મારી આર્થિક મુંઝવણ માટે પ્રાર્થના કરવાનું કેમ ન કહેવું? હું માનતો કે મારી વિનંતિનો ગુરુદેવ અસ્વીકાર નહિ કરે, તેથી હું દક્ષિણેશ્વર જઇ પહોંચ્યો. મારા ભૂખે મરતા કુટુંબ ખાતર પ્રાર્થના કરવાને મેં તેમને આગ્રહ કર્યો. તેઓ બોલ્યા ભાઇ! મારાથી એ નહિ બને. પણ તું જાતે જઇને જગદંબાને કેમ નથી પ્રાર્થતો? તું તેની અવગણના કરે છે એજ તારાં બધાં દુઃખોનું કારણ છે.' મેં કહ્યું 'જગદંબાથી હું પરિચિત નથી, માટે આપજ તેને મારાવતી વીનવો.' તેમણે શાંતિથી કહ્યું 'તારેજ વિનંતિ કરવી પડશે. ભાઇ! હું તો તે વારંવાર કરી ચૂકયો છું; પણ તું જગદંબાને માનતો નથી, તેથી તે મારી પ્રાર્થના નામંજુર કરે છે. જો, આજે મંગળવાર છે–રાતે કાલીમંદિરમાં જજે, જગદંબાને સાષ્ટાંગ પ્રણામ કરજે, અને જે માગવાની ઈચ્છા હોય તે માગી લેજે. ભાવભક્તિપૂર્વક જે કાંઇ માગીશ તે જરૂર મળશે. જગદંબા પરમજ્ઞાનરૂપ છે, પરબ્રહ્મની પરમ શક્તિરૂપ છે. પોતાની ઇચ્છામાત્રથી આ સમસ્ત સંસારની લીલા તેણે રચી છે. કોઈ પણ વરપ્રદાન કરવું એ તેની સત્તાની વાત છે!' હું ગુરુદેવનો શબ્દે શબ્દ સાચો માની રાત પડવાની રાહ જોવા લાગ્યો. નવ વાગ્યાને શુમારે ગુરુદેવે મને મંદિરમાં જવાની આજ્ઞા કરી. જેવો હું અંદર ગયો તેવીજ મને દિવ્ય ખુમારી ચઢી. મારા પગ ધ્રૂજતા હતા. જાગતીજોત જગદંબાને નીરખવાના અને તેના શબ્દો સાંભળવાના મનોરથને લીધે મારૂં હૈયું ઉછળી રહ્યું. મારા અણુએ અણુમાં એજ વિચાર રમી રહ્યો. મંદિરમાં જઇ સ્થિર થતાંજ દિવ્ય પ્રેમ અને પરમ સૌંદર્યના ધામરૂપ જગદંબા સાક્ષાત્ ઉભાં છે, એવો મને સાક્ષાત્કાર થયો. ભક્તિ અને પ્રેમની ભરતીનાં મોજાંમાં હું હિલોળા ખાવા લાગ્યો. આનંદના આવેશમાં હું માને વારંવાર દંડવત્

પ્રણામ કરવા લાગ્યો. પછી મેં અરજ કરી કે 'મા! મને વિવેક આપ, મને ત્યાગવિરાગ આપ, મને જ્ઞાનભક્તિ આપ, મને તારાં દર્શનનું સુખ આપ!' પછી મારા અંતરાત્મામાં પરમ શાંતિ પથરાઈ. હું બાહ્યભાન ભૂલી ગયો. મારા અંતરમાં કેવળ જગદંબાજ ઝળહળી રહી."

"હું પાછો ફર્યો. મારી પાર્થિવ માગણીઓને પૂરી પાડવા માટે મેં જગદંબાને પ્રાર્થના કરી હતી કે કેમ, એ વિષે તરતજ શ્રીરામકૃષ્ણે પૂછ્યું. આ પ્રશ્ન સાંભળીને હું આભોજ થઇ ગયો, અને કહ્યું 'ના, દેવ! એ તો હું ભૂલીજ ગયો! હવે કંઇ ઉપાય છે?' તેમણે કહ્યું કે 'ફરીથી જા, અને તારે જરૂર હોય તે માગી લે.' ફરી હું મંદિરે જવા નીકળ્યો, પરંતુ ફરી પણ મારી લૌકિક માગણીઓની મને વિસ્મૃતિ થઇ. મેં ભગવતીને વારંવાર પ્રણામ કર્યાં અને ફરી પણ કેવળ પ્રેમ અને ભક્તિનીજ યાચના ફરીથી જઇને કરી. મેં કંઇ માગી લીધું કે કેમ, એ પ્રશ્ન ગુરુદેવે પૂછ્યો. શું બન્યું હતું તે મેં કહ્યું. તેમણે કહ્યું કે 'કેવો વિચાર-શૂન્ય! બે ચાર શબ્દો માગી લેવામાંયે તું બેફામ રહ્યો? વારૂ, ફરી પાછો જા, અને ફરી પ્રાર્થના કર. જલદી કર!' હું ત્રીજી વાર ગયો, પણ મંદિરમાં પેસતાં મને બહુ શરમ આવી. મેં વિચાર્યું કે 'હું કેવી તુચ્છ બાબત માટે જગદંબાને આજીજી કરવા આવ્યો છું! આ તો કોઇ દિલાવર રાજા પાસે થોડી શાકભાજી માગવા જેવું છે. હું કેવો મૂર્ખ છું!' શરમ અને પશ્ચાત્તાપનો માર્યો હું ભગવતીને પગે પડયો અને કહ્યું કે 'મા! મને જ્ઞાન અને ભક્તિ સિવાય કશાની જરૂર નથી.' મંદિરમાંથી બહાર નીકળતાંજ મને ઉગી આવ્યું કે, આ બધું દયાળુ સર્વજ્ઞની ઇચ્છાથીજ બન્યું છે; નહિતર ત્રણ ત્રણ વાર જવા છતાં નિષ્ફળ કેમ થાઉં? હું ગુરુદેવ પાસે આવ્યો અને બોલ્યો કે 'દેવ! આપેજ મને વિસ્મૃતિમાં નાખ્યો છે. હવે આપજ એવો વર અપાવો કે જેથી મારા કુટુંબીઓનું દારિદ્ર્ય ટળે.' તેમણે કહ્યું 'એવી પ્રાર્થના મારાથી કદી થઈ શકતી નથી. મેં તને તારી મેળે તેમ કરી લેવાનું કહ્યું, તોપણ તું તે કરી શકયો નહિ. તું સંસારનું સુખ ભોગવવાને સર્જાયો નથી એમ જણાય છે, એટલે પછી હું શું કરૂં?' છતાં મેં તેમનો પીછો મૂકયો નહિ. મારી માગણી મંજુર કરાવવાનો આગ્રહ ચાલુજ રાખ્યો. છેવટે

તેમણે કહ્યું કે 'શું જગદંબાને નથી ઓળખતો ? તે અન્નવસ્ત્રની કદી તાણ નહિ પાડે.'"

નરેન્દ્રનાથના જીવનમાં ઉપલા પ્રસંગ પછી નવાજ પ્રકરણનો આરંભ થયો. ઇશ્વરમાં માતૃત્વભાવની તેને મન આજ સુધી કશી કિંમત નહોતી. મૂર્તિઓ અને પ્રતીકોદ્વારા થતા પૂજન–અર્ચન તરફ પણ તેને તિરસ્કાર હતો; પણ હવે એ સ્થિતિ પલટાઇ ગઇ. સગુણ ઈશ્વરની પૂજાનું રહસ્ય તેને હવે ખુલ્લું થયું અને તેથી તેની દૃષ્ટિ વિશાળ બની. આ પ્રસંગથી શ્રીરામકૃષ્ણ કેટલા પ્રસન્ન થયા હતા, તે નજરે જોનાર શ્રી.વૈકુંઠ સંન્યાલે આપેલા નીચેના અહેવાલપરથી જણાશેઃ–

"હું બપોરે દક્ષિણેશ્વર આવ્યો, ત્યારે ગુરુદેવને મેં તેમના ઓરડામાં એકલા જોયા. નરેન્દ્ર બહાર ઉંઘતો હતો, શ્રીરામકૃષ્ણ આનંદમાં હતા. મેં જેવા તેમને પ્રણામ કર્યા કે તરતજ તેઓ નરેન્દ્રને ચીંધીને બોલ્યા કે 'આમ જો, આ છોકરો બહુ સારો છે. તેનું નામ નરેન્દ્ર છે. પહેલાં તે જગદંબાને માનતો નહિ, પણ ગઇ કાલેજ તેણે તેને કબૂલ કરી. હમણાં તેના સંજોગો વિકટ છે, એટલે મેં તેને પૈસા માટે જગદંબાને પ્રાર્થના કરવાની સૂચના કરી હતી, છતાં તે તેમ કરી શકયો નહિ. તેણે કહ્યું કે, તેમ કરતાં તેને શરમ આવી હતી. મંદિરમાંથી પાછા ફરીને તેણે મને મા વિષે કોઇ ભજન શીખવવાનું કહ્યું. મેં તે તેને શીખવાડયું. આખી રાત તે એ ભજન ગાતોજ રહ્યો. એટલે હમણાં તે ઉંઘે છે.' પછી અકૃત્રિમ હર્ષપૂર્વક તેઓ બોલ્યા કે 'નરેન્દ્ર માને સ્વીકારે એ આશ્ચર્ય નથી ?' મેં કહ્યું 'બેશક.' થોડી વાર થંભી જઇને ફરી પણ એનો એજ સવાલ તેમણે પૂછયો, અને એમ કેટલીક વાર તેમણે પૂછયા કર્યું."

"આશરે ચાર વાગ્યે કલકત્તે જતા પહેલાં નરેન્દ્ર શ્રીરામકૃષ્ણ પાસે આવ્યો. ગુરુદેવે તેને જોયો કે તરતજ તેઓ તેની પાસે ને પાસે આવતા ગયા, અને લગભગ તેના ખોળામાં બેસી પ્રથમ પોતાને અને પછી નરેન્દ્રને બતાવીને બોલ્યા કે 'જો, હું તે આ છું, અને વળી તે છું. મને કાંઇ ભેદ જણાતો નથી–જેમ ગંગામાં તરતી લાકડી પાણીના બે ભાગ કરતી જણાય છે, છતાં પાણી તો વાસ્તવમાં એકજ છે તેમ. મારા

કહેવાનો મુદ્દો તું સમજ્યો? જે કાંઇ છે તે માજ છે, એમ નથી?' આવી રીતે થોડીક મિનિટો વાત કર્યા પછી તેમને હુક્કો પીવાની ઇચ્છા થઈ. મેં તેમને હુક્કો ભરી આપ્યો. એક બે હુક્કાના ઘૂંટ ખેંચ્યા પછી પોતે ચલમ પીશે એવું બોલ્યા. પછી તેમણે તે નરેન્દ્રને આપતાં કહ્યું કે 'મારે હાથે તું પણ દમ ખેંચ.' નરેન્દ્રે આનાકાની કરી. પોતાના હોઠથી ગુરુદેવના હાથને તે એંઠો કેમ કરે? પણ શ્રીરામકૃષ્ણે કહ્યું કે 'તું કેવા મૂર્ખ વિચારનો છે! હું તારાથી કંઈ જુદો છું? આ પણ હું છું, અને તે પણ હુંજ છું.' તેમણે ફરી વાર નરેન્દ્રના હોઠ તરફ પોતાના હાથ ધર્યા, એટલે તેને ગુરુદેવની આજ્ઞા સ્વીકાર્યા વિના છૂટકો ન રહ્યો. નરેન્દ્રે બે કે ત્રણ દમ ખેંચ્યા. શ્રીરામકૃષ્ણ પોતે પીવા જતા હતા, એટલે નરેન્દ્રે ઓચિંતા વાર્યા અને કહ્યું કે 'દેવ! કૃપા કરી પહેલાં આપના હાથ ધોઇ નાખો.' છતાં તેનું બોલવું વૃથા ગયું. 'ભેદાભેદ વિષે તારા કેવા મૂર્ખ વિચારો છે!' એટલું કહી ગુરુદેવે હાથ ધોયા વિના ચલમ પીધી, અને પીતાં પીતાં આવેશભરી વાતો કરતા ગયા. બીજાને આપેલામાંનું પણ જે પુરુષ સ્વીકારે નહિ તે શ્રીરામકૃષ્ણને નરેન્દ્રની બાબતમાં આવી રીતે વર્તતા જોઇને મને નવાઇ લાગી. તે પરથી નરેન્દ્ર પ્રત્યે તેમનો પ્રેમ અને એકાત્મભાવ કેટલો છે તેનો મને ખ્યાલ આવ્યો. આઠ વાગ્યે જ્યારે તેઓ ફરી સ્વસ્થ થયા, ત્યારે મેં અને નરેન્દ્રે તેમની રજા લીધી અને અમે કલકત્તે આવ્યા."

પાછળથી નરેન્દ્ર વારંવાર કહેતો કે "મારામાં એકસરખો વિશ્વાસ મૂકનાર જો કોઇ પુરુષ હોય તો તે શ્રીરામકૃષ્ણજ હતા. મારાં મા અને ભાઇઓ પણ મારાપર એવો વિશ્વાસ રાખી શક્યાં નથી. મારા પ્રત્યેની તેમની અડગ શ્રદ્ધા અને પ્રેમને લીધે હું સદાને માટે તેમનાથી કાચા સૂતરને તાંતણે બંધાઇ ગયો હતો. બીજાને કેમ ચાહવું એ ખરા રૂપમાં તેમનેજ આવડતું. સંસારીઓ તો સ્વાર્થ માટે માત્ર પ્રેમનો ડોળજ કરે છે."





# ૩૨–હૃદયને વિદાયગીરી-હરીશ ને ભાવનાથ

૧૮૮૧ ની સાલની વચમાં દક્ષિણેશ્વરના કાલીમંદિરમાં જે પ્રસંગ બન્યો હતો તેનો હવે સહેજ ઉલ્લેખ કરીશું. એ પ્રસંગ હૃદયની વિદાયનો છે. ગુરુદેવ પ્રત્યેના તેના વર્તનમાં થોડા વખતથી ફેર પડયો હતો. ધીમે ધીમે તેની વૃત્તિ લોભી બની ગઈ હતી. મુલાકાતીઓ આવતા તે શ્રીરામકૃષ્ણ સાથે પોતાને વાતચીતનો પ્રસંગ મળે એટલા ખાતર તેને પોતાની ગુંજાશ પ્રમાણે નવાજીને તેની ખુશામત કરતા. ગુરુદેવ તેને એવી બક્ષીસો સ્વીકારતાં વારતા અને મુલાકાતીઓને પણ તે આપવાની મના કરતા. એમાં લક્ષ્મીનારાયણની દશહજાર રૂપિયા આપવાની માગણીની ગુરુદેવે ના પાડી એ પ્રસંગ ઉમેરાયો, એટલે હૃદય તેમના ઉપર છેડાઇ ગયો. પૈસા પરના પ્રેમને લીધે પોતાના મામા પ્રત્યેનો પ્રેમ હવે સરી પડયો. હવે તે ખુલ્લી રીતે કઠોર શબ્દો ગુરુદેવને સંભળાવવા લાગ્યો. તેણે કરેલી સેવાને લીધે ગુરુદેવ તેની આવી ઉદ્ધત વર્તણુક પ્રત્યે અલક્ષ કરતા. પોતાના મામાના જેવા ઉત્તમ ગુણો મેળવવા ખીલવવાને બદલે તે તો માત્ર તેમના બહારના હાવભાવનું અનુકરણ કરતો, અને ભકતો આગળ ગાઇ નાચીને જાણે પોતે પણ બીજો પરમહંસદેવ હોય એવો વેશ ભજવતો. તે મુલાકાતીઓ પાસે પૈસા કઢાવતો અને વારંવાર શ્રીરામકૃષ્ણને પોતાની ઈચ્છાનુસાર ચલવવા મથતો. આમ મંદિરમાં તે સાવ અળખામણો થઈ પડયો હતો.

એક વખત શ્રીરામકૃષ્ણને તાવ આવવાના પ્રસંગે કેટલાક ભકતો તેમને જોવા આવ્યા, અને કૅાલીફ્લાવરની ભેટ ધરી. તેઓ એ જોઇ ભારે સંતોષ પામ્યા; છતાં બોલ્યા કે “તેને સંતાડી દો. એ સંબંધમાં હૃદયને કંઇ ન કહેતા; નહિ તો તે મને ભાંડશે.” એ પછી હૃદયની પાછલી સેવાનાં વખાણ કરીને બોલ્યા કે “મારી જ્યારથી તેણે નિમકહલાલીથી સેવા કરવા માંડી છે,

ત્યારથી માએ પણ તેના પર મહેર વરસાવી છે. તેણે જમીન ખરીદી છે, વ્યાજુકાં નાણાં તે ધીરે છે અને આ મંદિરમાં પણ જબરી લાગવગ ધરાવે છે." આ શબ્દો તેઓ બોલી રહ્યા હશે કે તરતજ હૃદયે ઓરડામાં પ્રવેશ કર્યો. ગુરુદેવે તેને કહ્યું કે "જો, આ કૉલી ફ્લાવર લાવવાનું મેં કહ્યું નહોતું, પણ તેઓ તેમની મરજીથી લાવ્યા છે." આમ કહેવા છતાં, હૃદયે આવેશમાં આવી જઈ તેમની ખૂબ ઝાટકણી કાઢી. શ્રીરામકૃષ્ણે વહેતાં આંસુએ ભગવતીને પ્રાર્થના કરી કે "ઓ મા! તેં મારી બધી માયિક જંજાળ દૂર કરી છે; મારાં બધાં બંધનો કાપી નાખ્યાં છે; છતાં આવું તેવું તેં હજી કેમ રહેવા દીધું છે?" આટલું કહ્યા પછી એકાએક તેમની અવસ્થા પલટાઇ ગઇ. તેમણે હસીને ઉમેર્યું કે "તેનો મારા પર વિશેષ પ્રેમ છે તેથી તે મને આમ ઠપકો આપે છે. વળી તે કેવળ બાળકબુદ્ધિ છે, એટલે શું કરે છે તેનું તેને ભાન નથી. માટે મા! તું રખે તેનાપર ગુસ્સે થતી!" આટલું બોલીને તેઓ સમાધિવશ થયા.

હૃદયની રીતભાત ધીમે ધીમે અસહ્ય થતી ચાલી. તેના સંસર્ગમાં આવનાર હરકોઈનું તે અપમાન કરતો. કાલીમંદિરના બીજા નોકરો પર પણ તે દોર ચલાવતો. શ્રીરામકૃષ્ણની અનેક ચેતવણીઓને તે ખિસ્સામાં મૂકી દેતો; પણ આખરે એ બધાનું ફળ મળવાનો દિવસ આવી લાગ્યો. સ્થાપનાતિથિનો દિવસ મંદિરમાં ઉજવવામાં આવતો હતો. જે વર્ષનો ઉલ્લેખ અમે કરી રહ્યા છીએ, તે વર્ષે મથુરનો પુત્ર ત્રૈલોકયનાથ પોતાની સ્ત્રી અને બાળકોને લઇને એ ઉત્સવપર આવ્યો હતો. હૃદય ભગવતી કાલીની પૂજા કરતો હતો. ત્રૈલોકયનાથની આઠ વર્ષની પુત્રી મંદિરમાં હાજર હતી. હૃદયને એ કન્યામાં માને પૂજવાનો અભખરો થઇ આવ્યો, એટલે તેણે તાંત્રિક વિધિ પ્રમાણે ચંદન અને પુષ્પ તેને ચરણે ધર્યાં. છોકરી મુકામે પાછી આવી ત્યારે તેના પગે ચંદનના છાંટા તેની માએ જોયા. તપાસ કરતાં છોકરીને મોઢેથી જે જે બન્યું હતું તે સર્વ તેના જાણવામાં આવ્યું. મા ચમકી ગઈ. શૂદ્ર કન્યાના પગ પૂજનારો બ્રાહ્મણ! એથી કન્યાને માથે જરૂર ભાર આવ્યા વિના ન રહે. તેની આવી આશંકાની અસર ત્રૈલોકયનાથને પણ થઈ. તેણે હૃદયને મંદિર છોડી એકદમ ચાલ્યા જવાની આજ્ઞા કરી. હૃદયે એ બધી વાત મામાને

કરી. ગુરુદેવે પૂછયું કે "તેં એવું શા માટે કર્યું ? હવે તું શું કરશે ?" ખાઇ બદેલા હૃદયે જવાબ આપ્યો કે "મામા ! તમારે તેની શું ચિંતા છે ? તમે મારી સાથે ચાલ્યા આવો. તમારે પણ અહીં ઝાઝો વખત રહેવું લાજમ નથી. કોઇક દિવસ તમારૂં પણ તેઓ એવી રીતે અપમાન કરશે." ગુરુદેવે કહ્યું કે "હું શું કરવા આવું ? હું તો કંઇ આવતો નથી." ક્રમને હૃદયે એ સ્થળ છોડયું. થોડા વખત પછી કોઈ શ્રીરામકૃષ્ણને પણ ચાલી જવાનું કહી ગયું. એક પણ શબ્દ બોલ્યા સિવાય ગુરુદેવ ઉઠયા અને દરવાજા તરફ જવા લાગ્યા. ત્રૈલોકયે તેમને દૂરથી જોયા, એટલે તે દોડતો આવીને કહેવા લાગ્યો કે "દેવ ! કયાં સિધાવો છો ?" ગુરુદેવે શાંતિથી કહ્યું કે "કેમ, આ બાગ છોડી જવાનું તેં નથી કહાવ્યું ?" ત્રૈલોકયે તેમને પાછા વળવાની વિનંતિ કરતાં કહ્યું કે "કૃપા કરીને આપ માને વીનવો કે જેથી આ છોકરીના માથાનો ભાર ટળે." "માની કૃપા છે એટલે તે કુશળ રહેશે" એવું કહી, જાણે કશુંજ બન્યું નથી એમ ગુરુદેવ પોતાના ઓરડા તરફ પાછા ફર્યા. હૃદયની વિદાયના પ્રસંગને ઉદ્દેશીને શ્રીરામકૃષ્ણે આગળ પર કહ્યું હતું કે "તેની ઉદ્ધતાઇભરેલી વર્તણુક ધીરે ધીરે અસહ્ય થઇ પડી હતી, એટલે તેની હાજરી પોતાના કાર્યમાં ખલેલરૂપ જાણીને માએ તેને દૂર કર્યો હતો." હૃદયના જવાથી શ્રીરામકૃષ્ણના યુવાન ભક્તોને સુતરૂં પડયું. હવે તેઓ શ્રીરામકૃષ્ણ પાસે છૂટથી આવવા લાગ્યા, અને તેમની આંખ તળેજ પોતાના જીવનને ઘડવાની અમૂલ્ય તકનો લાભ ઉઠાવવા લાગ્યા.

પાસેના જદુ મલ્લિકની વાડીવાળા બંગલામાં હૃદય રહેવા ગયો હતો. શ્રીરામકૃષ્ણ પોતાના ખોરાકમાંથી તેને પણ મોકલાવતા, અને તેને મળવા પણ જતા. હૃદયે તેમને ફરીથી પોતાની પાસે ચાલી આવવાને વીનવ્યા હતા, અને બંને સાથે સુખે રહી શકે એવે કોઇ બીજે સ્થળે કાલીમંદિરની સ્થાપના કરવાની સૂચના કરી હતી. આ સંબંધમાં "વાહ રે, એકાદ નવાઇની ચીજ પેઠે આ ઘેરથી પેલે ઘેર તેં મારી ફેરી બેરી કરવી ધારી છે કે શું ?"—આ શબ્દો શ્રીરામકૃષ્ણ બોલ્યા હતા એવું કહેવાય છે.

* * * * *

ઉપલી વાતને ત્રણ વર્ષ વીતી ગયાં હતાં. એક દિવસ ગુરુદેવ

કેટલાક શિષ્યો સાથે વાતે વળગ્યા હતા, એટલામાં તેમને ખબર મળી કે, હૃદય તેમને મળવા માટે જદુમલ્લિકના બાગને દરવાજે રાહ જોતો ઉભો છે. શ્રીરામકૃષ્ણ સર્વને થોભવાનું કહી તેને મળવા ગયા. તેમણે જોયું તો રાણી રાસમણિના બાગથી થોડે દૂર હૃદય હાથ જોડીને ઉભો હતો. તેણે જેવા ગુરુદેવને જોયા કે જમીનપર પડતું નાખ્યું. શ્રીરામકૃષ્ણે તેને ઉભો થવાને કહ્યું. હૃદય બાળકની પેઠે રડી પડયો.

ગુરુદેવની આંખોમાં ઝળઝળિયાં ભરાઇ આવ્યાં. આવેશને દાબવા માટે તેમણે તે લૂછી નાખ્યાં. એ દૃશ્ય હૃદયદ્રાવક હતું.

શ્રીરામકૃષ્ણ--ઘર છોડીને અહીં આવવાનું કંઇ કારણ?

હૃદય (રડતો)--હું આપને મળવા આવ્યો છું, મારૂં હૈયું હું બીજા કોના આગળ ઠાલવું?

શ્રીરામકૃષ્ણ (તેને ધીરજ આપતાં હસીને)—જગત દુઃખથી ભરેલું છે. કોઇ તેને તરી શકયું નથી. તને શું દુઃખ છે?

હૃદય (રડતાં)—હું આપના સહવાસથી વંચિત થયો છું, એજ મારૂં દુઃખ છે.

શ્રીરામકૃષ્ણ—એમ કેમ? 'આપણે બંને સૌ સૌને રસ્તે હોઇએ તો સારૂં' એવું તુંજ કહેતો હતો ને?

હૃદય--હા, મેં એવી મૂર્ખાઈ કરી હતી.

શ્રીરામકૃષ્ણ--બહુ સારૂં, હવે જા. બીજે કોઇ દિવસે ફુરસદે તારી સાથે વાતો કરીશ. આજે રવિવાર હોવાથી ઘણા મળવા આવેલા છે તે ખોટી થાય છે. આ સાલ ત્યાં ખેતીવાડી કેમ છે?

હૃદય--સાધારણ સારી છે.

શ્રીરામકૃષ્ણ--વારૂ, બીજે કોઇ દિવસે આવજે.

હૃદયે ગુરુદેવને ફરી સાષ્ટાંગ પ્રણામ કર્યા. શ્રીરામકૃષ્ણ મંદિરે પાછા ફર્યા. તેની પ્રમાણિક સેવાવિષે તેમજ તેણે જે કનડગત કરી હતી તે વિષે તેમણે ભકતો સાથે વાતો કરી.

હૃદયની વિદાય પછી ગુરુદેવ સાથે વસનાર પ્રથમ શિષ્ય હરીશ હતો. તે પૈસેટકે સુખી યુવક હતો. એક સ્ત્રી અને બાળક એટલોજ તેનો પરિવાર હતો. ગુરુદેવની થોડી વાર મુલાકાત લીધા પછી તેને જગત પ્રત્યે અણગમો થઇ આવ્યો, એટલે ઘર અને કુટુંબ છોડીને દક્ષિણેશ્વરમાં જીવન ગુજારવાનો તેણે નિશ્ચય કર્યો. તેની સરળતા, એકનિષ્ઠતા અને શાંત પ્રકૃતિથી

શ્રીરામકૃષ્ણ પ્રસન્ન થયા હતા, એટલે તેમણે તેને આશરો આપ્યો ત્યારથી હરીશ ઘણે ભાગે દક્ષિણેશ્વરજ રહેતો; ગુરુદેવની ઠઠવેઠ કરતો અને બાકીનો વખત પ્રાર્થના અને ધ્યાનમાં ગાળતો. પોતાનાં સગાંની ધમકીઓ અને વિનંતિઓને શાંતચિત્તે ઘોળી પીતો. દુનિયાની બધી લાલચોને તરછોડી પોતાના મહાન ધ્યેય પાછળ મંડયા રહેવાનો નિશ્ચય તેણે દૃઢતાપૂર્વક અમલમાં મૂકયો હતો. તેના મનની અસામાન્ય શાંતિની તારીફ કરતાં ગુરુદેવ કહેતા કે "સાચા પુરુષો જીવતા છતાં જગતને મન મરેલા છે; હરીશને જુઓ !" એક દિવસ હરીશના સાંભળવામાં આવ્યું કે, તેનાં સગાં તેના વિયોગથી ભારે દુઃખી છે-ખાસ કરીને તેની સ્ત્રીએ તો અન્ન પણ તજ્યું છે અને ઉંઘ પણ ખોઇ છે. આમ છતાં તે તદ્દન શાંત રહ્યો. તેની આંતરિક સ્થિતિ જોવા માટે શ્રીરામકૃષ્ણે તેને એક બાજુએ લઇ જઇને કહ્યું કે " તારી સ્ત્રી દુઃખી થાય છે; તો તું ઘેર જઈ તેને આશ્વાસન કેમ નથી આપતો ? એ બિચારી છોકરીની થોડી દયા ખાય તેમાં તારૂં શું ભારે નુકસાન થવાનું છે ? " હરીશે ઉત્તર આપ્યો કે " દેવ ! આ દયા ખાવાનો પ્રસંગ નથી. હું જો તેની દયા ખાવા રહું, તો મારો આદર્શ કોરે રહે અને હું જગતની ભૂલભૂલામણીમાં ગુંચવાઇ પડું. મને માફ કરો." શ્રીરામકૃષ્ણ તેના આ જવાબથી ભારે ખુશ થયા, અને બીજાઓને તેના ત્યાગપરથી પાઠ લેવાનું વારંવાર કહેવા લાગ્યા.

અસાધારણ લક્ષણવાળો બીજો ભક્ત ભાવનાથ ચેટરજી હતો. ૧૮૮૧ માં તે શ્રીરામકૃષ્ણને મળ્યો ત્યારે તેની ઉંમર વીસની અંદર હતી. તેનાં માબાપ અને સગાંવહાલાં ગુરુદેવને પાગલ ગણતાં, અને દક્ષિણેશ્વરની દિશામાં નહિ જવાની તેને સૂચના કરતાં. આમ છતાં ગુરુદેવથી દૂર રહેવું એ તેને મન અશકય વાત હોવાથી વડીલોની ઇચ્છાવિરુદ્ધ તે ઘણી વખત રાતવાસો પણ દક્ષિણેશ્વરમાં રહેતો. તે બ્રહ્મોસમાજનો સભ્ય હતો, અને ઈશ્વરના નિરાકાર સ્વરૂપપર મુગ્ધ હતો. તેની સરળતા અને ભક્તિને લીધે શ્રીરામકૃષ્ણદેવનો તેના પર પ્રેમ હતો. નરેન્દ્રનાથની તેને લગની લાગી છે એવું જોઇને એકમેકની જોડી ઠીક જામી છે એવું ગુરુદેવ વારંવાર કહેતા, અને તેને નરેન્દ્રનાથ સાથે ગાઢો પરિચય કરવાની સલાહ આપતા. જેમને શ્રીરામકૃષ્ણ

"સનાતન સિદ્ધ"ના વર્ગમાં મૂકતા તેમાંનો એ પણ એક હતો. દક્ષિણેશ્વર આવતાં ભાવનાથ અન્નાહારી બન્યો હતો, અને ધાર્મિક જીવનમાં મદદ મળે એમ વિચારીને તેણે પાન ખાવાં પણ છોડયાં હતાં. શ્રીરામકૃષ્ણ, જેઓ બાહ્યક્રિયાઓ કરતાં આંતરિક શુદ્ધિપર વિશેષ ભાર મૂકતા, તેમણે હસતાં હસતાં તેને કહ્યું હતું કે "માત્ર પાન-તમાકુ છોડવાથીજ કાંઇ ધર્મનું ખરૂં તત્ત્વ પામી શકાતું નથી. કનક-કામિનીનો ત્યાગ એજ સાચો ત્યાગ છે." ભાવનાથનાં લગ્ન બાળપણમાં થયાં હતાં, છતાં તેણે ભોગ-વિલાસને તિલાંજલિ આપી હતી. એક દિવસ તેની કસોટી લેવાને ગુરુદેવે તેને કહ્યું કે "જરા અમસ્થું જગતસુખ ભોગવે તેમાં શું ?" ભાવનાથને એ સાંભળી ગુસ્સો ચઢયો અને તે બોલ્યો કે "દેવ ! અમારે પણ એવા ક્ષુદ્ર આનંદમાં ગરક થવું જોઇશે કે ?" ગુરુદેવ એ જવાબથી રાજી થયા. ભાવનાથની કેવળ પવિત્રતાનો વિચાર કરવાથી શ્રીરામકૃષ્ણના મનમાં ઘણી વાર દિવ્યાવેશનો સંચાર થતો.





# ૩૩—તારકનાથ અને નિત્યગોપાલ

ચોવીસ પરગણાના જિલ્લામાં આવેલા બરસાત ગામમાં ઘોષલકુટુંબમાં તારકનાથ ઘોષલનો જન્મ થયો હતો. તેના પિતા રામકન્હાઇ ઘોષલ રાણી રાસમણિની મિલકતના કાયદાના સલાહકાર હતા. રામકન્હાઇ જગદંબાનો પરમ ભક્ત હતો. શ્રીરામકૃષ્ણની સાધન અવસ્થામાં તે દક્ષિણેશ્વરના કાલીમંદિરમાં અવારનવાર આવતો અને ગુરુદેવના નિકટ પરિચયમાં આવ્યો હતો. એ વખતે ગુરુદેવનેદાહ ઉપડયો હતો, અને દવાની અસર નહોતી થતી; તેથી એક દિવસ મળવા આવેલા રામકન્હાઇને તેમણે એનો કંઇ ખાસ ઉપાય હોય તો બતાવવા કહ્યું હતું. રામકન્હાઈએ એને માટે ઉપાય કહ્યો, તે મુજબ કરવાથી તેમને તરતજ આરામ થયો હતો.

નાનપણથીજ તારકને ધ્યાનમાં બેસવાની ટેવ હતી. તે વખતના ઘણા ધાર્મિક વલણના યુવકોની પેઠે તારક પણ કેશવચંદ્ર સેનવાળી બ્રહ્મોસમાજનો સભ્ય થએલો હતો, અને કેશવચંદ્ર સેનનાં લખાણોદ્વારા ગુરુદેવને તે પ્રથમ ઓળખતો થયો હતો.

આ અરસામાં તેને દિલ્હી જવાનું થયું, ત્યાં પણ તેનો સંયમ ચાલુજ રહ્યો. હતો; અને એક મિત્ર સાથે ઈશ્વર અને ધર્મવિષે ચર્ચા કરવામાં ઘણો ખરો વખત ગાળતો હતો. એક દિવસ સમાધિને લગતા પ્રશ્નના જવાબમાં એ મિત્રે કહ્યું કે, સાચી સમાધિ દુર્લભ છે, છતાં એવો પણ એક પુરુષ તેની જાણમાં છે. તેણે શ્રીરામકૃષ્ણ વિષે વાત કરી, અને તેમના જીવનના થોડા પ્રસંગો પણ કહ્યા. આ સાંભળીને તારકને ગુરુદેવને મળવાની ભારે લગની લાગી.

કેટલાક વખત પછી તે કલકત્તે આવ્યો, અને બ્રહ્મોસમાજનાં ધાર્મિક પ્રવચનો સાંભળવા લાગ્યો. રામચંદ્ર દત્તના કોઇ સગા મારફતે ગુરુદેવ સંબંધી ઘણી વાતો તેના સાંભળવામાં આવી.

ધીરે ધીરે બ્રહ્મોસમાજના વિચારોપર તેને અભાવ આવતો ચાલ્યો; અને સાચા આધ્યાત્મિક જીવન માટે બહુ આતુર થયો હતો. આ અરસામાં (૧૮૮૨માં) તેણે એક દિવસ સાંભળ્યું કે, ગુરુદેવ રામચંદ્રને ઘેર પધારનાર છે. તેમને મળવાની આ તક જવા નહિ દેતાં તે ધન્ય દિવસની સાંજે રામચંદ્રને ત્યાં પહોંચી ગયો. અહીં શ્રોતાઓની ઠઠ જામી હતી. ગુરુદેવ અર્ધચેતનાવસ્થામાં વાતો કરી રહ્યા હતા. તારકે એ બધું ધ્યાનપૂર્વક જોયું અને સાંભળ્યું. તેને સમાધિવિષે કંઇક જાણવાની ઈચ્છા હતી. થોડાજ શબ્દો સાંભળ્યા, તે ઉપરથી તેને ઉગી આવ્યું કે ગુરુદેવ પોતાના પ્રિય વિષયપરજ પ્રવચન કરી રહ્યા છે. એથી તેને બહુ આનંદ થયો, અને ગુરુદેવને દક્ષિણેશ્વરમાં બીજે શનિવારે મળવાનો નિશ્ચય કરી ઘેર ગયો.

દક્ષિણેશ્વરનો તે ભોમિયો નહોતો, પણ એક મિત્ર તેની સાથે થયો. તેઓ દક્ષિણેશ્વર પહોંચ્યા ત્યારે સંધ્યાઆરતીનો સમય હતો. ગુરુદેવ ભાવનાથ સાથે ગંગાકિનારે ટહેલી રહ્યા હતા. તારકે તેમની પાસે આવી ચરણસ્પર્શ કર્યો. કલકત્તેથી તે આવે છે, તે ઉપરથી વધુ કાંઇ પૂછ્યા વિનાજ શ્રીરામકૃષ્ણે રામચંદ્ર અને નરેન્દ્રનાથની ખબરઅંતર પૂછી. ભકતોની ગુરુદેવ આટલે સુધી કાળજી રાખે છે એ જોઇ તારક આશ્ચર્ય પામ્યો. તેણે કહ્યું કે "હું તેમને ઝાઝું ઓળખતો નથી. તેઓ કુશળ હોવા જોઇએ." પછી રામચંદ્રને ત્યાં ગયા, શનિવારે તે આવ્યો હતો કે કેમ તે વિષે પૂછ્યું. તારકે હા પાડી. પછી બીજાઓ સહિત ગુરુદેવ ઓતરાતી ઓસરીમાં ગયા. બધા ચટાઇ પર બેઠા. ગુરુદેવે પૂછ્યું કે "તને સગુણ કે નિર્ગુણ બેમાંથી વિશેષ શ્રદ્ધા કોના પર છે?" તારકે કહ્યું કે "નિર્ગુણમાં." પછી "પરમાત્માની દિવ્ય શક્તિને માન્યા વિના તારો છૂટકો નથી" એમ કહીને ગુરુદેવ તેને કાલીમંદિરે લઇ ગયા. સંધ્યાઆરતી થતી હતી. મૂર્તિસમક્ષ શ્રીરામકૃષ્ણે સાષ્ટાંગ પ્રણામ કર્યા. બ્રહ્મોસમાજના સમજવા પ્રમાણે મૂર્તિ તો કેવળ પથ્થર છે, એમ વિચારીને તારક પ્રથમ તો નમ્યો નહિ; પણ તરતજ તેને વિચાર આવ્યો કે "ઈશ્વર ચરાચરમાં વ્યાપક છે એવું મેં સાંભળ્યું છે, તો પછી મૂર્તિમાં પણ તે હોવોજ જોઇએ" આથી પછી તે મૂર્તિને નમ્યો.

શ્રીરામકૃષ્ણે રાતે રહી જવાનું તારકને ફરી ફરીને કહ્યું. પણ

એક મિત્રને ત્યાં રહેવાને બંધાઇ ચૂકેલો હોવાથી તારકે ક્ષમા માગી. અને બીજે દિવસે સાંજે આવવાનું કહીને ગુરુદેવની રજા લીધી.

તારક વધારે ને વધારે ગુરુદેવના પરિચયમાં આવતો ગયો. ગુરુદેવે એક દિવસ તેને તેના પિતા તથા અન્ય કુટુંબીઓ વિષે પૂછ્યું; અને રામકન્હાઇ તેનો પિતા છે, એ જાણીને તેમને આશ્ચર્ય થયું. પછી રામકન્હાઇએ પોતાની જે સેવા બજાવી હતી તે વાત તેમણે કહી; અને ફરીથી તે પોતાને મળે એવી ઈચ્છા બતાવી. થોડા દિવસ પછી રામકન્હાઈ દક્ષિણેશ્વર આવ્યો, અને શ્રીરામકૃષ્ણના ચરણમાં ઢળી પડયો. શ્રીરામકૃષ્ણે ભાવ-સમાધિમાં આવી જઇ તેના મસ્તકને ચરણસ્પર્શ કર્યો. રામકન્હાઇ અશ્રુ સારતો થકો કેટલીય વાર સુધી ગુરુદેવના પગે વળગી રહ્યો.

તારકને ગુરુદેવનું જબરૂં આકર્ષણ હતું, તેમને મળવાની હરેક તક મેળવવાને તે આતુર રહેતો. એક દિવસ ઘણું કરીને તેની ત્રીજી કે ચોથી મુલાકાત વખતે, શ્રીરામકૃષ્ણ તેને બાજુએ લઇ ગયા, અને તેને જીભ બહાર કાઢવાને કહ્યું. પછી તેમણે તે પર કંઇક લખ્યું, અને તરતજ તેને કોઇ વિચિત્ર ભાવ પેદા થયો. તેનું મન બાહ્યજગતથી પાછું હઠી ગયું અને તે ગંભીર ધ્યાનમાં મગ્ન થયો. એ પછી બીજી વાર પણ ગુરુદેવે એ પ્રમાણે કર્યું હતું અને ત્યારે પણ એજ પરિણામ આવ્યું હતું.

આ સમયની પોતાની માનસિક અવસ્થા વિષે તારક કહેતો કે "ગુરુદેવની હાજરીમાં વારંવાર મારૂં હૃદય ભરાઇ આવતું. એક રાતે કાલીમંદિર પાસે ઉભો રહીને હું પુષ્કળ રડયો. મારી ગેરહાજરીને લીધે ગુરુદેવ ચિંતાતુર થયા. પછી હું તેમની પાસે ગયો ત્યારે તેમણે કહ્યું કે, '**ઈશ્વરની કૃપા તેના નામપર આક્રંદ કરનાર પર તો અવશ્ય ઉતરે છે.** એ પ્રકારે વહેતાં આંસુ પાછળ જે અસામાન્ય સમજણ અને ભાવના રહેલી હોય છે, તે આગલાં પાછલાં બધાં પાપ ધોઈ નાખે છે.' એક દિવસ હું પંચવટીમાં ધ્યાનમાં બેઠો હતો, એટલામાં ગુરુદેવ આવ્યા. તેમણે મારાપર નજર માંડી ન માંડી કે તરતજ મારૂં હૃદય ભરાઈ આવ્યું. એ ધ્યાનનિધાન એક પણ શબ્દ બોલ્યા વિના શાંત ઉભા હતા. મારામાં કોઈ એવો ભાવ જાગી ઉઠયો કે જેથી મારૂં આખું શરીર ધ્રૂજવા લાગ્યું. ગુરુદેવે મને એવી સ્થિતિ પ્રાપ્ત થવા માટે ધન્યવાદ આપ્યો. પછી તેઓ મને પોતાના

ઓરડામાં લઈ ગયા, અને કંઇક ખાવાનું આપ્યું. હવેજ મને સમજાયું કે એ યોગીશ્વર માત્ર દૃષ્ટિપાતથી પણ ભક્તની આધ્યાત્મિક શક્તિ જગાડવાને સમર્થ છે."

આ પ્રમાણે હવે કોઇ અલૌકિક મહાપુરુષના સંસર્ગમાં આવવાને પોતે ભાગ્યશાળી થયો છે, એવું તારકને લાગવા માંડયું. જેમ જેમ આ મહાન ગુરુદેવના સંબંધમાં તે આવતો ગયો, તેમ તેમ ગુરુદેવના શાંત પ્રભાવને લીધે પોતાનાં બંધન વધારે ને વધારે કપાતાં હોય એમ તેને જણાવા લાગ્યું. તે વિવાહિત છતાં પણ હવે દુનિયાદારીનો કશો મોહ તેને રહ્યો નહોતો. સાક્ષાત્કાર સર્વ ધર્મોના સારરૂપ છે એવું તેને નિઃશંક પણે સમજાયું હતું. તેના આ અસામાન્ય સદ્ભાવે શ્રીરામકૃષ્ણદેવની અસામાન્ય કૃપા આકર્ષી હતી; અને એ પ્રકારે પોતાનું આધ્યાત્મિક જીવન અસામાન્ય ખીલવ્યું હતું.

બીજો યુવક નિત્યગોપાલ પણ દક્ષિણેશ્વર વારંવાર આવતો, અને તેને પણ શ્રીરામકૃષ્ણ માટે બહુ સદ્ભાવ હતો. હરિનામ સાંભળતાંજ તે ભાવાવેશમાં આવી જતો, અને ભજનકીર્તન સાંભળતાં વારંવાર ભાવાવેશમાં આવી જઇ મૂર્છિત જેવો થઇ જતો. શ્રીરામકૃષ્ણ તેને પણ બહુ ચાહતા, અને કહેતા કે એણે હવે પરમહંસની અવસ્થા પ્રાપ્ત કરી છે. પ્રાર્થના અને ધ્યાનમાં તે દિવસોના દિવસો અને રાતોની રાતો ગાળતો. તેનું હૃદય દિવ્ય ભાવાવેશ વારંવાર અનુભવતું રહીને વિશેષ પવિત્ર ને ઉન્નત થયું હતું. ખરેખર, તે મહાન આત્મા હતો. કોઇ કોઇ વાર આ મહાભાગ્યવંત યુવકના હાથમાં પોતાના હાથ મેળવીને ગુરુદેવ પણ ઉન્મત્ત અવસ્થામાં નાચતા જણાતા. આ ઉપરથી પણ નિત્યગોપાલની અસામાન્ય યોગ્યતા સ્પષ્ટ થાય છે. જ્યારે ગુરુદેવ અને નિત્યગોપાલ બંને ભાવમસ્ત બનતા, ત્યારે તેઓ પરસ્પર જે કાંઇ બોલતા તેમાં બીજા કોઇને સમજણ પડતી નહિ.

એક દિવસ ગુરુદેવ કેટલાક ભકતોને લઇ રામચંદ્ર દત્તને ઘેર પધાર્યા હતા. ત્યાં કીર્તનનો પ્રારંભ થતાંજ તેઓ સમાધિમાં આવ્યા. અને પાસે બેઠેલા નિત્યગોપાલના ખોળામાં પોતાના પગ મૂકી દીધા. તેને પણ ભાવાવેશ થઇ હૃદય ભરાઇ આવ્યું. થોડા વખત પછી ગુરુદેવ અર્ધાપર્ધા બાહ્યચેતનમાં આવ્યા.

એક ભક્ત સ્ત્રી એ છોકરાપ્રત્યે માતા જેટલો ભાવ રાખતી, અને

તેને વારંવાર પોતાને ઘેર તેડતી. આ વિષે ગુરુદેવે એક વાર નિત્યગોપાલને કહ્યું હતું કે "તારે વારંવાર ત્યાં જવું નહિ. આવી બાબતમાં **સંન્યાસીએ તો સખત નિયમો પાળવા જોઇએ.** સ્ત્રીની છબી પણ તેનાથી જોવાય નહિ; અને મહાન ભકત હોય તોપણ સ્ત્રીનો સંસર્ગ તેનાથી સેવાય નહિ. ઇંદ્રિય-વિજયી અને અતિવૃદ્ધ સાધુએ પણ, બીજાઓ પોતાનો દાખલો શીખે એવા હેતુથી આ નિયમો પાળવા જોઇએ. કેમકે એથી બીજાઓમાં ત્યાગભાવના પણ પોષાતી ચાલે છે. અને નહિ પાળ-વાથી બીજાઓનું પણ પતન થાય છે. ગૃહસ્થાશ્રમીઓને આ નિયમ લાગુ પડતો નથી; પણ બ્રહ્મચારીને ખાસ લાગુ પડે છે; અને સંન્યાસી તો વળી જગદ્દગુરુ છે. (એટલે કહેવુંજ શું!)"

વાચક! ગોપાળ સેનને ભૂલી ગયો નહિ હોય. બરનગોરના બે યુવાન ભકતોમાંનો તે એક હતો. તે પોતાની સાધનદશામાં શ્રીરામકૃષ્ણ પાસે આવતો. તેનું અકાળે અવસાન થયું હતું. ગુરુ-દેવ કોઈ કોઇ વાર કહેતા હતા કે, આ નિત્યગોપાલ એ ગોપાલ સેનના અવતાર જેવો હતો.×



× નિત્યગોપાલ પાછળથી સંન્યાસ લઇને સ્વામી જ્ઞાનાનંદ અવધૂતતરીકે ઓળખાયા હતા. તેમના કેટલાક અનુયાયી પણ હતા.



# ૩૪—બલરામ બોઝ

પવિત્રતા અને ઉદારતા માટે ખ્યાતિ પામેલા ઓરિસાના શ્રીમંત જાગીરદારના કુટુંબમાં કલકત્તાના બાઘબજારવાળો બલરામ બોઝ જન્મ્યો હતો. યુવાનીમાંથીજ તેનું મન ધર્મના ગાઢા રંગે રંગાયું હતું. તે પવિત્ર સ્થળોમાં નિવૃત્તિમય જીવન ગાળતો હતો. તેણે પોતાની બધી મિલકતનો વહીવટ પોતાના કાકાના દીકરાને સોંપ્યો હતો, અને પોતાના નિર્વાહ પૂરતી થોડી રકમ પ્રત્યેક માસે લેતો. તેનો ઘણો ખરો વખત ધ્યાનસાધનામાં અને પૂજાપ્રાર્થનામાં કે શાસ્ત્રોના અભ્યાસમાં વ્યતીત થતો. કેશવના તંત્રીપદ હેઠળ ચાલતા કોઇ વર્તમાનપત્રમાં આવેલા શ્રીરામકૃષ્ણદેવના ઉપદેશોપ્રત્યે તે આકર્ષાયો હતો. આ વખતે તે પુરીમાં હતો. ઈશ્વિરના સંબંધમાં આવાં સુંદર પ્રવચન કરનાર માણસને મળવાની તીવ્ર ઇચ્છા તેને થઈ આવી. એજ અરસામાં શ્રીરામકૃષ્ણને અનેક વાર મળેલા અને તેમના અદ્‌ભુત વ્યક્તિત્વથી માહિત થઇ ચૂકેલા કોઇ મિત્રે તેને ઈશ્વિરના નામપર પાગલ બનેલા એ સંત વિષે પત્ર લખ્યો, અને આવીને તેમને મળી જવાની સૂચના કરી. બલરામ તૈયાર થયો. સાથે સાથે તેને એક બીજું કારણ પણ હતું કે, એજ અરસામાં તેની પુત્રીનાં લગ્ન કલકત્તામાં કરવાનાં હતાં. તે કલકત્તે આવ્યો તેને બીજેજ દિવસે (૧૮૮૨) દક્ષિણેશ્વર આવ્યો. મંદિરના બાગમાં કેશવચંદ્ર સેન અને તેમના બ્રહ્મો અનુયાયીઓ આવેલા હોવાથી જબરી મેદની જામી હતી. ગુરુદેવના ઓરડામાં એક ખૂણે બલરામ બેઠો હતો. મંડળી જમવાને વીખેરાઇ એટલે શ્રીરામકૃષ્ણે તેને બોલાવ્યો, અને તેને કાંઇ કહેવું કથવું હોય તો તે જાણવાની ઈચ્છા દર્શાવી. બલરામ બોલ્યો કે “દેવ! શું ઈશ્વર ખરેખર છેજ?” ગુરુદેવે જવાબ આપ્યો કે “અલબત.” “તો તેનો સાક્ષાત્કાર થઇ શકે?” ગુરુદેવ બોલ્યા કે “હા, પોતાના વહાલામાં વહાલા-

ના વિયોગની પેઠે, જે કોઇ તેને માટે તલસે અને આક્રંદ કરે છે તેને તેનો સાક્ષાત્કાર પણ અવશ્ય થાય છે. એક વખત પ્રાર્થના કરવાથી તને તેનો સાક્ષાત્કાર ન થયો હોય, તેથી તે છેજ નહિ એવા અનુમાનપર તારાથી અવાયજ કેમ ?" બલરામે ફરીથી પ્રશ્ન કર્યો કે "પણ હું તો આટઆટલી પ્રાર્થના કરૂં છું, તોપણ મને તેનાં દર્શન કેમ નહિ થતાં હોય ?" શ્રીરામકૃષ્ણે હસીને ઉત્તર વાળ્યો કે "તારાં પોતાનાં સંતાનપર જેટલો પ્રેમ છે તેટલો તેના પર તને છે?" પળ વાર થંભીને બલરામ બોલ્યો કે "ના, દેવ ! મને સંતાન જેટલું આકર્ષણ તો તેના પ્રત્યે નથી." તરતજ ગુરુદેવ આવેશભર્યા અવાજે બોલ્યા કે "સંતાન તો શું પણ તારી પોતાની જાત કરતાંયે તને તેના પર અધિક વહાલ લાવીને તું ઈશ્વરનું ધ્યાનભજન કર. હું તને ખાત્રીથી કહું છું કે, તેના ભકતો તરફ તેનું પોતાનું આકર્ષણ વળી એટલું બધું અજબ છે કે જેથી તને દર્શન આપ્યા વગર તેનાથી રહેવાયજ નહિ. માણસ તેને ખોજતો થકો જેટલો આગળ વધે તે કરતાં અનેકગણા વેગે તે તેને આવી મળે છે. આ સંસારમાં ઇશ્વર કરતાં વધારે પ્રેમી, વધારે ઉદાર અને વધારે નજીક બીજું કોઇજ નથી." આ શબ્દોથી બલરામમાં નવું જોમ આવ્યું. તેણે વિચાર્યું કે "તેઓ કહે છે તે શબ્દે શબ્દ સાચો છે. ઈશ્વર વિષે મને આટલો બળપ્રદ ઉપદેશ કદી કોઈએ કર્યો નથી." ગુરુદેવના શબ્દો ઉપરાંત તેમનો લાગણીભર્યો સદ્‌ભાવ પણ બલરામને બહુ રુચિકર લાગ્યો. તેને આંતરપ્રેરણા થઇ કે, પોતાનો શાસક અને મિત્ર જો કોઈ હોય તો તે દક્ષિણેશ્વરના આ સંતજ છે. ગુરુદેવની અને તેમના શબ્દોની તેના અંતઃકરણપર સચોટ છાપ પડી. ગુરુદેવની રજા લેતાં તેણે પ્રણામ કર્યા એટલે તેમણે કહ્યું કે "તારે આવ્યા કરવું જોઈએ." બળરામ હર્ષપૂર્વક સંમત થયો. તેમ કર્યા વિના તેનાથી રહેવાય તેમ પણ નહોતું. તેને એવો રંગ લાગ્યો હતો કે, તે ઘેર ગયો ત્યાં પણ તેને માત્ર દક્ષિણેશ્વરનાજ વિચારો ઘોળાવા લાગ્યા. બીજી સવારે તે પાછો ત્યાં આવ્યો અને જોયું તો ગુરુદેવ એકલા હતા. શ્રીરામકૃષ્ણે કહ્યું કે "કેમ, તું આવી પહોંચ્યો કે ? બહુ સારૂં થયું. બેસ, અને આરામ લે. હમણાં હું તારોજ વિચાર કરી રહ્યો હતો. તું કયાં રહે છે ?" બલરામે કહ્યું કે

"બાઘબજારમાં." ગુરુદેવે કહ્યું કે "એટલે તું ત્યાંથી અહીં સુધી પગપાળો આવ્યો છે?" "હા દેવ!" બલરામે જવાબ આપ્યો. ગુરુદેવે પછી તેના કુટુંબનાં માણસો, તેનાં છોકરાં અને બીજી હકીકતની વિગતવાર પૂછપરછ કરી. તેમણે આખરે કહ્યું કે "જો, માએ કહ્યું છે કે તું અમારા મંડળમાંનો એક છે. અહીંની ઘણી વસ્તુઓ તારા હવાલામાં છે–કંઇક લઇ જજે અને કંઇક અહીં મોકલજે." બલરામે પોતાનું અહોભાગ્ય માન્યું, અને પ્રસન્નતાપૂર્વક આજ્ઞા માથે ચઢાવી. મંદિરમાં કે સાધુઓનાં દર્શને જતાં નાની સરખી એકાદ પૈસાની કિંમતની પણ ચીજ લાવવાની સલાહ પોતાના ભક્તોને આપવાનો ગુરુદેવનો સામાન્ય રવૈયો હતો. જે ભક્તો કંઇ પણ ન લાવી શકે એવા ગરીબ હતા, તેમને તેઓ કહેતા કે "દર વખતે પૈસો ખર્ચવાની તમારે શી જરૂર છે? પૈસાની સોપારી લઇ તેના ટુકડા કરી રાખજો અને આવો ત્યારે તે થોડા લાવજો."

શ્રીરામકૃષ્ણને માટે કંઇક વસ્તુ ખરીદવાને બલરામ કલકત્તે પાછો આવ્યો. ગુરુદેવ માટે કંઇક ખાવાનું લઇ ત્યાંથી ગાડીમાં દક્ષિણેશ્વર આવ્યો. ગુરુદેવે તે લાવ્યો હતો તેનો અંગીકાર કર્યો. પંચવટી આગળ કેટલાંક વર્ષો ઉપર પોતાને જણાયલા દૃશ્યમાં જે કેટલીક વ્યક્તિઓ જોઈ હતી તેમાંની એક બલરામ પોતે છે એ તેમણે પારખી લીધું હતું. તેથી બલરામપર તેમનો ગાઢ પ્રેમ હતો. તેઓ કહેતા કે "બલરામનો ખોરાક બહુ પવિત્ર છે. તેના કુટુંબના માણસો પેઢી દર પેઢી ભક્તોજ જન્મ્યા છે, અને સાધુઓ તથા ભિક્ષુકોપ્રત્યે આદર બતાવતા આવ્યા છે. તેના પિતા વૃંદાવનમાં નિવૃત્ત જીવન ગાળી રહ્યા છે, અને હરિસ્મરણમાં બધો વખત ગાળે છે. હું એવાનું અન્ન માગીને લઇ શકું છું, અને તે મને ભાવે છે પણ વધારે. વળી તેના કુટુંબનાં બધાં માણસોનો આદર્શ પણ એક જેવો છે. પતિ અને પત્નીથી માંડીને બાળબચ્ચાં સુધીનાં બધાંજ ઈશ્વરભક્ત છે. પાણીસરખું પણ પ્રભુનામ લીધા વિના તેમાંનું કોઇ પીતું નથી. જેટલાં તેઓ પવિત્ર છે, તેટલાં આતિથ્યભાવથી પણ ભરપૂર છે."

કહેવાની જરૂર નથી કે ગુરુદેવ આ પવિત્ર કુટુંબમાં પોતાને પરમ સુખી માનતા; અને બનતાં સુધી બપોરનું ભોજન બલરામને ત્યાંજ લેતા. આ વાત એક રીતે અસાધારણ ગણાય ખરી.

કેમકે બલરામ બ્રાહ્મણ નહિ પણ કાયસ્થ હતો. પણ "હરિકો ભજે સો હરિકા હોઇ" વળી "પ્રેમ ત્યાં નેમ નહિ" એ દૃષ્ટિથી, તેમજ રસોઈ તૈયાર થયા પછી જગન્નાથજીને એ ખોરાક ધરાવવામાં આવતો, તેથી પણ તેને પવિત્ર માનવામાં પરમહંસદેવને બાધ ન હોઈ શકે. જે દિવસે તે પ્રથમ ગુરુદેવને મળ્યો ત્યારથી તે તેમના અવસાન સુધી ગુરુદેવના ભોજનની વ્યવસ્થા અને લગભગ બધો ખર્ચ બલરામેજ ઉપાડયો હતો. જ્યારે શ્રીરામકૃષ્ણને દિવસ કે રાત કલકત્તામાં ગાળવાની હોય ત્યારે વિશ્રાંતિ માટે બાઘબજારમાં રામકાંત બોઝના મહોલ્લામાં નં. ૫૭ વાળા બલરામ બોઝના ઘરમાં તેઓ મુકામ કરતા. બલરામ પણ દક્ષિણેશ્વર જવાની કોઇ તક છોડતો નહિ અને ઘણું ખરૂં ત્યાં હરહમેશ જતો. ગુરુદેવ ઈશ્વરનાં બધાંજ સ્વરૂપો અને અવતારોમાં સરખો રસ લે છે. કાલી અને શિવના નામથી જેટલાં પ્રેમાશ્રુ તેમને ઝરે છે તેટલાંજ શ્રીરામ અને કૃષ્ણના નામપર પણ ઝરે છે. વળી નિર્ગુણ અને સગુણ બ્રહ્મવિષે સાંભળતાં, વિચારતાં કે બોલવા માંડતાં પણ તેઓ સમાધિમાં અથવા ભાવાવેશમાં આવી જાય છે, એવું બલરામે અનેક વાર જોયું હતું. તેમનો ઈશ્વરપ્રેમ જેટલો ઉત્કટ હતો તેટલોજ વિશાળ પણ હતો. ગુરુદેવના અસાધારણ વ્યક્તિત્વના પડદા જેમ જેમ તેની નજર આગળ ખુલતા ગયા, તેમ તેમ બલરામ વધારે ને વધારે દિંગ થતો ગયો. એક દિવસ બલરામે પોતાને ઘેર ગુરુદેવને ભગવતી કાલીને નીચે પ્રમાણે આર્દ્ર વિનંતિ કરતા સાંભળ્યા હતા કે "ઓ મા! હું પોતે તારી દયા પર ઝઝુમું છું—મને તો માત્ર તારાજ વિચારો સતત આવ્યા કરે એમ કર. મા! હું નથી માગતો ઇંદ્રિયસુખ કે નથી માગતો કીર્તિ. મારે સિદ્ધિઓ પણ નથી જોઇતી. વાસના–તૃષ્ણા વિનાનો નિર્મળ શુદ્ધ પ્રેમ–જે દુનિયાની વસ્તુઓ પર દૃષ્ટિ પણ ન કરે એવો પ્રેમ–મને તારા પર પ્રકટે એજ તને મારી પ્રાર્થના છે! વળી ઓ મા! જગતની મોહજાળમાં ફસી જઈ તારો આ બાળક તને ભૂલી જાય નહિ એવી પણ, મારી પ્રાર્થના તું સ્વીકારજે, અને કામિની તથા કાંચન મને કદી લોભાવે નહિ એવો પણ આશીર્વાદ આપજે. જગદંબા! તું નથી જાણતી કે મારે તારા વિના આ જગતમાં બીજા કોઇની ઓથ નથી! તારૂં નામ જપતાં પણ મને આવડતું નથી.

તને પામવાને ખાસ જરૂરી એવી ઉત્તમ ભક્તિ, અને જ્ઞાન-નિષ્ઠાથી હું વંચિત છું તે પ્રાપ્ત થાય અને ટકી રહે, એવી પણ તારી અપાર દયાની વૃષ્ટિ કરજે.” આવી દિલને હલમલાવી મૂકે એવી પ્રાર્થના બલરામે આ અગાઉ પણ સાંભળી નહોતી. આ પ્રાર્થના સાંભળીને તેનું હૃદય પણ બહુજ દ્રવી ગયું હતું.

તેના મનમાં ધીમે ધીમે બહુ ફેરફાર થતો ચાલ્યો હતો. શ્રીરામકૃષ્ણની સૂચનાને અનુસરીને તેણે આધ્યાત્મિક માર્ગે એકસરખી પ્રગતિ સાધી હતી. તેને બાહ્યપૂજાની જરૂર હવે રહી નહોતી. તેણે દિવ્ય પ્રેમતત્ત્વનો અનુભવ કર્યો હતો, અને પોતાનાં કુટુંબીઓને પણ ગુરુદેવનો પરિચય કરાવ્યો હતો.





# ३५—बाबुराम अने निरंजन

ભાગવતની કથા શ્રવણ કરવાને કલકત્તામાં કોઇ હરિસભામાં ગુરુદેવ ગયા હશે; ત્યાં બાબુરામ ઘોષને તેમનો પ્રથમ મેળાપ થયો. આ પ્રસંગ પહેલાં હરિનામ બોલતાં બોલતાં શ્રીગૌરાંગની પેઠે બાહ્ય ભાન ભૂલી જનાર દક્ષિણેશ્વરના કોઇ સાધુ વિષે તેના મોટા ભાઇએ તેને વાત કરી હતી; અને એ સાધુને મળવાનું તેને મન છે કે કેમ એવું પૂછતાં તેણે સંમતિ દર્શાવી હતી. બાબુરામ ઘોષ અને રાખાલ એક વર્ગમાં ભણતા હતા. બાબુરામ જાણતો હતો કે રાખાલ દક્ષિણેશ્વર જાય છે; તેથી બીજે દિવસે તેને વાત કરતાં બંનેએ સાથે જવું એવો નિશ્ચય થયો. મુકરર દિવસે તેઓ હોડીને રસ્તે જવા નીકળ્યા; એવામાં રામદયાળ ચક્રવર્તી નામનો એક મિત્ર તેમની સાથે જોડાયો. રામદયાળ પણ ગુરુદેવને અવારનવાર મળવા જતો. બાબુરામને દક્ષિણેશ્વરમાં રાત રહેવાની ઇચ્છા છે કે કેમ એ વિષે રાખાલે પ્રશ્ન કર્યો. પર્ણકુટિમાં રહેતા સંતનાં દર્શને તેઓ જાય છે એમ વિચારીને બાબુરામે જવાબ આપ્યો કે "આપણે માટે ત્યાં સવડ હશે?" રાખાલે કહ્યું કે "હોય પણ ખરી." ખાવાના પ્રશ્ને બાબુરામને મુંઝવ્યો, એટલે તેણે પૂછયું કે "રાતે આપણે જમીશું શું? ત્યાં કોઇ દુકાન હશે ખરી?" રાખાલે કહ્યું કે "એ તો આપણે ગમે તેમ નભાવી લઇશું."

સમીસાંજે તેઓ મંદિરે આવી પહોંચ્યા. એ સ્થળનું સૌંદર્ય જોઇને બાબુરામ મુગ્ધ બન્યો. જાણે દેવતાઓનુંજ વિહારસ્થાન! તેઓ શ્રીરામકૃષ્ણના ઓરડામાં દાખલ થયા, પણ તેઓ ત્યાં હતા નહિ. રાખાલે તેમને કહ્યું કે "તેઓ કાલીમંદિરમાં ગયા છે. સહેજ અહીં થોભો, એટલે બોલાવી લાવું છું." તે મંદિરે દોડયો, અને થોડી મિનિટમાં શ્રીરામકૃષ્ણને હાથ પકડીને દોરી લાવતો દેખાયો. ગુરુદેવ મસ્તદશામાં હતા. હાળ-

ટેકરાથી ચેતવતો રાખાલ તેમની લથડતી ચાલ સંભાળતો હતો. ઓરડામાં આવીને તેઓ નાની ચારપાઈ પર બેઠા, એટલે સહેજે મૂળ અવસ્થામાં આવી ગયા. એ પછી તેમણે પૂછયું કે, નવીન આવનાર કોણ છે? રામદયાલે તેને ઓળખાવ્યો. શ્રીરામકૃષ્ણે કહ્યું કે "હં, તું બલરામનો સગો છે, તો પછી અમારો પણ સગો થયો. વારૂ, તારૂં વતન કયાં?"

બાબુરામ—અંતપુર, દેવ!

શ્રીરામકૃષ્ણ—હં, ત્યારે હું ત્યાં પણ ગયો હોઈશ ખરો. ઝમપુકુરના કાલી અને ભૂલુ પણ ત્યાંનાજ છે; કેમ નહિ વારૂ?

બાબુરામ—હા દેવ! પણ આપ તેમને કેવી રીતે ઓળખો?

શ્રીરામકૃષ્ણ—કેમ, તેઓ રામપ્રસાદ મિત્રના દીકરા થાય. હું ઝમપુકુર હતો ત્યારે તેમને અને દિગંબર મિત્રને ઘેર બહુ જતો.

આટલું બોલીને ગુરુદેવે બલરામનો હાથ પકડયો અને કહ્યું કે "દીવા પાસે આવ. મને તારૂં મોં જોવા દે." કોડિયાના દીવાના ઝાંખા પ્રકાશમાં તેમણે તેની મુખમુદ્રા તપાસી. પરિણામે સંતોષ દર્શાવતાં તેમણે ડોકું હલાવ્યું. પછી તેના હાથ અને પગ તપાસી છેવટે બોલ્યા કે "તારી હથેળી જોવા દે." તેમણે તે જોઈ, અને જાણે તેનું વજન લેતા હોય તેમ તેને પોતાની હથેળીમાં લીધી; અને પછી બોલ્યા કે "ઠીક, ઠીક."

એ પછી રામદયાળ તરફ ફરીને તેઓ બોલ્યા કે "નરેન્દ્રને કેમ છે તે જાણે છે? મેં સાંભળ્યું છે કે તે સહેજ બિમાર છે."

રામદયાળ—તેને ઠીક છે એવી મને ખબર છે.

શ્રીરામકૃષ્ણ—લાંબી મુદતથી તે અહીં આવ્યો નથી. મને તેને મળવાનું બહુ મન છે. એક દિવસ અહીં આવી જવાનું તેને કહેશે? ભૂલીશ તો નહિ ને?

રામદયાળ—અચૂક કહીશ.

દશ વાગ્યા હતા. રામદયાલ શ્રીરામકૃષ્ણ વાસ્તે કંઈક ખાવાનું લાવ્યો હતો, જેમાંથી તેમણે થોડુંક લીધું અને બીજું ત્રણેને વહેંચી દેવાનું કહ્યું. પછી ગુરુદેવે પૂછયું કે તેઓ ઓરડામાં કે બહાર કયાં સૂશે? રાખાલે અંદર સૂવું પસંદ કર્યું; પણ બાબુરામને લાગ્યું કે, અંદર સૂતાં પોતાની હાજરીથી રખેને સંતના ધ્યાનમાં ખલેલ પડશે; એટલે તેણે અને રામદયાલે ગુરુદેવે અંદર આવવાનું કહેવા છતાં, બહારજ સૂવાનો નિશ્ચય

કર્યો. એપ્રિલ મહિનો હતો. બંને ભકતોની આંખ સહેજસાજ મળી ન મળી કે ચોકીવાળાઓની બૂમોથી તેઓ જાગી ગયા. તરતજ દારૂડીઆની પેઠે લથડતે પગે, પોતાનું વસ્ત્ર હાથથી પકડી રાખતા શ્રીરામકૃષ્ણદેવ તેમની પાસે આવ્યા અને રામદયાળને કહ્યું કે "એ–એ–એ, તમે ઊંઘો છો કે ?" જવાબ મળ્યો કે "ના દેવ !" પછી ગુરુદેવે અત્યંત ચીવટથી કહ્યું કે "કૃપા કરી પેલાને (નરેંદ્રને) કહેજે કે આવે. મારૂં અંતર જાણે કોઇ આ રીતે નીચોવી રહ્યું હોય એવું મને થાય છે." એમ કહીને તેમણે પોતાનું વસ્ત્ર આમળી બતાવ્યું. બાબુરામે વિચાર કર્યો કે "કેવો પ્રેમ ! છતાં નરેન્દ્ર કેવો વિચિત્ર છે કે તેને જાણે કાંઇ પડીજ નથી ?" શ્રીરામકૃષ્ણ પોતાના ઓરડા તરફ થોડાં ડગલાં ગયા પછી વળી પાછા આવ્યા; અને વળી પાછું રામદયાળને કહ્યું કે "તો તેને એ વિષે કહેવાનું ભૂલીશ નહિ હોં." આ શબ્દો તેમણે ફરી પણ ઉચ્ચાર્યા, અને પછી લથડતી ચાલે પથારી પાસે પહોંચ્યા. વળી એક કલાક પછી ફરી પાછા આવ્યા, અને રામદયાળ આગળ પોતાનું હૈયું ઠાલવ્યું કે "જો, તે બહુ પવિત્ર છે. હું તેને નારાયણરૂપ માનું છું. તેના સિવાય હું જીવી શકીશ નહિ. તેની ગેરહાજરી આવી રીતે મારા અંતરને નીચોવી રહી છે." આટલું કહીને તેમણે ફરી પોતાનું વસ્ત્ર આમળી બતાવ્યું. પછી તેઓ આર્તવેદનાથી બોલ્યા કે "તેની ખાતર મને જાણે ખીલા ભોંકાય છે. તેને એક વખત મોકલજે !" આખી રાત આંતરે આંતરે આ રીતે તેઓ વર્ત્યા.

બીજી સવારે બાબુરામ જ્યારે શ્રીરામકૃષ્ણને મળ્યો, ત્યારે તેઓ કોઇ જુદીજ વ્યક્તિ દેખાયા. તેમના ચહેરાપર કશી ચિંતા દેખાઇ નહિ. બાબુરામને તેમણે પંચવટીની આસપાસ લટાર મારવાનું કહ્યું.

બાબુરામ નાનો દેખાવા છતાં વીસેક વર્ષની ઉંમરનો હતો. ઘણો ખૂબસુરત હતો. નાનપણમાં જો કોઈ તેને લગ્નની વાત કાઢી ચીઢવતું તો તે કહેતો કે "તો તો હું મરી જઇશ." આઠ વર્ષની ઉંમરે ખૂબ વૃક્ષો વચ્ચેની કોઇ એક એકાંતિક ઝુંપડીમાં કોઈ ઓળખીતા સાધુની સાથે ત્યાગમય જીવન ગુજારવાની અભિલાષા તેના મનમાં થઇ આવી હતી; એટલે આ પંચવટી જ્યારે જોઇ ત્યારે પોતાનાં નાનપણનાં સ્વપ્નોમાં જોયેલાં દૃશ્ય સાથે

તેનું આબેહૂબ મળતાપણું જોઈને તે આશ્ચર્ય પામ્યો. અને એમ લાગ્યું કે કોઇવાર જોયા વિનાજ આવું આબેહૂબ ચિત્ર પોતાના ખ્યાલમાં કેવી રીતે આવી શકયું હશે ? છતાં આ વાત તેણે બીજા કોઇને જણાવી નહિ. એ જગ્યા કેવી લાગી એવું પૂછતાં "તે સુંદર છે" એટલુંજ તેણે કહ્યું. પછી ગુરુદેવે તેને કાલીમંદિર જોવાનું કહ્યું, તે તેણે જોયું. પછી શ્રીરામકૃષ્ણદેવની રજા લેતાં તેમણે તેને ફરી આવવાનું કહ્યું.

બાબુરામપર અજબ છાપ પડી. તેણે વિચાર્યું કે "એ કોઇ અસામાન્ય વ્યક્તિ છે. નરેન્દ્રપર તેઓ બહુ પ્રેમ રાખે છે; છતાં તે તેમને મળવા જતો નથી એ કેવી વિચિત્રતા છે." બીજે રવિવારે આઠ વાગ્યે તે ફરી દક્ષિણેશ્વર આવ્યો. ગુરુદેવ પાસે થોડાક ભક્તો બેઠા હતા. શ્રીરામકૃષ્ણે તેનું સ્વાગત કરતાં કહ્યું કે "તું આવ્યો તે ઠીક થયું. પંચવટી જા, ત્યાં મિજબાની છે. નરેન્દ્ર પણ આવ્યો છે. તેની સાથે વાત કરજે." પંચવટીમાં બાબુરામે જોયું તો રાખાલ પણ હતો. રાખાલે નરેન્દ્ર સાથે અને ત્યાં એકઠા થયેલા ગુરુદેવના બીજા કેટલાક ભક્તો સાથે તેની ઓળખાણ કરાવી. નરેન્દ્રપર બાબુરામને પ્રથમથીજ સદ્‌ભાવ હતો. તેને જોતાંજ મન તેને ચાહવા લાગતું. નરેન્દ્ર પોતાના મિત્રો સાથે વાત કરતો હતો, એટલામાં તેણે ભજન લલકાર્યું. તે સાંભળીને બાબુરામ મુગ્ધ બન્યો. તેનાથી સ્વગત બોલાઇ જવાયું કે "વાહ, આ કેવો બુદ્ધિશાળી છે !"

બાબુરામ હવે શ્રીરામકૃષ્ણ સાથે વિશેષ સંબંધમાં આવવા લાગ્યો. તેણે તેમને ચરણે પોતાનું સર્વસ્વ અર્પણ કરી દીધું. તેના વિષે ગુરુદેવનો અભિપ્રાય ઘણો ઉંચો હતો. તેઓ તેને પવિત્રતાની મૂર્તિ અને સિદ્ધ કોટીનો ગણતા. તેમને ધ્યાનમાં એવું જણાયું હતું કે, બાબુરામ જાણે કોઇ હાર પહેરેલો દેવ છે. આથી તેના વ્યક્તિત્વની ચાવી તેમને હાથ લાગી ગઇ હતી. "તે નવું પાત્ર છે, અને ઢોળાયાની કશી ફિકર વિના તેમાં દૂધ ભરી શકાશે"—આવું બાબુરામ વિષે તેઓ કહેતા. અત્યંત પવિત્રતાને લીધે બાબુરામમાં પણ ગુરુદેવના સેવક બનવાની યોગ્યતા હતી, તેથીજ તેમણે તેની પસંદગી કરી હતી. તેઓ વારંવાર સમાધિમાં આવતા અને તેને સ્પર્શ કરતા. તેની મા પણ ભારે ભક્ત હતી. જ્યારે શ્રીરામકૃષ્ણે તેના દીકરાને પોતાની પાસે

મૂકવાનું તેને કહ્યું હતું, ત્યારે તેણે કશી આનાકાની વિના સંમતિ આપી હતી. સમાધિસમયે ગુરુદેવ જેમનો સ્પર્શ સહી શકતા એવા ભાગ્યશાળી ભવ્ય આત્માઓમાંનો એક બાબુરામ હતો. સમાધિદશામાં આવી જતાં ઇજા પામે નહિ એવા હેતુથી શ્રીરામકૃષ્ણને પકડી રાખતો તે ઘણા પ્રસંગે જોવામાં આવતો. શરૂઆતથી ગુરુદેવે તેને પોતાના આત્મજનતરીકે અપનાવી લીધો હતો.

આ અરસામાં અસાધારણ અધ્યાત્મભાવવાળો એક બીજો યુવક શ્રીરામકૃષ્ણ પાસે આવ્યો હતો. તેનું નામ નિત્યનિરંજન સેન હતું. ટુંકા નામે તેને નિરંજન કહેતા. તે ૧૮ વર્ષનો અને કલકત્તામાં પ્રેતવિદ્યાવાળાઓનો સંદેશવાહક હતો. શ્રીરામકૃષ્ણદેવની આધ્યાત્મિક શક્તિઓ વિષે લોકોને મોઢથી સાંભળીને એક દિવસ તેમને મળવાને તે દક્ષિણેશ્વર આવ્યો. હમેશની માફક કેટલાક ભક્તો બેઠેલા હતા, જેમની સાથે ગુરુદેવ વાતચીત કરતા હતા. સાંજે મંડળી વેરાઈ ત્યારે તેઓ નિરંજન તરફ ફર્યા, અને પોતાનો કોઇ જુનો પરિચિત હોય એવી રીતે તેની સાથે વાતો કરી. આખરે તેઓ બોલ્યા કે "ભાઇ ! જો તું ભૂતપ્રેતનોજ વિચાર કર્યા કરશે, તો તું પણ ભૂતપ્રેત થશે, અને ઈશ્વરનો વિચાર કરશે તો ઇશ્વરરૂપ થશે. એ બેમાંથી તને શું ગમે છે ?" એ છોકરે કહ્યું કે "અલબત્ત, બીજો પ્રકાર." પછી તેને શ્રીરામકૃષ્ણદેવે પ્રેતવિદ્યાવાળાઓ સાથેનો સંબંધ તોડી નાખવાની સલાહ આપી, તે નિરંજને કબૂલ રાખી. અંધારૂં થતું હતું એટલે દૂર ચાલીને ઘેર જવા કરતાં ગુરુદેવે તેને દક્ષિણેશ્વરમાં રાત રહી જવાનું કહ્યું. નિરંજને પોતાના કાકા રાહ જોતા હશે એટલે તે બીજે દિવસે પાછો આવશે, એવું કહીને ગુરુદેવની રજા લીધી.

ટુંકી છતાં આ મુલાકાતની નિરંજનના મનપર પ્રબળ છાપ પડી હતી. દરરોજનું કામકાજ કરતાં પણ તેનું મન દક્ષિણેશ્વર તરફ દોડતું. બે ત્રણ દિવસ પછી તે પાછો ત્યાં ગયો. તેને જોઇને ગુરુદેવના આનંદનો પાર ન રહ્યો. તેને ભેટી પડીને તેઓ બોલ્યા કે "નિરંજન ! દિવસોને પાંખો છે. તું ક્યારે ઇશ્વરદર્શન કરશે ? તું તેનાં દર્શન કરશે નહિ તો પછી આ જીવન એળે જશે. તું કયારે તારી સમસ્ત વૃત્તિઓને ઇશ્વરાભિમુખ કરશે ? તારે માટે હું કેટલો બધો ચિંતાતુર રહું છું !"

નિરંજન તાજુબ થયો. તેણે વિચાર્યું કે "આ વિચિત્ર માણસ મારા આત્મોદ્ધાર માટે આટલા બધા આતુર કેમ હશે?" ગુરુદેવના પ્રશ્નનો શો જવાબ દેવો તેની તેને સૂઝ પડી નહિ. પણ ગુરુદેવના શબ્દોએ તેના પર ઉંડી અસર કરી હતી; એટલે તેણે તે રાત અને પછીના બે દિવસ ત્યાંજ ગુજાર્યા. જ્યારે તે ઘેર પાછો ફર્યો, ત્યારે તેનું શું થયું હશે એવી ચિંતાથી વ્યગ્ર બનેલા તેના કાકાએ તેને ઉધડો લીધો. હવે તે તેના પર સખત દેખરેખ રાખવા લાગ્યો. દક્ષિણેશ્વર જવાનું બંધ થવાથી નિરંજનને ભારે દુઃખ થયું; પણ પાછળથી તેના કાકાએ નમતું તોળીને ખુશી પડે ત્યારે દક્ષિણેશ્વર જવાની છૂટ આપી.

થોડાજ દિવસોમાં નિરંજને ગુરુદેવ સાથેનો પોતાનો સંબંધ ઓળખી લીધો હતો, અને ગુરુદેવે તેને અપનાવી લીધો હતો. તેની અસામાન્ય સાદાઇ, લૌકિક લાલચો પ્રત્યે તેનો વીરોચિત તિરસ્કાર અને તેની આંતરિક પવિત્રતા—એ સર્વને લીધે ગુરુદેવનો એ પ્રેમપાત્ર બન્યો હતો. તેનાં સગાંએ જ્યારે લગ્ન માટે દબાણ કર્યું, ત્યારે તેણે કહી દીધું કે, એમ કરીને તેઓ પોતાનો વિનાશજ કરવા માગે છે. આવો તેનો વીરોચિત જવાબ સાંભળીને ગુરુદેવ ભારે પ્રસન્ન થયા હતા. તેઓ બીજાઓ આગળ નિરંજનનાં વખાણ કરતાં કહેતા કે "જે મનુષ્ય જગતથી ન્તદ્દન વિરક્ત થયો છે તે બહુ ભાગ્શાળી છે. હું નિરંજનને તેજના અંબાર વચ્ચે બેઠેલો જોઉં છું. તેને કશાની પરવા નથી."

નિરંજનનો સ્વભાવ આકરો હતો. અન્યાયને દૂર કરવા તે વારંવાર સખત પગલાં લેતો. એક દિવસ હોડીમાં દક્ષિણેશ્વર આવતાં કેટલાક ઉતારૂઓ શ્રીરામકૃષ્ણનું બૂરૂં બોલવા લાગ્યા. નિરંજને પ્રથમ તો તેનો વિરોધ કર્યો, પણ જ્યારે તેણે જોયું કે તેની કશી અસર થતી નથી, એટલે તેમની સાન ઠેકાણે લાવવાનો તેણે નિશ્ચય કર્યો. તે હોડીને જોરથી હચમચાવવા લાગ્યો, અને તેમના અસભ્ય ઉદ્દગારની શિક્ષા બદલ બધાને મધ્યપ્રવાહમાં ડૂબાવી દેવાની ધમકી આપવા લાગ્યો. તેનું પ્રચંડ શરીર અને આવેશભરી મુખમુદ્રા જોઇને નિંદકો ડરી ગયા. તેમણે પોતાની મૂર્ખતા બદલ તેની ક્ષમા માગી, એટલે એ વાત એટલેથી પતી ગઇ. જ્યારે શ્રીરામકૃષ્ણને આ બીના કહેવામાં આવી, ત્યારે તેમણે નિરંજનને તેના એવા તામસી

સ્વભાવ બદલ ઠપકો આપ્યો. તેમણે કહ્યું કે "ક્રોધ એ ભયંકર પાપ છે, તો તું તેનો દાસ કેમ બન્યો ? સારા માણસનો ક્રોધ તો પાણીપર દોરેલી રેખા જેવો હોય છે. તે તરતજ દેખાતો બંધ પડે છે. મૂર્ખ લોકો ગમે તેમ બોલે, તે તરફ તારે બેદરકાર રહેવું જોઇએ. જો તું એવાઓ સાથે લડે તો પછી આખી જીંદગી લડવામાંજ નીકળી જાય. એ ક્ષણિક ગુસ્સામાં પણ તને તું કેટલું નુકસાન કરવા તત્પર થયો હતો તેનો વિચાર કર!"

એક વખત નિરંજનને કોઇ ઑફિસમાં નોકરી લેવાની જરૂર પડી. શ્રીરામકૃષ્ણ એ સાંભળી દિલગીર થઇને બોલ્યા કે "મેં તેના મૃત્યુના સમાચાર સાંભળ્યા હોત તોપણ મને આથી વધારે પરિતાપ ન થયો હોત !" થોડા દિવસ પછી નિરંજનનો મેળાપ થતાં તેમણે જાણ્યું કે તેની વૃદ્ધ માતાને ખાતર તેને નોકરી લેવી પડી; ત્યારે છૂટકારાનો દમ ખેંચીને શ્રીરામકૃષ્ણ બોલ્યા કે "ત્યારે તો ઠીક. તે તારા મનને ગંદુ નહિ કરે. તારી પોતાની ખાતર જો તેં નોકરી લીધી હોત તો હું તને અડયો પણ ન હોત." આ સાંભળી શ્રોતાઓમાંના એકે કહ્યું કે "દેવ ! આપ નોકરીની સખત ઝાટકણી કાઢો છો, પણ પૈસા ન કમાય તો માણસ કુટુંબનું ગુજરાન કેવી રીતે ચલવી શકે ?" ગુરુદેવે કહ્યું કે "જેને તે પસંદ હોય તે ભલે કરે. હું કાંઇ દરેકને ના પાડતો નથી. હું તો આવા ઉચ્ચ કોટિના યુવક, ઉત્સાહી વ્યક્તિનેજ માત્ર કહું છું." આપણે જોઇશું તેમ નિરંજને પણ એ પછી ઝાઝા દિવસ નોકરી નહિ કરતાં સેવાયજ્ઞમાંજ પોતાની જાતને અર્પણ કરી હતી.





# ૩૬—મહેન્દ્રનાથ ગુપ્ત

માસ્તર મહાશય 'એમ'ના ટુંકા નામથી પ્રસિદ્ધ હોઇ તેનું પૂરૂં નામ મહેન્દ્રનાથ ગુપ્ત હતું. ૧૮૮૨ના માર્ચમાં તે શ્રીરામકૃષ્ણના પ્રથમ સંસર્ગમાં આવ્યો હતો. તે ધર્મે બ્રહ્મો હતો, અને કલકત્તામાં શ્યામબજારમાં વિદ્યાસાગર હાઇસ્કૂલનો મુખ્ય શિક્ષક હતો. એક સાંજે કોઇ મિત્ર સાથે તે રાસમણિના મંદિરવાળા બગીચામાં ફરવાને આવ્યો હતો. તે સ્થળના સૌન્દર્યથી મુગ્ધ બનીને તે શ્રીરામકૃષ્ણના ઓરડા પાસે થોભ્યો. ગુરુદેવ ચારપાઇ પર બેઠા હતા. મહેન્દ્રે જે સાંભળ્યું તેથી તેને રંગ લાગ્યો. તે સ્થળની પ્રત્યેક વસ્તુમાં તેને સુંદરતા જણાઈ. આસપાસ લટાર મારીને તે શ્રીરામકૃષ્ણના ઓરડા તરફ પાછો આવ્યો. બંધ બારણાંમાંથી ધૂપની સુવાસ બહાર આવતી. દાસી પાસેથી જાણી લીધું કે પોતે અંદર જઇ શકે છે, એટલે તે અને તેનો મિત્ર બંને ઓરડામાં પેઠા. ત્યાં ગુરુદેવ એકલા હતા. હાથ જોડી મહેન્દ્રે પ્રણામ કર્યા. તેને બેસવાની આજ્ઞા થઇ. પછી શ્રીરામકૃષ્ણે તેનો ધંધો, સ્થાન વગેરે પૂછી લીધું. મહેન્દ્રે જોયું કે ઈશ્વર સંબંધી વાત કરતાં ગુરુદેવ જડ જેવા થઈ જતા. પાછળથી તેના જાણવામાં આવ્યું કે, એ ઈશ્વરાભિમુખ વૃત્તિની એક પ્રકારની અવસ્થા હતી. તેણે ગુરુદેવને કહ્યું કે "કદાચ આ સમય આપનો પ્રાર્થનાનો હોય એવું ધારીને અમારે હવે આપની રજા લેવી ઘટે છે." ભાવાવસ્થામાં શ્રીરામકૃષ્ણદેવે જવાબ આપ્યો કે "ના, એવું કંઇ નહિ." પછી તેઓ ઉભા થયા. ગુરુદેવે તેમને ફરી આવવાનું કહ્યું.

બીજી સવારે મહેન્દ્ર ફરી દક્ષિણેશ્વર આવ્યો. શ્રીરામકૃષ્ણે પ્રેમપૂર્વક સત્કાર કર્યો. બીજી વાતચીત પછી પૂછ્યું કે "તું પરણ્યો છે?"

મહેન્દ્ર—હા, દેવ.

શ્રીરામકૃષ્ણ—(રામલાલને ગોદો મારીને) હં, એ પરણી ગયો છે!

મહેન્દ્ર શરમાયો. તેણે વિચાર્યું કે "શું પરણવું એ પાપ છે?" પછી શ્રીરામકૃષ્ણે પૂછ્યું કે "તારે કંઇ ફરજંદ છે?" ક્ષમા પ્રાર્થતો હોય એ રીતે મહેન્દ્ર બોલ્યો કે "હા, દેવ." ગુરુદેવ આ સાંભળી ગમગીન થયા. પોતે આદર્શ જીવન ગાળ્યું નથી એવું મહેન્દ્રે આ પહેલીજ વાર સાંભળ્યું; અને તેના પૂર્વવિચારો જડમૂળથી હાલી ઉઠયા! થોડા વખત પછી, ગુરુદેવ પ્રેમપૂર્વક બોલ્યા કે "તારા શરીરપર કેટલાંક ચિહ્નો સારાં છે. હું કપાળ અને આંખોપરથી તે વાંચી શકું છું." થોડી વાર થંભીને વળી ઉમેર્યું કે "વારૂ, તારી સ્ત્રીના સંબંધમાં તું શું ધારે છે? તે ઇશ્વરાભિમુખ વૃત્તિવાળી છે કે ઇશ્વરવિમુખ વૃત્તિની?"

મહેન્દ્ર—તે ભલી છે, પણ અજ્ઞાન છે.

શ્રીરામકૃષ્ણ (કટાક્ષથી)—અને તું શું તને જ્ઞાની માને છે?

મહેન્દ્રે પોતા વિષે યોગ્યતાના જે વિચારો બાંધી રાખ્યા હતા તેને આથી સજ્જડ ફટકો પડયો. શ્રીરામકૃષ્ણે તેને પૂછ્યું કે "સાકાર કે નિરાકાર–એ બેમાંથી ઈશ્વરનું કયું સ્વરૂપ તને ગમે છે?" મહેન્દ્ર મુંઝાયો. ઈશ્વર એક છતાં બંને આકારવાળો કેમ હોઇ શકે? એ વાત એને પરસ્પર વિરોધી લાગી; છતાં તેણે જવાબ આપ્યો કે "તેનું નિરાકાર સ્વરૂપ મને ગમે, દેવ!" ગુરુદેવે કહ્યું કે "ઠીક, નિરાકાર ઈશ્વરમાં તું માને છે એ પણ સારી વાત છે; પણ તારે એમ તો નજ માનવું જોઇએ કે, તું માને છે તેજ ખરૂં છે અને બીજાઓનું માનવું ભૂલભરેલું છે. તારે જાણવું જોઇએ કે બંને સ્વરૂપ એકસરખાં સત્ય છે. એમાંથી તને જે પસંદ પડે તેનેજ ભલે તું વળગી રહેજે." મહેન્દ્ર આ સાંભળીને વિસ્મય થયો; છતાં તેણે દલીલ કરી.

મહેન્દ્ર—ધારી લઇએ કે ઈશ્વર સાકાર છે, પણ તે મૂર્તિરૂપે તો નજ હોઇ શકે.

શ્રીરામકૃષ્ણ (વચ્ચે)—અલબત નહિજ. એ તો મૂર્તિમંત ચેતનાસ્વરૂપ છે.

મહેન્દ્ર—વારૂ દેવ! તો પછી મૂર્તિ એ કંઇ ઈશ્વર નથી, એવું મૂર્તિપૂજકોને સમજાવવાની શું આપણી ફરજ નથી? વળી તેઓએ મૂર્તિરૂપે નહિ પણ મૂર્તિદ્વારા ઈશ્વરને ભજવો જોઇએ એમ પણ સમજાવવાની શું આપણી ફરજ નથી?

શ્રીરામકૃષ્ણ—વાહ, ભાષણો આપવાં અને ઉપદેશ કરવો એ

તમો કલકત્તાવાસીઓમાં તો ફેશન થઇ પડી છે; પણ તમે પહેલાં તમારી જાતને કેમ ઉપદેશ નથી કરતા ? બીજાઓને ઉપદેશ કરનાર તમે કોણ ? જેણે આ સૃષ્ટિને રચી છે; સૂર્ય, ચંદ્ર, મનુષ્ય અને બધાં પ્રાણીને રચ્યાં છે; તે વિશ્વનિયંતા સર્વજ્ઞ ને સર્વ-શક્તિમાન છે; એટલે બીજાઓને ઉપદેશ કરવાની વાત તે પોતે જોઇ લેશે. તેણે સર્જેલાં પ્રાણીમાત્ર માટે તેણે ગુજરાનનાં સાધન પણ બધે સિંચી રાખ્યાં છે; જેણે સંતાનોને ચાહવા માટે માબાપ પેદા કર્યાં છે; તે ઈશ્વર ઉપદેશ પણ કરી લેશે. જેણે આટઆટલી વસ્તુઓ પેદા કરી છે તે શું તેને જરૂર લાગશે તો મનુષ્યને જ્ઞાન પહોંચાડવાની તજવીજ નહિ કરી શકે ? તે સર્વનો અંતર્યામી હોવાથી મૂર્તિ પૂજવામાં કાંઇ ખોટું થતું હશે તો પણ લોકો એ રીતે પણ કેવળ તેનેજ પોકારી રહ્યા છે, એટલું પણ શું તે નહિ જાણી શકતો હોય ? તેને તેની મૂર્તિની પૂજાથી પણ સંતોષ વળશે. તમારે શા માટે એ સંબંધમાં માથું દુઃખાવવું પડે ? તમારે તો પ્રથમ પોતેજ યથાર્થ જ્ઞાન મેળવી તેને ભજવાનો પ્રયત્ન કરવો એજ વધારે શ્રેયસ્કર છે.

આ પ્રેરણાત્મક શબ્દોથી મહેન્દ્રનું હૃદય પીગળ્યું, તેનો અહંભાવ જીતાયો. ગુરુદેવ સાથે દલીલ કરવાનો આ તેનો પહેલો તેમ છેલ્લોજ પ્રયત્ન હતો.

શ્રીરામકૃષ્ણ—" તું મૂર્તિપૂજાને ઉવેખે છે; પણ તેનોયે ઉપયોગ છે. જુદા જુદા અધિકારવાળા લોકોને અનુકૂળ થઇ પડે તે હેતુથી તેણેજ આ બધી રચના કરી છે. મા પોતાનાં સર્વ સંતાનોને રૂચે અને પચે એવું જુદું જુદું અન્ન શું નથી રાંધતી ? એક માને પાંચ સંતાન છે. એકજ આટામાંથી રાબ, રોટલી, પૂડા, પુરી, શીરો વગેરે જુદી જુદી સ્થિતિવાળાઓને માફક આવે એવી એવી જુદી જુદી વાનીઓ તે તૈયાર કરે છે. આ મુદ્દો તને સમજાય છે ને ? "

મહેન્દ્રને ખાતરી થઈ. પછી ઈશ્વર તરફ મન કેવી રીતે વાળી શકાય એ સંબંધમાં તેણે પ્રશ્ન કર્યો.

શ્રીરામકૃષ્ણ—ઇશ્વરનું નામ સતત લેવું જોઇએ; તેની મહત્તા અને તેની સાથેનો સંબંધ સમજાય એટલા માટે તેના ગુણ-ગાનરૂપ કીર્તન કરવું જોઇએ; અને જેમનાં આચરણ અને શબ્દથી તથા સેવા અને કૃપાથી બહુ સહાયતા મળે છે એવા સાચા સંત ભક્તોનો સમાગમ કરતા રહેવું જોઇએ. માત્ર દુનિયા·

હારીની ગડમથલ કર્યા કરનારનું મન ઈશ્વર તરફ વળતું નથી. માટે વારંવાર એકાંતમાં બેસી તેનું ધ્યાન કરવું એ પણ બહુ જરૂરનું છે. આવું આવું કર્યા સિવાય મનને ઇશ્વર તરફ વાળવું બહુ મુશ્કેલ છે.

મહેન્દ્ર—જગતમાં કેવી રીતે રહી શકાય?

શ્રીરામકૃષ્ણ—"તમારાં કર્તવ્ય કર્મ કરતા રહો, છતાં મનને ઈશ્વરમાંજ પરોવી રાખો. પત્ની, બાળકો, માબાપ, બધાં સાથે ભલે રહો; તેમને આત્મવત્ ગણીને એ સર્વનું પાલનપોષણ ભલે કરો; પણ તમારા હૃદયમાં એ વાત વસી ગયેલી હોવી જોઇએ કે તેઓમાંનું કોઇ તમારૂં પણ નથી અને સદાનું સાથી પણ નથી."

"કોઇ ખાનદાન કુટુંબમાં કામ કરનારી દાસી પોતાનું બધુંજ કામ કરી રહેલી હોય છે, પણ તેનું હૃદય તો તેના પોતાનાજ ઘરનો વિચાર કરે છે. વળી તે શેઠનાં છોકરાંને પોતાનાંજ હોય તેમ 'મારો રામ' 'મારો હરિ' વગેરે કહે છે, પણ તે અંદરથી જાણે છે કે, એમાંનું કોઈ તેનું પોતાનું નથી."

"એવી દૃઢ સમજણ અને ભક્તિ ઉપજવા પહેલાં જો તું જગતમાં વધુ ભળવાનો પ્રયત્ન કરશે, તો તારૂં કોકડું વધારે ગુંચવાશે; ભય, શોક અને અપમાનથી આઘાત પહોંચશે; અને દુનિયાઇ પદાર્થોનું ચિંતન જેમ જેમ થતું ચાલશે, તેમ તેમ તને તેનાજ ઉપર વિશેષ આસક્તિ થતી ચાલશે."

"ફણસને કાપવું હોય ત્યારે આંગળાં તેલથી ચીકટીએ છીએ. એમ ન કરીએ તો તેની ચીકાશથી આંગળાં ખરડાઇ જાય છે. ઈશ્વરભક્તિ એવા તેલરૂપ છે."

"પણ એ ભક્તિને પ્રાપ્ત કરવામાં એકાંત જોઇએ છીએ. માખણ પામવા માટે દૂધને શાંત જગ્યામાં જમાવવું જોઇએ. અહીંથી તહીં ફેરવતા રહીએ તો તે જામેજ નહિ. વળી જામ્યા પછી પણ બીજાં કામ પડતાં મૂકીને ગોરસને મથીએ તોજ માખણ હાથમાં આવે."

"જગત પાણી છે. મન દૂધ છે. પાણીમાં દૂધ રેડો તો બંને સેળભેળ થતાં છૂટાં પાડી શકાશે નહિ; પણ જો દૂધનું દહીં જમાવો, પછી વલોવતા ચાલો અને પાણી પાણી નાખતા ચાલો એટલે માખણનો પિંડો આપોઆપજ તરી આવશે.

માટે તારે પણ એકાંતમાં જઇ અભ્યાસદ્વારા જ્ઞાનરૂપી ગોરસ જમાવીને પછી ભક્તિરૂપી માખણ મેળવવા માટે મંથન કરવું જોઈએ. એટલું કર્યા પછીજ જો તું તેમાં સંસારરૂપી પાણી ઝોકશે, તો તે માખણની સાથે ભળી જશે નહિ, અને માખણ જુદુંજ તરતું રહેશે."

"સાથે સાથે તારે એ પણ વિવેક કરવો રહ્યો કે, કામિની અને કાંચન મિથ્યા છે અને ઇશ્વરજ કેવળ સત્ય છે. પૈસાની કિંમત કેટલી છે? તેથી બહુ તો અન્નવસ્ત્ર અને રહેવાનું સ્થાન મળે; પણ એથી કાંઇ પરમપદદાયક ઇશ્વરદર્શનમાં સહાય મળે નહિ. માટે પૈસો એ કોઇ રીતે જીવનનો અંતિમ હેતુ નથી. આ પ્રમાણે સમજવું એનું નામ તે વિવેક."

મહેન્દ્ર--દેવ! ઇશ્વરને જોવો શકય છે?

શ્રીરામકૃષ્ણ--બેશક શકય છે; અને વારંવાર એકાંતસેવન, નામસ્મરણ અને ગુણકીર્તન તથા વિવેકબુદ્ધિ-એજ તેને જોવાનાં સાધન છે.

મહેન્દ્ર—કેવા ખાસ સંજોગોમાં તેને જોઇ શકાય?

શ્રીરામકૃષ્ણ--**હૃદયના સાચા ભાવથી તેના નામપર આંસુ પડે, તેને તે જરૂર દેખાય છે.** સ્ત્રી, બાળક કે ધન માટે લોકો પોશ પોશ આંસુ ખેરવે છે; પણ ઈશ્વર માટે એટલી આતુર ઇચ્છાજ હોય નહિ એટલે પછી રોવાની કોને પડી છે? માટે જ્ઞાન અને શ્રદ્ધાપૂર્વક ઉત્કટ ભાવથી તેને ભજવો જોઇએ.

પછી ગુરુદેવે એકાએક એવા ભાવનું ભજન લલકાર્યું કે 'જગદંબાને સાચા પ્રેમથી ભજ અને જો કે, તને તેનાં દર્શન થાય છે કે નહિ.' આ પછી તેમણે ઉમેર્યું કે—

"આવો ભાવ તારા અંતરમાં જયાં જાગ્યો એટલે અરુણોદય થઇ ચૂકયો અને સૂર્યદર્શન સત્વર થશે, એમ સમજજે. ઉત્કટ ભાવ જાગ્યા પછી વધુ વખત નહિ જતાં સાક્ષાત્કાર થાય છે."

"વાત એ છે કે, આપણે ઇશ્વરની મોટાઇ સમજી લઇ તેના પર પ્રેમ પ્રકટાવવો જોઈએ. જેમ મા બાળકપર, સતી પતિપર અને કંજુસ ધનપર પ્રેમ રાખે છે; તેમ એ ત્રણેના પ્રેમના એકંદર સરવાળા જેટલો ઈશ્વરમાં આપણો પ્રેમ જાગ્યો હોય તો તો જરૂર આપણે ઇશ્વરને જોઇ શકીએ."

"તડપતા હૃદયથી આપણે તેની પ્રાર્થના કરવી જોઇએ.

બિલાડીના બચ્ચાને કેવળ 'મ્યાઉં', મ્યાઉં" બોલતાંજ આવડે છે, અને પોતાની મા જ્યાં મૂકે ત્યાંજ—કોઇ વાર રસોડામાં, કોઇ વાર જમીનપર તો કેટલીક વાર પથારીમાં—પડી રહે છે; અને જ્યારે તેને કાંઈ પણ દુઃખ થાય છે ત્યારે તે માત્ર સાચા ભાવથી 'મ્યાઉં', મ્યાઉં'જ બોલી જાણે છે, એ સિવાય એને બીજી કશી ગમ હોતી નથી; પણ આ 'મ્યાઉં" સાંભળ્યું કે તરતજ તેની મા ગમે ત્યાંથી દોડી આવે છે ને!"

બીજે રવિવારે મહેન્દ્ર પાછો દક્ષિણેશ્વર આવ્યો. છેલ્લા મેળાપ પછી તેને શ્રીરામકૃષ્ણનાજ વિચારો આવતા હતા. જુદી જુદી પ્રકૃતિના મનુષ્યોમાં તેમજ દરેકમાં પ્રભુદર્શન વિષે ગુરુદેવ નરેન્દ્ર સાથે વાતો કરતા હતા, અને જેઓ સંસારથી લેપાતા નથી તેમનાપર વારી જતા હતા; એવામાં મહેન્દ્ર ગુરુદેવની સમાધિ અવસ્થા જોવા ભાગ્યશાળી થયો. બીજે દિવસે તે પાછો આવ્યો. તે ઓરડામાં પગ મૂકે છે એવામાં શ્રીરામકૃષ્ણદેવ ખડખડાટ હસીને નરેન્દ્ર અને બીજાઓપ્રત્યે કહેવા લાગ્યા કે "ચાર વાગે કોઈ મોરને અફીણ આપવામાં આવ્યું હતું, એટલે બીજે દિવસે પણ મોર પાછો તેજ વખતે આવી પહોંચ્યો! તેને અફીણની જે અસર થઇ હતી, તેથી બીજી વાર પણ તે અફીણનીજ ઇચ્છાથી આવ્યો છે!" (હાસ્ય)

પછી ગુરુદેવ છોકરાઓ સાથે ટોળે ચઢયા, સર્વને પેટ દુઃખે એટલું હસાવ્યા. જેમને આગલે દિવસે પોતે સમાધિસ્થ જોયેલા તેજ પુરુષ આજે આવી રીતે વર્તે છે; એ વિચારથી મહેન્દ્ર આશ્ચર્ય પામ્યો. તરતજ હનુમાનની ભક્તિનો વિષય ચર્ચાયો. તે વિષયપર ભજન ગાતાં ગાતાં શ્રીરામકૃષ્ણ સમાધિમાં આવ્યા, મુખપર સ્મિત રમી રહ્યું, અને ઇંદ્રિયોનું હલનચલન શરૂ થયું. તેઓ રામનામનું મધુર ગુંજન કરી રહ્યા હતા, ગાલને ધોતો અશ્રુપ્રવાહ વહી રહ્યો હતો. ગુરુદેવની આવી એક બીજાથી વિલક્ષણ સ્થિતિઓ જોઈને મહેન્દ્ર મનવડે બહુ ગુંચવાતો હતો. પણ પછી તો એ મહેન્દ્ર પણ શ્રીરામકૃષ્ણના અગ્રગણ્ય ભક્તોની કોટીએ પહોંચી ગયો. જ્યાં જ્યાં ગુરુદેવ જતા ત્યાં ત્યાં તે હાજર રહેતો; ગુરુદેવના વાર્તાલાપોની તે નોંધ લેતો; તથા પોતાના વિદ્યાર્થીઓ તેમજ સગાંઓનો તેમની ઓળખાણ કરાવીને તેમનાં પણ જીવન પલટાવવામાં તે સાધનભૂત બન્યો હતો.

તે વારંવાર દક્ષિણેશ્વર જતો, અને એક પ્રસંગે તો તે ઘણા દિવસ ત્યાંજ રહ્યો હતો, અને ગુરુદેવની સીધી દેખરેખ નીચે અભ્યાસ કરી આંતરિક અનુભવ લીધો હતો.

ગુરુદેવે મહેન્દ્રને સંબોધેલા નીચેના શબ્દોપરથી એકમેક-નો ગાઢ સંબંધ કળી શકાય છેઃ—

"જગદંબા મને દરેક ચીજ પહેલેથી સૂઝાડે છે. પંચવટી-માં મેં શ્રીગૌરાંગનું સંકીર્તન જોયું. તેમાં મેં તને અને બલ-રામને જોયા હોય એમ ધારૂં છું."

"ચૈતન્યભાગવતનો તારો મુખપાઠ સાંભળીને તું કોણ છે એ હું જાણી શકયો હતો. તું અમારીજ મંડળીનો છે–પિતા પુત્રની પેઠે એકજ ખમીરનો છે. અત્યારસુધી તું બહુ ભૂલમાં પડેલો હતો; પણ જે કોઇ ખરા મનથી શીખવા–સમજવાને વિશેષ આતુર થઇ જગદંબાની સહાય માગે છે તેને તે અંદરથી, બહારથી, અથવા બંને પ્રકારે સીધેસીધી અંતઃકરણદ્વારા, અથવા તો બહારથી કોઇ દ્વારા અવશ્ય કૃપા કરે છે; અને બધું શીખવે છે."

"નાગાબાવાએ (તોતાપુરીએ) મને એક વાત કહી હતી કે, એક વખત કોઇ વાઘણે બકરાંના ટોળાપર હુમલો કર્યો. પણ એવામાં એક શિકારીએ તેને દૂરથી જોતાંજ વિંધી નાખી. તે સગર્ભા હતી એટલે બચ્ચાને જન્મ આપીને તરતજ પ્રાણ તજ્યા. પછી એ વાઘણનું બચ્ચું બકરાંમાં ઉછર્યું, અને તેમની માફક ચરતાં ને બેં બેં કરતાં શીખ્યું. દુશ્મનનો હલ્લો થતો ત્યારે તે પણ તેમની માફક નાશી જતું! એક વાર એ ટોળું ચરતું હતું; એવામાં એક મોટો વાઘ તેમના પર તૂટી પડયો. તેણે અજાયબી વચ્ચે જોયું કે એ ટોળાભેળો વાઘ પણ ચરતો હતો! બકરાંને પડતાં મૂકીને એ વાઘનેજ તેણે પકડયો; એટલે તેણે બેં બેં બોલવા માંડયું! વાઘ તેને પાણીના ખાબોચિયા પાસે ખેંચી ગયો અને બોલ્યો કે 'આ પાણીમાં તારૂં મોં જો. જો, તે મારા જેવુંજ છે ને.' પછી તેણે થોડુંક માંસ તેના મોંમાં પરાણે ખોસ્યું. પ્રથમ તો તેણે તે ખાવાને આનાકાની કરી, પણ પછી સ્વાદ આવતાં તરતજ ખાઇ લીધું. તે પછી એ આગંતુક વાઘ બોલ્યો કે, અલ્યા તું વાઘ છતાં પણ 'બકરાં સાથે રહે છે ને તેમની માફક ચરે છે! ધિક્કાર છે તને!'"

"ચરવું એટલે કામિની અને કાંચનમાં પચી રહેવું; બકરાંની પેઠે બેંબેં કરવું અને ભાગી જવું એટલે હલકા લોકોના જેવું વર્તન કરવું; વાઘ સાથે જવું એટલે હૃદયને અજવાળનાર યોગ્ય ગુરુનો આશરો લેવો; અને મોંનું પ્રતિબિંબ પાણીમાં જોવું એટલે પરમાત્મસ્વરૂપનું જ્ઞાન થવું."

મહેન્દ્રનું મન કારણવાદમાં રમતું જોઇને, શ્રીરામકૃષ્ણે તેને ચેતવણી આપતાં કહ્યું કે "લાંબી ચોડી દલીલો અને વાદવિવાદમાં કશો માલ નથી. પ્રથમ પ્રભુ અને પછી જગત. પ્રભુદર્શન કર્યા પછી આ જગત સહેલાઈથી જાણી શકાય છે; તેથીજ હું કહું છું કે, તારે એવા બકવાદમાં પડવું નહિ. છતાં એવુંજ કર્યા કરશે તો ખરી વસ્તુ ખોશે. એને માટે કેટલીક વાર રાતે હું આક્રંદ કરતો અને કહેતો કે 'ઓ મા! વિવાદ કરવાની મારી કુટેવને હઠાવ! મને વરદાન આપ કે હવે તું વિવાદમાં નહિ ઉતરે.'"

મહેન્દ્ર કબૂલ થયો. વળી ગુરુદેવ બોલ્યા કે "હું ખુલ્લે મોઢે રડી પડતો અને પ્રાર્થના કરતો કે 'ઓ મા! વેદોમાં અને વેદાન્તમાં, પુરાણોમાં અને તંત્રોમાં જે જે લખ્યું હોય તે તું પોતેજ મને શીખવ.' એટલે પછી તેણે પણ એકેએક મને બધુંજ બતાવી દીધું."





# ૩૭–જોગીન્દ્ર નાથ

૧૮૮૨ના અરસામાં, અદ્ભુત ધર્મભાવવાળા એક બીજા યુવકે શ્રીરામકૃષ્ણદેવના ચરણમાં શાંતિ અનુભવી. તેનું નામ જોગીન્દ્રનાથ હતું. નવીનચંદ્ર રાય ચૌધરીનો તે મોટો દીકરો હતો. નવીનચંદ્ર દક્ષિણેશ્વરના ખાનદાન બ્રાહ્મણ કુટુંબનો ધર્મચુસ્ત પુરુષ હતો. તેની માલમિલકત નજીવી હતી. તેને બધી આશા તેના પુત્ર જોગીનમાં હતી. જોગીન ઘણો ચબરાક હોવાથી એક દિવસ તે પોતાના બાપનો ભાર ઊંચકી લેશે એમ મનાતું. નાની ઉંમરેજ જોગીનમાં ધર્મવૃત્તિ જાગી ઉઠેલી હતી. તે પાંચ વર્ષનો હતો ત્યારથી તે વારંવાર વિચિત્ર લાગણીઓ અનુભવતો. રમતાં રમતાં પણ કોઇ ગંભીર વિચાર એકાએક તેના મોંપર છવાઇ જઇ તેનું ચિત્ત રમતમાંથી ઉઠી જતું. તરતજ તે કોઇ ખૂણે ભરાઇ જતો અને આકાશને જોઈ વિચારતો કે "હું અહીં ક્યાં છું ? મારૂં સ્થળ આ નથી; મારા સાથીઓ આ નથી–મારા સાથીઓ કોઇ બીજા છે; પેલા તારાના કોઇ દેશમાંથી હું આવ્યો છું. પણ એ કયો પ્રદેશ તેની મને ગમ નથી. પણ જો હું બીજા પ્રદેશનો હોઉં તો પછી અહીં કેમ છું ? શું આ બધું સ્વપ્ન છે ?" આવા વિચારો તેને મુંઝવતા અને તે કોઇ પરિચિત પ્રદેશમાં જવાને તડપતો; પણ એ પછી મોટો થતાં તેના એ બાલિશ વિચારો સરી પડયા. તેને પાઠપૂજાદિમાં ઓછો રસ પડવા લાગ્યો, અને દરરોજ બે ત્રણ કલાક ધ્યાનચિંતનમાં ગાળવા લાગ્યો. તે મિશનરી સ્કૂલમાં અભ્યાસ કરતો હતો, છતાં પાઠય પુસ્તકો કરતાં ધાર્મિક ગ્રંથો વાંચવાનું તેને બહુ ગમતું. શ્રીરામકૃષ્ણદેવને મળ્યો ત્યારે પણ તે હાઇસ્કૂલમાંજ હતો.

રાણી રાસમણિના બાગમાં જોગીન્દ્ર જતો આવતો હતો. એક સાંજે તેણે બાગમાં એક ઓરડામાં એક વ્યક્તિને તેની આસપાસના માણસોમાંથી જે શબ્દો બોલાઈ રહ્યા હતા, તે દત્તચિત્તે

સાંભળતી જોઇ. કોઈ ચસકેલ બ્રાહ્મણ કે જે પહેલાં તે મંદિરમાં પૂજારી હતો તે ત્યાં રહેતો હતો, એવું જોગીને સાંભળેલું; તેથી ત્યાં શું થઇ રહ્યું છે એ જાણવાનું તેને મન થયું, અને તે બારણા પાસે જઇ ધ્યાનપૂર્વક સાંભળવા લાગ્યો. તેના કાનપર પહેલા જે થોડા શબ્દો પડ્યા તે પરથી તે જાણી ગયો કે, એ સ્થળના લોકો જેને "પાગલ પૂજારી"ના ઉપનામથી ઓળખતા હતા તેજ પુરુષ કંઈ વાત કરી રહ્યો હતો. સાદી અને ઘરગથુ ભાષામાં તે પ્રેમનું તત્ત્વ સમજાવતો હતો. જોગીન પણ એ શબ્દોના જાદૂમાં સપડાયો, અને ઉભો હતો ત્યાં ઠરી ગયો. મંડળી વીખેરાઇ એટલે જોગીન ઘેર જતાં સ્વગત બોલ્યો કે "આ કોઇ એવો સંત લાગે છે, કે જેણે ઇશ્વરદર્શન કરેલાં હોવાં જોઇએ. લોકો એ વાત સમજતા નથી તેથીજ તેને હસી કાઢે છે. આવા ભક્તિભર્યા અસરકારક શબ્દો, આવો દિવ્ય પ્રેમ અને હરિનામની આવી ધૂન–એ સર્વનો ખુલાસો બીજી કયી રીતે થઇ શકે? છતાં હું તેની વધુ તપાસ કરીશ."

બીજે દિવસે, તે પરભાર્યો શ્રીરામકૃષ્ણદેવ પાસે ગયો. જોગીન કોણ છે એ જાણીને તેઓ પ્રસન્ન થયા. તેઓ બોલ્યા કે "તું મારા પરિચિત કુટુંબનો છે. અગાઉ હું ભાગવત અને બીજાં શાસ્ત્રોનું શ્રવણ કરવાને તારે ઘેર વારંવાર આવતો." તેમણે પોતાના પર માયા રાખનાર કેટલાક મોટેરાઓનાં નામ ગણાવ્યાં અને કહ્યું કે "હવે આપણે એકબીજાને ઓળખતા થયા છીએ એ ઠીક થયું. તારે અહીં વારંવાર આવ્યા કરવું. તું ખાનદાન ઘરનો સંતાન છે. તારામાં ઉચ્ચ વિભૂતિનાં ઘણાં લક્ષણ છે. એ માર્ગે વિચરતાં તને વાર નહિ લાગે."

જોગીન્દ્ર ગુરુદેવના માયાળુ વર્તનથી છક થઈ ગયો. તે તેમને દરરોજ મળવાને જવા લાગ્યો. પોતાનાં માતાપિતાથી આ વાત તે છાની રાખતો. કેમકે તેઓ પણ બીજા લોકોની પેઠે ગુરુદેવને પાગલ સમજતાં. પોતે ક્યાં જાય છે તે કોઇ પૂછે ગાછે નહિ, એટલા માટે તે પોતાના પિતાને પૂજા માટે સુંદર ફૂલ લાવી આપતો. શ્રીરામકૃષ્ણ સાથેના પરિચયથી તેના વિચારો ફરી ગયા; અને ઇશ્વરપ્રાપ્તિ એજ તેના જીવનનો મુખ્ય ઉદ્દેશ થઇ રહ્યો. શાળાના અભ્યાસને પરિણામે કુટુંબને આર્થિક મદદ કરી શકાશે, એમ તે જાણતો હતો; છતાં તે જગતની જંજાળપર

ધ્યાન આપતો નહોતો. કેમકે કનક અને કાન્તાના ત્યાગથી ઇશ્વરદર્શનનો માર્ગ ખુલે છે, એવું તે શ્રીરામકૃષ્ણદેવ પાસેથી શીખ્યો હતો. પ્રથમ તેણે પૈસો અને પરમેશ્વર એ બંનેનો મેળ સાધવાનો પ્રયત્ન કરી જોયો, પણ તેમાં નહિ ફાવવાથી તે પડતો મૂકયો. તેણે લગ્ન નહિ કરવાનો નિશ્ચય કર્યો હતો. વતનથી બીજે કયાંક જઈને પોતે કોઇ નોકરી શોધી લેશે અને એ રીતે કુટુંબને સહાય કરશે એવો તેણે સંકલ્પ કર્યો હતો. આ ગોઠવણુથી ઘણોખરો વખત પોતે ધ્યાનભજનમાં ગાળી શકશે એવો પણ તેનો વિચાર હતો. આવા ઇરાદાથી એક દિવસ તેણે પિતાને કહ્યું કે "હવે મારે શાળામાં વધુ વખત જવું નકામું છે, કોઇ ઑફીસમાં નોકરી શોધી લઇશ. આપની રજા હોય તો હું મામા પાસે કાનપુર જાઉં, અને કોઇ જગ્યા માટે પ્રયત્ન કરૂં." તેના પિતાએ સંમતિ આપી તેને ત્યાં મોકલી આપ્યો.

પણ જોગીન નોકરી મેળવી શકયો નહિ, એટલે તે પોતાનો ઝાઝો વખત ધ્યાનભજનમાં ગાળવા લાગ્યો. તેની અંતર્મુખ અવસ્થાથી તેનો મામો ચોંકી ઉઠયો. તેણે જોગીનના પિતાને તેને પરણાવી દેવા માટે લખ્યું. નવીનચંદ્રને એ વાત ઠીક લાગી, એટલે તેણે જોગીન એ વાત જાણીને ભાગી જાય નહિ, એ રીતે ગુપચુપ લગ્નમાટે તૈયારી કરી. પહેલાં પણ એકાદ પ્રસંગે નવીનને આવો અનુભવ થયો હતો. જોગીન્દ્રની મા માંદી છે એવું બહાનું બતાવીને તેને ઘેર મોકલવાનો પત્ર તેણે પોતાના સાળાને લખ્યો. જોગીન વ્યથિત હૃદયે ઘેર આવ્યો, અને જુએ છે તો પોતાના લગ્નની ધામધૂમમાં બધાં આનંદપૂર્વક મહાલી રહ્યાં હતાં! તેને એ જોઇ આઘાત લાગ્યો. પોતે લગ્નની વિરુદ્ધ છે, એવું તેણે પિતાને સાફ કહી દીધું. પિતાએ તેને બહુ સમજાવ્યો, પણ તે નજ સમજ્યો. આથી હવે તેના પિતા નવીનની સ્થિતિ વિચિત્ર થઇ પડી. કારણ કે તે કન્યાના પિતા સાથે વચનથી બંધાઈ ચૂકયો હતો; અને વચન ફોક જાય એ મોટી શરમની વાત હતી. આખરે જોગીનની માએ ત્યાં આવીને, પરણીને પિતાની આબરૂ રાખવાને જોગીન્દ્રને આંસુભરી આંખે કાલાવાલા કર્યા. તેણે કહ્યું કે "બેટા! પરણવાની તારી મરજી ન હોય, તો મારી ખાતર પણ તું લગ્ન કર." માતાના કાલાવાલાથી દીકરાનો સંકલ્પ ડગ્યો. જોગીન્દ્ર વિધિના લેખને વશ થયો અને પરણ્યો.

માતાના સંતોષ ખાતર તે પરણ્યો હતો, છતાં લગ્ન તે શું એ પોતે સારી પેઠે સમજતો હતો. લગ્નથી તેના ધર્મભાવની વૃદ્ધિપર કાપ મૂકાયો હતો. તદુપરાંત પોતે અને શ્રીરામ-કૃષ્ણ વચ્ચે તેથી જબરી આડખીલી ઉભી થઇ હતી. હતાશ હૈયે તે મનમાં બોલ્યો કે "લીધેલી પ્રતિજ્ઞા પાળી શકે નહિ એના કરતાં ખરાબ આદમી કોણ હોય? પ્રથમની પેઠે શ્રી-રામકૃષ્ણદેવ હવે મને ચાહશે ખરા! તેઓ તો ત્યાગમૂર્તિ છે, અને મારે હવે સંસારભોગમાં જીવન ગાળવું પડશે! હવે તેમની પાસે જવાથી મને શો લાભ? તેમણે મારે માટે આત્મોન્નતિનો માર્ગ ખોળી આપ્યો, છતાં હું તેને અનુસરી શકયો નહિ. અવિ-વાહિત જીવન ગાળવાની મારી ઇચ્છા હતી એવું પણ મેં તેમને કહ્યું હતું, અને તેથી તેઓ કેવા પ્રસન્ન થયા હતા તે મને યાદ છે; એટલે હવે શું મોં લઇને તેમની પાસે જાઉં?" આ પ્રમાણે પોતાની સ્થિતિનું માપ કાઢતાં તેનું હૈયું હારવા લાગ્યું. ફરી વાર હવે શ્રીરામકૃષ્ણને નહિ મળવાનો તેણે નિશ્ચય કર્યો, અને કોઇ કામધંધામાં મનને રોકવાનો પ્રયત્ન તે કરવા લાગ્યો.

ગુરુદેવને લગ્નના સમાચાર મળતાં જોગીનને મળવાની ઇચ્છા થઇ. તેમણે તેને અનેક વાર તેડું મોકલ્યું, પણ જોગીન આવ્યો નહિ. દરેક જણ કહેવા લાગ્યા કે, લગ્ન પછી તે બદલાયો હતો, અને શ્રીરામકૃષ્ણદેવનું નામ સુદ્ધાં ભૂલી ગયો હતો. તેડાં પર તેડાંને જ્યારે જોગીને ગણકાર્યાં નહિ, એટલે એક દિવસ શ્રીરામકૃષ્ણે તેના એક મિત્રને બોલાવીને કહ્યું કે "જોગીન કેવો માણસ છે? કાનપુર ગયો ત્યારે થોડા રૂપિયા અપાવેલા તેના હિસાબનું પણ કાંઇ જણાયું નહિ અને તેડાં મોકલવા છતાં પણ આવતો નથી. તું જઇને તેને આ બધું કહેશે?"

જોગીન્દ્રને પણ એ સંદેશો પહોંચતાં યાદ આવ્યું કે, કેટલીક ચીજો મંગાવવા થોડા રૂપિયા આપેલા, અને મંગાવેલી ચીજો પણ મોકલી આપી હતી પણ હિસાબ પેટે થોડાક આના બાકી હતા ખરા. પ્રથમ તેનો વિચાર એવો હતો કે, એ રકમ પોતે જાતે જઇને આપી દેશે, પણ લગ્ન પછી શ્રીરામકૃષ્ણને મળવા નહિ જવાનો તેણે સંકલ્પ કર્યો હતો, જેથી યોગ આવતાં કોઇ સાથે એ નાણાં મોકલવાની ધારણા રાખી હતી. હવે શ્રીરામકૃષ્ણના સંદેશાથી તે ઘવાયો. મારી બધી ધારણાઓ

બરબાદ થઈ છે; પણ શું મને તેમણે છેક અધમ ધારી લીધો હશે? ઠીક, હુંજ જઇશ અને આજ ને આજ આપી આવીશ."

તે દિવસે બપોરે જોગીન્દ્ર રાણી રાસમણિના બાગ તરફ જવા નીકળ્યો. પોતાની દુર્દશાના વિચારો કરતો કરતો તે શ્રીરામકૃષ્ણના ઓરડાની બાજુની ઓશરી આગળ પહોંચ્યો. અહીંથી તેણે ગુરુદેવને નાની ચારપાઇ પર બેઠેલા જોયા. તેમનું વસ્ત્ર ખોળામાં સથરપથર પડયું હતું. શ્રીરામકૃષ્ણે જોગીનને જોયો કે તરતજ તેઓ બાળકની પેઠે હાથ તળે વસ્ત્ર દાબી તેને મળવાને ધસી આવ્યા. દિવ્ય શક્તિથી છલકાતા હોય તેમ તેમના મુખપર અસાધારણ તેજ ઝળકતું હતું. જોગીનનો હાથ પકડી તેઓ બોલ્યા કે "તું પરણ્યો તેમાં શું થયું? શું હું નથી પરણ્યો? એમાં બ્હીવા જેવું શું છે? (પોતાનો હાથ પોતાની છાતીપર મૂકીને) જો આ (હૃદય) અનુકૂળ છે, તો એવાં લાખો લગ્નની પણ શી તાકાત છે કે તે આડખીલીરૂપ થાય? જો તને સંસારમાં રહેવાની ઇચ્છા હોય, તો તારી સ્ત્રીને અહીં એક દિવસ લાવજે, એટલે હું તેનું મન એવે રસ્તે વાળી દઈશ કે તે તને આત્મોન્નતિના માર્ગમાં હમેશાં મદદગાર નીવડશે. અને જો ઘરમાં રહેવા છતાં ગૃહસ્થી જીવન ગાળવું નહિ, એવોજ તારો વિચાર હશે, તો તારી રહીસહી સંસારપરની આસક્તિને હું ટાળી દઇશ." તેઓ અમિ વરસાવી રહ્યા હતા!

જોગીન દિગ્મૂઢ બન્યો. આ તે શું સાંભળતો હતો? એમ બનવું શું શકય હતું? નિરાશાના અંધકારમાંથી આશાના ઉજળા વાતાવરણમાં પોતે જઇ રહ્યો છે એવું તેને એકાએક લાગ્યું. તેના હૈયાનો ભાર હળવો થયો. પૈસા વિષે તો ગુરુદેવ શબ્દ પણ બોલ્યા નહિ. પછી જ્યારે જોગીને તે વાત સંભારી ત્યારે તેઓ બોલ્યા કે "પેલી ભાગેલી પતરાની પેટીમાં તે મૂકી દે."

જોગીન હવે ગુરુદેવની નજર તળે પોતાના દિવસ સુખરૂપ વીતાવતો થકો ત્યાગભાવને પોષતો રહ્યો. તેના મનપર છવાયલું વાદળ સંપૂર્ણ વીખેરાઇ ગયું. હવે પાછું તેને જીવન જીવવા યોગ્ય લાગ્યું. ઘર તરફની તેની બેપરવાઇ માટે તેનાં માબાપ બબડતાં હતાં. એક દિવસ તેની મા પણ એમ બોલી કે "જો તને પૈસા કમાવાની પરવા નહોતી, તો તું પરણ્યો શા માટે?" જોગીને

જવાબ આપ્યો કે "મારે પરણવાનો વિચાર નથી એમ શું વારંવાર મેં નહોતું કહ્યું ? છતાં તારાં આંસુપર હું પરણ્યો છું." મા ત્રાડી ઉઠી કે "તું શું કહે છે ? તને પોતાનેજ ઇચ્છા ન હોય, તો તને કોઈ પરણાવીજ કેમ શકે ?" જોગીન તેના તરફ જોઈજ રહ્યો. અને મનમાં બોલ્યો કે "ભલા ભગવાન ! હું મારી માને રાજી રાખવા પરણ્યો, અને હવે તે આવું બોલે છે ! ધિક્કાર છે આ જગતને ! જેનાં વાણી અને વિચાર સરખાં છે એવો કોઇ પુરુષ મને મળ્યો હોય તો તે એક શ્રીરામકૃષ્ણજ છે." આ દિવસથી તેનું મન જગતથી ઉપરામ થયું. હવે તેને શ્રીરામ-કૃષ્ણનીજ સંગતમાં શાંતિ વળતી, એટલે તે દિવસ ઉપરાંત કોઇ કોઇ વાર રાતે પણ તેમની પાસે રહેવા લાગ્યો.

જોગીનની એક મોટી ખામી ગુરુદેવથી છાની ન રહી; તે એ કે, તેનું હૃદય બહુજ ભોળું હતું. આ નબળાઈ વિષે તેમણે તેને ચેતવ્યો હતો. એક દિવસ તાવડો ખરીદવાને જોગીનને બજારમાં મોકલ્યો. તેણે દુકાનદારની આસ્થાને જાગ્રત કરીને સારો તાવડો શોધી આપવાનું કહ્યું. ખરીદી પતી એટલે તે પાછો ફર્યો. પણ પાછળથી જણાયું કે તાવડામાં તડ હતી ! ગુરુદેવે તે વિષે સાંભળ્યું, ત્યારે જોગીનને ઠપકો આપતાં કહ્યું કે "ભક્ત આદમી કાંઈ મૂર્ખ ન હોય. વેચતી વેળા દુકાનદાર ઈશ્વરનો વિચાર કરતો નથી. તેનાપર વિશ્વાસ રાખીને તેં તારીજ મૂર્ખતા દર્શાવી છે. ખરીદવા પહેલાં તાવડો તારેજ જોવો હતો. આ રીતે ભવિષ્ય-માં ઠગાય નહિ એ સંભાળજે. ખરીદવા જાય ત્યારે પહેલાં થોડી દુકાનો ફરીને વાજબી ભાવતાલની ખબર કાઢવી જોઇએ; જ્યાંથી લેવી હોય ત્યાં ભાવમાં કસર કરાવવી જોઇએ; અને વસ્તુ પણ બરાબર તપાસીને લેવી જોઇએ." કદાચ એકજ મિનિટ પહેલાં જે પુરુષ સમાધિનો આનંદ લેતા હશે, તેમને મોઢથી આવી સલાહ સાંભળવી એ શું આશ્ચર્ય જેવું નથી ? પણ શ્રી-રામકૃષ્ણદેવ તો આવી અનેક પ્રકારની યોગ્યતાઓથી (વિરોધા-ભાસોથી) ભરપૂર હતા.

જોગીન એટલો બધો ભોળો હતો કે એવી ભલાઇ તેનામાં ખામીરૂપજ ગણાય. એક દિવસ શ્રીરામકૃષ્ણે કશુંક કામ બતાવ્યું. પણ તે જેવી રીતે કરવા કહેલું તેવી રીતે કરી શકયો નહિ. કહેવા પ્રમાણે કર્યું કે નહિ, એ વિષે ગુરુદેવ ચોકસી કરવા ચૂકતા

નહિ; એટલે તેમણે પૂછતાં પોતે કેવી રીતે તે કર્યું હતું તે જોગીને કહ્યું. તે પરથી શ્રીરામકૃષ્ણે તેને ઠપકો દેતાં કહ્યું કે "મેં તને કહ્યું હતું, છતાં તેં તે રીતે ન કર્યું! કામ કરનારે તો કહેવા પ્રમાણેજ કરવું જોઇએ; નહિ તો ઘણી વાર કહેવાનો હેતુ જળવાતો નથી. કોઈ પેટા બાબત પણ નજીવી ગણીને ઓછી કાળજી રાખીશ, તો પછી મોટી બાબતોમાં પણ ભૂલો થઇ તારે પસ્તાવું પડશે."

શ્રીરામકૃષ્ણ પોતાને અજમાવી જોવાનું વારંવાર કહેતા. એક સાંજે, ગુરુદેવની રજાથી જોગીને તેમની સાથે રાત ગાળવાનો નિશ્ચય કર્યો. પછી મધરાતે જોગીન એકાએક જાગી ઉઠયો. જોયું તો બારણાં ઉઘાડાં અને શ્રીરામકૃષ્ણ મળે નહિ! પ્રથમ તેણે ધાર્યું કે તેઓ બહાર ફરતા હશે, પણ પછી એકાએક શંકા થઇ કે તેઓ પત્ની તરફ તો નહિ ગયા હોય! એ વિચાર દુ:ખદાયક હોવાથી ખરી હકીકત જાણવા માટે માતાજીના ઘર તરફ તે જોતો રહ્યો. પણ એવામાંજ પંચવટી તરફથી તેને જોડાનો અવાજ સંભળાયો, અને એક મિનિટ પછી શ્રીરામકૃષ્ણ તેની પાસે આવી ઉભા! "કેમ, અહીં શાથી ઉભો છે?" તેમણે પૂછ્યું. ગુરુદેવપર ખોટી શંકા જવાથી જોગીન શરમાઇને નીચું જોઇ રહ્યો. તેનાથી શબ્દ પણ બોલાયો નહિ. ગુરુદેવ સમજી ગયા, અને પ્રોત્સાહન આપતાં બોલ્યા કે "ઠીક કર્યું, સાધુમાં વિશ્વાસ મૂકવા પહેલાં ચોકસી પણ જરૂર કરવી જોઇએ."

કાલીમંદિરના નિયમો પ્રમાણે દેવતાઓને જે થાળ થતો તેમાંથી શ્રીરામકૃષ્ણને અમુક ભાગ મળતો. એક સવારે તેમણે જોયું કે, પોતાનો ભાગ મોકલવામાં આવ્યો નથી. આવી અનિયમિતતાથી તેઓ છેડાઇ ગયા, અને જાતે ઑફિસમાં ગયા. જોગીન આ જોઈ આશ્ચર્ય પામ્યો. પોતાના ભાગ માટે હઠ કરવી એ પૂજારીઓનો પરંપરાગત રવૈયો હોવાથી શ્રીરામકૃષ્ણમાં પણ હજી તેવો ક્ષુદ્ર સ્વભાવ શું રહ્યો હશે! એવા વિચારથી તેને હસવું આવ્યું. એવામાંજ શ્રીરામકૃષ્ણ પાછા આવ્યા અને બોલ્યા કે "જો, રાણી રાસમણિએ આ મંદિરની સેવાપૂજા-નિમિત્તે પોતાની મોટી મિલકત અર્પણ કરી છે, અને થાળ વગેરે ભક્તો અને સાધુઓમાં વહેંચાય એવો પ્રબંધ કર્યો છે. આ ઓરડામાં જે ભાગ આવે છે તે ઇશ્વરપ્રાપ્તિની ઇચ્છાથી

અહીં આવતા ભક્તજનોના ઉપયોગમાં આવે છે, તેથી રાસ-મણિના અર્પણનો હેતુ થોડો પણ જળવાય છે. પણ આ મંદિરના બીજા પૂજારીઓને જે ભાગ જાય છે તેનો કેવો ઉપ-યોગ થાય છે? તેઓ તેને બજારમાં વેચે છે, અને કેટલાક તો પોતાની રખાયતોને તે ખવડાવે છે! અહીં આવતા ભાગ માટે વ્યવસ્થાપકોને હું લડું છું; તે એવી ઇચ્છાથી કે રાસમણિનો ઉદ્દેશ પૂરો નહિ તો થોડો પણ જળવાય." આ પરથી, ગુરુદેવના ગમે તેવા નજીવા પણ પ્રત્યેક કાર્યમાં કંઇક ઉંડું રહસ્ય રહેલું હોય છે એવી હવે જોગીનને પ્રતીતિ થઇ.

શ્રીરામકૃષ્ણ જોગીનને જગદંબાની કૃપા પામેલો જાણીને ઘણી છૂટ આપતા. તેઓ તેને 'ઇશ્વર કોટી' કહીને પણ બોલા-વતા—આવું અસાધારણ માન ગુરુદેવના છએક શિષ્યોજ મેળવવા ભાગ્યશાળી થયા હતા. શ્રીરામકૃષ્ણની પ્રેમાળ દૃષ્ટિ તળે, જોગીનની લૌકિક વાસના–તૃષ્ણાઓ સમૂળી નાશ પામી હતી, અને તે ત્યાગની સજીવન મૂર્તિરૂપ બની રહ્યો હતો.





# ૩૮—કેટલાક સુપ્રસિદ્ધ પુરુષોના પ્રસંગમાં

આ અરસામાં શ્રીરામકૃષ્ણને મળવાને જે સુવિખ્યાત પુરુષો આવ્યા હતા, તેમાંના એક બારીસાલના મહાન દેશસેવક અને ભક્ત અશ્વિનીકુમાર દત્ત હતા. 'શ્રીરામકૃષ્ણ કથામૃત'ના મૂળ લેખક 'મ'ને તેમણે બંગાળીમાં જે પત્ર ગુરુદેવનાં સંસ્મરણોને સંભારીને લખ્યો હતો તેમાંના થોડાકનો સારાંશ નીચે આપ્યો છે.

"૧૮૮૧ માં પૂજાના તહેવારોમાં હું પ્રથમ શ્રીરામકૃષ્ણને મળ્યો હતો. કેશવ બાબુ તે દિવસે આવવાના હતા. હું દક્ષિણેશ્વર હોડીમાં આવ્યો. તેઓ કાળી કિનારનું ધોતિયું પહેરીને કઢંગી રીતે બેઠા હતા. મને વિચાર આવ્યો કે "આ વળી કયી જાતનો પરમહંસ હશે?" મેં ધાર્યું કે "સભ્ય લોકો જે રીતે બેસે છે તે રીતે બેસવાનો મહાવરો નથી, એટલેજ તે પરમહંસ કહેવાતા હશે." તેમની જમણી બાજુએ રાજેન્દ્રલાલ મિત્ર બેઠા હતા. તેઓ પાછળથી બંગાળ સરકારના આસિસ્ટંટ સેક્રેટરી નીમાયા હતા. થોડે દૂર બીજા પણ કેટલાક બેઠા હતા.

થોડી મિનિટ પછી ગુરુદેવે રાજેન્દ્ર બાબુને કહ્યું કે "જુઓ તો, કેશવ આવે છે કે કેમ?" કોઇકે તપાસ કરી કહ્યું કે, "ના!" થોડી વાર પછી બહાર કંઇક ખખડયું, એટલે તેમણે ફરી કહ્યું કે "ફરી એક વાર ખાતરી કરો." વળી કોઇક ગયો, અને એનો એજ ઉત્તર લઇને પાછો ફર્યો. પછી શ્રીરામકૃષ્ણ હસીને બોલ્યા કે "પાંદડાંના ખખડાટથી રાધા બોલી ઉઠે છે, 'ઓ આ મારો વહાલોજી પધાર્યા!' તમે જુઓ છો તેમ કેશવ જ્યારે ત્યારે મને આ રીતે ટળવળાવે છે!" પછી સંધ્યાસમયે કેશવ પોતાની મંડળી સાથે આવી પહોંચ્યા.

કેશવે તેમને લળીને પ્રણામ કર્યા, એટલે ગુરુદેવે એવીજ રીતે સામા કર્યા. થોડા વખત પછી તેમણે પોતાનું માથું ઉંચું

કર્યું" અને અર્ધચેતનાવસ્થામાં જગદંબાને સંબોધતાં બોલ્યા કે "જાણે હું ભાષણ આપવાનો હોઉં એમ કલકત્તાની આખી જનતાને તેં અહીં મોકલી આપી છે, પણ મને તેવી આવડત નથી. તારી ઇચ્છા હોય તો તું પોતેજ તે કર. મારાથી બનશે નહિ." દિવ્ય સ્મિત ફરકાવતા મસ્ત દશામાં તેઓ આગળ બોલ્યા કે "હું તારો બાળક છું. હું તો માત્ર જીવીશ, હરીશ-ફરીશ, ખાઈશ, ઉંઘીશ અને એવાં સહેલાં સહેલાં કામ કરીશ, ભાષણો મારાથી નહિ થાય." શ્રીરામકૃષ્ણ તરફ જોઇને કેશવબાબુનું હૃદય પણ ભરાઈ આવ્યું. આ અવસ્થામાં ગુરુદેવને જોઇને મને એવો વિચાર આવ્યો કે "આ ઢોંગ હશે?" આવું પ્રથમ મેં જોયું નહોતું, તેમ હું ભોળો પણ નહોતો.

આ ભાવાવસ્થામાંથી ઉત્થાન થતાં વળી ગુરુદેવ બોલ્યા કે "કેશવ! એક વાર હું તારી સમાજમાં આવ્યો હતો, ત્યારે તું એવું બોલેલો મને સાંભરે છે કે 'ભક્તિના પ્રવાહમાં ડૂબકી મારી મારીનેજ આપણે સચ્ચિદાનંદના સિંધુને પહોંચી જઇશું.' મેં ઉંચે (ગેલેરી તરફ જ્યાં કેશવની સ્ત્રી અને બીજી સ્ત્રીમંડળી બેઠી હતી ત્યાં) નજર કરીને કહ્યું કે 'તો પછી આ સ્ત્રીઓની શી વલે?' તમે ઘરબારી છો, તમે બધા એકસામટા સચ્ચિદાનંદના સિંધુને કેવી રીતે પહોંચશો? તમે તો પૂંછડીએ પથ્થર બાંધેલા નોળિયા જેવા છો. જરા કંઈક બને છે, એટલે તે દોડીને દિવાલના કોઇ ગોખલામાં ભરાઈ બેસે છે. પણ ત્યાં તે ટકી શકે કેમ? કેમકે તરતજ પૂંછડે બાંધેલો પથ્થર તેને ભોંય ભણી ખેંચવા માંડે છે. તમે જરાતરા ધ્યાનધારણા કરો એટલામાં તો સ્ત્રી અને બાળકોનો ભાર તમને નીચે ખેંચી લાવશે. ભક્તિના પ્રવાહમાં તમે ડૂબકી ભલે ખાઓ, અને તરત ઉપર આવો. સામટી ડૂબકી તમે કેવી રીતે ખાવાના?"

કેશવ બાબુએ પૂછ્યું કે "ઘરબારી માટે એમ થવું શું કેવળ અશક્ય છે? દેવેન્દ્રનાથ ઠાકુર વિષે આપ શું કહો છો?"

શ્રીરામકૃષ્ણ ધીરેથી બોલ્યા કે "દેવેન્દ્રનાથ ઠાકુર, દેવેન્દ્ર દેવેન્દ્ર," અને તેમણે તેમને કેટલીક વાર પ્રણામ કર્યા. પછી તેઓ બોલ્યા કે "ભારે દબદબાથી દુર્ગાપૂજા કરનાર કોઇ માણસના જેવી તેમની વાત છે. સવારથી સાંજ સુધી બકરાં ગએ થયા કરે, પણ થોડાંક વર્ષ પછી એ વધ એટલો બધો આકર્ષક

ન રહ્યો. પછી કોઇકે પૂછ્યું કે 'આપને ત્યાં થતો વધ આમ મોળો કેમ પડચો છે? પેલે ઉત્તર આપ્યો 'કેમ, હવે મારા દાંત બધાજ ગયા છે!' એટલે પાકી ઉંમરે દેવેન્દ્ર ધ્યાનધારણા તરફ વળ્યા હોય તો સ્વાભાવિક છે. આમ છતાં તે ભલા માણસ છે."

"જુઓ, માણસ માયાના ફંદામાં છે ત્યાંસુધી તે લીલા નાળિયેર જેવો છે. તેની અંદરનો ગર્ભ ખાવાની ઈચ્છા થાય, તો તમે કાચલીનો થોડો પણ ભાગ ઉખેડયા સિવાય ખાઇ શકશો નહિ. પણ માયાતીત પુરુષ તો સૂકું નાળિયેર છે. કાચલીથી ટોપરૂં સ્વતંત્ર છે-તેને ખખડાવો એટલે તરતજ જાણો કે અંદર ગોટો થયેલો છે. પછી શરીરથી આત્મા જુદો પડી જાય છે. તેને શરીરની સાથે સંબંધ રહેતો નથી."

"અહંતાજ બધી ઉપાધિનું મૂળ છે! એ દુષ્ટ 'હું' લગભગ અવિનાશી છે. કોઈ ખંડેરના ઢગલામાંથી ઉગી નીકળતા પીપળાના ઝાડને આજે કાપીએ, પણ કાલે પાછું તે ઉગવા માંડશે. અહંતાની પણ એવીજ વાત છે. કઢી વધારેલી હાંલ્લીને તમે સાત વાર ધુઓ, તોપણ તેમાં વાસ તો રહેવાનીજ."

"કલાકેક પછી કીર્તન શરૂ થયું. મેં ત્યાં જે જોયું તે આવતે જન્મે પણ નહિ ભૂલું. બધાજ નાચવા લાગ્યા; કેશવ પણ નાચ્યા. ગુરુદેવ વચમાં, અને બીજાઓ તેમની આસપાસ કુંડાળું વળી નાચવા લાગ્યા. દરમિયાન ગુરુદેવ એકાએક સ્તબ્ધ ઉભા. તે સમાધિમાં હતા! સમાધિ ઘણો વખત પહોંચી. આ બધું સાંભળેલું તે નજરેનજર જોઇને મને વસી ગયું કે, તેઓ ખરેખર પરમહંસજ છે."

"બીજે એક દિવસે, કદાચ ૧૮૮૩ ના અરસામાં, સીરામપોરના થોડા યુવકોને લઇ હું તેમને મળવા ગયો હતો. તેમને જોઇને તેઓ બોલ્યા કે "એ કેમ આવ્યા છે?"

મેં જવાબ આપ્યો કે "આપનાં દર્શને."

શ્રીરામકૃષ્ણ—મારામાં શું દર્શન કરવા જેવું છે? તેઓ આ મકાનો અને મંદિરોનાં દર્શન કરવા કેમ જતા નથી?

હું—તેઓ માત્ર આપનાંજ દર્શને આવ્યા છે.

શ્રીરામકૃષ્ણ—હેં! ત્યારે તો તેઓ ચકમક જેવા છે, ચિનગારીવાળા છે. હજારો વર્ષસુધી ચકમકને પાણીમાં રાખો, પણ અફાળશો કે તરતજ તેમાંથી ચિનગારી છૂટશે. એ તેના જેવા

હોવા જોઇએ. પણ અમને અફાળવાથી કશું વળનાર નથી.

આ છેલ્લા શબ્દો સાંભળીને અમે હસ્યા. હું બીજે દિવસે ગયો. મેં પ્રણામ કરીને બેઠક લીધી, એટલે તેઓ બોલ્યા કે "પેલી અડધી ખાટી ને અડધી ગળી ચીજ 'સું સું સું સુ' બોલે છે, તે લાવી આપશો ?" મેં પૂછ્યું કે "આપ લેમોનેડ માગો છો ?" તેમણે કહ્યું કે "હા, હા, એ મને લાવી આપશો !" પછી મેં એ શીશી લાવી આપી હતી. તેઓ તે દિવસે એકલાજ હતા. મેં તેમને કેટલાક પ્રશ્નો પૂછયા.

હું—આપ ન્યાતજાતનાં બંધનો પાળો છો ?

શ્રીરામકૃષ્ણ—એટલાં બધાં નહિ; અભિમાન ન લઈ શકું. કેશવ સેનને ઘેર મેં કઢી પીધેલી. એક વાર શું બન્યું હતું તે કહું. લાંબી દાઢીવાળો કોઇ માણસ (મુસલમાન) બરફ વેચવા આવેલો, પણ મને તે લેવાની ઇચ્છા ન થઈ. થોડી વાર પછી કોઇકે એજ માણસ પાસેથી બરફ આણ્યો, જે હું ખાઇ ગયો. નાળિયેરી અને તાડનાં ઝાડ જેમ જેમ મોટાં થતાં જાય છે, તેમ તેમ તેનાં નીચલાં પાંદડાં આપોઆપ ખરી પડે છે. ન્યાતજાતના રીતરિવાજ પણ એવી રીતે ખરી પડે છે; પણ પેલા મૂર્ખા કહે છે એમ તેને પરાણે ખેરવતા નહિ.

હું—કેશવબાબુ વિષે આપનો શો મત છે ?

શ્રીરામકૃષ્ણ—હં, એ તો સાધુપુરુષ છે.

હું—અને ત્રૈલોકય બાબુ ?

શ્રીરામકૃષ્ણ—સુંદર માણસ, તેમ સારો ગવૈયો પણ ખરો.

હું—અને શિવનાથ બાબુ ?

શ્રીરામકૃષ્ણ—માણસ ભલો, પણ લમણાઝીક બહુ કરનારો.

હું--હિંદુઓ અને બ્રહ્મો (બ્રહ્મસમાજીઓ) વચ્ચે શો ફરક છે?

શ્રીરામકૃષ્ણ—ઝાઝો નહિ. જ્યારે અહીં શરણાઈ વાગે છે, ત્યારે એક માણસ તો માત્ર એક સૂર જ પૂર્યા કરે છે, અને બીજો જુદી જુદી રાગરાગિણી વગાડે છે. બ્રહ્મસમાજીઓ ઈશ્વરના માત્ર એક નિરાકાર સ્વરૂપનોજ સૂર કાઢયા કરે છે, ત્યારે હિંદુઓ તેનાં જુદાં જુદાં અનેક સ્વરૂપોનો આનંદ લે છે.

બારીસાલના અચલાનંદ તીર્થઅવધૂતને હું મળ્યો હતો, એવું મેં ગુરુદેવને કહ્યું. આ ઉપરથી નીચેની વાત થઇ:—

શ્રીરામકૃષ્ણ—કોદ્રાંગના રાજકુમાર તેજ ને એ ?

હું—હા દેવ.

શ્રીરામકૃષ્ણ—તમને કેવા લાગ્યા ?

હું—મને બહુ પસંદ પડયા.

શ્રીરામકૃષ્ણ—તમને વધારે સારા કોણ લાગે છે ? હું કે તે ?

હું—મુકાબલો તો કેવી રીતે થાય ? તે પ્રખર વિદ્વાન છે, આપ છો ? ગુરુદેવ થોડા ગુંચાયા, અને મૌન રહ્યા. ક્ષણેક પછી તેઓ બોલ્યા કે "તે વિદ્વાન ભલે હોય, પણ તમે તો રસિક છો. તમારી સોબતમાં બહુ ગમ્મત આવે છે." પછી તેમણે હસતાં કહ્યું કે "ઠીક કહ્યું ! ઠીક કહ્યું !"

પછી તેમણે પંચવટીમાં જે સાધના કરી હતી તેની થોડી વાત કરી. તે પછી તોતાપુરી વિષે પણ કંઇક કહ્યું. પછી મેં તેમને પૂછયું કે "મને ઈશ્વરનાં દર્શન કેમ થાય ?"

તેમણે કહ્યું કે "ચુંબક જેમ લોઢાને ખેંચે છે તેમ તે આપણને હમેશાં આકર્ષી રહેલો છે. પણ કાટ ચઢયો હોય છે તેથી લોઢું આકર્ષાતું નથી તેવુંજ મલિન મનનું પણ છે. પ્રેમાશ્રુથી મનનો મેલ ધોવાઇ જાય છે, ત્યારે તે ઈશ્વર તરફ તરતજ ખેંચાવા લાગે છે."

હું તેમના શબ્દો લખી લેતો હતો તેવામાં તેઓ બોલ્યા કે "માત્ર 'ભાંગ' બોલવાથી કંઇ નશો ચઢતો નથી. 'ભાંગ લાવીએ અને પાણી સાથે લસોટીને પીએ તોજ કેફ ચઢે છે." પછી તેમણે કહ્યું કે "તમારે દુનિયા સાથે કામ રહ્યું, તોપણ મનને ઈશ્વરના વિચારથી થોડું ઘણું રંગાયલું રાખજો. કામ-કાજમાં હો, ત્યારે પણ એ નશાની ખુમારી ચઢેલી રહેવા દેજો. અલબત, શુકદેવની પેઠે ભાન ભૂલી જઈ ભૂમિપર ઢળી પડો ત્યાંસુધી હરિરસ ઉપરાઉપરી પીધા કરો એવું કાંઇ તમે કરી શકનાર નથી."

"હા, એક રસ્તો છે. તમારે જો તેનાજ થઇને દુનિયામાં રહેવું હોય તો તમે ઈશ્વરને કુલ મુખત્યારનામું આપી દો. તમારી બધી જવાબદારીઓ તેને સોંપી દો અને જેમ તેને મરજીમાં આવે તેમ કરવા દો."

હું તેમને જ્યારે છેલ્લો (તા. ૨૩મી, મે ૧૮૮૫) મળ્યો, ત્યારે મારી સાથે અમારી સ્કૂલના મુખ્ય શિક્ષક હતા. તે તાજાજ બી. એ. થયા હતા. શ્રીરામકૃષ્ણે તેમને જોતાંજ તેઓ

બોલ્યા કે "હેં, આને વળી તું કયાંથી ઉપાડી લાવ્યો? સરસ માણસ છે!" પછી તેમણે ઉમેર્યું કે "તું વકીલ છે. અને હોંશિયાર છે. મને તારી થોડી હોંશિયારી નહિ આપે? પેલે દિવસે તારા પિતા આવ્યા હતા, અને અહીં ત્રણ દિવસ રહ્યા હતા."

મેં પૂછયું કે "આપને તેઓ કેવા લાગ્યા?"

ગુરુદેવે કહ્યું કે "માણસ સુંદર, પણ કોઇ વાર બહુ બોલે છે."

મેં કહ્યું કે "આપ જ્યારે તેમને બીજી વાર મળો ત્યારે તેમની એ ટેવ ભૂલાવવાની કૃપા કરજો." ગુરુદેવ હસ્યા. અમને શિખામણ આપવાની મેં તેમને વિનંતિ કરી. તેઓ બોલ્યા કે "તું હૃદયને ઓળખે છે?"

મેં કહ્યું કે "નામથી ઓળખું છું." પછી તેમણે કહ્યું કે "હૃદય મને કહેતો કે, તમારી શિખામણોનો ખજાનો એકી વારે ઠાલવી ન નાખો. એકની એક વાત વારે વારે તમારે શામાટે કહેવી જોઇએ?' હું કહેતો કે 'મૂર્ખ! એ શબ્દો મારા છે, તેથી મને ફાવે તો હું તે લાખવાર બોલી નાખું. તું છાનો રહે.'" હું હસ્યો અને બોલ્યો કે "વાસ્તવિક છે."

થોડી વાર પછી તે ઉભા થયા. કેટલોક વખત ૐનો ઉચ્ચાર કર્યો. પછી ભજન બોલવા લાગ્યા. તેની શરૂઆત આ પ્રમાણે થતીઃ–"મારા મન! દિવ્ય સૌન્દર્યના સિંધુમાં ઉંડે ડૂબી જા, ઉંડે ડૂબી જા." પહેલી થોડી લીટી બોલ્યા ન બોલ્યા, એટલામાં તેઓ પોતેજ ઉંડે ડૂબ્યા અને સમાધિમાં પહોંચી ગયા!

સમાધિ છૂટી એટલે તેઓ ઓરડામાં આંટા મારવા લાગ્યા. એ વખતે પહેરેલું વસ્ત્ર તેમણે બંને હાથે કમર સુધી ઉંચું કર્યું. તેનો એક છેડો ભોંયપર ઘસડાતો હતો, અને બીજો છેડો લટકતો હતો. જરા ગોદો મારીને મારા સાથીના કાનમાં હું બબડયો કે "જો, કેવી સરસ રીતે તેઓ વસ્ત્ર પહેરે છે!" એક પળ પછી તેમણે વસ્ત્ર ફેંકી દીધું અને બોલ્યા કે "હદ્દ! આ શી પંચાત!"

બીજી થોડીક વાત થયા પછી તેઓ નાગા નાગા ખાટલાની ઉત્તર બાજુએ બેઠા અને નીચેની વાત શરૂ થઇઃ–

શ્રીરામકૃષ્ણ—તું મને અસભ્ય ધારે છે?

હું—અલબત્ત નહિજ. આપ એમ કેમ પૂછો છો?

શ્રીરામકૃષ્ણ—શિવનાથ અને બીજાઓ એમ માને છે. જ્યારે તેઓ આવે છે ત્યારે મારે વસ્ત્ર વિંટાળી લેવું પડે છે. તું ગિરીશ ઘોષને ઓળખે છે ?

હું—મેં તેને જોયો નથી, પણ તેના વિષે સાંભળ્યું છે ખરૂં.

શ્રીરામકૃષ્ણ—ભલો માણસ છે.

હું—લોકો કહે છે કે તે પીધેલ છે.

શ્રીરામકૃષ્ણ-પીવા દો! ક્યાં સુધી પીશે? નરેન્દ્રને ઓળખો છો?

હું—ના, દેવ.

શ્રીરામકૃષ્ણ—મને બહુ ઇચ્છા છે કે તુ તેને મળે. બી. એ. પાસ થયો છે અને હજી કુંવારો છે.

હું—બહુ સારૂં. હું તેને મળીશ.

શ્રીરામકૃષ્ણ—આજે રામદત્તને ત્યાં કીર્તન થશે. તું તેને મળજે. આજ સાંજે ત્યાં જજે.

હું—બહુ સારૂં.

શ્રીરામકૃષ્ણ—હા, જજે; ભૂલતો નહિ.

હું—આપની આજ્ઞા માથે ચઢાવું છું. ખચીત જઇશ.

તેમણે અમને ઓરડામાંનાં ચિત્રો બતાવ્યાં, અને ભગવાન બુદ્ધનું ચિત્ર મળી શકશે કે કેમ તે વિષે પૂછ્યું. મેં જવાબ આપ્યો કે 'મોટે ભાગે મળશે.'

શ્રીરામકૃષ્ણ—કૃપા કરીને મને એક આપજે.

હું—ફરીથી આવીશ ત્યારે લાવીશ. પણ હાય! મને એ તક નજ મળી.

તે સાંજે હું રામબાબુને ઘેર ગયો અને નરેન્દ્રને મળ્યો. એક ઓરડામાં શ્રીરામકૃષ્ણ તકિયાને અઢેલીને બેઠા હતા. નરેન્દ્ર તેમની બાજુએ હતો, હું આગળ હતો. તેમણે નરેન્દ્રને મારી સાથે વાત કરવાનું કહ્યું; પણ તેણે કહ્યું કે "મારૂં માથું આજે બહુ દુઃખે છે, વાત કરવાની મુદ્દલ ઇચ્છા થતી નથી." મેં કહ્યું કે "ત્યારે આપણે કોઇ બીજે દિવસે વાતો કરીશું." પછી આલ્મોરામાં ૧૮૯૭ ના મે કે જૂનમાં એ વાતો થઈ.

વાહ! તેની સાથેના એ થોડા દિવસો મેં કેવા આનંદમાં ગાળ્યા હતા! તે પછી હું તેને કદી નજ મળી શકયો. આલ્મોરામાં અમને ભેગા થવાનો યોગ આણી આપવામાં ગુરુદેવની ઇચ્છાજ કેવળ કારણભૂત હતી.

હું ગુરુદેવને ફક્ત ચાર કે પાંચ વાર મળ્યો હતો. પણ એ ટુંક વખતમાં તેઓ અને હું જાણે એકજ ગુરુના વિદ્યાર્થીઓ હોઇએ એવો અમારો પરસ્પર સંબંધ બંધાયો હતો. મેં તેમની સાથે બોલવામાં કેટલી બધી છૂટ લીધી હતી! પણ હું તેમની પાસેથી દૂર જતો કે તરતજ મને વિચાર આવતો કે "ભલા ભગવાન! હું કોની સાથે બોલતો હતો? એ થોડા દિવસોમાં મને જે કંઇ પ્રાપ્તિ થઈ છે તેથી મારૂં સમસ્ત જીવન રંગાયું છે, તે આનંદને વરસાવતા સ્વર્ગીય સ્મિતની યાદ મને હજી પણ છે."

શ્રીરામકૃષ્ણે પંડિત ઈશ્વરચંદ્ર વિદ્યાસાગરની મુલાકાત લીધી હતી. પંડિત વિદ્વત્તામાટે સુપ્રસિદ્ધ હોઇ 'વિદ્યાસાગર'ની ઉપાધિને લાયક ઠર્યા હતા. પણ એ વિદ્વત્તા કરતાં તેમનામાં અનુકંપા વધારે ભરી હતી. વિદ્યાસાગરની અસાધારણ યોગ્યતા વિષે ગુરુદેવે નાનપણથીજ સાંભળ્યું હતું, એટલે તેમના તરફ તેઓ સ્વાભાવિક રીતે આકર્ષાયા હતા.

તા. ૫ મી ઑગસ્ટ ૧૮૮૨ ની બપોરે શ્રીરામકૃષ્ણ મહેન્દ્ર, ભાવનાથ અને હાજરાની સાથે ગાડીમાં બેસીને વિદ્યાસાગરને મુકામે જવા ઉપડયા. મોટે રસ્તે થતી પુષ્કળ આવ-જાને લીધે ગાડી ઉભી રહી હતી, એવામાં ગુરુદેવે કોઇ માણસને બીજી ગાડીમાં રોફબંધ પોતાનાં પગનાં મોજાં તરફ જોઇને સંતોષ માનતો દીઠો. ગુરુદેવનું દિલ ભરાઇ આવ્યું, અને તેઓ જગદંબાને અરજ કરતાં બોલ્યા કે "મા! આ માણસે ભોગવિલાસ પેટ ભરીને ભોગવ્યા નથી. તેને તે થોડા ભોગવી લેવા દેજે."

વિદ્યાસાગરનું ઘર નજીક આવતું હતું એટલે તેઓ કેટલીક વાર સ્વગત આ પ્રમાણે બોલતા "મા! પંડિતને મળવા હું જાઉં છું; પણ તું જાણે છે કે, હું બિલકુલ અભણ છું." તેઓ ઉન્મત્ત દશામાં આવી જતા, અને જગતની વાતો પ્રત્યે પોતે અણગમો બતાવતા. વિદ્યાસાગરના ઘર આગળ ગાડી થોભી. શ્રીરામકૃષ્ણ ભાવનાથને ટેકવીને ગાડીમાંથી ઉતર્યા. તેમણે રાતી કોરનું ધોતિયું પહેર્યું હતું. ધોતિયાનો એક છેડો ખભે નાખ્યો હતો. તેમણે પહેરેલો કોટ બટન દીધા વિના ખુલ્લો હતો. બાગમાં થઇને તેઓ જતા હતા એવામાં તેમણે કોટને બટન દેવાની જરૂર વિષે મહેન્દ્રને પૂછયું. મહેન્દ્રે જવાબ આપ્યો કે "ના

દેવ! આપ જેવાને તેમ કરવાની જરૂર નથી." મકાનને પહેલે મજલે મંડળી પહોંચી. મહેન્દ્રે ગુરુદેવની પંડિતને ઓળખ આપી, તેમણે તેમનું સ્વાગત કર્યું. ગુરુદેવ મસ્ત દશામાં હતા, અને જાણે પંડિતને ઓળખતા હોય એવા ભાવથી તેમની તરફ જોઇ રહ્યા હતા. પોતાની મસ્તીને કાબુમાં રાખવા ખાતર તેઓ વારે વારે કહેતા કે "હું થોડું પાણી પીશ." આ અવસ્થામાં તેઓ બાંકડાપર બેઠા. તે પર કોઇ છોકરો બેઠો હતો. શ્રીરામકૃષ્ણદેવ તેની પાસેથી ખસી જઇને કહેવા લાગ્યા કે "મા ! આ છોકરાને જગતપર રાગ વિશેષ છે."

વિદ્યાસાગરે પીવાનું પાણી મંગાવ્યું, અને શ્રીરામકૃષ્ણને મિઠાઈ લેવામાં બાધ નથી એમ જાણી લઈને થોડી તે પણ મંગાવી. શ્રીરામકૃષ્ણે અને ભકતોએ તે ચાખી. પોતાની પાસે બેઠેલા કોઈ છોકરાનાં વખાણ કરતાં ગુરુદેવે વિદ્યાસાગરને કહ્યું કે "આ છોકરો સારો છે. તે સદ્‌ગુણથી ભરેલો છે. તેને ફલ્ગુ નદીની ઉપમા આપી શકાય. એ નદી રેતીના ભાઠા જેવી જણાય છે, છતાં સહેજ ખોદતાં અંદરથી પાણીનો પ્રવાહ નજરે પડે છે."

પછી તેઓ સ્મિતપૂર્વક વિદ્યાસાગર પ્રત્યે બોલ્યા કે "આજે હું 'સાગર' સમીપ છું, આજ સુધી મેં નહેરો, ઝરણાં કે બહુ તો નદીઓજ જોઇ છે. હવે આજે સાગરને જોઉં છું."

વિદ્યાસાગર—તો દેવ ! તેમાંથી થોડું ખારૂં પાણી લઇ લો.

શ્રીરામકૃષ્ણ—ના ના, તમે કંઈ ખારા સાગર નથી. તમે 'અવિદ્યાસાગર' નથી પણ 'વિદ્યાસાગર' છો. ( હાસ્ય ) પુરાણોમાં કહેલા ક્ષીરસાગર છો.

વિદ્યાસાગર—વારૂ દેવ! આપને જે યોગ્ય લાગે તે કહો.

શ્રીરામકૃષ્ણ—તમે જે કરો છો તે કામ સાત્ત્વિક છે. એ સત્ત્વનું રાજસિક સ્વરૂપ છે. સત્ત્વમાંથી દયા જન્મે છે. દયાભાવથી જે કામ થાય છે તે ઘણી વાર રાજસિક હોય છે, પણ એ રજસ પણ સત્ત્વમાંથી જન્મેલું હોય છે તો હાનિકારક થતું નથી. ઈશ્વર વિષેનો પયગામ મનુષ્યજાતિને પહોંચાડવા ખાતર શુકદેવ વગેરેએ પણ દયાભાવ જતો કર્યો નહોતો. તમે જ્ઞાન અને અન્ન બંનેની લહાણી કરી રહ્યા છો, એ સારી વાત છે. નિઃસ્વાર્થ બુદ્ધિથી તેમ કર્યા જશો તો ઈશ્વરદર્શનમાં તે મદદ કરશે. પોતે ધર્મ રળે કે કીર્તિ ખાટે એવી મતલબથી જે કેટલાક

કામ કરે છે, તેમનું કામ સ્વાર્થરહિત ન કહેવાય. વળી, તમે તો સિદ્ધ પુરુષ પણ છો.

વિદ્યાસાગર—દેવ! એ કેવી રીતે?

શ્રીરામકૃષ્ણ (હસીને)—બટાટા અને બીજાં શાકને જ્યારે ઉકાળીએ ત્યારે પકવ થઇ નરમ થાય છે-સિદ્ધ થાય છે. તમે એવા નરમ અંતઃકરણના છો-તમે એવા દયાળુ છો! (હાસ્ય)

વિદ્યાસાગર—પણ ઉકાળતાં કેટલીક ચીજ કઠણ પણ બને છે; દાખલાતરીકે, દાળનું પૂરણ. (હાસ્ય)

શ્રીરામકૃષ્ણ—ના, ના, તમે તેવા નથી. જેઓ કેવળ વિદ્વાનો હોય છે તેઓ કરમાયલાં ફળ જેવા છે. એવાં ફળ કદી પાકતાં નથી. તેઓ અડધે રસ્તે આવીને પાછા પડી જાય છે. ગીધ ઘણે ઉંચે ઉડે છે, છતાં જમીનપર પડેલા માંસના ટુકડા-પરથી તેની નજર ખસતી નથી. જેઓ કેવળ વિદ્વાનજ હોય છે તેઓ કનક અને કાન્તામાં લુબ્ધ હોય છે-ગીધની પેઠે તેઓ માંસના ટુકડાની શોધમાં ફરે છે. એ રાગ અવિદ્યામાંથી જન્મે છે; જ્યારે દયા, ભક્તિ અને ત્યાગ એ વિદ્યાના અંકુરો છે.

મંત્રમુગ્ધ બની બધા તેમના શબ્દોને સાંભળી રહ્યા હતા. તેમણે ઉપાડયું કે "વિદ્યા અને અવિદ્યાથી બ્રહ્મ પર છે. માયાથી તે અતીત છે. શબ્દોથી બ્રહ્મની વ્યાખ્યા ન થઇ શકે. વેદો, પુરાણો, તંત્રો અને છયે દર્શનો-બધાં મોઢેથી ઉચ્ચારા-યલાં હોઇ ઉચ્છિષ્ટ છે. એકજ ચીજ ઉચ્છિષ્ટ નથી, અને તે બ્રહ્મ. કોઇ પણ હજી કહી શકયું નથી કે બ્રહ્મ એ શું છે."

વિદ્યાસાગર (પોતાના મિત્રોને)—આ યાદ રાખવા જેવી વાત છે. આજે હું કંઇક નવીન શીખ્યો છું.

શ્રીરામકૃષ્ણ—પોતે બ્રહ્મ વિષે બધુંજ જાણી ચૂકેલા છે એવું કેટલાક લોકો માને છે. કોઇ કીડી સાકરના ડુંગર પાસે પહોંચી. તેણે એક કણ ખાધો એટલે સંતોષ પામી. બીજો કણ લઇ તે ઘેર ગઇ. ઘેર જતાં તેને વિચાર થયો કે બીજી વખતે આખો ડુંગર ઉંચકી લાવીશ! જેમની કિંમત ક્ષુદ્ર જંતુ કરતાં વિશેષ નથી, એવા લોકો કીડી જેવો વિચાર ધરાવે છે. બ્રહ્મ મન અને વાણીથી પર છે, એ તેઓ જાણતા નથી. માણસ ગમે તેટલો મોટો હોય, પણ તે કદી ઇશ્વરને ઓળખી શકતો નથી. શુકદેવ વગેરે બહુ તો આઠ કે દશ કણ લઈ જવાની શક્તિવાળી મોટી કીડીઓ

છે, એટલુંજ.

"શાસ્ત્રો તો બ્રહ્મ વિષે સૂચનાજ કરે છે. જ્યારે કોઇને અસંપ્રજ્ઞાત સમાધિ થાય છે ત્યારેજ તેને બ્રહ્મસાક્ષાત્કાર અથવા અપરોક્ષ જ્ઞાન થાય છે. એ દશામાં બુદ્ધિ અને બીજી સર્વ વૃત્તિઓ શાંત–નિવૃત્ત રહે છે. એ સમયે અને તે પછી પણ મનુષ્યની વાણીમાં એ બ્રહ્મસાક્ષાત્કારનું યથાવત્ વર્ણન કરવાની શક્તિ હોતી નથી. મીઠાની પૂતળી સમુદ્રનું માપ લેવા સંચરી! (હાસ્ય) તે કેટલો ઉંડો છે તે કહી બતાવવાની તેને હોંશ હતી! પણ એ બધી વાત મારી ગઇ. તે પાણીને અડકી કે ગળી ગઇ. પછી સમુદ્ર ઊંડો કેટલો એ કોણ કહે?"

કોઇકે પૂછયું કે "સમાધિ પછી પણ સાક્ષાત્કાર પામેલો પુરુષ તે વિષે કહી ન શકે?"

શ્રીરામકૃષ્ણ—(વિદ્યાસાગર વગેરેને) "મનુષ્યજાતિને ઉપદેશ કરવા ખાતર શંકરાચાર્યે પોતાનો વિશુદ્ધ અહંભાવ જાળવી રાખ્યો હતો. જ્યારે કોઇ બ્રહ્મને જાણે છે ત્યારે તે શાંત–મૌન–રહે છે. સાક્ષાત્કારની પૂર્વક્ષણ સુધીજ બુદ્ધિનો પ્રદેશ વિસ્તરે છે. માખણની તાવણી પૂરેપૂરી ન થાય ત્યાંસુધીજ તે 'કડ કડ' બોલે છે. તાવણી ખરી થઈ કે તરતજ એ અવાજ બંધ પડે છે. પણ પાછું તેમાં ભજીયાં તળીએ એટલે તેનો 'શણ શણ' કરતો અવાજ ફરી શરૂ થાય છે, અને તે તળાઇ રહે એટલે એ અવાજ પાછો બંધ પડે છે. એ પ્રમાણે સાક્ષાત્કાર પામેલો માણસ નીચલી ભૂમિકાએ આવે છે, અને તે મનુષ્યજાતિના હિતમાટેજ બોલે ચાલે છે."

"માખી ફૂલપર બેસતી નથી ત્યાં સુધીજ તે ગણગણે છે. મધ ચૂસવાનું શરૂ થયું કે તે શાંત પડે છે; છતાં કેટલીક વાર પેટ ભરીને મધ ચૂસ્યા પછી આનંદના આવેશને લીધે પણ ગુંજવા લાગે છે ખરી."

"તળાવમાં ઘડો ડૂબાડીએ છીએ ત્યારે તે ભગભગ કરતો અવાજ કરે છે. જ્યાં તે પૂરો ભરાયો કે પછી જરા પણ બોલતો નથી. (હાસ્ય) પણ જો એ ઘડાનું પાણી બીજા ઘડામાં ઠાલવીએ તો તો પાછો તે તરતજ અવાજ કરે છે."

પછી તેમણે સાક્ષાત્કાર પામેલો મનુષ્ય સમસ્ત વિશ્વને કેવળ બ્રહ્મમય કેવી રીતે જોઈ શકે છે તે સમજાવ્યું, અને ઉમેર્યું કે બધાજ ધર્મપંથો સત્ય છે.

વાતચીત દરમિયાન ગુરુદેવે કહ્યું હતું કે, પ્રભુએ જુદા જુદા મનુષ્યોને ભિન્ન ભિન્ન શક્તિથી નવાજ્યા છે. વિદ્યાસાગરે આ બાબતમાં વિસ્તૃત ખુલાસો કરવાની ઇચ્છા દર્શાવી.

શ્રીરામકૃષ્ણ—સર્વવ્યાપક પ્રભુરૂપે તે કીડીથી કુંજર સુધી બધામાં વ્યાપ્ત છે, છતાં શક્તિના આવિષ્કારમાં ફરક છે. એમ ન હોય તો એક માણુસ દશને હરાવે, અને બીજો એકજ સામાવાળીઆથી ભાગી જાય એમ કેમ બની શકે? જો એમ ન હોય તો લોકો તમને માન શું કરવા આપે છે? શું તમારે માથે શિંગડાં છે? તમારામાં દયા અને વિદ્વત્તા બન્ને છે. એવું બીજાઓમાં નથી; તેથીજ તમને લોકો સત્કારે છે, અને મળવા આવે છે. તમે આ વિચાર કબૂલ રાખો છો ને?

ઉત્તરમાં વિદ્યાસાગરે કેવળ સ્મિત કર્યું.

શ્રીરામકૃષ્ણ—"નરી વિદ્વત્તામાં કાંઈજ માલ નથી. ઈશ્વરને પામવાનાં સાધનો જાણવા માણુસ ચોપડીઓ વાંચે છે. પણુ ગીતાનો અર્થ શો છે? 'ગીતા' શબ્દ દશ વાર બોલો ને જે મળે તે. જો તમે એ શબ્દને બોલ્યા કરો તો તે ગી–તા–ગી–તા–ગી– એટલે કે 'તાગી' (ત્યાગી) બોલાય છે. ગીતાનો ઉપદેશ એવો છે કે મનુષ્યે બધું જવા દઇને એ બધું જેના રૂંવા બરાબર પણુ નથી એવા તે અપાર સચ્ચિદાનંદમય પ્રભુને પામવાનો પ્રયત્ન કરવો. ત્યાગી હોય કે ઘરબારી હોય, પણુ એને પામવા માટે તો દરેકે મનમાંથી બીજી બધીજ રાગવૃત્તિઓને દેશ-નિકાલજ કરવી જોઇએ."

"સાક્ષાત્કાર પામેલો મનુષ્ય ભક્તિમાં કેમ મશગૂલ રહેતો હશે? જવાબ એ છે કે, અહંતા કાંઇ મારી મરતી નથી. મનુષ્ય પરમ સમાધિમાં હોય ત્યાંસુધીજ તે અલોપ થાય છે, પણુ પાછો જાગ્રત અવસ્થામાં આવે છે એટલે પાછો તે ડોકું કાઢે છે. તમે કોઈ વાર સ્વપ્નમાં વાઘને જુઓ ત્યારે જાગ્યા પછી પણુ તમારૂં હૈયું ધબકતું હોય છે ને એ બધી પીડા અહંતાને લીધે છે. બળદ 'હમ્મા' કે 'હું' બોલે છે. તેને આટલું આટલું વેઠવું પડે છે તેનું કારણુ તેના એ અહંતા-સૂચક બોલવામાં છે. તે હળમાં જોડાય છે, અને ધૂમ ધખતી લૂની સગડીઓમાં તેમ વર્ષાની ઝડીઓમાં પણુ તેની પાસે કામ લેવાય છે. અને કામને લાયક ન રહે ત્યારે કદાચ તેનો વધ થાય

છે. પછી તેના ચામડાનાં પગરખાં બને છે, અને ઢોલ પણ બને છે, જે નિષ્ઠુરપણે ટીપાય છે; છતાં આટલેથીયે તેના દુઃખનો અંત આવતો નથી. તેનાં આંતરડાંમાંથી તાંત બને છે, જે રૂ પિંજવાની પિંજણના કામમાં આવે છે. આખરે તે 'હમ્મા' (હું) બોલતો બંધ પડે છે, અને "તૂહી-તૂહી"× કહે છે ત્યારેજ મોક્ષ પામે છે. ઓ પ્રભુ! હું દાસ છું, અને તું સ્વામી છે; હું દીકરો છું, અને તું માતા છે."*

"રામે હનુમાનને પૂછ્યું કે 'તું મને કેવા રૂપે જુએ છે?' હનુમાને જવાબ આપ્યો કે મારામાં જીવભાવ-અહંતામમતા હોય છે, ત્યારે આપ પૂર્ણ છો અને હું આપનો અંશ છું; દેહભાવ હોય છે ત્યારે આપ સ્વામી છો અને હું દાસ છું; પણ જ્યારે મને પરમાત્મસાક્ષાત્કાર થાય છે, ત્યારે આપ તે હું છું અને હું તે આપ છો.'"

"જ્યાં સુધી પોતાનું સર્વસ્વ તેને શરણે ધર્યું હોય નહિ, ત્યાંસુધી (શાસ્ત્રજ્ઞાન ઉપરથી तत्त्वमसि-अहंब्रह्मास्मि ઈ૦ કહીને અપરોક્ષ જ્ઞાનનો ગમે તેટલો આડંબર કર્યા કરે; પણ) માત્ર એકલી વિદ્યા કે બુદ્ધિવડે ઈશ્વરને કોઈ પણ યથાવત જાણી શકે નહિ પરમાત્મદર્શન પામી શકે નહિ."

(વિદ્યાસાગરને) "વારૂ, પણ તમારો તેના પ્રત્યે કેવા પ્રકારનો ભાવ છે?"

વિદ્યાસાગર હસ્યા અને બોલ્યા કે "કોઈ દિવસ ખાનગીમાં આપને તે કહીશ.' (હાસ્ય)

શ્રીરામકૃષ્ણ હસતાં હસતાં બોલ્યા કે "એકલી વિદ્વત્તા અને બુદ્ધિવડે તેને યથાવત્ ઓળખી શકાતો નથી." પછી તેઓ કોઇ એવા ભાવનું પ્રાણપ્રેરક ભજન લલકારવા લાગ્યા. 'જગદંબા કેવી છે એ કોણ જાણે છે?' ભજન પૂરૂં કર્યા પછી તેમણે વિદ્યાસાગરને કહ્યું કે "તમે જોયું? 'માના ગર્ભમાં આખું વિશ્વ

× પિંજણનો અવાજ આવો થાય છે. અનુવાદક

* "તૂહી તૂહી" નો શબ્દાર્થ તો "તુંજ-તુંજ" એવો છે; પણ ભાવાર્થ એ છે કે, અલૌકિક સત્યનું, અનંત ઐશ્વર્યનું અને અનુપમ સુખસામર્થ્યનું કોઇ પણ ઉદાર સ્થાન અને દાતાર હોય તો તે એકમાત્ર તુંજ છે, તુંજ છે. તારા વિના કયાંય નથી-કોઇ નથી-કશું નથી. સંપાદક

સૂતેલું છે.' અને 'તત્ત્વજ્ઞાનનાં છયે દર્શનો ભણે તે પણ તેને જાણવા પામવાને અસમર્થ છે.' તમારે જ્ઞાન ઉપરાંત શ્રદ્ધા અને ભક્તિ સાધ્ય કરવી જોઇએ."

તેમણે શ્રદ્ધાની પ્રશંસા કરતાં કહ્યું કે "લોકો કહે છે કે હનુમાનને રામનામમાં એટલી બધી શ્રદ્ધા હતી કે તે સમુદ્રને એકજ કૂદકે ઓળંગી ગયા. પણ રામને પોતાને તો સેતુજ બાંધવો પડયો !" પછી તેમણે શ્રદ્ધા અને ભક્તિનો પ્રભાવ દર્શાવ-નારાં બે પ્રેરક ભજન ઉપાડયાં, અને તે દરમિયાન સમાધિલીન થયા. પંડિત અને બધા મંત્રમુગ્ધ બની એ દૃશ્ય આશ્ચર્યવત જોઈ રહ્યા. જાગ્રતમાં આવતાં વળી ગુરુદેવ બોલ્યા કે "એ ઈશ્વરજ માતારૂપે સંબોધાય છે ! સૌથી સાચું સગપણ એ માતાનુંજ છે; અને કેવળ પ્રેમથીજ એ પરમપિતાની કૃપા અને સાક્ષાત્કાર પામી શકાય છે. ઉત્કટ ભક્તિ, પ્રેમ અને શ્રદ્ધાની-જ જરૂર છે."

પછી તેમણે બીજું ભજન લલકાર્યું. એ પછી તેઓ બોલ્યા કે "સગાં વહાલાં પ્રત્યે અને લૌકિક કામોમાં જેવો પ્રેમ હોય છે તેવો જો ઇશ્વર પ્રત્યે પ્રેમ હોય તો બાહ્યપૂજા અને યજ્ઞયાગાદિ જેવાં કર્મ કાંડની જરૂર રહેતી નથી. પવન વાતો હોય નહિ ત્યારેજ પંખાની જરૂર પડે છે; દખણાતો પવન ફૂંકાય એટલે પંખો યોગી થવાથી દૂરજ મૂકવો પડે છે."

"તમે જે કામમાં પડયા છો તે પણ સારૂં છે. કેમકે જો તે ફળની આશા વિના થશે તો તેથી પણ ઇશ્વર પ્રત્યે ભક્તિ અને પ્રેમનો ઉદય થશે. અને પરિણામે પરમાત્મસાક્ષાત્કાર પણ થશે."

"તેને માટે તમારાં શ્રદ્ધા ભક્તિ વધતાં જશે, તેમ તેમ તમારૂં પણ બાહ્ય કામ ઘટતું ચાલશે. અત્યારે તમે જે કામ કરો છો તે તમારા પોતાના ભલા માટે છે. (લોકકીર્તિ, સ્વર્ગસુખ ઈત્યાદિના) સ્વાર્થવિના જો તે થઈ શકશે, તો તમારૂં અંતર પણ જરૂર નિર્મળ થશે અને ઈશ્વર પ્રત્યે ઊંડી શ્રદ્ધા ભક્તિ જાગી ઉઠશે; અને જ્યાં એ પ્રાપ્તિ થઇ કે સત્વર તમે ઇષ્ટસાક્ષાત્કાર કરવા શક્તિવાન થશો. ખરૂં જોતાં તો જગતને સહાય મનુષ્ય નથી કરતો પણ પ્રભુ પોતે કરે છે. જે કોઇ પોતાનું કર્તવ્ય સમજીને અને તેનું હથિયાર સમજીને

પૂર્ણ નિઃસ્વાર્થભાવે અને સર્વ શક્તિપૂર્વક કામ કરશે, તેજ પોતાનું સાચું કલ્યાણ સાધી શકશે.”

“તમારામાં સોનું ભર્યું છે, તે વિષે હજી તમને ખબર નથી. કેમકે તે સપાટીની નીચેના ભાગમાં છે. એક વાર પણ જો તમને તેની ઝાંખી થાય તો પરમાત્મચિંતન સિવાયનું બીજું બધું કામ આપોઆપ ઓછું થશે.”

“આગે બઢો! કોઇ કઠિયારો લાકડાંની શોધમાં જંગલમાં ગયો. ત્યાં કોઇ સાધુએ તેને કહ્યું કે ‘આગે બઢો, કહીં ભી ઠહરો મત’ તે આગળ વધ્યો અને જુએ તો ચંદનનાં ઝાડ! કેટલાક દિવસો ત્યાં વીતી ગયા પછી તે વિચાર કરવા લાગ્યો કે ‘સાધુએ તો મને હજી પણ આગળ વધવાનું કહ્યું હતું, ચંદનનાં ઝાડ આગળ અટકી જવાનું નહિ.’ પછી તે આગળ વધ્યો, એટલે રૂપાની ખાણ જડી! કેટલાક દિવસ પછી, તે ત્યાંથી આગળ વધ્યો–અને સોનાની ખાણ જડી. હજી વધારે આગળ ચાલ્યો એટલે તો હીરામાણેકની ખાણ નજરે પડી! કઠિયારો મોટો માલદાર બની ગયો.”

“નિષ્કામ કર્મ કરવાથી (શાસ્ત્રજ્ઞાન મેળવ્યા પછી તે મુજબ આચરણ કરવાથી) ઇશ્વર પ્રત્યે શ્રદ્ધા અને પ્રેમ મળે છે, અને તેથી ઇશ્વરની કૃપા પ્રાપ્ત થઇ ધીમે ધીમે તેને પોતાને પણ પામી શકાય છે. જો ઇચ્છા હોય તો, હું આ તમને જોઉં છું અને તમારી સાથે વાતો કરૂં છું તેના પેઠે સગુણ ઇશ્વરને પણ જોઇ શકાય છે અને વાતો પણ કરી શકાય છે.”

શ્રોતાવર્ગ દિગ્મૂઢ બનીને સાંભળી રહ્યા હતા. આશરે નવ થયા હતા, એટલે શ્રીરામકૃષ્ણે રજા માગી. તેમણે હસીને વિદ્યાસાગરને કહ્યું કે “મેં આ બધું જે કહ્યું તે તો તમે જાણો છોજ; માત્ર એ બધું તમને જોઇએ ત્યારે યાદ આવતું નથી. (હાસ્ય) કુબેર ભંડારીના ખજાનામાં અઢળક દ્રવ્ય–હીરા, મોતી, જવાહીર પડયાં છે–પણ તેને તે વિષે ઓછીજ ખબર છે!”

વિદ્યાસાગર (હસીને)—આપ ભલે એમ કહો.

શ્રીરામકૃષ્ણ—ખરૂં કહું છું; ઘણા ધનવાનો એવા હોય છે કે જે પોતાના નોકરોનાં નામ જાણતા નથી (હાસ્ય) અને પોતાની કિંમતીમાં કિંમતી ચીજ કયાં પડી છે તેની સુદ્ધાં પણ તેમને ખબર નથી હોતી.

વાતનો રંગ દરેકને લાગ્યો. શ્રીરામકૃષ્ણે વિદ્યાસાગરને કહ્યું કે "રાણી રાસમણિના બાગ તરફ એક વાર આવજો. જગ્યા બહુ સુંદર છે."

વિદ્યાસાગર—ચોક્કસ દેવ! અહીં પધારવાની આપે કૃપા કરી છે; તો વળતી આપની મુલાકાત લેવી એ મારી ફરજ છે ને?

શ્રીરામકૃષ્ણ—મારા જેવાની મુલાકાત! એવું ન બોલો.

વિદ્યાસાગર—દેવ! આપ એમ કેમ બોલો છો?

શ્રીરામકૃષ્ણ (હસીને)—અમે તો માછલાં પકડવાની હોડી જેવા છીએ. (હાસ્ય) અમે નાનાં નાળાંનાં તેમ મોટી નદીઓનાં–બધાંજ પાણીમાં ફરી શકીએ અને કાંઠા તરફ પણ જઇ શકીએ; પણ તમે રહ્યા મોટું જહાજ એટલે બહાર કાંઠા તરફ આવવાની હિંમત કરો તો કદાચ લાધી પણ જાવ! (હાસ્ય)

વિદ્યાસાગર માત્ર હસ્યા. શ્રીરામકૃષ્ણ પણ હસતા હતા. પછી તેમણે કહ્યું કે "પણ હવે તો કદાચ જહાજ પણ ખેડી શકે."

વિદ્યાસાગર—સાચી વાત, ઋતુ પણ વર્ષા છે. (હાસ્ય)

ગુરુદેવ ઉભા થયા. વિદ્યાસાગર તેમને વિદાય દેવાને ઉઠયા. મસ્ત દશામાં કદાચ પંડિતની ખાતર આંગળીઓના વેઢાપર શ્રીરામકૃષ્ણ મૌનપણે હરિનામ ભણી ગયા, અને ગાડીમાં બેઠા. વિદ્યાસાગરે ગાડીભાડું આપવા માંડયું, તેનો સાભાર અસ્વીકાર થયો. પછી બધી મંડળી દક્ષિણેશ્વર તરફ પાછી ફરી.

શ્રીરામકૃષ્ણદેવના સમાગમમાં થોડાક કલાક ગાળવા એ પણ કેશવચંદ્ર સેનને મન પરમ સૌભાગ્યની વાત હતી, એ આપણે પાછળ જોઇ ગયા છીએ. તેઓ અવારનવાર નૌકાવિહારનો પ્રબંધ કરતા. આવા એક પ્રસંગનો ઉલ્લેખ અમે કરીશું. ૧૮૮૨માં ઑક્ટોબરની ૨૭ મીની બપોરે કેશવ 'ગેન્જીસ' આગબોટમાં બેઠા હતા. સાથે તેમના કેટલાક અનુયાયીઓ હતા. આગબોટ દક્ષિણેશ્વર મંદિર આગળ થોભી. કેશવે શ્રીરામકૃષ્ણને બોલાવવાને પોતાના કેટલાક શિષ્યોને હોડીમાં મોકલ્યા. તે દિવસે વિજય મળવા આવ્યા હતા. તેમને લઇને ગુરુદેવ હોડીમાં તો બેઠા; પણ પછી તરતજ ઇંદ્રિયાતીત અવસ્થામાં આવ્યા. એટલે કેટલીક મુશીબતે તેમને આગબોટમાં લઇ ગયા. કેશવ વગેરેએ તેમને પ્રણામ કર્યા; પણ સમાધિદશામાં હોવાથી તેઓ એ જોઇ શકયા નહિ. તેમને કેબીનમાં લઈ જઇ ખુરશીપર બેસાડયા.

કેશવ અને વિજય પણ ત્યાં બેઠા. બીજા ભકતો જે ઘણા ખરા બ્રહ્મસમાજી હતા, તેઓ નીચે બેઠા. બધા આતુરતાપૂર્વક ગુરુદેવ તરફ તાકી રહ્યા. તેઓ ધીમે ધીમે સમાધિમાંથી પાછા વળતા હતા. પોતે કંઇક બોલી રહ્યા છે એવું સંભળાયું "મા! તું મને અહીં કેમ લાવી? તેમને તેમના વાડામાંથી કાઢવાને હું શું શક્તિવાન થઇશ?" શ્રોતામાંથી એકે ગાઝીપુરના સંત પવારી (પવનાહારી) બાબા વિષે કહ્યું કે તેઓ પોતાના ઓરડામાં શ્રીરામકૃષ્ણની છબી રાખે છે. ગુરુદેવ હજી બોલવાને અસમર્થ હતા. તેઓ માત્ર હસ્યા અને પોતાના શરીરને બતાવીને બોલ્યા કે "આ તો માત્ર બહારનું ખોળિયું!" તે પછી થોડી વારે તેઓ બોલ્યા કે "પણ એક વાત મનમાં ગાંઠી રાખવા જેવી છે. ભક્તનું હૃદય એ પ્રભુનું મંદિર છે. પ્રભુ દરેકમાં સમાનરૂપે તો છેજ; પણ ભક્તના હૃદયમાં વિશેષરૂપે રહે છે. પોતાની જાયદાદમાં જમીનદારની સત્તા અને હરફર બધે હોય છે, છતાં મોટે ભાગે તો તે અમુક મહેલમાંજ રહે છે, તેમ ભક્તનું હૃદય તો પ્રભુનો મહેલ છે."

"જેને જ્ઞાનીઓ બ્રહ્મ કહે છે તેને યોગીઓ પરમાત્મા તથા ભકતો ભગવાન અને પરમેશ્વર કહે છે. બ્રાહ્મણ એનો એજ, પણ જ્યારે તે પૂજા કરે ત્યારે પૂજારી અને રસોઇ કરે ત્યારે રસોઇઓ કહેવાય છે."

પછી તેમણે જુદા જુદા દૃષ્ટિબિંદુથી બ્રહ્મ અને શક્તિ જુદાં જુદાં ભાસવા છતાં વાસ્તવમાં એકજ છે એ સમજાવ્યું.

"જલ, વૉટર અને પાણીઃ સરોવરને ઘાટ ઘણા હોય છે. એક ઘાટથી હિંદુઓ પાણી લે છે અને તેને જલના નામથી ઓળખે છે; બીજે ઘાટેથી મુસલમાન પાણી ભરે છે, અને તેને પાણી કહે છે; ત્રીજે ઘાટે અંગ્રેજો પાણી વાપરે છે, અને તેને વૉટર કહે છે. આ ત્રણે જગાએ વસ્તુ તો એકજ છે, ફરક માત્ર નામનો છે. આવી રીતે પ્રભુને પણ કેટલાક અલ્લાહ, કેટલાક ગૉડ તો કેટલાક બ્રહ્મ, કાલી, રામ, હરિ, જિસસ, જગદંબા ઇત્યાદિ નામથી ઓળખે છે."

પછી તેમણે માની સ્તુતિનાં કેટલાંક સુંદર ભાવવાળાં ભજન ગાયાં. કોઈ ભકતે ઈશ્વરને પામવા જગતને છોડવાની જરૂર છે કે કેમ, એવો પ્રશ્ન કર્યો. શ્રીરામકૃષ્ણે કહ્યું કે "તેમ કરવાની

દરેકને જરૂર ન હોય. ગૃહસ્થાશ્રમી પોતાના મનનો કાંટો (ધ્રુવ કાંટાની પેઠે) પ્રભુ તરફ વળેલો રાખે. એક હાથે સંસારનાં કામકાજ કરે, અને બીજે હાથે પ્રભુનાં ચરણારવિંદ સેવે. પછી સંસારનાં કામકાજ પતે એટલે પાછો બંને હાથે ઈશ્વરસેવા કરવા મંડી પડે. "પણ એ મથવાનો બધો આધાર સમજણ, હેતુ, અને મન ઉપર છે. બંધ અને મોક્ષનું કારણ મન છે. તમે ધારો તે રંગે મનને રંગી શકો તેમ છો. એ તો બિચારૂં રંગરેજના ઘરના વસ્ત્ર જેવું છે–તેને રાતું, ભૂરૂં, લીલું કે ચાહો તે રંગે રંગી શકો છો. પોતાની પત્નીપર એક રીતે, તો પુત્ર પર બીજી રીતે અને માતા ઉપર ત્રીજી રીતે પ્રેમ બતાવીએ છીએ; છતાં એ બધું એકના એકજ મનદ્વારા કરીએ છીએને!"

"હું મુક્તાત્મા છું; જગતમાં કે જંગલમાં મારે માટે બંધન નથી. હું ઈશ્વરનો બાળક છું–રાજાધિરાજનો પુત્ર છું. મને કોણ બાંધી શકનાર છે ? તમને સાપ કરડે, અને જો તમે 'મને ઝેર ચઢયું નથી' એવું દૃઢ વિશ્વાસથી માન્યા કરો, તો એ ઝેરની અસર થતી નથી; તેમ તમે દૃઢતાથી નિઃશંકપણે એવીજ ભાવના રાખો કે 'મને બંધન નથી, હું મુક્ત છું'–તો તમે જીવનમુક્ત બની રહેશો. હા, એમ બોલવું (નિદિધ્યાસન કરવું) તે પહેલાં સાધનસંપત્તિની (ચિત્ત અને ચારિત્ર્યની શુદ્ધિ–ઉન્નતિની) પણ ખાસ જરૂર છે. એ યોગ્યતા મેળવવાને બદલે માત્ર મોઢેથીજ વેદાંતની વાતો કેમ કર્યા કરો છો? અથવા તે સાવ નિરૂપાય–લાચાર–માણસની પેઠે માત્ર પાપની અને નરકનીજ વાતો કેમ કર્યા કરો છો ? પરમાત્માપર દૃઢ વિશ્વાસ રાખીને તથા દૃઢ નિશ્ચય કરીને બોલો કે 'હવે હું દુષ્કૃત્ય કદી પણ કરીશ નહિ.'"

પછી શ્રીરામકૃષ્ણે ભગવાન માટે રાધાની ઉત્કંઠા વર્ણવતું એક ભજન ભાવપૂર્વક ઉપાડયું. એ પૂરૂં થયું એટલે બોલ્યા કે "તમે કૃષ્ણ કે રાધાને માનતા હો યા નહિ, પણ તેમના જેવો ઉત્કટ ભાવ તો ઉપજાવવાનો પ્રયત્ન કરો."

વાર્તાલાપ પત્યો. બધાએ નાસ્તાપાણી કર્યાં. ગુરુદેવ જોઈ શકયા કે, મતભેદને લીધે કેશવ અને વિજયકૃષ્ણ બરાબર સ્વસ્થ નથી; તેમણે બંને વચ્ચે સમાધાની કરવાની ઈચ્છાથી કેશવને કહ્યું કે "અહીં વિજય છે. તમારો ભેદ રામ અને શિવના જેવો છે. શિવ રામના અધ્યાત્મગુરુ હતા. તેઓ લડયા ખરા, પણ

તરતજ સમાધાની કરી અને પાછા અંગત મિત્રો જેવા બની ગયા હતા. હા, એમ છતાં પણ શિવના ગણો અને રામના વાનરો વચ્ચે તો વૈરજ ચાલ્યાં કર્યું ! (હાસ્ય) મિત્રો વચ્ચે આવા મતભેદ પડે એ સ્વાભાવિક છે. મા અને દીકરીનાં પણ એકમેકથી જુદાં મંતવ્ય અને આચરણ હોય છે. પામર અને વિષયીઓમાં પણ પોતાની લીલા વિસ્તરી રહે (પોતાનું મહત્ત્વ અને આદેશ તેમના ખ્યાલમાં ઉતરે) એ હેતુથી પરમાત્માજ એવા ગોટાળા ઉભા કરે છે. (હાસ્ય) રામાનુજ વિશિષ્ટાદ્વૈતવાદી હતા, પણ તેમના ગુરુ અદ્વૈતવાદી હતા. તેઓ વચ્ચે મતભેદ હોઇ એક બીજાને હરાવવા તત્પર રહેતા. મતભેદ સ્વાભાવિક છે. છતાં મિત્ર તે મિત્રજ રહે છે.”

આગબોટ કલકત્તે જઈ અટકી, બીજા કેટલાક સાથે ગુરુદેવ સુરેન્દ્રને ઘેર ગયા, અને ત્યાંથી દક્ષિણેશ્વર પાછા ફર્યા.

ગંભીર માંદગીથી પથારીવશ કેશવને ગુરુદેવ ‘લીલી કૉટેજ’માં ૧૮૮૩ ના નવેમ્બરની ૨૮ મીએ, છેલ્લી વાર મળ્યા હતા. લાતુ, રાખાલ અને બીજા થોડા ભકતો સાથે તેઓ સાંજના પાંચે આવ્યા. જગદંબા સાથે કેશવ વાતો કરે છે, રડે છે અને હસે છે એવું કોઇને કહેતાં તેમણે સાંભળ્યો હતો. આવી કર્ણોપકર્ણ વાતથી તેઓ એકદમ સમાધિવશ થયા. તેની અસર થોડી ઉત્તરતાં તેઓ બોલવા લાગ્યા કે “શરીર છે અને આત્મા પણ છે. શરીરનો જન્મ છે એટલે તેનું મરણ પણ થશે; પણ આત્મા તો અમર છે. સોપારીનો દાખલો લ્યો. પાકયું કે છાલથી તે જુદું પડવાનું; પણ લીલું હોય ત્યાંસુધી એને જુદું પાડવું મુશ્કેલ છે. જયારે ઇશ્વરને જોઇએ—તેનો સાક્ષાત્કાર કરીએ, ત્યારે આપણામાંથી શરીરભાવ જતો રહે છે અને આત્માથી શરીર જુદું હોવાનો પણ અનુભવ થાય છે.”

આજ ક્ષણે કેશવ ઓરડામાં દાખલ થયા. તે દુબળા પડયા હતા અને મહામુશ્કેલીએ ચાલી શકતા. ગુરુદેવને પ્રણામ કરીને તેમની પાસે જમીનપર બેઠા. ગુરુદેવ હજી પણ દિવ્ય ઉન્માદની અવસ્થામાં હતા. બધા ભેદને ઓગાળી નાખે એવા પરમજ્ઞાન વિષે વાત ઉપાડીને બ્રહ્મ અને શક્તિની એકરૂપતા સમજાવી. પછી તેઓ બોલ્યા કે “સાક્ષાત્કાર થયા પછી માણસને ઇશ્વર બધે દેખાય છે. બીજા પદાર્થો કરતાં તે મનુષ્યમાં ઝાઝો તરી

આવે છે, પરંતુ મનુષ્યોમાં પણ જેમને લૌકિક કનક-કાંતાદિ પદાર્થોનો સહેજ પણ મોહ નથી રહ્યો એવા પુણ્યાત્માઓમાં બહુ વધારે તરી આવે છે."

આગળ ચાલતાં બોલ્યા કે "ધનદોલતનો પ્રભાવ ઇશ્વર પર પડતો નથી. તેને શું ગમે છે? એને પૈસો નથી ગમતો, પણ દિવ્ય ભાવ, ભક્તિ, વિવેક, ત્યાગ વગેરે તેને બહુ વહાલાં છે. લોકો બિચારા આ વાત સમજતા નથી અને પોતાની ટુંકી દૃષ્ટિએ ઈશ્વરને જુએ છે. પોતાના લોટાવડે અપાર સમુદ્રને માપે છે- પોતાની નવટાંકીવડે નવ મણની શિલા તોળે છે!"

(હસીને કેશવને)—"તારી માંદગીનો પણ અર્થ છે. તારા શરીરમાંથી દિવ્યાવેશનાં ઘણાં આંદોલનો પસાર થયાં છે. તે વખતે તેની કાંઇ ખબર પડતી નથી, પણ પાછળથી શરીરપર તેની અસર થાય છે. ગંગામાં મોટી આગબોટો પસાર થતી મેં જોઈ છે. તે પસાર થાય તેજ ક્ષણે ગંગાનાં પાણીમાં કંઇ ફરક થતો દેખાતો નથી; પણ થોડીજ ક્ષણો પછી પાણીની છોળો કિનારે પછાડા મારે છે, અને ભારે ખળભળાટ મચી રહે છે. કેટલીક વાર તો કિનારા ધોવાઇ પણ જાય છે!"

"હાથી ઝુંપડીમાં પેઠો એટલે દરેક ચીજ ભાગી નાખે છે; તેમ દિવ્યાવેશની (મહાભાવની) પણ શરીરપર ખાસ અસર થાય છે."

"તું ધારતો હશે કે હવે બધું ઠીક થતું ચાલે છે એટલે હવે આમ જઇશું ને તેમ જઇશું; પરંતુ જ્યાં સુધી રોગની સહેજ પણ અસર રહી હશે, ત્યાં સુધી ઇશ્વર તને છોડશે નહિ. ઇસ્પિતાલમાં દાખલ થયા પછી તું તારી મરજીથી કદી પણ બહાર આવી શકતો નથી. રોગની સહેજ પણ કસર રહેશે ત્યાં સુધી ઇસ્પિતાલનો દાકતર તને રજા આપશે નહિ. ત્યાં દાખલ થવા પહેલાં તારે વિચાર કરવો જોઈતો હતો."

કેશવે ઉપલા રૂપકની ભારે પ્રશંસા કરી અને હસ્યાજ કર્યું. શ્રીરામકૃષ્ણે સાંધ્યું કે "તેની મરજી પરજ બધો આધાર છે. 'મા! તું પોતેજ તારૂં કામ કરે છે, છતાં લોકો પોતે કરે છે એવું માને છે.'"

"ગુલાબના છોડનાં મૂળિયાંને માળી ખુલ્લાં રાખે છે, તે એવું ધારીને કે તે ઝાકળથી સિંચાતાં રહે અને ખીલે. એમ તારા સંબંધમાં પણ છે. (હાસ્ય) બીજી વખતે કદાચ ભારે પરિવર્તન પણ થાય."

"તું જ્યારે માંદો પડે છે ત્યારે મને બહુ ચિંતા થાય છે. તારી છેલ્લી માંદગી વેળા રાત્રિના અંતભાગમાં હું રડતો અને માને કહેતો કે 'મા! કેશવને કાંઇ અનિષ્ટ થાય તો પછી મારે વાતનો વિસામો કોણ રહેશે?' જ્યારે કલકત્તે આવ્યો ત્યારે મેં કાલીમાની પૂજા કરીને તું સાજો થાય એવી પ્રાર્થના કરી હતી."

દૂરથી કેશવની માતાએ ગુરુદેવને પ્રણામ કર્યા. તેમણે કેશવને મટે એવો આશીર્વાદ માગ્યો. શ્રીરામકૃષ્ણે જવાબ આપ્યો કે "ભગવતીને અરજ કરો. તે સર્વ સંકટ હરી લેશે." પછી ગંભીર ભાવથી કેશવને કહ્યું કે બીજી ત્રીજી વાતોવાળાઓમાં ઝાઝું રહીશ નહિ. એથી તારી તબિયત વધારે બગડશે; અને પરમાત્મા સંબંધીજ વાતો સાંભળશે તો તું વધારે સારો થઇશ."

થોડાં અઠવાડિયાં પછી કેશવનું અવસાન થયું. એ સાંભળીને ગુરુદેવને ભારે લાગણી થઇ. જગદંબા આગળ તેઓ પુષ્કળ રડયા. ત્રણ દિવસ સુધી પથારીમાં પડયા રહ્યા. પાછળથી એ વિષે તેમણે કહ્યું હતું કે "મને એટલું બધું લાગી આવ્યું કે જાણે મારૂં એકાદું અંગ લકવાથી રહી ગયું હોય!" ગુરુદેવનો કેશવપ્રત્યે કેટલો પ્રેમ હતો તેનો એથી વાચકને ખ્યાલ આવશે.

એક વાર કોઇએ પૂછતાં ગુરુદેવે કહ્યું હતું કે "બહાર નીકળવાનો એકજ માર્ગ છે; અવારનવાર એકાંતમાં બેસી પ્રભુ-પ્રાર્થના કરવી, અને તેને ઓળખવાનો પ્રયત્ન કરવો."

પ્રશ્ન—શું અમારે ઘરબાર છોડવાં?

શ્રીરામકૃષ્ણ—પૂરી રીતે નહિ. વખતો વખત અવકાશ કાઢીને જગતનો સંસર્ગ નડે નહિ, એવા કોઇ એકાંત સ્થળમાં અથવા સાચા સંતના સહવાસમાં એકાદ બે દિવસ ગાળવા, અને ત્યાં કોઇ પણ વ્યવહારકુશળ માણસ સાથે દુનિયાદારીની વાતો કરવી નહિ. તમારે કાં તો એકાંત સેવવું કે કાં તો સત્પુરુષોનો સમાગમ સેવવો જોઇએ.

પ્રશ્ન—સત્પુરુષને કેમ ઓળખીએ?

શ્રીરામકૃષ્ણ—જેનાં મન અને આત્મા ઈશ્વરપરાયણ હોય તે સત્પુરુષ છે. કનક અને કાન્તાનો જેણે ત્યાગ કર્યો છે તે સત્પુરુષ છે. વિકારભરી દૃષ્ટિથી સાચો સાધુ સ્ત્રી સામે જોતો નથી; પણ તેનાથી દૂર રહે છે, કદાચ તે તેની સમીપમાં દેખાય તોપણ તેને પોતાની બહેન કે માતાની પેઠે ગણીને તેને વંદે

છે. સાધુ તો સદા ઈશ્વરનીજ વાત અને વિચાર કરે, બીજું ત્રીજું નહિ. તે તો પ્રાણીમાત્રમાં પ્રભુને રહેલો જાણી તેમની સેવા કરે છે. સાધુનાં કેટલાંક લક્ષણ આવાં હોય છે.

પ્રશ્ન—જગત માયાના નામથી કેમ ઓળખાય છે?

શ્રીરામકૃષ્ણ—જ્યાંસુધી ઈશ્વરનો સાક્ષાત્કાર થતો નથી, ત્યાં-સુધી સારાસારની વિવેકબુદ્ધિ વાપરીને નશ્વર પદાર્થો છોડતા ચાલવું પડે છે. ઈશ્વરનો સાક્ષાત્કાર કર્યો હોય તેઓ જાણે છે કે બધુંજ ઈશ્વરરૂપ છે. માયા, જીવ અને જગતરૂપે ઇશ્વરજ થયો છે. ચરાચર સૌ તેનામાંજ રહેલાં છે. બીલામાંથી છાલ, ગર્ભ અને બીઆંને જુદાં પાડો, પણ કોઈ તમને પૂછે કે એ ફળનું વજન કેટલું છે, તો તમે છાલ અને બીઆંને બાજુ રાખીને એકલા ગર્ભનુંજ વજન કરશો કે? નહિ, તમે છાલ અને બીઆં વગેરે તોલમાં ગણશો તોજ બીલાનું ખરૂં વજન કહી શકાશે. છાલ એ જગત છે. બીઆં તેમાં વસતાં પ્રાણી-માત્ર છે, જ્ઞાનની શરૂઆતમાં તમે જીવ અને જગતને અનાત્મ-અનિત્ય માનો છો. અર્થાત્ માત્ર ગર્ભજ સત્યરૂપ લાગે છે, અને છાલ તથા બીઆં-જગત અને પ્રાણીમાત્ર-અસત્ય ભાસે છે. પણ જ્ઞાનના શિખરેથી જોતાં, બધાં જુદાં જુદાં અંગો એકજ વસ્તુમાંથી બનેલાં જણાય છે. કારણ કે જે તત્ત્વથી ગર્ભની ઉત્પત્તિ થઇ, તેના તેજ તત્ત્વથી છાલ અને બીઆંની પણ ઉત્પત્તિ થયેલી છે. 'બીલુ'' શબ્દ બોલીને આપણે આખા ફળનોજ વિચાર કરીએ છીએ.

પછી ગુરુદેવ રાતે દક્ષિણેશ્વર આવ્યા.





# ૩૮–પ્રાણકૃષ્ણ, આધાર, બેલઘરીઆનો તારક અને વૈકુંઠ

ચોવીસ પરગણામાં એક ખાનદાન કુટુંબમાં પ્રાણકૃષ્ણ મુખરજીનો જન્મ થયો હતો. તે કલકત્તામાં રહેતો હતો. મેસર્સ મેકેન્ઝી લાયલની પેઢીનો તે મુખ્ય કાર્યકર્તા હતો. ગૃહસ્થી છતાં વેદાંતમાં તે ઝાઝો રસ લેતો અને શ્રીરામકૃષ્ણદેવનો પરમ ભકત હોઇ અવારનવાર તેમની પાસે આવતો. શ્રીરામકૃષ્ણનો પણ તેના પર પ્રેમ હતો. એક વખત (૧૮૮૨ના એપ્રિલમાં) ભક્તમંડળી સહિત તેઓ તેને ઘેર પધારી ઉત્સવ કરી આવ્યા હતા. મુખરજી શરીરે સ્થૂળ હોવાથી કોઇ કોઇ વાર ગુરુદેવ તેને 'જાડીઓ બ્રાહ્મણ' કહેતા.

૧૮૮૩ના જાન્યુઆરીની ૧ લીએ પ્રાણકૃષ્ણ દક્ષિણેશ્વર આવ્યો. તે જમીનપર ગુરુદેવની નજીકમાં બેઠો. રાખાલ, નરેન્દ્ર અને મહેન્દ્ર પણ હાજર હતા. મિઠાઇની નાની ટોપલી તેમની પાસે મૂકી હતી, તેમાંથી શ્રીરામકૃષ્ણે થોડીક ખાધી અને હસતાં હસતાં પ્રાણકૃષ્ણને કહેવા લાગ્યા કે "જો, જગદંબાનું નામ લઉં છું, એટલે આ મને ખાવા મળે છે. વળી તે કંઇ આવી ફાસફૂસ ચીજોજ નથી આપતી; પણ જ્ઞાન, પ્રેમ, વિવેક અને ત્યાગ જેવી સનાતન વસ્તુઓ પણ આપે છે."

પછી અપૌરુષેય બ્રહ્મનું અનુસંધાન કરવાને બદલે ભક્તિ-પ્રધાન વૃત્તિ રાખવાની પોતાને જગદંબા તરફથી આજ્ઞા થઇ છે એવું જણાવીને તેઓ બોલ્યા કે "કેટલીક વાર મારાથી એ આજ્ઞાનું પાલન થતું નથી, એટલે તેનું પરિણામ ભોગવવું પડે છે. એ આજ્ઞાનું પાલન નહિ કરવાથી એક વાર મારા દાંત તૂટી ગયા હતા. માટે તેની આજ્ઞા થાય નહિ, અથવા બીજો કોઇ અનુભવ થાય નહિ, ત્યાંસુધી હું ભક્તિપ્રધાન અવસ્થામાં

રહીશ. બોલ, આ સંબંધમાં તું શું કહે છે?"

પ્રાણકૃષ્ણ—ખરી વાત દેવ!

શ્રીરામકૃષ્ણ—પરંતુ મારે તને પણ શા માટે પૂછવું જોઇએ? આ ચોળામાં (પોતાના શરીરમાં) કોઇક એવી વસ્તુ છે, કે જે મને એ રીતેજ ઘડી રહેલી છે. હું વીણા છું, અને તે જંત્રી-બજવૈયો છે. હું તને જેમ જોઉં છું તેમ અગાઉ હું નરી આંખે દિવ્ય મૂર્તિઓ જોતો. હવે હું તેમને સમાધિ અવસ્થામાં જોઉં છું.

ગુરુદેવ દિવ્યાવેશથી ઉભરાતા રાખાલને જોતા થકા ખાટલા-પર બેઠા હતા, તેમને રોમાંચ થઈ આવી તેઓ સમાધિમાં ડૂબ્યા.

થોડી વારે તેઓ મૂળ સ્થિતિપર આવ્યા, અને વાતો કરતાં પ્રાણકૃષ્ણ અને મહેન્દ્રપ્રત્યે બોલ્યા કે "તત્ત્વજ્ઞાન વિષે ઘણા લોકો બહુ મોટી મોટી વાતો કરે છે, પણ બીજી બધી રીતે તો તેમને બાહ્યપદાર્થો મળે તોજ સંતોષ વળે છે."

"ઈશ્વરની નજીક તમે વધારે આવશો, તેમ તેમ તમને વધારે શાંતિ થતી ચાલશે. શાંતિ-શાંતિ પરમ શાંતિ! ગંગાની નજીક વધારે હોય તેમ તમે તેની ઠંડી હવા વધારે અનુભવો છો, અને સ્નાન પછી તો તેથી પણ વધારે ઠંડક અને સ્ફૂર્તિ આવે છે."

"જગતપર જો સહેજ પણ રાગ તમારામાં રહ્યો હશે તો તમે ઈશ્વરને ઓળખી શકશો નહિ. સહેજ પણ છુંછાળ હોય તો તેને સોયમાં પરોવતાં ઓછી તકલીફ નથી પડતી."

બીજે દિવસે (૫ એપ્રિલ '૮૪), ગુરુદેવ કક્ષા વિષે બોલ્યા કે "હવે મને લાગે છે કે મારામાં પરિવર્તન થઇ રહ્યું છે. ઘણા વખત પર વૈષ્ણવચરણે મને કહ્યું હતું કે, જ્યારે હું માણસમાં પ્રભુનાં દર્શન કરી શકીશ, ત્યારે મને પરમ જ્ઞાન પ્રાપ્ત થયું હશે. હવે મને કોઇક વાર પવિત્ર મનુષ્યરૂપે, કોઇક વાર ઢોંગી મનુષ્યરૂપે તો કોઇક વાર દુષ્ટ મનુષ્યરૂપે-એમ બધાં સ્વરૂપે કેવળ પ્રભુજ વિહરી રહેલો દેખાય છે; તેથીજ પવિત્ર, ઢોંગી, દુષ્ટ અને વ્યભિચારી-બધાને 'નારાયણ' કહીને સંબોધું છું."

૧૮૮૩ ના એપ્રિલમાં આધારચંદ્ર સેન દક્ષિણેશ્વરમાં ગુરુ-દેવને પહેલો મળવા આવ્યો. તે ડેપ્યુટી મેજીસ્ટ્રેટ હતો. તેના એક મિત્રનો મોટો દીકરો ગુજરી ગયો હતો. આધારચંદ્રે ગુરુદેવ વિષેની વાતો સાંભળી હતી. તેનું મન ઘણા દિવસથી તેમને મળવાને ઝંખતું હતું. આજે તે પેલા મિત્રને લઇ

દક્ષિણેશ્વર આવ્યો. શ્રીરામકૃષ્ણ સમાધિમાં હતા, એવામાં તેમણે ઓરડામાં પ્રવેશ કર્યો. ગુરુદેવ સ્વાભાવિક સ્થિતિ પર આવતાં તેમણે આધારચંદ્ર સાથે વાતો કરવા માંડી. આધારે પોતાના મિત્રનું પુત્રવિયોગનું દુઃખ જણાવ્યું. જીવનની નશ્વરતા અને મૃત્યુને સુખપૂર્વક ભેટવામાં ભક્તિની આવશ્યકતા વિષેનું ભજન ગુરુદેવે ઉપાડયું. પછી તેમણે વિયોગી પિતાને આશ્વાસન આપી ઈશ્વરનું શરણ સાધવાનો તેને બોધ કર્યો.

ગુરુદેવે આધારને બાજુપર બોલાવીને કહ્યું કે "તું ડેપ્યુટી મેજીસ્ટ્રેટ છે, તે પણ ઈશ્વરનીજ કૃપા સમજી તેને જરા પણ ભૂલતો નહિ. વળી આ વાત પણ ચોક્કસ યાદ રાખજે કે, કુદરતનું દેવું પતવ્યા વિના કોઇનો છૂટકો નથી. કલકત્તામાં લોકો કામ માટે આવે છે, અને કામ પતાવીને અથવા અધુરૂં મૂકીને પણ સાંજ પડી એટલે ચાલ્યા જાય છે. કારણ કે તેમને નિરાંતે રહેવાનાં ઘર તો બીજે સ્થળેજ હોય છે; તેમ આપણું પણ આ જગતમાં આવવું એ અમુક કાર્ય પૂરતું અને અમુક સમય પૂરતુંજ હોય છે."

"સંયમ જેવું જરૂરી કાર્ય પણ કરવું જોઇએ, પણ તે સત્વર પૂરૂં કરી દેવું જોઇએ. સોનું ગાળવામાં સોની પોતાની ધમણનો, પંખાનો અને ભુંગળીનો ઉપયોગ કરીને ઝડપથી અગ્નિમાં લાલચોળ તપાવે છે. તેમ કરવામાં એનો ઉદ્દેશ સોનાને જલદી ગાળી નાખવાનો હોય છે. સોનાના રસની જ્યાં સુધી ઢાળકી પડે નહિ ત્યાં સુધી તે એ રીતે મંડયોજ રહે છે, અને તેમ થયા પછીજ નિરાંતે બીડી વાળવાની પેરવી કરે છે. જેનો આવો દૃઢ નિશ્ચય હોય, તેજ મનુષ્ય કોઇ પણ કાર્ય પાર પાડી શકે છે. ઈશ્વરની મહત્તા જાણનાર માટે ઈશ્વરના નામની શકિત અજબ હોય છે. તે અજ્ઞાનને અને પ્રતિકૂળતાઓને હઠાવે છે. માટે તારા મનને હમેશાં ઈશ્વર તરફ વાળજે. પહેલાં પહેલાં થોડી માથાકૂટ પડશે; પણ છેવટે તને છુટીનો–મોક્ષનો આનંદ આવશે."

પ્રથમ મેળાપેજ આધારને ગુરુદેવનું આકર્ષણ લાગ્યું. હવે તે દક્ષિણેશ્વર ઝાઝો આવતો થયો. ઑફીસનું કામ પત્યા પછી તે ઘણું ખરૂં ત્યાંજ આવતો. કલકત્તામાં ગુરુદેવ પણ તેને અવારનવાર મળવાને જતા, અને એ રીતે નાના નાના ઉત્સવો

ઉજવાતા. તન્મય અવસ્થામાં જગદંબાએ તેમને પ્રતીતિ કરાવી હતી કે આધારનું ઘર એ તેમના પોતાના આશ્રમ જેવુંજ હતું.

શ્રીરામકૃષ્ણ ઘણા વખત સુધી આધારચંદ્રને મળવાને જઇ શક્યા નહોતા. તેથી એક દિવસ આધાર શોકગ્રસ્ત હતો. ગુરુદેવનાં પાવન પગલાં પોતાને ત્યાં સત્વર પડે એ ઉદ્દેશથી તેણે હૃદયપૂર્વક પ્રાર્થના કરી અને તેજ દિવસે સાંજે રામલાલ, મ. અને એક બે બીજા ભક્તોને લઇ ગુરુદેવ તેને ઘેર આવી પહોંચ્યા! રામલાલે ભક્તિનાં ભજન લલકાર્યાં. તે સાંભળ્યા પછી ઠૂંગણુ-પાણી લઈને મંડળી જદુ મલ્લિકને ત્યાં ગઇ.

એક વખત આધારચંદ્રથી થોડા દિવસ દક્ષિણેશ્વર અવાયું નહોતું. પછી જ્યારે તે આવ્યો, ત્યારે ગુરુદેવે તેની ગેરહાજરીનું કારણ પૂછ્યું. શાળા વગેરેની સમિતિની કેટલીક બેઠકોમાં હાજરી આપવાની હોવાથી આવી શકાયું નહોતું, એવો આધારચંદ્રે જવાબ વાળ્યો. શ્રીરામકૃષ્ણે કહ્યું કે "એટલે એ બધા આડે અમને સમૂળગાજ ભૂલી ગયો!" થોડી વાર પછી વળી બોલી ઉઠયા કે "જો, તારી શાળા, તારી મિટિંગો અને તારી ઑફિસ એ બધું ક્ષણિક છે. ઇશ્વરજ એક સત્ય છે; બીજું બધું અસત્ય છે. મનની બધી પ્રવૃત્તિ પ્રભુપ્રત્યે અવાજ પહોંચાડવા માટેજ થવી જોઇએ." આધાર કશું બોલ્યો નહિ. પછી શ્રીરામકૃષ્ણ અનુસંધાનમાં બોલ્યા કે "આ બધુંજ નશ્વર છે. આ શરીર મૃત્યુનો કોળિયો છે. મૃત્યુ એ કોળિયો કોઇ પણ વખતે ભરી લેશે. માટે બહુ મોડું થઇ જાય તે પહેલાંજ માણસે ઇશ્વરને ભજી લેવો જોઇએ." આધારને પશ્ચાત્તાપ થયો. થોડી વાર પછી તે નમ્રભાવે બોલ્યો કે "દેવ! ઘણો વખત થયાં આપે મારૂં ઘર પાવન કર્યું ન હોતું, તેથી આ ઓરડા ખાવા ધાતા હતા-પ્રત્યેક વસ્તુપર અભાવ આવતો." આ શબ્દોની પ્રબળ અસર ગુરુદેવને થઇ. તેઓએ ઓચિંતા ઉભા થઇ આધારચંદ્ર અને મ. ના માથે અને છાતીએ હાથ ફેરવીને આશીર્વાદ આપ્યા. પછી અત્યંત મધુર અવાજે તેઓ બોલ્યા કે "મને તો તમે પ્રભુ જેવા લાગો છો. તમે મારા આત્મારૂપ છો."

આ પ્રસંગ પછી તરત આધારે કલકત્તા મ્યુનિસિપાલીટીના ઉપપ્રમુખ થવાનો પ્રયત્ન કર્યો હતો. આ બાબતમાં તેણે કલકત્તાના ઘણા આગેવાનોની સહાય માગી હતી. તેની ઇચ્છા-

થી શ્રીરામકૃષ્ણે પોતે કાલીને વિનંતિ કરી કે "મા ! આધાર તારો ભક્ત છે. તારી ઇચ્છા હોય તો એ જગ્યા તેને અપાવજે." સાથે સાથે ઉમેર્યું કે "પણ શું તે મૂર્ખ નથી? જ્ઞાન અને ભક્તિ માટે તને ભજવાને બદલે તે આમ અસાર વસ્તુઓ તરફ દોડી મરે છે!" આધારને એ જગ્યા મળી નહિ. પછી તે દક્ષિણેશ્વર આવ્યો ત્યારે ગુરુદેવે તેને કહ્યું કે "અમારી સાથે આટલો લાંબો પરિચય છતાં પણ તું એ દુનિયાદારીના બડેખાંઓ પાસે ભીખ માગવાને શીદ ગયો હતો?" આધારે જવાબ આપ્યો કે "અમારે જગતમાં રહેવું એટલે એમ કર્યા વિના રસ્તો નહિ. વળી આપે પણ મને ઓછોજ વાર્યો હતો!" પછી શ્રીરામકૃષ્ણ બોલ્યા કે "વારૂ, પણ ભોગની ઈચ્છાને બહેકાવવા કરતાં લગામમાં રાખવી એજ સારૂં છે.

આ પછી થોડી મુદતમાં ઘોડાપરથી પડવાને લીધે આધાર ચંદ્ર મરણ પામ્યો. ઘોડાપર બહુ ન બેસવાની શ્રીરામકૃષ્ણે તેને ચેતવણી આપી હતી, પણ આધારે તે મનપર લીધી નહોતી.

બેલઘરીઆથી તારકનાથ મુખરજી નામનો યુવક ગુરુદેવની મુલાકાતે વારંવાર આવતો. લગ્ન થયા છતાં અને ગૃહસ્થી જીવન ગાળવા છતાં તેનો આત્મા સુંદર હતો. તેનામાં આધ્યાત્મિક લક્ષણો પણ ઘણાં હતાં. તે કલકત્તે થોડા વખત માટે આવી રહ્યો હતો. તે પોતાના કુટુંબની અનિચ્છા છતાં દક્ષિણેશ્વર આવતો. શ્રીરામકૃષ્ણનો તેના પર પ્રેમ હતો, અને ભકતોમાં તેને ઉંચી કક્ષાએ ગણ્યો હતો.

એક દિવસ ગુરુદેવે તેને કહ્યું કે "નાણું અને નારીથી હમેશાં ચેતતો રહેજે. એને વશ થયો તો પછી છટકબારી નથી. એ કળણનું એવું ભયંકર સ્થાન છે કે એમાં ફસ્યો તે બહાર આવી શકતો નથી. અહીં અવારનવાર આવતો રહેજે."

તારક—મારા ઘરનાં નથી આવવા દેતાં.

એક ભકત—કોઇની મા તેને દક્ષિણેશ્વર આવવાની ના પાડે, અને તેમ છતાં પણ તે ના માને, તો તેને શાપ આપવાની હદ સુધી તે જાય, તો પછી તેણે કયો રસ્તો લેવો?

શ્રીરામકૃષ્ણ—આવું કરનારી માને ખરેખર દુષ્ટબુદ્ધિજ કહી શકાય. તેની અવજ્ઞા કરનારને કશું પાપ લાગતું નથી, કેમકે તે પરમાત્મદર્શનની આડે આવે છે. પ્રભુને માટે મુરબ્બી-

ઓની આજ્ઞાનું ઉલ્લંઘન કરી શકાય. રામપ્રત્યેની ભક્તિને લીધે ભરતે પોતાની મા કૈકેયીનું કહેવું કાન પર લીધું નહિ; મીરાંબાઇએ પતિદેવનું માન્યું નહિ; પ્રભુની ખાતર પ્રહ્‌લાદે પિતાની આજ્ઞાનો અનાદર કર્યો; વામન પ્રભુને રાજી કરવા બલિએ પોતાના ગુરુ શુક્રાચાર્યની અવગણના કરી; વિભીષણે સન્માર્ગને ખાતર વડીલ ભાઈ રાવણના શબ્દો નકાર્યા. ઈશ્વરથી વિમુખ થવાના પ્રસંગ સિવાય, બધી રીતે વડીલોની આજ્ઞા શિરસાવંદ્ય ગણવી જોઇએ.

પછી ગુરુદેવ તારકના હાથનું વજન તપાસીને બોલ્યા કે "હજી કંઇક કુટિલતા રહેલી છે, પણ તે નહિ રહે. જરા ઈશ્વરને ભજજે, અને જતો આવતો રહેજે."

વૈકુંઠનાથ સંન્યાલની ધર્મવૃત્તિ તેના બચપણમાંથી દેખાતી હતી, પણ પાછળથી તે નાસ્તિકોની લતે ચઢયો હતો. સદ્‌ભાગ્યે તેને કોઇ સાચા ઉપદેશકનો ભેટો થયો, જેમણે તેને શ્રીરામકૃષ્ણને મળવા સૂચવ્યું.

પ્રથમ તેણે દક્ષિણેશ્વર જવા વિષે આનાકાની કરી, પણ આખરે તે ગુરુદેવના કોઈ ભક્ત સાથે દક્ષિણેશ્વર આવ્યો. તેના પર પ્રબળ છાપ પડી. પોતાના જીવનમાં અગાઉ કદી નહિ અનુભવેલાં શાંતિ અને આનંદ તેને ગુરુદેવ પાસે મળ્યાં. જેમ વધારે ને વધારે તે દક્ષિણેશ્વર આવવા લાગ્યો, તેમ વધારે ને વધારે શ્રીરામકૃષ્ણનો દિવ્ય પ્રભાવ તેના પર પડતો ગયો.

એક દિવસ, પોતાના ઓરડામાં ટાંગેલા શ્રીગૌરાંગના સંકીર્તન મંડળના ચિત્રને બતાવી શ્રીરામકૃષ્ણ વૈકુંઠ પ્રત્યે બોલ્યા કે, "જો, આ લોકો કેવા દિવ્ય ભાવથી તરબોળ બન્યા છે!"

વૈકુંઠ—પણ દેવ! એ બધા ગામડીઆ છે.

શ્રીરામકૃષ્ણ—શું બોલે છે? ફરી કદી ન બોલીશ.

વૈકુંઠ—કેમ દેવ! હું નુદિયાનો છું, અને જાણું છું કે જે વૈષ્ણવો થાય છે તે સામાન્ય રીતે હલકા વર્ગમાંથીજ થાય છે.

શ્રીરામકૃષ્ણ—તું નુદિયાથી આવે છે? તને મારા બીજી વાર પ્રણામ છે.×

વૈકુંઠ—આપે મને શિવનું ધ્યાન ધરવાનું કહ્યું હતું, પણ અનેક પ્રયત્નો છતાં મારાથી તે થતું નથી. જ્યારે જ્યારે હું

---

× કોઇ પણ માણસને પ્રથમ વાર જોતાં પ્રણામ કરવાની ગુરુદેવને ટેવ હતી.

ધ્યાન માટે બેસું છું, ત્યારે ત્યારે આપનો હસતો ચહેરો મારી સામે ખડો થાય છે; તે કેમે કર્યો ખસતો નથી–મને પણ ખસેડવાનું મન નથી થતું, એટલે હું તો આપનીજ શિવરૂપે કલ્પના કરૂં છું.

શ્રીરામકૃષ્ણ (હસતાં)—તું જે કહે છે તેથી હું અજાયબ થાઉં છું. કેમકે હું જાણું છું કે, હું શિવજીના રૂંવા બરાબર પણ નથી.





# ૩૧—નાગ મહાશય

શ્રીરામકૃષ્ણના ગૃહસ્થી ભક્તોમાં સૌથી અગ્રણી દુર્ગાચરણ નાગ હતો. તે નાગ મહાશયના નામથી સુવિખ્યાત હતો. તેનો જન્મ ૧૮૪૬ માં ગરીબ માબાપને પેટ થયો હતો. તેની મા તેને નાનો મૂકીને મરી ગઇ હતી. પિતાએ અને કાકીએ તેને ઉછેર્યો હતો. નાની વયથી તેને સત્યપર પ્રીતિ હતી. તેના પ્રેમાળ સ્વભાવને લીધે તેના સાથીઓની તેના પર ભારે મમતા રહેતી. કુટુંબની દરિદ્રતાને લીધે ઉંચી કેળવણીની તેને ઓછી તક મળી હતી, છતાં પોતાના વતનથી દશ માઇલ છેટે આવેલી ઢાકાની હાઇસ્કૂલમાં દરરોજ તે જતો. પાછળથી તેણે 'હોમિયોપથી'(એક જાતનું વૈદુ)નો અભ્યાસ કર્યો હતો. દવા બદલ તે કોઇ મુકરર ફી લેતો નહિ. તેને જે કંઇ આપવામાં આવતું તે વધારે ન જણાય તો સ્વીકારી લેતો. ઘણી વાર તે પોતેજ દર્દીઓને નાણાંની મદદ આપતો. કવચિત્ ઉછીનાં પણ આપતો, પરંતુ પછી તે ભાગ્યે પાછાં ફરતાં. કેટલીક વાર જરૂરજોગું પણ તેની પાસે રહેતું નહિ. ગરીબ અને નિરાધાર માટે તેની દયા અનહદ હતી. પોતા પાસેની કોઈ પણ ચીજ તેમની સેવા-નિમિત્તે તે ખુશીથી આપી દેતો. પ્રાણીઓ પણ તેના પ્રેમનો સ્વાદ ચાખતાં. જીવતાં માછલાંની ટોપલીઓ ખરીદીને તેમને પાસેના તળાવમાં તે છોડી દેવરાવતો. સાપ પણ તેની કૃપાથી મરાતા અટકતા. તે દૃઢતાપૂર્વક કહેતો કે "જંગલનો સાપ એટલો ડસતો નથી કે જેટલો વાસનાનો સાપ—સદા અંતરમાં વસે છે તે—ડસે છે !"

નાની ઉંમરમાં તેનાં લગ્ન થયાં હતાં, પણ સ્ત્રીસંગ કરવો એ તેને મન ભયંકર વાત હતી. તેની પહેલી સ્ત્રી ગુજરવા પછી તેના પિતાએ બીજી વાર લગ્ન કરવાની ફરજ પાડી હતી, પણ સ્ત્રીના આકર્ષણની તેને કશી અસર ન થઇ. જગત પ્રપંચ-

થી ભરેલું છે એવી તેને પાકી ખાતરી થઈ ચૂકી હતી, એટલે તેની જાળમાં તે સહેજે ફસે એમ નહોતું. વિવાહિત હોવાથી પૈસા કમાવાની જરૂર પડશે અને એ રીતે પ્રપંચજાળમાં ફસાવું પડશે એવો તેને ડર હતો. એ ડરમાંથી કેવી રીતે છૂટવું એના વિચારો તેને આવતા. તે જાણતો કે ઈશ્વરદર્શન વિના મોક્ષ નથી; પણ એ દર્શન સાંપડે કયી રીતે? તેણે રાતોની રાતો ધ્યાનભજનમાં ગાળી હતી, પણ પરિણામ કશું આવ્યું નહોતું. ધાર્મિક ઉન્નતિ માટે ગુરુની આવશ્યકતા છે એવું એક દિવસ કોઈ સાધુને મોઢેથી સાંભળ્યા પછી તે ગંગાકિનારે દરરોજ બેસતો, અને એવો એકાદ ગુરુ પોતાને મળે એવી જગદંબાની સ્તુતિ કરતો. નદીમાં નાહવા આવનાર સાધુઓને તે આતુર દૃષ્ટિથી જોતો, અને તેમાંનો કોઈ પોતાને દીક્ષા આપે એવી આશા રાખતો. એક સવારે તેણે કોઇ હોડી પોતાના તરફ આવતી જોઈ. તેમાં તેના કુટુંબના ગુરુ બેઠા હતા. કલકત્તામાં તેમના આવવાનું કારણ પૂછતાં ગુરુએ કહ્યું કે "તને દીક્ષા દેવાને હું જગદંબાની આજ્ઞાથી આવ્યો છું." એ દીક્ષાના પરિણામે નાગ મહાશયના ધાર્મિક ઉત્સાહને વેગ મળ્યો. દિવસે તે બિમારોની સારવાર કરતો; અને રાત્રે ગંગાકિનારે ધ્યાનભજનમાં બેસતો. તેના પિતાને તેના ઉપરાંત પુત્રવધૂ માટે પણ હદપાર લાગી આવતું; પણ એ છોકરી જાણતી હતી કે પોતાનો પતિ સંસારપ્રપંચથી પર છે. નાગ મહાશય તેને કહેતો કે "પાર્થિવ પ્રેમ ક્ષણિક છે. સર્વભાવથી ઇશ્વરની ચાહના કરે તેનુંજ જીવતર ધન્ય છે. શરીરપર સહેજ પણ મોહ હોય તો અનેક જન્મ ધરવા પડે છે. માટે હાડમાંસના માળખાનો મોહ છોડી દઈ જગદંબાના ચરણનો આશરો લે, અને તેનાજ વિચાર કર. એથીજ તારૂં લૌકિક અને પારલૌકિક જીવન સફળ થશે."

સુરેશચંદ્ર દત્ત, નાગ મહાશયનો પરમ મિત્ર હતો. વારંવાર તેઓ ધર્મવિષયક ચર્ચામાં કલાકોના કલાક બેસતા. પણ ખાલી શબ્દોથી નાગ મહાશયને સંતોષ ન થયો. ચીડાઇને તેણે એક દિવસ સુરેશને સુણાવી દીધું કે "વાતોમાં વખત એળે જાય છે; કંઇ પણ પ્રત્યક્ષ અનુભવ થાય નહિ ત્યાંસુધી જીવતર વૃથા છે."

આ પછી થોડી મુદતમાં તે શ્રીરામકૃષ્ણના પરિચયમાં આવ્યો. તેના મિત્ર સુરેશે કેશવચંદ્ર સેન પાસેથી એ સંત વિષે સાંભ-

ળ્યું હતું, પણ બે માસ સુધી એ સંબંધમાં તે કાંઇ પણ બોલ્યો નહોતો. આખરે તેણેજ વાત છેડી, એટલે સંતને એકદમ મળવા જવાની તીવ્ર ઇચ્છા નાગ મહાશયને થઈ આવી. બીજે દિવસે શ્રીરામકૃષ્ણને બારણે બંને મિત્રો આવીને ઉભા. બારણે એક માણસ બેઠો હતો. પરમહંસદેવ ક્યાં રહે છે એ વિષે તેને પૂછતાં જવાબ મળ્યો કે "અહીંજ. પણ આજે તેઓ ચંદ્રનગર ગયા છે, એટલે કોઇ બીજે દિવસે આવો." થાકયા પાકયા તેઓ પાછા ફરવાની તૈયારીમાં હતા, એવામાં અંદર આવવાને કોઇ બોલાવતું જણાયું. એ બોલાવનાર શ્રીરામકૃષ્ણ પોતેજ હતા. તેમણે તેમનો સત્કાર કર્યો, અને અજાણ્યા મનુષ્યોને આવતા અટકાવવાને હાજરા એવી ઉડાઉ વાતો કહે છે, એવો ખુલાસો કર્યો. પછી તેમણે તેમને વધારે નજીક બેસવાનું કહ્યું. નાગ મહાશયે ગુરુદેવના ચરણસ્પર્શ કરવાની ઈચ્છા કરી, પણ તેમણે તે પાછા ખસેડી લીધા. આથી પોતે તેવો સ્પર્શ કરવાને હજી નાલાયક હશે, એવું નાગ મહાશયે અનુમાન કર્યું. શ્રીરામકૃષ્ણ તરફ તે મીટ માંડીને જોઇ રહ્યો. તેમણે તેને પૂછયું કે "તું શું જુએ છે?" જવાબ મળ્યો કે "મને આપનાં દર્શનની તીવ્ર ઇચ્છા હતી, અને આજે તે સફળ કરૂં છું." ગુરુદેવે બન્નેને પંચવટીમાં જઇ ધ્યાનમાં બેસવાનું કહ્યું. પછી તેમણે તેમને મંદિરોમાં ફેરવ્યા. પાંચ વાગ્યે તેમણે ગુરુદેવની રજા લીધી, એટલે તેઓ બોલ્યા કે "ઠીક જાઓ, પણ ફરી આવજો. આપણે એકબીજાથી વધારે પરિચિત થઇશું." બીજે અઠવાડિયે ફરી મુલાકાતનો પ્રસંગ ન આવ્યો ત્યાં સુધી નાગ મહાશયને ભારે પરિતાપ થયો. તે દક્ષિણેશ્વર આવ્યો, એટલે ઓરડામાં પ્રવેશ કરવાની તેની આતુરતા જોઇને શ્રીરામકૃષ્ણ બોલ્યા કે "તું આવ્યો તે ઠીક થયું, તારીજ રાહ જોતો હતો." થોડી વાર પછી તેઓ બોલ્યા કે "ભાઇ! બ્હીશ નહિ, તેં ઉચ્ચ ગતિ કરવા માંડી છે." પછી તેમણે તેને તમાકુ તૈયાર કરવા કહ્યું. એ નિમિત્તે તે ઓરડાની બહાર ગયો એટલે ગુરુદેવ સુરેશ પ્રત્યે બોલ્યા કે "તને ખબર છે? આ માણસ ધગધગતા અગ્નિ જેવો છે!"

બીજે કોઇ પ્રસંગે નાગ મહાશય વળી દક્ષિણેશ્વર આવ્યો હતો. તેણે જોયું તો શ્રીરામકૃષ્ણ એકલાજ હતા. તેને જોતાં ગુરુદેવ મસ્ત દશામાં ઉઠયા, અને કંઈક સ્વગત બોલીને ઓરડા-

માં આંટા મારવા લાગ્યા. નાગ મહાશય બ્હી ગયો. પછી ગુરુદેવ પોતાના સહજ અવાજે બોલ્યા કે "તું વૈદ છે, તો મારે પગે શું થયું છે તે ન જુએ!" નાગ મહાશયે ધીમેથી પગ તપાસ્યો, પણ તેને કશું જણાયું નહિ. ગુરુદેવે ફરી કહ્યું કે, વધારે બારીકાઇથી કેમ નથી જોતો? નાગ મહાશયને સમજાયું કે ચરણસ્પર્શ કરવા-ની પોતાની ઇચ્છા ગુરુદેવ જાણી ગયા હતા અને તેને ફળી-ભૂત કરવાની તક તેઓ પોતાને આમ કહીને આપી રહ્યા હતા. હવે આંખમાં આંસુ સાથે તે ફરી ફરીને સ્પર્શ કરવા લાગ્યો, અને પોતાના મસ્તકને ગુરુદેવના ચરણમાં વારંવાર નમાવવા લાગ્યો. પાછળથી તે કહેતો કે "ગુરુદેવ પાસે કોઇને કશું માગવા-ની જરૂર નહોતી. તેઓ એકદમ સામાની વૃત્તિ ઓળખી જતા અને પોતાની મેળેજ તેને સંતોષતા." આ પ્રસંગ પછી નાગ મહાશયે શ્રીરામકૃષ્ણને પોતાના ઈષ્ટ આદર્શરૂપ માન્યા હતા. તે કહેતો કે "તેમણે મને પોતાના સત્ય સ્વરૂપની ઝાંખી કરાવવા કૃપા કરી છે. તેમની કૃપા વિના તેમને જાણવા સમજવા એ માણસની શક્તિબહારની વાત છે."

નાગ મહાશય વારંવાર દક્ષિણેશ્વર આવતો હતો. તે ગુરુ-દેવનો પટ્ટશિષ્ય બની ગયો હતો. તે એટલો નમ્ર હતો કે રવિવાર કે તહેવારના દિવસોએ પ્રથમ તે ગેરહાજરજ રહેતો. એ ખાસ દિવસોએ જે મહાનુભાવો ગુરુદેવની મુલાકાતે પધારતા હતા તેમની સાથે હળવા મળવા જેટલી પોતાની લાયકાત નહોતી એવું તે માનતો; પણ આગળ ઉપર તેના વિષે જ્યારે એ મહાનુભાવોને ખબર પડી, ત્યારે તેમણે તેને ભારે ધન્યવાદ આપ્યો હતો. શ્રીરામકૃષ્ણના મુખમાંથી નીકળતો પ્રત્યેક શબ્દ તે ઝીલી લેતો. તે કહેતો કે "વિનોદમાં પણ શ્રીરામકૃષ્ણ કશું કહે તો તેમાં પણ કંઇક રહસ્ય તો હોય ને હોયજ." એક દિવસ તે ગુરુદેવને કહેતાં સાંભળી ગયો કે "દાક્તરો, વકીલો અને દલાલો માટે ઈશ્વરને પંથે વળવું મુશ્કેલ છે." ખાસ કરીને દાક્તરને ઉદ્દેશીને તેઓ બોલ્યા કે "જે મન દવાનાં ઝીણાં ઝીણાં ટીપાં પાડવામાં મશગૂલ હોય તે પરમતત્ત્વનો વિચાર કેવી રીતે કરી શકે?" હવે નાગ મહાશયને આધ્યાત્મિક જીવનમાં પોતાનો ધંધો બાધારૂપ લાગતો હતો, પણ પિતાને રાજી રાખવા ખાતર ચલાવ્યે જતો હતો. ગુરુદેવના આ

શબ્દોથી તેણે ધંધો છોડવાનો નિશ્ચય કર્યો, અને તેજ સાંજે દવાની પેટી અને વૈદકનાં પુસ્તકો ગંગાજીમાં પધરાવી દીધાં. ત્યારપછી તે કેવળ ધ્યાનભજનમાંજ મચેલો રહેતો. ધીમે ધીમે તેને જગતનો ત્યાગ કરવાની પ્રબળ ઇચ્છા થઇ. એક દિવસ તે દક્ષિણેશ્વર આવ્યો, અને સંન્યસ્ત દીક્ષા માટે ગુરુદેવની રજા માગી. શ્રીરામકૃષ્ણ તરફથી જવાબ મળ્યો કે "ગૃહસ્થીજીવન ગાળવામાં શું નુકસાન છે? મનનો તાર ઇશ્વરમાંજ લાગેલો રાખ. રાજા જનક જેમ રહેતા તેમ રહે. તારૂં ગૃહસ્થીજીવન અન્ય ગૃહસ્થાશ્રમીઓને ધડારૂપ થશે." આ આજ્ઞા શિરસાવંદ્ય કર્યા વિના ઉપાય નહોતો. તેથી નાગ મહાશયે ગૃહસ્થીજીવન ચાલુ રાખ્યું. તે કહેતો કે, ગુરુદેવના શબ્દો નકારવાની શક્તિ કોઇમાં નહોતી. તેમના દરેક ભકતે કયું કયું કર્તવ્ય બજાવવાનું છે તેની ચોક્કસ રૂપરેખા તેઓ દોરી બતાવતા."

નાગ મહાશય જગતમાં રહેવા છતાં તેનો ઘણો વખત પ્રાર્થના અને ધ્યાનભજનમાંજ જતો. બીજી કોઇ ચીજ તરફ તેનું મન વળે એ તેને માટે કેવળ અશકય હતું. તેના પિતા નિવૃત્ત થયા પછી તે તેની જગ્યાએ નિમાયો. પણ જેને અન્ન અને વસ્ત્રની પણ પરવા ન રહી હોય એવી સ્થિતિએ પહોંચેલા માણસ પાસેથી રૂઢિગત કાર્યપ્રણાલીને અનુસરવાની આશા રાખવી એ વ્યર્થજ હતું. એજ પેઢીમાં તેનો એક મિત્ર કામ કરતો હતો. તે તેનું કામકાજ પોતે કરી લઇને અવારનવાર તેને મદદ કરતો. તેનો ઉત્કટ ત્યાગભાવ જોઇને શ્રીરામકૃષ્ણે એક દિવસ તેને કહ્યું કે "ઘર છોડીને બહાર જતો નહિ. તને સાદાં અન્નવસ્ત્ર ગમે તે રીતે મળી રહેશે."

નાગ મહાશય—જગતમાં જીવીજ કેવી રીતે શકાય? કેમકે બીજાઓનાં દુઃખ સહી શકાતાં નથી.

શ્રીરામકૃષ્ણ—મારૂં કહ્યું માન, જગતમાં તારો વાંક કોઇને નહિ વસે. તારૂં જીવન જોઇને લોકો ઉલટા આશ્ચર્યમુગ્ધ થશે.

નાગ મહાશય—મારે મારા દિવસો કેવી રીતે વીતાવવા?

શ્રીરામકૃષ્ણ—પવિત્ર પુરુષોનો સમાગમ કરીને. એ વિના કાંઇજ નહિ.

નાગ મહાશય—પણ આપ જાણો છો કે હું તો મૂર્ખ છું. હું પવિત્ર પુરુષોને કેવી રીતે ઓળખું?

શ્રીરામકૃષ્ણ—તારે તેમને ખોળવા જવાની જરૂર નથી. ઘેર રહેજે, સાચા સાધુઓ તને શોધતા તારી પાસે આવશે.

તેના કરતાં વધારે તપસ્વી જીવન ગાળનાર કોઈ સંન્યાસી પણ ભાગ્યે હશે. સુતરાઉ વસ્ત્રથી તે શરીરને ઢાંકતો, અને બધી ઋતુઓમાં ઉઘાડે પગે ચાલતો. કશા મરીમશાલા વિનાનો સાવ સાદો અને ગરીબનો ખોરાક તે જમતો. તે દિવસોના દિવસો એકસામટા ઉપવાસ કરતો, અને તેમ કરતાં વારનાર મિત્રોને કહેતો કે "કેવળ ખોરાકનોજ વિચાર હું રાતદિવસ કર્યા કરૂં તો પછી ઇશ્વરનો વિચાર ક્યારે કરૂં ? રોજ ને રોજ ખાવાનો વિચાર એ એક પીડાજ છે." નૈવેદમાં આવતા મીઠા પદાર્થોને તે કુવચિતજ અડકતો. તે કહેતો કે "એમ કરવાથી સ્વાદેંદ્રિય બહેકી જવાનો ડર રહે છે." અહંભાવને તે કદી પણ ઊભો થવા દેતો નહિ. તે વિનયની મૂર્તિરૂપ હતો. ગમે તેવા કનિષ્ઠ માણસનો પણ દેહભાવે પોતે દાસ છે એમ તે માનતો. તેની અણિશુદ્ધ પવિત્રતાને સંભારીને તેની પત્નીએ જે શબ્દો કહ્યા હતા તે આ છેઃ—"શ્રીરામકૃષ્ણનું નામ લઇને તેમણે બધી-જ પશુવાસનાને કચરી નાખી હતી. અગ્નિની મધ્યમાં રહેવા છતાં તેઓ કદી પણ દાઝયા નથી."





# ૪૦—ગિરીશચંદ્ર ઘોષ

બંગાળની રંગભૂમિના પિતાતરીકે તેમજ બંગાળના મહાન નાટકકારતરીકે ગિરીશચંદ્ર ઘોષનું નામ આજે બંગાળમાં સર્વત્ર પ્રસિદ્ધ છે. તે કંઇક અંશે પોતાના જમાનાની સામાજિક પરિસ્થિતિને પરિણામે છટકેલ હતો. જડવાદના જબ્બર પક્ષ-પાતી એવા પાશ્ચાત્ય શિક્ષણના સંસર્ગમાં બંગાળના જે સંસ્કારી પુરુષો ફસાયા હતા તેમાંનો તે પણ એક હતો. જેટલું પાશ્ચાત્ય અને નવું એ બધુંજ સારૂં અને સાચું, એમ માનીને તે કશી પણ આનાકાની વિના અપનાવી લેવાતું. ક્રમભાગ્યે પશ્ચિમના સદ્ગુણો કરતાં શરાબખોરી જેવા હલકટ દુર્ગુણોનું અનુકરણ કરવું એ કેટલાકને સરળ થઇ પડતું. બીજા કેટલાક એવા હતા કે જેમનો વિશ્વાસ હિંદુધર્મપરથી ડગી ગયો હતો, અને તેઓ પરિણામે ખ્રિસ્તી કે બ્રહ્મસમાજી બન્યા હતા. સનાતનીની દશા પણ વખાણવા જેવી નહોતી રહી. તેમનામાં એક બીજા વચ્ચે બહુજ મતભેદ હતો, અને પુરાણી આધ્યા-ત્મિક સંસ્કૃતિના એ સંરક્ષકો હવે વિષયલોલુપ અને દંભી બન્યા હતા. આવી પરસ્પર વિરોધી પરિસ્થિતિએ ગિરીશ-ના અંતરમાં તુમુલ તોફાન મચાવી મૂકયું હતું. 'જુનું તે સોનુ" એ સૂત્રપરથી તેની શ્રદ્ધા ઉઠી ગઇ હતી અને નવીનથી તેને સંતોષ થયો નહોતો. આ સંજોગોમાં તેણે "શું ઇશ્વર છે? અને હોય તો હું તેને કેવી રીતે પામી શકું?"–એવા પોતાના મનમાં સતત ઉઠતા પ્રશ્નને દબાવી દેવા માટે દુષ્ટાચરણમાં ઝંપલાવ્યું હતું. તે એવું વિચારતો કે "પાર્થિવ જીવનની હાજતો તૃપ્ત કરવાનાં સાધનો જ્યાં ત્યાં ઉભરાઇ જાય છે, ત્યાં આધ્યાત્મિક જીવનની પંચાતમાં પડવાની માણસને શી જરૂર છે? એમ કરવું જો જરૂરનુંજ હોય તો તેને માટે સાધનો પણ તૈયાર હોવાં જોઇએ ને? પણ આધ્યાત્મિક જીવનની વાતજ

કેવળ ભ્રમ છે–'ધતિંગ છે. એવાઓ કરતાં જડવાદીઓજ વધારે ડાહ્યા છે, તેમની દૃષ્ટિ વાજબી છે. કેમકે બીજું કશું નહિ તો જીવનનો આનંદ તો તેઓ જરૂર માણીજ શકે છે." ચૌદ વર્ષ સુધી આ આદર્શને અનુસરતું જીવન ગાળવામાં તે રચ્યોપચ્યો રહ્યો હતો.

પછી તેનાપર એક પછી એક વિપત્તિઓ આવવા માંડી, અને તેના હૃદયે પલટો ખાધો. તેમાંથી નીકળવાનો કોઇ રસ્તો મળી આવે તેટલા માટે તેણે વ્યગ્રચિત્તે કંઇએક પ્રયત્નો કર્યા. બિમાર માણસો રોગ ટાળવા માટે તારકેશ્વરના મહાદેવની બાધા માનતા, ત્યાં જઇ તેણે આશ્રય લેવાનો નિશ્ચય કર્યો. તેણે વિચાર્યું કે "હું પણ ભયભીત દશામાં ઘેરાયલો છું, અને તેમાંથી બચવાની મુદ્દલ આશા નથી; તો પછી મને પણ તે સહાય નહિ કરે? લાવ પ્રયત્ન તો કરૂં." પછી તે શ્રદ્ધાપૂર્વક શિવને શરણે ગયો અને વિપત્તિનાં વાદળ વીખેરાઇ ગયાં. પ્રભુ સત્ય છે એવી હવે ગિરીશને ખાતરી થઇ. પણ પરલોક વિષેનું શું? એ વિષે તેને ભારે આશંકા પેઠી. પછી તેણે વિચાર્યું કે "તારકનાથનો મહિમા સમજાયો છે, તો હું તેંનીજ ઉપાસના કરીશ." તેણે ફરી વિચાર્યું કે "લોકો કહે છે કે, માર્ગ દેખાડનાર ગુરુ જોઇએ. પણ પ્રભુપ્રાર્થના કરીને હું એ માર્ગ શોધી ન શકું? ગુરુ અનિવાર્ય હોય તો પણ ગુરુ કરવો કોને? વળી કહેવાય છે તેમ ગુરુને ગોવિંદરૂપજ ગણવા જોઇએ તો મારા જેવાને માણસ ઉપર ગોવિંદનો ભાવ કયાંથી આવે?" આવા વિચારવમળમાં પડવાથી વળી તેને અશાંતિ થઇ. કોઈ પણ મનુષ્યરૂપી ગુરુને તે કદી નમે તેમ નહોતું. પછી તેણે એવો નિર્ણય કર્યો કે "હરકત નહિ. હું ગુરુને ખોળનાર નથી; પણ તારકનાથનેજ અરજ કરીશ કે ગુરુની જરૂર હોય તો તેઓ પોતેજ મારા ગુરુ બને, અને મને પ્રેરવાની કૃપા કરે. પ્રત્યેક સવારે હું તેમનું સ્મરણ કરીશ, અને પછી શું થાય છે તેની રાહ જોઇશ."

એક દિવસ, 'ઇંડિયન મિરર'માં તેના વાંચવામાં આવ્યું કે, દક્ષિણેશ્વરમાં કોઇ પરમહંસ રહે છે, અને પોતાના શિષ્યો સહિત કેશવચંદ્ર સેન તેમને વારંવાર મળવા જાય છે, અને બ્રહ્મસમાજીઓએ પણ હવે 'હરિ' અને 'જગદંબા'નાં નામ ઉચ્ચારવાનો રિવાજ રાખ્યો છે. આ હકીકત જાણીને ગિરીશના મનમાં

વિચાર આવ્યો કે, આગળ જેવા સાચા પરમહંસ તો ક્યાંથી મળે? માટે એમણે પણ કોઇ કનિષ્ઠ કોટીના માણસને પરમહંસ તરીકે ઉભો કર્યો હશે. થોડા દિવસ પછી તેણે સાંભળ્યું કે, એ પરમહંસ પોતાના ઘરની નજીકમાંજ પધારનાર છે. કૌતુકને ખાતર તે તેમને જોવાને ગયો. સાંજ પડી હતી. દીવા પ્રકટયા હતા. શ્રીરામકૃષ્ણદેવનું અર્ધચેતન અવસ્થાને લીધે દીવા તરફ ધ્યાન ગયું નહિ, એટલે તેમણે સાંજ પડી છે કે કેમ તે વિષે પૂછ્યું. ગિરીશને મન તો એમાં મૂર્ખતાની પરિસીમાજ લાગી; એટલે તે ઊંચા મને પાછો ફર્યો.

આ બનાવને થોડાં વર્ષ વીત્યા પછી શ્રીરામકૃષ્ણ એક વાર બલરામ બોઝને ત્યાં પધાર્યા હતા. ગિરીશને પણ આમંત્રણ હતું. ઓરડો ચિકાર હતો. શ્રીરામકૃષ્ણની વર્તણુંક જોઇ તે આશ્ચર્ય પામ્યો. પરમહંસો અને યોગીઓ કદી બોલે નહિ; કોઇને કદી નમે નહિ; છતાં બહુ આગ્રહ થાય તો પોતાની જરાતરા સેવા કરવા દે; એવી તેની સમજણ હતી. પણ આ પરમહંસનું વર્તન તો જુદાજ પ્રકારનું હતું. ગિરીશ થોડી પળ બેઠો હશે, એવામાં "અમૃત બજાર પત્રિકા"ના અધિપતિ બાબુ શિશિરકુમાર ઘોષ આવી પહોંચ્યા. તેમને શ્રીરામકૃષ્ણ માટે ઝાઝું માન નહોતું. ઓરડામાં પેસતાંજ તેમણે ગિરીશને કહ્યું કે "ચાલો આપણે જઈએ. આવું આવું તો બહુ જોયું છે." ગિરીશને હજી બેસવાની ઇચ્છા હતી, પણ મિત્રની ઇચ્છાને માન આપીને તે ઊઠયો. આ તેની બીજી મુલાકાત હતી.

કેટલાક દિવસ વીત્યા. 'સ્ટાર થિયેટર'માં 'ચૈતન્યલીલાનું' નાટક ભજવાતું હતું. થિયેટરના ચોગાનમાં ગિરીશ આમતેમ ફરતો હતો, એટલામાં શ્રીરામકૃષ્ણનો એક ભક્ત તેની પાસે આવ્યો અને બોલ્યો કે "પરમહંસદેવ નાટક જોવાને આવ્યા છે. આપ તેમને બેસાડવાની ગોઠવણ કરશો કે અમે ટિકિટ ખરીદીએ?" ગિરીશે જવાબ આપ્યો કે "ટિકિટ વિના દાખલ કરીશ, પણ બીજાઓએ ટિકિટ લેવી પડશે." ગુરુદેવને સામા લેવા જવાની તે તૈયારીમાં હતો, એટલામાં તેઓ ચોગાનમાં આવી પહોંચ્યા. શ્રીરામકૃષ્ણે ગિરીશને નમસ્કાર કર્યા; ગિરીશે સામા નમસ્કાર કર્યા, એટલે ગુરુદેવે ફરી કર્યા. આમ બંને નમન પર નમન ઝીલતા ચાલ્યા અને સામા કરતા ચાલ્યા.

આમ નમસ્કારવિધિનો પાર નહિ આવે એવું સમજીને ગિરીશે ટુંકાવ્યું. તે ગુરુદેવને આગલી બેઠકમાં લઇ ગયો; તેમને પંખો કરવાની માણસને ભાળવણી કરી અને પોતાને અસુખ જેવું લાગવાથી તે પોતે ઘેર ગયો. ગુરુદેવ સાથે આ તેનો ત્રીજી વારનો મેળાપ હતો.

આ અરસામાં તેને એક વૈષ્ણવ ચિત્રકારનો મેળાપ થયો. તેણે તેને કહ્યું કે, તે જે નૈવેદ્ય પોતાના ઇષ્ટદેવને હમેશાં ધરાવે છે, તે દેવ પોતે સાક્ષાત્ આરોગે છે. સાથે સાથે તેણે એ પણ ઉમેર્યું કે, ગુરુની કૃપાસિવાય એ દિવ્ય દૃશ્યનો અનુભવ કોઇને થતો નથી. વાત સાચી હો કે ખોટી; પણ ગિરીશના મનપર એની ઝાઝી અસર થઇ. તરતજ તે ઘેર જઇ પોતાના ઓરડામાં ભરાઇ ગયો, અને છટે મોઢે રોયો.

ઉપલા બનાવને ત્રણેક દિવસ થયા હશે, એવામાં બે કે ત્રણ ભક્તોની મંડળી સાથે શ્રીરામકૃષ્ણ પોતાના ઘર આગળથી પસાર થતા તેણે જોયા. ગિરીશને જોતાંજ ગુરુદેવે તેને નમસ્કાર કર્યા. ગિરીશે સામા નમસ્કાર કર્યા. ગુરુદેવ પોતાને રસ્તે ચાલ્યા ગયા, પણ ગિરીશને એવું અજબ આકર્ષણ થઇ આવ્યું કે, જાણે પોતે દોડીને તેમને પકડી પાડે. એવામાં ગુરુદેવ તરફથી તેને સંદેશો આવ્યો. ગુરુદેવે મળવા આવવાનું તેને કહાવ્યું હતું. સંદેશો લાવનારની પાછળજ ગિરીશ બલરામ બોઝને ઘેર જવા નીકળ્યો, અને ગુરુદેવ પછી થોડી વારે આવી પહોંચ્યો. ગિરીશે તેમને પૂછ્યું કે "ગુરુ કોણ છે?" ગુરુદેવે કહ્યું કે "તે તો દલાલ છે. તે ભક્તનો ઇશ્વરથી સંબંધ જોડી આપે છે." પછી તેમણે ઉમેર્યું કે "તને તારા ગુરુ છેજ." ગિરીશે ફરી પૂછ્યું કે "મંત્ર શું છે?" ઉત્તર મળ્યો કે "ઇશ્વરનું નામ." રામાનંદને ગુરુ કરવાની ઇચ્છાવાળા કબીરનો દાખલો આપીને તેમણે એ વાત સમજાવી. રામાનંદે પ્રથમ તો કાંઈક કારણસર કબીરને દીક્ષા આપવાની ના પાડી. પણ રામાનંદ ગંગામાં બગબગામાં નાહવા જતા. તે નાહવાના ઘાટના એક પગથિયા પર કબીર એક દિવસ સૂઇ ગયા. અંધારૂં હોવાથી રામાનંદનો પગ કબીરના સૂતેલા શરીર પર પડયો, તેથી રામાનંદ-થી એકદમ રામનામ લેવાઇ ગયું. પછી કબીરે એ શબ્દને પોતાના મંત્રતરીકે અપનાવ્યો, અને તેને જપીને તેઓ પૂર્ણ-

તાને પ્રાપ્ત કરી શક્યા. વાત આંગળ ચાલી. રંગભૂમિનો વિષય છેડાયો, એટલે શ્રીરામકૃષ્ણ બોલ્યા કે "તારૂં નાટક જોવા ફરી પણ મને આવવા દેજે."

ગિરીશ—બહુ સારૂં, આપ ગમે તે દિવસે પધારી શકો છો.

શ્રીરામકૃષ્ણ—પણ કંઇક ફી તો લેવી પડશે.

ગિરીશ—ઠીક, આપ આઠ આના આપજો.

શ્રીરામકૃષ્ણ—પણ એટલેથી અનુકૂળ બેઠક તો નજ મળે ને!

ગિરીશ—પ્રથમ માફક, આપ આગલી હારમાં બેસી શકશો.

શ્રીરામકૃષ્ણ—ઠીક, પણ એક રૂપિયો લેજે.

ગિરીશ કબૂલ થયો, અને વાતનો અંત આવ્યો. બલરામે ગુરુદેવને થોડી મિઠાઇ આપી. તેમાંથી તેમણે જરા અમથી લીધી. બાકીની ભક્તોમાં પ્રસાદરૂપે વહેંચાઇ. ગિરીશને પણ થોડાક પ્રસાદની ઇચ્છા હતી, પણ કોઇ ટીકા કરશે એવી દહેશતથી તે માગી શક્યો નહિ. થોડી વારે ગુરુદેવને નમન કરીને તે એક ભક્ત સાથે ઊઠ્યો. ભક્તે ગિરીશને પૂછ્યું કે "તમને તે કેવા લાગ્યા?" ગિરીશે જવાબ આપ્યો કે "મહાન ભક્ત." તે આનંદમાં હતો. ગુરુના અભાવને લીધે જન્મેલી નિરાશા હવે તેનામાં રહી નહોતી. તે સ્વગત બોલ્યો કે "ગુરુ હોવાજ જોઇએ એવું બોલનારાઓ ખાંડ ખાય છે. પરમહંસે શું હમણાંજ ન કહ્યું કે મને મારા ગુરુ છે? હવે હું કોઇનું સાંભળનાર નથી."

માણસને ગુરુ કરીને તેની આજ્ઞાઓ માથે ચઢાવવી, એ તેને બંધનરૂપ લાગતું; છતાં શ્રીરામકૃષ્ણના પ્રભાવ આગળ તેની એ સમજણ પલટાઇ ગઇ. કેમકે પ્રથમ નમન ગુરુદેવે કર્યું હતું, ગિરીશે નહિ. આવા પ્રકારનું સાવ નિરભિમાન જોઇને હવે તરતજ ગિરીશનું ઉન્નત મસ્તક નમી પડયું. ગુરુદેવથી છેલ્લો પ્રસંગ પડયા પછી એક દિવસ ગિરીશ પોતાની નાટકશાળાની નેપથ્યભૂમિપર બેઠો હતો, એવામાં ગુરુદેવ નાટક જોવા આવ્યા છે એવું ઉતાવળથી તેની પાસે આવીને દેવેન્દ્રનાથ મઝુમદાર નામના ભક્તે તેને કહ્યું. ગિરીશે કહ્યું કે "વારૂ, તેમને આગલી બેઠકમાં બેસાડો." તેણે પૂછ્યું કે "પણ તમે તેમને લેવાને નહિ આવો?" ગિરીશ બોલ્યો કે "કેમ, તેઓ મારા વિના ગાડીમાંથી ઉતરી નહિ શકે?" આમ છતાં તે ગયો, અને જોયું તો શ્રીરામકૃષ્ણ ઉતરવાની તૈયારીમાં હતા. તેમની ભવ્ય

મુખમુદ્રા જોતાંજ, પોતે સાચા સંતનું સ્વાગત કરવામાં પાછો પડયો છે એવું તેને લાગી આવ્યું, અને તે બદલ પશ્ચાત્તાપ થયો. તે ગુરુદેવને નાટકશાળામાં લઇ ગયો, અને તેમના ચરણસ્પર્શ કરીને તેણે ગુલાબનું ફૂલ તેમને અર્પણ કર્યું. ગુરુદેવ તે પાછું આપતાં બોલ્યા કે "ફૂલો તો દેવ માટે અને શોખીન માટે હોય છે; હું એ બેમાંનો એકે નથી."

પછી ગિરીશ ગુરુદેવને અને ભકતોને ખાસ ઓરડામાં લઇ ગયો. શ્રીરામકૃષ્ણ એક ખુરશીપર બેઠા ને ગિરીશ બીજીપર બેઠો. ઓરડામાં બીજી ખુરશીઓ હતી, તે પર બેસવાની ભકતોને ગિરીશે અનેક વાર વિનંતિ કરવા છતાં બધાએ ઉભા રહેવાનુંજ પસંદ કર્યું. પાછળથી આ પ્રસંગ સંભારીને ગિરીશ કહેતો કે "ગુરુની સાથે એકસરખે આસને શિષ્યોથી બેસાય નહિ, એ વાત ન જાણવા જેટલો હું મૂર્ખ હતો." તેને ગુરુદેવે પણ એક વાર કહ્યું હતું કે "તારામાં કુટિલતા ભરેલી છે."

ગિરીશ જાણતો કે પોતાનામાં અનેક ત્રુટિઓ છે, છતાં ગુરુદેવ પોતાની કયી ત્રુટિને માટે બોલી રહ્યા છે એની તેને ગમ પડી નહિ. એટલે તેણે પણ ગોળ ગોળ પૂછ્યું કે "હું એ કુટિલતા કેવી રીતે દૂર કરી શકું?" ગુરુદેવે કહ્યું કે "વિશ્વાસ રાખ."

કેટલાક દિવસ વીતી ગયા. પછી એક બપોરે તેને પોતાના થિયેટરમાં એક ચિઠ્ઠી મળી. તેમાં જણાવ્યું હતું કે, તેજ સાંજે ગુરુદેવ રામચંદ્ર દત્તને ઘેર પધારવાના છે. ગુરુદેવને મળવાની અભિલાષા તેનામાં તરત પ્રકટી, પણ પોતાને યોગ્ય નિમંત્રણ મળ્યું નહોતું એટલે તેને દત્તને ઘેર જતાં સંકોચ આવ્યો. છેવટે મન બહુ ખેંચાવાથી તે ત્યાં જવા નીકળ્યો. રસ્તે ચાલતાં તે સંકોચને લીધે અનેક વાર અટકયો, પણ આખરે દત્તના મુકામપર આવી પહોંચ્યો.

સાંજનો વખત હતો. શ્રીરામકૃષ્ણદેવ ભકતો સાથે નાચતા હતા અને ગાતા હતા. આવો આંતરિક ભાવ અને ઉત્સાહ જોઈને ગિરીશની આંખમાં આંસુ આવ્યાં. ગુરુદેવ નાચતા હતા તે દરમિયાન તન્મય અવસ્થામાં લીન થયા. ભકતો તેમની ચરણરજ લેવા લાગ્યા. ગિરીશ પણ તે લેવાને આતુર થવા છતાં ખોટા અહંભાવને લીધે એટલે કે પોતાને લોકો હસે એવી બીકને લીધે તે અટકી પડયો હતો.

ભજન સમાપ્ત થયા પછી શ્રીરામકૃષ્ણ ઓરડામાં ગયા. ગિરીશ પણ તેમની પાછળ ગયો. ગિરીશે પૂછ્યું કે "દેવ! મારા મનની વક્રતા કદી ટળશે ખરી?" શ્રીરામકૃષ્ણે કહ્યું કે "હા." એ પ્રશ્ન ત્રણ વાર પૂછાયો અને ત્રણે વાર એકજ જવાબ મળ્યો. શ્રોતાઓમાં મનમોહન મિત્ર હતો, તેણે કહ્યું કે "તમને જવાબ મળ્યો છે, તો પછી વારે વારે માથું કેમ પકવો છો?" ગિરીશ આ અપમાન ગળી ગયો. તેણે ગુરુદેવને પ્રણામ કર્યાં અને પોતાની નાટકશાળામાં પાછો ફર્યો.

એ પછી કેટલાક દિવસ બાદ ગિરીશ દક્ષિણેશ્વર આવ્યો. તેણે જોયું તો શ્રીરામકૃષ્ણ ઓરડાથી દખણાતી પડાળીમાં ભાવનાથ સાથે વાતચીત કરી રહ્યા હતા. ગિરીશ "ગુરુર્બ્રહ્મા" એ મંત્ર મનમાં બોલી ગુરુદેવને પગે લાગ્યો. શ્રીરામકૃષ્ણ તેને બેસવાનું કહી બોલ્યા કે તારીજ વાત કરી રહ્યો હતો, (ભાવનાથને બતાવીને) તું આને પૂછ." પછી તેમણે તેને ઉપદેશ આપવાની શરૂઆત કરી. ગિરીશ વચ્ચે બોલી ઉઠયો કે "હું ઉપદેશ સાંભળવા નથી માગતો. એવા ઉપદેશો તો મેં પોતે લખેલા બહુયે મારી પાસે પડયા છે. તે કશા કામના નથી. આપથી બની શકે તો મારા ધ્યાનમાં તરતજ ઉતરી જાય એવે કોઇ રસ્તે મને સહાય કરો." આ શબ્દોથી ગુરુદેવ રાજી થયા. તેમણે રામલાલને અમુક શ્લોક બોલવાનું કહ્યું. તેનો ભાવાર્થ એવો હતો કે, ચાહે તો એકાંતમાં કે પર્વતની ગુફામાં રહે, પણ શ્રદ્ધાવિનાના માણસને કશુંજ મળતું નથી. ગિરીશમાં પવિત્ર ભાવ જાગ્રત થયો. પછી ગિરીશ નમન કરીને ઉઠયો. ગુરુદેવ ગિરીશની સાથે સાથે ઓતરાતી પડાળી સુધી ગયા, એટલે તેણે પૂછયું કે "દેવ! હું જે કંઇ કરૂં છું તેજ હજી કર્યા કરૂં ને?" શ્રીરામકૃષ્ણે જવાબ આપ્યો કે "ખરેખર." ગિરીશને આ પરથી સમજાયું કે, નાટકનો ધંધો ચાલુ રાખવામાં હરકત જેવું નથી.

ગિરીશ હવે શ્રીરામકૃષ્ણનો ચુસ્ત ભક્ત બની ગયો. ગુરુદેવ તેના વિશ્વાસની ભારે તારીફ કરતા. એ વિશ્વાસને લીધે તેની દુષ્ટ વૃત્તિઓ ઉમદા ગુણોમાં પલટાઇ ગઇ હતી. ગુરુદેવ સાથે તેનો સંબંધ વિલક્ષણ હતો. બીજાઓની જે ત્રુટીઓપ્રત્યે આંખમીંચામણાં કરી શકાય નહિ એવી ગિરીશની ત્રુટીઓ ધીરજથી સહી લેવામાં આવતી. ગિરીશ અંદરખાનેથી નમ્ર, શ્રદ્ધાળુ

અને સરળ છે એવું ગુરુદેવ જાણતા. દારૂનું અસાધારણ વ્યસન એ ગિરીશનો મુખ્ય દુર્ગુણ હતો. એક દિવસ એ વ્યસનના નશામાં તેણે નાટકશાળામાં શ્રીરામકૃષ્ણને ગાળો ભાંડી હતી, અને તેથી ભકતોને ભારે પરિતાપ થયો હતો.

થોડા વખત પછી, જ્યારે રામચંદ્ર દક્ષિણેશ્વર આવ્યો ત્યારે તેને ગુરુદેવે કહ્યું કે "ગિરીશે મને નાહક ગાળો ભાંડી."

રામચંદ્ર—તે આપે સહી લીધી હશે.

શ્રીરામકૃષ્ણ—પણ તે મારે તો ?

રામ—"તે પણ આપને સહન કરી લેવાનું. તેની પાસે જે હોય તેજ તે આપને આપી શકે. શ્રીકૃષ્ણને કાલીનાગ પોતાના વિષ સિવાય બીજું શું આપી શકયો હતો ! ગિરીશનું પણ એમજ સમજવું. આપના સિવાય બીજો કોણ એવી વર્તણુંક સહી લે !"

પછી શ્રીરામકૃષ્ણે કહ્યું કે "મને ગાડી આણી આપ. હું હમણાંજ ગિરીશને જઇ મળું છું." ભકતોના વિરોધને તેમણે નેવે મૂકયો. બળતા બપોરની પણ પરવા ન કરી, ગિરીશને ઘેર પહોંચ્યા અને જોયું તો ગિરીશ પશ્ચાત્તાપથી બળી રહ્યો હતો. પછી ગુરુદેવના પ્રેમાળ શબ્દોથી તેનો એ શોક દૂર થયો. ભજન અને નાચમાં ત્યાંજ સાંજ પડી ગઇ, અને ગિરીશ સારી પ્રગતિ કરી શકયો.

એક દિવસ કોઇ ભકતે ગિરીશને દારૂ છોડાવવા આજીજી કરી. શ્રીરામકૃષ્ણે કહ્યું કે "તારે એની પંચાતમાં પડવાની શી જરૂર છે ? જેનો તેને આશ્રય છે તે તેને સંભાળી લેશે. ગિરીશ વીર ભક્ત છે. મને ખાતરી છે કે એથી તેને નુકસાન થનાર નથી."

ગિરીશે એ કુટેવ ટાળવાને ભારે પ્રયત્નો સેવ્યા, અને કંઇક અંશે સફળ પણ થયો; છતાં એક દિવસ તે કોઇ બિમાર પડેલી નટીને જોવા ગયો અને ત્યાં તેણે એટલો બધો દારૂ પીધો કે આખી રાત તેને ઘેરજ રહેવું પડયું ! આવી જગ્યાએ સૂવાનો તેને આ પહેલોજ પ્રસંગ હતો. સવારે શુદ્ધિમાં આવતાં શું બન્યું હતું તે તે સમજી ગયો. તેને પશ્ચાત્તાપ થયો. ત્યાંથી પરબાર્યો દક્ષિણેશ્વર આવવાને ઉપડયો. સાથે દારૂની શીશી તો હતીજ. ગાડીમાંથી ઉતરીને તે ગુરુદેવ પાસે દોડી ગયો, અને તેમના પગ ઝાલીને રોઈ પડયો. દરમિયાન શ્રીરામકૃષ્ણે

કોઇ ભક્તને મોકલી ગિરીશના જોડા, વસ્ત્ર અને શીશી ગાડી-માંથી મંગાવી લીધાં. શાંત પડ્યા પછી ગિરીશને પાછી પીવાની ઇચ્છા થઈ આવી, પણ જે ગાડીમાં પોતે શીશી મૂકી હતી તે ગાડી જતી રહી હતી એવું જાણતાંજ તે આકુળવ્યાકુળ થયો. પછી ગુરુદેવે શીશી હાજર કરી, એટલે ગિરીશે તેમાંથી બધાની સમક્ષ પીધો. પછી પોતે શું કર્યું હતું એનું તેને ભાન થયું, ત્યારે તે ભારે શરમિંદો બની ગયો. શ્રીરામકૃષ્ણે કહ્યું કે "હરકત નહિ, ફાવે તેટલો પી, પણ હવે એ ઝાઝી વાર નભશે નહિ." તેઓ જાણતા હતા કે, ગિરીશનો આંતરિક મેલ હવે ધોવાઇ જશે. આ પ્રસંગ પછી ગિરીશ ભાગ્યેજ દારૂને અડકયો હશે.

એક દિવસ વાત નીકળતાં "બીજું ન બને તો સવારસાંજ ઇશ્વરને સંભારજે તો ખરો" એવું શ્રીરામકૃષ્ણે ગિરીશને કહ્યું. ગિરીશે વિચાર્યું કે ખાવાપીવાનું કે સૂવાનું પણ ઠેકાણું ન રહે એવો ધંધો રહ્યો. એટલે મુકરર કરેલે વખતે કદાચ ઇશ્વરને પણ ભૂલી જવાનો પ્રસંગ આવે. માટે મારાથી એવું વચન કેમ અપાય ?" શ્રીરામકૃષ્ણ તેનું મન પારખી જઇ બોલ્યા કે "ખેર, તે પણ ન થઇ શકે તો પછી જમવા પહેલાં અને સૂતી વેળા ઇશ્વરસ્મરણ કરજે. ગિરીશ એને માટે પણ વચનથી બંધાવા તૈયાર નહોતો. તેનું જીવન બહુજ અનિય-મિત હોઇ સ્વભાવથીજ નિયમપાલનમાં શિથિલ હતો, અને સહેજ પણ અંકુશ તેને બહુ ખટકતો હતો. શ્રીરામકૃષ્ણ તેની મુંઝવણ કળી ગયા. તેથી આખરે બોલ્યા કે "તને આટલું પણ નામંજુર હોય તો પછી મને મુખત્યારનામું આપી દે એટલે પત્યું." આ શબ્દો બોલ્યા ત્યારે ગુરુદેવ મસ્ત દશામાં હતા.





# ૪૧–પ્રસંગોની પરંપરા

૧૮૮૪ ના જાન્યુઆરીમાં, દક્ષિણેશ્વરના બાગમાં ગુરુદેવ એકલા ફરતા હતા, એટલામાં તેઓ સમાધિલીન થયા. બાહ્યભાન નહિ રહેવાથી તેઓ પડી ગયા, અને ડાબા હાથનું હાડકું ખસી ગયું. દાક્તરની મદદ આવી પહોંચી, અને સાજાથતાં સુધી શિષ્યોએ ખૂબ બરદાસ કરી. એ દરમિયાન તા. ૨ ફેબ્રુઆરીના દિવસે ગુરુદેવ ઓરડામાં ખાટલા પર બેઠા હતા અને રાખાલ, મહિમાચરણ, હાજરા અને બીજાઓ હાજર હતા. એવામાં મહેંદ્રે આવી ગુરુદેવને નમસ્કાર કર્યા.

શ્રીરામકૃષ્ણ--મેં સાંભળ્યું હતું કે તું માંદો હતો. હવે સારી પેઠે છે કે?

મહેન્દ્ર--હા, દેવ.

શ્રીરામકૃષ્ણ (મહિમાને)--વારૂ, 'હું વાઘ છું', અને તું જંત્રી છે' તો પછી આ અકસ્માત કેવી રીતે થયો?

કોઇએ કશો ઉત્તર આપ્યો નહિ. એવામાં રાખાલને જોઇને ઓચિંતા તેઓ સમાધિમાં આવ્યા.

પછી સ્વસ્થ થતાં ગુરુદેવ થોડી વારે બોલ્યા કે "હું મિઠાઈ ખાઈશ–પાણી પીશ."

પછી બાળકની પેઠે ગુરુદેવે આંસુભરી આંખે જગદંબાને પ્રાર્થના કરી કે "ભગવતી મા! મારી સાથે આ તેં કેવી રમત કરી? ઓ, જોને મા! મારો હાથ બહુજ કળે છે." પછી હાજર રહેલા ભક્તોને બાળકની પેઠે પૂછ્યું કે "આ મટી જશે?" ભક્તો બોલ્યા કે "કેમ નહિ? મટીજ જશે."

શ્રીરામકૃષ્ણ (રાખાલને)--તું અહીં મારો અંગરક્ષક છે, છતાં તારો વાંક નથી. તું હોત તોપણ હું બચ્યો ન હોત.

ગુરુદેવ ફરી મસ્તદશામાં આવ્યા. તેઓ બોલતાજ રહ્યા કે "ૐ, ૐ, ૐ—મા! શું હુંજ બોલી રહ્યો છું? મા! મને

પેલું વાતોડિયું બ્રહ્મજ્ઞાન આપીને તારા તરફની મારી શુદ્ધબુદ્ધ હરી લેતી નહિ; મા! મને એવું બ્રહ્મજ્ઞાન ન આપીશ. હું તારો બાળક સ્વભાવથીજ ડરપોક નથી? મારે તો મારી મા જોઇએ. માને ભૂલાવે એવા લૂખા બ્રહ્મજ્ઞાનને મારા નવ ગજથી નમસ્કાર છે. તે જેને જોઇતું હોય તેને આપ. ઓ આનંદમયી જગદંબા! ઓ આનંદમયી મા!"

આ શબ્દો બોલતા બોલતા તેઓ ધ્રૂસકે ધ્રૂસકે રોયા. પછી રામપ્રસાદનાં ભજનમાંથી એવા ભાવનું ગાવા લાગ્યા કે "મને એટલા માટેજ સંતાપ થાય છે, કે મા! તું મારી પાસે છે, અને હું પૂરો જાગ્રત છું, છતાં પણ હું છેતરાયો છું!"

તેમણે ફરી પ્રાર્થના કરી કે "મા! મેં શું કોઇ અયોગ્ય કામ કર્યું? હું કદી કાંઇ કરૂં છું? શું બધું કરવાવાળી તુંજ નથી? હું વાદ્ય યંત્ર છુ અને તું મને બજાવનારી જંત્રી છે."

ભયંકર માંદગી છતાં બાળક જેમ આનંદ કરે છે અને રમે છે, તેમ તે પાછા હસવા લાગ્યા અને વાતો કરવા લાગ્યા. મહિમા અને બીજાઓ પ્રત્યે તેઓ બોલ્યા કે "પ્રભુનાં દર્શન કર્યાં નહિ તો તમે કાંઇજ કમાયા નથી." પ્રભુને પામવાની તીવ્ર ઇચ્છા મનુષ્યને હોવી જોઇએ, એમ જણાવતાં તેઓ બોલ્યા કે "પ્રભુ આપણાં માબાપ છે તો તેના ઘરમાં આપણો રીતસરનો હક છે. પ્રભુ આપણો પિતા છે, અને માતા પણ છે, તેથી આપણે તેના પર હમેશાં જબરદસ્તી વાપરી શકીએ છીએ કે 'મને મોં બતાવ, નહિતર હું આપઘાત કરૂં છું!"

"હું માતાને આવી પણ પ્રાર્થના કરતો કે 'મા! ઓ આનંદઘન મા! તારે મને દર્શન તો દેવાંજ પડશે.' કોઇ કોઈ વાર હું કહેતો કે 'ઓ દીનબંધુ! ઓ વિશ્વાધાર વિશ્વપતિ! હું પણ વિશ્વની બહાર તો નથીજ; છતાં હું જ્ઞાનવિહોણો, કર્મશૂન્ય અને ભક્તિરહિત શાથી છું; તે મને સમજાતું નથી; મારા પ્રભુ! મારા પર કૃપા કરીને મારી પાસે આવ.'"

ગુરુદેવની વાણી આર્દ્ર હતી; ભક્તો પણ ભાવભીના બની રહ્યા હતા અને મહિમાચરણ તો રડી રહ્યો હતો. મહિમાચરણ તરફ જોઇને ગુરુદેવે નીચલા ભાવનું રામપ્રસાદનું પદ ઉપાડયું:–

"સાચા ઉત્કટ ભાવથી માની પ્રાર્થના કરો એટલે તેની તાકાત નથી કે તે તમારાથી દૂર રહી શકે!"

સિબપુરથી કેટલાક ભક્તો આવી પહોંચ્યા. દૂરથી તેઓ આવ્યા હતા, એટલે બધું છોડીને ઇશ્વરને શોધવાની–વધુ નહિ તો થોડી પળ પણ સવારસાંજ સાચા જિગરથી તેને સંભારવાની વાત ગુરુદેવે તેમના આગળ મૂકી. જગતના ભોગવિલાસથી મનુષ્ય જ્યાંસુધી ધરાતો નથી (દુઃખી થતો નથી–આફૃતમાં આવતો નથી) ત્યાંસુધી ઇશ્વરમાટેની ઉત્કંઠા તેનામાં જન્મતી નથી; એવું પણ તેમને ઉદ્દેશીને ગુરુદેવે કહ્યું.

ગુરુદેવને હાથે પાટો બાંધવાને પાંચ વાગ્યે ડૉ. મધુસૂદન આવ્યા. શ્રીરામકૃષ્ણ બાળકવત્ હસતા હતા. દાક્તરના નામપર શ્લેષ લડાવતાં ગુરુદેવે કહ્યું કે "આજે આ લોકમાં તેમ પરલોકમાં હવે પછી આશરો તો કેવળ મધુસૂદનનોજ છે, ખરૂં ને?"

દાક્તર—મારૂં નામ છે એટલુંજ. હું તેને પણ ભારરૂપ છું.

શ્રીરામકૃષ્ણ—કેમ, નામની કિંમત તારાથી કેમ હલકી થાય? પ્રભુ અને તેનું નામ પરસ્પર એકજ છે. સત્યભામાને પ્રભુને તોળવાની ઇચ્છા થઇ. એક પલ્લામાં તેણે શ્રીકૃષ્ણને મૂકયા અને બીજામાં સોનું, મોતી અને ઝવેરાતના ઢગલા ખડકયા; પણ બીજું પલ્લું હાર્યું. પછી બીજા પલ્લામાં રુકિમણીએ શ્રીકૃષ્ણનું નામ લઇને તુલસીદલ મૂકયું, એટલે તે પ્રભુના પલ્લા સાથે સમતોલ થયું.

દાકતરને પાટો છોડવા બાંધવાની અનુકૂળતા પડે તે ખાતર પથારી જમીનપર પાથરી હતી, અને શ્રીરામકૃષ્ણ તે પર સૂઇ રહ્યા હતા. તેમણે રાધાના વિરહનું ભજન એવા ભાવનું ઉપાડયું કે 'રાધા તેની આખર (મૃત્યુગામી) અવસ્થામાં છે. વૃન્દ કહે છે કે, તેના લલાટમાં બીજું શું લખ્યું હોય?' પછી પાટો બંધાઇ રહ્યા એટલે ગુરુદેવ બોલ્યા કે "મને કલકત્તાના વૈદ્યોપર વિશ્વાસ નથી. શંભુ(મલ્લિક)ને સનેપાત થયો હતો, પણ દવા કરનાર વૈદ કહેતો કે 'એમાં બ્હીવા જેવું નથી. એ તો દવાને લીધે એમ થાય છે.' પણ પછી તરતજ શંભુએ પ્રાણ છોડયા!"

મંદિરોમાં સંધ્યા આરતી થઇ ગઇ હતી. પછી આધાર આવ્યો અને તેણે ગુરુદેવને પ્રણામ કર્યા.

આધાર—દેવ! આપને કેમ છે?

શ્રીરામકૃષ્ણ—જો, આ હાથ કેમ કરીને ભાગ્યો! (હસીને) મારી તબિયત વિષે પૂછીશ મા!

તેમણે આધારને હળવેથી પોતાના પગ દાબવાનું કહ્યું. પછી મહિમાચરણ સાથે તેઓ વાત કરવા લાગ્યા.

શ્રીરામકૃષ્ણ (મહિમાને)—જો તું ભક્તિને ખાતર ભક્તિ કરશે તો સૌ સારાં વાનાં થશે. 'મોક્ષ, કીર્તિ, નાણાં કે માંદગીમાંથી સાજો થાઉં, એમાંની કશી મને ઇચ્છા નથી–હું તો માત્ર તનેજ ઈચ્છું છું.' આનું નામ તે ભક્તિની ખાતર ભક્તિ કરવી છે. પોતાના દુનિયાઇ સ્વાર્થ માટે શ્રીમંતને મળવા આવનારા અનેક હોય છે; પણ તેવી કશી ઇચ્છા વિના કેવળ પ્રેમ ખાતર મળવા આવનાર એક પણ જો હોય તો તે શ્રીમંતને તેના પર ધીરે ધીરે જરૂર પ્રેમ આવે છે. પ્રહ્લાદની ભક્તિ આવા પ્રકારની હતી–પ્રભુપ્રત્યે તે પૂર્ણ નિષ્કામ અને વિશુદ્ધ પ્રેમવાળો હતો.

મહિમાચરણ મૌન રહ્યો. એટલે ગુરુદેવ બોલ્યા કે "ઠીક, તને ગમે એવું કંઇક હું કહીશ." પછી તેમણે વેદાન્તપર પ્રવચન કર્યું, અને મહિમાચરણને કેટલાક શ્લોકો બોલવાનું કહ્યું. મહિમાચરણ ઉત્તરગીતામાંથી આવા ભાવનું બોલ્યોઃ 'દ્વિજ અગ્નિમાં, ઋષિ હૃદયમાં, અલ્પજ્ઞાની મૂર્તિમાં અને સમદર્શી સર્વત્ર પ્રભુને ભજે છે.'"

શ્લોકનું છેલ્લું ચરણ સાંભળતાંજ તેઓ ઉભા થઈ ગયા, અને સમાધિમાં આવ્યા! કેટલાક વખત પછી તેઓ સ્વાભાવિક અવસ્થામાં આવતાં આસન પર બેઠા. પછી જેમાં અંતિમ ધ્યેયતરીકે ભક્તિની સ્તુતિ કરવામાં આવી છે, તે નારદનું ભક્તિ-સ્તોત્ર ગાવાની તેમણે મહિમાચરણને આજ્ઞા કરી. એ પછી મહિમાચરણ નિર્વાણસ્તોત્રના છ શ્લોકો બોલ્યો, જેનું ધ્રુવચરણ આ પ્રમાણે હતુંઃ–चिदानंदरूपः शिवोऽहं ।शिवोऽहम् । આ છેલ્લી કડી મહિમાચરણ બોલતો તે દરેક વખતે શ્રીરામકૃષ્ણ હસીને કહેતા કે " હું નહિ, હું નહિ, પણ તું, તુંજ જ્ઞાન અને આનંદઘન છે!"

આ પ્રસંગનો ઉલ્લેખ કરીને ગુરુદેવ પોતાના કેટલાક શિષ્યો પ્રત્યે તરતજ આ પ્રમાણે બોલ્યાઃ "માએ મને એવી સ્થિતિમાં મૂકયો છે કે મારાથી કશુંજ છુપાવી શકાય નહિ. એ સ્થિતિ બાળકની છે. રાખાલ એ વાત બરાબર સમજતો નથી તેથી, મારો હાથ ભાગ્યો છે તે રખેને કોઇ જાણી જાય અને મારી નિંદા કરે, એટલા ખાતર તે વાત છાની રાખે છે. મારો હાથ

ભાગવા વિષેની બધી વાત કહેવાને ડૉ. મધુસૂદનને તેણે બાજુએ બોલાવ્યો; તે જોઇને મેં બૂમ પાડી કે 'મધુસૂદન! આવ અને જો, હાથ તો મેંજ ભાગ્યો છે!'"

ભાગેલો હાથ સાજો થતાં મહિનાઓ વીતી ગયા, છતાં ગુરુદેવનાં પ્રવચન અને ભકતોના આનંદનો પ્રવાહ ચાલુજ રહ્યો. મે માસની આસપાસમાં તેઓ સાજાસમા થઇ ગયા.

ભક્તો ગુરુદેવની જન્મતિથિ પ્રત્યેક વર્ષે ઉજવતા; પણ ઉપલા અકસ્માતને લીધે, આ વર્ષે એ પર્વની ઉજવણી મે ની તા. ૨૫ મી પર મુલતવી રાખવામાં આવી. એ દિવસે તેઓ ગુરુદેવને ગેરૂવાં વસ્ત્રો ધરાવતા, ગળે ફૂલહાર પહેરાવતા અને તેમના પગની પૂજા ચંદનપુષ્પ અર્પીને કરતા. આ બધું તેઓ ગુરુપૂજાના ચાલુ રવૈયાને અનુસરીને કરતા. આખો દિવસ ચોઘડિયાં વાગતાં અને ગુરુદેવ પોતાની હમેશની ખાસિયત મુજબ ઉપદેશાત્મક વાતો કરતા કરતા વારંવાર સમાધિમાં આવી જતા. ભકતો અનેક પ્રકારનાં ફળ અને મિઠાઇ લાવતા, અને તેને પ્રસાદરૂપે આરોગતા. આ રીતે આખો દિવસ અને સાંજનો કેટલોક વખત વીતતો. પછી ગુરુદેવનો આશીર્વાદ પામીને ભકતો રાતે વીખેરાઇ જતા.

અમારી પાસે જે દફતરી પુરાવો છે તે પરથી જણાય છે કે, આ વર્ષમાં ગુરુદેવે 'સ્ટાર થિયેટર'ની બે વખત મુલાકાત લીધી હતી--એક વખત તા. ૨૧મી સપ્ટેમ્બરના રોજ 'ચૈતન્ય-લીલા' જોવાને, અને બીજી વખત તા. ૧૪ મી ડિસેમ્બરના રોજ 'પ્રહ્‌લાદનું જીવન' જોવાને. 'સ્ટાર થિયેટર' એ વખતે કલકત્તાની બીડન સ્ટ્રીટમાં હતું.× પહેલી વખત મહેન્દ્રનાથ મુખરજી નામનો ભક્ત ગુરુદેવને દક્ષિણેશ્વરથી પોતાની ગાડીમાં લઇને આવ્યો હતો. નાટકના મેનેજર ગિરીશચંદ્ર ઘોષે ગુરુદેવનું સ્વાગત કરીને તેમને આગલી હરોળમાં જગ્યા આપી. બાબુરામ, 'મ' અને એક બે બીજા હાજર હતા. ગુરુદેવ નાટક જોઈને આનંદ પામતા, અને જ્યારે કોઈ સરસ ગાયન કે સંવાદ સાંભળતા ત્યારે આંસુ સારતા કે સમાધિમાં આવી જતા. રખેને બીજા બહારના લોકો પોતે ઢોંગ કરે છે એવું ધારી બેસે, એટલા ખાતર પોતે સમાધિમાં પડે ત્યારે શાંત રહેવાની ગુરુદેવે ભક્તોને અગાઉથી સૂચના આપી હતી. અમુક પ્રવેશો વિષે તેઓ બંધ-

× હાલ જ્યાં મનમોહન થિયેટર છે ત્યાં.

બેસતી ટીકાઓ પણ કરતા. ખર્દાહથી નિત્યાનંદના વંશનો એક યુવક ગુરુદેવની પાછળ આવી ઉભો. શ્રીરામકૃષ્ણુ તેને જોઇને બહુ પ્રસન્ન થયા, તેને બેસવાનું કહ્યું અને તેની સાથે સદ્‌ભાવથી વર્ત્યા. તે ગયો ત્યાર પછી તેમણે ભકતોને કહ્યું કે "એ વિદ્વાન છે, અને તેનો પિતા મહાન ભક્ત છે. ખર્દાહમાં જ્યારે હું શ્યામસુંદરને મળવા ગયો હતો, ત્યારે તેનો પિતા સો રૂપિયા ખર્ચતાંયે જે ન મળી શકે એવો પ્રસાદ મને આપી ગયો હતો. એ યુવકનામાં આત્મજ્ઞાનનાં લક્ષણો દેખાય છે. સહેજ ઉત્તેજન મળશે તો તે આગળ વધી શકશે. તેની હાજરીથી લગભગ હું મસ્તીમાં આવી ગયો હતો."

નાટક ખલાસ થયું. શ્રીરામકૃષ્ણુ ગાડીમાં બેઠા. કોઇએ પ્રશ્ન પૂછયો તેના જવાબમાં તેઓ હસીને બોલ્યા કે "જાણે મૂળ દશ્યજ ખડું હોય એવી રીતે આબેહૂબ નાટક ભજવાયું હતું." મસ્ત દશામાં રસ્તે પણ પોતે સ્વગત બોલતાજ રહ્યા કે "ઓ કૃષ્ણુ! કૃષ્ણુ જીવન, કૃષ્ણુ જ્ઞાન, કૃષ્ણુ તનમન, કૃષ્ણુ પ્રાણુ!" વળી પાછા બોલ્યા કે "ગોવિંદ મમ જીવન, ગોવિંદ મમ પ્રાણુ!"

બાઘ બજારમાં આવેલી પોતાની મીલમાં મુખરજીએ ગુરુદેવને ઉપાહાર કરાવ્યો, જે પછી તેઓ દક્ષિણેશ્વર આવ્યા.

બીજે પ્રસંગે બાબુરામ, 'મ' અને બીજા ગુરુદેવની સાથે હતા. નાટક શરૂ થવા પહેલાં ગિરીશને ગુરુદેવ સાથે થોડી વાતો થઈ.

શ્રીરામકૃષ્ણુ (હસીને)--વારૂ, તેં સારૂં સારૂં લખ્યું છે.

ગિરીશ--પણ ગુરુદેવ! એ વિચારો મારા લોહી સાથે વણાઇ ગયા નથી. મેં તો માત્ર તે ચીતરી કાઢયા છે એટલુંજ.

શ્રીરામકૃષ્ણુ--તે તારા લોહીમાં છેજ. એક વાર મેં નહોતું કહ્યું કે, હૃદયમાં ભક્તિભાવ ભરેલો ન હોય તો દેવદેવીઓનાં ચિત્રો આલેખવાનું કામ બની ન શકે?

ગિરીશ--કેટલીક વાર એવો વિચાર આવે છે કે, આ નાટકનો ધંધો પડતો મૂકું. હવે બહુ કર્યું.

શ્રીરામકૃષ્ણુ--ના, ના, રહેવા દેજે. એથી ઘણાને શિક્ષણુ મળે છે.

પછી નાટક શરૂ થયું. બાળક પ્રહ્‌લાદ નિશાળે આવ્યો. તેને જોતાંજ ગુરુદેવ 'પ્રહ્‌લાદ! પ્રહ્‌લાદ!' બોલી ઊઠયા, અને સમાધિમાં ગરક થયા! પછી પ્રહલાદને હાથીના પગ તળે અને

અગ્નિની વચમાં જોઇને તેઓ રોયા. એ પછી પ્રહ્લાદ માટે નારાયણ અને લક્ષ્મીની ચિંતાના દેખાવે ગુરુદેવને ફરી વાર સમાધિમાં લીન કર્યા.

નાટક પૂરું થયા પછીથી મૂકવામાં આવનારા ફારસને જોવાની ગુરુદેવની મરજી છે કે કેમ, એ વિષે ગિરીશે તેમને પૂછ્યું. ગુરુદેવે જવાબ આપ્યો કે "ના, 'પ્રહ્લાદના જીવન' પછી એ બધી શી ધાંધલ! મેં ગોપાલ ઉરીઆની× મંડળીને પણ કહ્યું હતું કે, તેણે પોતાના ખેલની પૂર્ણાહુતિ કોઇ આધ્યાત્મિક વિષયથીજ કરવી જોઇએ. અંતમાં સાંસારિક વિષયો આણવાથી અગાઉ ભજવાયેલા ધાર્મિક પ્રવેશોની અસર મારી જાય છે."

ખેલ જોઇને તેમને કેવો આનંદ થયો એ વિષે ગિરીશે પૂછતાં, ગુરુદેવ બોલ્યા કે "મેં જોયું કે પ્રભુ એકનો અનેકરૂપે થયો હતો. નટીઓ જાણે જગદંબાની મૂર્તિમંત આવૃત્તિઓ હોય એવી દેખાતી હતી. ગોલોકના ગોવાળિયાઓનો પાઠ જેમણે ભજવ્યો હતો તેઓ ખુદ નારાયણસ્વરૂપજ હોય એવા મને લાગ્યા. પ્રભુએ પોતેજ એ બધાં રૂપો લીધાં હતાં."

ગિરીશના ખાનગી ઓરડામાં ગુરુદેવ તેની સાથે રસભરી ચર્ચા કરી રહ્યા હતા, એવામાં શરૂ થયેલા ફારસને જોવાની ઇચ્છા વિષે કોઇકે આવીને તેમને પૂછ્યું. શ્રીરામકૃષ્ણ ગિરીશ પ્રત્યે બોલ્યા કે "આ બધો શો ખીચડો તેં બાફ્યો છે! એ તો પ્રારંભમાં મિઠાઇ પીરસીને અંતમાં ઝેર પીરસવા જેવું કર્યું છે."

ખેલ સમાપ્ત થયા પછી, ગિરીશની આજ્ઞાનુસાર નટીઓ ગુરુદેવને પ્રણામ કરવા આવી. કેટલીકે તેમને ચરણસ્પર્શ પણ કર્યા. ગુરુદેવે વાંધો ન લીધો, પણ અત્યંત નમ્ર વાણીમાં એટલુંજ બોલ્યા કે "મા! હવે થયું, હવે થયું!"

નટીઓ પાછી ફરી એટલે તેમણે ભક્તોને કહ્યું કે "જુદા જુદા સ્વરૂપે પ્રભુ પોતેજ બધામાં રહેલા છે!"

ગુરુદેવ ઉઠયા. ગિરીશે અને બીજાઓએ તેમને વિદાય આપી. જેવા ગાડીમાં બેઠા તેવાજ તેઓ સમાધિલીન થયા.

ટુંકમાં ભાવાવેશને લીધે ગુરુદેવમાં ઘણી વાર કંઇ કંઇ વિચિત્રતાઓ પ્રત્યક્ષ થતી. કોઇક વાર તેઓ પોતાના શરીરપરનો કાબુ ખોઇ બેસતા, અને દારૂડીઆની માફક રસ્તે ચાલતાં

× ગામડાંમાં ફરતી રહેતી નાટકમંડળીનો મેનેજર

લથડિયાં ખાતા. એક દિવસ ગુરુદેવ રામબાબુને ઘેર જતા હતા, એવામાં તેમને કોઇ દિવ્ય ભાવાવેશનું સ્ફૂરણ થઇ આવી તેમની ચાલ લથડી ગઇ, જેને લીધે બે ભકતોએ તેમને ઝાલી રાખવા પડચા. આ જોઇને ગુરુદેવથી અજાણ્યા કેટલાક રસ્તે જનારાએ મોટેથી બોલ્યા હતા કે " જોયું, કેવો પીધેલ છે!" કેટલાક ભકતોએ એ શબ્દો સાંભળ્યા હતા અને સ્વગત બોલ્યા હતા કે " હા ખરી વાત, એમજ છે !"

બીજે કોઇ દિવસે ગુરુદેવ દક્ષિણેશ્વરમાં કાલીમંદિરે ગયા હતા. ત્યાંથી તેઓ ઉન્મત્ત અવસ્થામાં લથડતે પગે પાછા ફર્યા. રસ્તામાં માતાજી મળતાં તેમને તેમણે પૂછયું કે " શું હું પીધેલો છું ?" માતાજીએ કહ્યું કે "બિલકુલ નહિ." ગુરુદેવ ફરી બોલ્યા કે " તો પછી હું આમ કેમ વર્તતો હોઇશ ?" માતાજી-એ ઉત્તર વાળ્યો કે " આપે જગદંબાનો કૃપાપ્રસાદ ચાખ્યો છે તેથી ! " આનંદમાં આવીને તેઓ બોલ્યા કે " ઠીક કહ્યું."

બીજે પ્રસંગે તેઓ લાટુ અને બીજા બે ભકતોને સાથે લઇ કલકત્તે જદુ મલ્લિકને ઘેર જતા હતા; એવામાં તેમની નજર રસ્તે આવેલા કોઈ દારૂના પીઠાપર પડી. અહીં કેટલાક ઘરાકો ટોળે વળીને દારૂની લિજ્જત ચાખતા આનંદ કરી રહ્યા હતા. આ દેખાવ જોઇને આનંદમયી જગદંબાનું સ્મરણ તેમને થઇ આવ્યું. પોતે કયાં છે એ ભૂલી જઇને તેઓ અડધું શરીર ગાડી બહાર ઝુકાવીને પેલા ટોળાને પાનો ચઢાવતા હોય તેમ બોલી ઉઠયા કે " શાબાશ ! ખૂબ કરી !" થોડો વખત તો તેઓ જાણે એજ ટોળામાંના હોય એવું લાગ્યું ! રખે તેઓ પડી જશે એવી બીકથી એક ભક્ત તેમને ઝાલી રાખવાની તૈયારીમાં હતો, એવામાં ગુરુદેવ પોતેજ શાંત થશે એવું કહીને લાટુએ તેને અટકાવ્યો. ગાડી આગળ જતી હતી એટલે પીઠું અદૃશ્ય થયું, અને ગુરુદેવ તરતજ શાંત પડી ગયા.

૧૮૮૨ અને ૧૮૮૪ના ગાળામાં શ્રીરામકૃષ્ણે બ્રહ્મોસમાજ-ની મુલાકાત બે વાર લીધી હતી; એક સીન્તીના સમાજની અને બીજી નંદનબાગના સમાજની. એ બંને સ્થળ કલકત્તા-ની આસપાસ આવેલાં હતાં. સીન્તીના સમાજનો છમાસિક ઉત્સવ હતો. પંડિત શિવનાથ શાસ્ત્રી હાજર હતા. ગુરુદેવે તેમને કહ્યું કે " હેં શિવનાથ ! તું અહીં છે ? તમે બધા ભકતો છો,

તેથી તમને મળવામાં મને બહુ આનંદ આવે છે. ભાંગનો ગરાડી ભાંગના બીજા ગરાડીને ઉમળકાથી બોલાવે છે. કદાચ તેને ભેટી પડે પણ ખરો!” પછી આધ્યાત્મિક પ્રવચન થયા બાદ સંકીર્તન શરૂ થયું. શ્રીરામકૃષ્ણ તેમાં શામિલ થયા, એટલે ભક્તો તેમની ચોમેર ફરીને ગાવા ને નાચવા લાગ્યા. સંકીર્તનના અંતમાં ગુરુદેવ પોતાનું મસ્તક ભોંયે અડકાડીને પ્રણામ કરતાં બોલ્યા કે “ભક્તિ, ભક્ત અને ભગવાન જ્ઞાની અને ભકતને, પ્રભુના નિરાકારને માનનાર અને દિવ્ય સાકારને માનનાર ભક્તોને પ્રણામ! પ્રસિદ્ધ આગલા બ્રહ્મજ્ઞાનીઓને અને આજના બ્રહ્મોસમાજીઓને પ્રણામ!”

૧૮૮૪ના ઑકટોબરમાં આ સમાજમાં ગુરુદેવનું બીજી વાર આગમન થયું હતું. મંડળીમાં વિજય, ત્રૈલોકય અને એક બ્રહ્મસમાજી સબ જજ્જ હતા. ત્રૈલોકયનાં ભજનોથી ગુરુદેવ વારંવાર સમાધિમાં આવી જતા. ગુરુદેવને સબ જજ્જ સાથે જે રસિક વાર્તાલાપ થયો હતો, તે અમે નીચે ઉતારીએ છીએ—

સબ જજ્જ—અમે ઘરબારી ઠર્યા; અમારાં કર્તવ્ય અમે કેવી રીતે બજાવીએ?

શ્રીરામકૃષ્ણ—તમારે તમારાં છોકરાંને ઉછેરવાં, સ્ત્રીનું ભરણ-પોષણ કરવું, અને તમે ન હો ત્યારે તેના રહેવા ખાવાને વાસ્તે બંદોબસ્ત કરવો. જો આટલું ના કરી શકો તો તમે ક્રૂર છો, અને દયાવિનાનો ક્રૂર મનુષ્ય પોતાને મનુષ્ય કહેવડાવવાને યોગ્ય નથી.

સબ જજ્જ—બાળકોનું અમે કયાં સુધી ભરણપોષણ કરીએ?

શ્રીરામકૃષ્ણ—તેઓ લાયક ઉંમરનાં થાય ત્યાંસુધી. પક્ષીનું નાનું બચ્ચું જયારે ઉંમરલાયક થાય છે, ત્યારે મા તેને ચાંચો મારીને પણ માળો છોડવાની ફરજ પાડે છે.

સબ જજ્જ—સ્ત્રીઓ પ્રત્યે અમારી ફરજ શી છે?

શ્રીરામકૃષ્ણ—તમારી હયાતિ દરમિયાન તમારે તેમને ધાર્મિક જ્ઞાન આપવું જોઇએ અને તેમનું રક્ષણ કરવું જોઇએ. જો તે નિમકહલાલ હોય તો તમારા અવસાન પછી પણ તે ખાધેપીધે દુઃખી ન રહે એવો પ્રબંધ કરવાની તમારી ફરજ છે. આમ છતાં જ્યારે ઈશ્વરદર્શન માટે મનુષ્ય પાગલ બને છે, ત્યારે તેનાં બધાં કર્તવ્ય બંધ પડે છે. એવા પ્રસંગે પ્રભુજ કુટુંબની સંભાળ લે છે. જમીનદાર પોતાના સગીર દીકરાને મૂકી મરી જાય છે,

ત્યારે 'કોર્ટ ઑાવ વૉર્ડસ' તે છોકરાની વાલી બને છે. કાયદાની વાત છે. તેની તમને તો પૂરેપૂરી ખબરજ હોય.

ત્રૈલોકય—દેવ! ગૃહસ્થ જીવન ગાળવા છતાં મનુષ્યને સાચું જ્ઞાન થઇ શકે? શું તે ઈશ્વરનો સાક્ષાત્કાર કરી શકે?

શ્રીરામકૃષ્ણ (હસીને)—કેમ તેંજ બંને વાત સાધી છે, નહિ? તું સંસારવ્યવહારમાં રહેવા છતાં ઈશ્વરનું ભજનસ્મરણ કરે છે ને! ગૃહસ્થને પણ ઈશ્વરદર્શન થવાં એ બિલકુલ શકય છે. ઈશ્વરનું નામમાત્ર સાંભળતાંમાં આંખોમાં આંસુ ઉભરાઇ આવે અને રોમાંચ થાય તો જાણવું કે, કનક અને કાન્તાપરથી તમારો રાગ ટળી ગયો છે, અને તમને ઈશ્વરનાં દર્શન થયાં છે અથવા થવાનાં છે. સૂકી દીવાસળી એકજ ઘસારે સળગે છે, પણ જો તે ભેજવાળી હોય તો પચાસ વાર ઘસતાં પણ નહિ સળગે.

એક ભક્ત—દેવ! બધી ઉંમર ઈશ્વરનાજ વિચારો કરવામાં ગાળી હોય, છતાં મૃત્યુસમયે ઈશ્વરનો વિચાર ભૂલી જવાય તો તે માણસને પુનર્જન્મ લેવો પડે ખરો?

શ્રીરામકૃષ્ણ—માણસો ઈશ્વર વિષે વિચારે છે, પણ તેના ઉપર શ્રદ્ધા–વિશ્વાસ રાખતા નથી; એટલે પછી તેઓ તેને ભૂલી જાય છે, અને જગતની જંજાળમાં ફસાય છે. નાહ્યા પછી જેમ હાથી પોતાના શરીરપર ધૂળ ઉરાડે છે, એના જેવું થાય છે. સ્નાન પછી જો તરતજ હાથીને તબેલામાં પૂરી દેવામાં આવે, તો પછી તેને ધૂળ ઉરાડવાની તક મળતી નથી; તેમ મનુષ્યનું મન પણ શ્રદ્ધાભક્તિપૂર્વક ઈશ્વરનું સ્મરણ કરે તો મૃત્યુસમયે પણ તેનું મન પવિત્ર રહી ધનધામાદિકમાં જતું નથી.

વાર્તાલાપ પછી ભજન ઉપડયું, જેમાં ગુરુદેવ સૂર પૂરવા લાગ્યા. પછી વિજયે પ્રાર્થના શરૂ કરાવી. ત્યાર બાદ શ્રીરામકૃષ્ણે અને ભકતોએ અલ્પાહાર કર્યો, અને પછી ગુરુદેવે સર્વ ધર્મોની એકતા વિષે તેમજ પ્રાર્થનાના બળવિષે વાર્તા કરી. દક્ષિણેશ્વર જવા નીકળ્યા ત્યારે દશ વાગી ગયા હતા.

નંદનબાગવાળી બ્રહ્મોસમાજ સદ્ગત કાશીશ્વર મિત્રના ઘરમાં મળતી. તેમના દીકરાઓએ પિતાને પગલે ચાલી ૧૮૮૪ ના મે માં ઉત્સવ કર્યો હતો, ત્યારે શ્રીરામકૃષ્ણને તેડાવ્યા હતા. રાખાલ, મહેન્દ્ર અને બીજાઓ ગુરુદેવની સાથે હતા.

એક બ્રહ્મસમાજી ભકતે વૃત્તિઓને કેવી રીતે નિયમમાં

રાખી શકાય એ વિષે પૂછતાં ગુરુદેવ બોલ્યા કે "વૃત્તિઓનો પ્રવાહ ઈશ્વર તરફ વાળો. દાખલાતરીકે પરમાત્મદર્શન માટે ઇચ્છા પ્રકટાવો, અને ઈશ્વરપ્રાપ્તિના માર્ગમાં જે કોઈ આડું આવે તેના પર ક્રોધ કરો. તેને પામવા માટે તાલાવેલી જગાડો–તન્મનાટ મચાવી મૂકો. 'હું અને મારૂં' જવા દઇ માત્ર ઈશ્વરનેજ ઉદ્દેશીને બોલો. તેને 'મારો કૃષ્ણ' કે 'મારો રામ' એવું કહીને ખરા મનથી સંબોધો. તમને ગર્વિષ્ઠ થવાનું મન થાય તો 'આ મસ્તક રામની આગળ નમ્યું છે તે બીજા કોઇને નહિ નમે' એમ કહેનાર વિભીષણનું અનુકરણ કરો!"

ભક્ત––દરેક ચીજ જો ઈશ્વરના નિરધાર મુજબ બને છે તો પછી આપણે આપણાં પાપ માટે કેવી રીતે જવાબદાર ગણાઇએ?

શ્રીરામકૃષ્ણ (હસીને)––દુર્યોધન પણ એજ વાત કહેતો–'ઓ કૃષ્ણ! તું મારા હૃદયમાં વિરાજે છે. તું જેવી મને પ્રેરણા કરે છે તે પ્રમાણે હું વર્તું છું.' વારૂ, જે મનુષ્ય સાચેજ એમ માને છે કે પોતે નહિ, પણ ઈશ્વરજ સર્વત્ર કર્તા હર્તા છે; તે મનુષ્ય પાપજ કરી શકતો નથી. નાચનાર ચતુર હોય છે તો તેનો પગ ખોટી રીતે કદી ઉપડતો નથી. અંતઃકરણ જ્યાંસુધી વિશુદ્ધ થતું નથી, ત્યાંસુધી ઇશ્વર છે એવી પ્રતીતિ પણ મનુષ્યને થઇ શકતી નથી!

આશરે નવને શુમારે કાર્યક્રમ બધો ઉકેલાઇ રહ્યો, એટલે ગુરુદેવ ઘેર જવાને ઉત્સુક થયા. ઘરધણી ગૃહસ્થી મહેમાનોની સરભરામાં રોકાઇ રહેવાથી શ્રીરામકૃષ્ણ તરફ ધ્યાન આપી શકયો નહિ. એટલે ગુરુદેવે રાખાલને પૂછયું કે "વાળુનું કેમ છે?"

રાખાલ (ગુસ્સાથી)––ગુરુદેવ, ચાલો! દક્ષિણેશ્વરજ જઇએ.

શ્રીરામકૃષ્ણ––પણ થોભ, ગાડીભાડું કોણ આપશે?* અત્યારે વાળુ પણ કયાં કરીશું?

બહુ વાર પછી વાળુ માટે તેડુ થયું. બધા એકસાથે માળ પર ગયા, એટલે રાખાલ અને બીજાઓ સાથે શ્રીરામકૃષ્ણને એ ભીડમાંથી પસાર થવું પડયું, અને ત્યાં બેસવાની જગ્યા પણ નહોતી. મહામુશ્કેલીએ ગુરુદેવ માટે એક જગ્યા થઇ; પણ બરાબર સ્વચ્છ નહોતી. કઢી પીરસાઈ, પણ પીરસનારની અસ્વચ્છતા જોઇને શ્રીરામકૃષ્ણ તેને અડયા નહિ. થોડી પૂરીઓ અને

* સાધુને કોઇ પોતાને ઘેર તેડાવે ત્યારે તેજ ગાડીખર્ચ આપે છે.

થોડી મિઠાઇ જમીને તેઓ ઊઠી ગયા.

પછી ગુરુદેવ ગાડીમાં બેઠા ત્યારે ગાડીવાળાને ગાડીભાડું અપાયું નથી એમ જણાયું. તેડાવનાર બિનઅનુભવી છે એમ જાણીને, ગુરુદેવે પોતાના કેટલાક સાથીઓને ભાડુ અપાવવા મોકલ્યા. પછીથી પ્રસંગ નીકળતાં ગુરુદેવ મજાકમાં કહેતા કે “ ત્રણ રૂપિયા અને બે આના ગાડીભાડું અપાવવા તેઓ ગયા ત્યારે પ્રથમ તો ઘરધણીએ ઘસીને ના પાડી. પછી છેવટે ત્રણ રૂપિયા આપ્યા, પણ બે આના તો નહિજ! અને ઘરધણીએ કહ્યું કે ‘એટલે પતી રહેશે.’ ”





# ૪૨--દેવેન્દ્ર અને કાલીપાદ

સુપ્રસિદ્ધ બંગાળી કવિ સુરેન્દ્રનાથ મઝુમદારનો ભાઇ દેવેન્દ્ર-નાથ મઝુમદાર વયે મધ્યમ અને સ્વભાવે શાંત હતો. તે કોઇ જમીનદારની ઑફિસમાં નોકરી કરતો અને સગાને ત્યાં કલકત્તામાં રહેતો હતો. ઈશ્વરના અસ્તિત્વ માટે તેને શંકા હતી, તેનું સમાધાન કેવળ ચર્ચા કરવાથી તે કરી શકયો નહોતો. ઇશ્વરાનુભવની તેને પ્રબળ ઇચ્છા હતી, પણ તે માટે શું કરવું તેની એને ખબર નહોતી. પરિણામે તેણે એકાદ ગુરુની સહાય લેવાનો વિચાર રાખ્યો હતો.

ઇશ્વર માટે જેમ તેની તાલાવેલી વધતી ગઇ, તેમ તેની ઉંઘ પણ ઉડતી ચાલી. "ઇશ્વર જો હોયજ તો તે પોતે મને કેમ ઝાંખી ન દે ?" એજ વિચાર તેને અહોરાત સતાવવા લાગ્યો. એક સવારે કલ્નાના સુપ્રસિદ્ધ વૈષ્ણવસંત ભગવાનદાસ પાસે દીક્ષા લેવાનો તેણે મનસૂબો રચ્યો, પણ આગબોટ ઉપડી ગઇ. જે મિત્રને તે મળવા ગયો હતો તે ઘેર નહોતો. પછી મિત્રને ત્યાં પડેલું કોઇ પુસ્તક તેણે ખોલી જોયું. પાના નીચે આપેલી નોંધમાં લખ્યું હતું કે "દક્ષિણેશ્વરમાં રાસમણિવાળા કાલી-મંદિરના રામકૃષ્ણ પરમહંસનો પણ એજ અભિપ્રાય છે." પોતે સ્વગત બોલ્યો કે "રામકૃષ્ણ પરમહંસ ! જેમણે ઇશ્વરસાક્ષા-ત્કાર કર્યો હોય એવા સાધુને પરમહંસ કહે છે. કદાચ તે મારા ધ્યેયને પહોંચવામાં સહાયક થાય !" બપોરે તે દક્ષિણેશ્વરમાં આવી પહોંચ્યો. બાગમાં ઝોળીમાં હાથ નાખીને ઉભેલા કોઇ પુરુષને તેણે હોડીમાંથી જોયો. દેવેન્દ્રે હોડીમાંથી ઉતરીને પરમહંસના સ્થાનવિષે પૂછપરછ કરી. તેને એક ઓરડો બતાવ-વામાં આવ્યો. ત્યાં ગયો ત્યારે ઓરડામાં કોઈ નહોતું, એટલે તે આસરીમાં ઉભો રહ્યો હતો. એવામાં બૂટ પહેરેલો, ધોતિયાનો

છેડો ખભે નાખેલો સાદા વેશનો પુરુષ અંદર પેઠો. હોડીમાંથી જેને પોતે જોયો હતો તેજ એ પુરુષ છે એવું તેને સમજાયું, અને તેજ પરમહંસ હશે એમ પણ તેણે અનુમાન કર્યું. તે તેમને પગે લાગ્યો. ગુરુદેવે તેને ઓતરાતે દ્વારેથી અંદર આવવાને કહ્યું. થોડે દૂર તેને જોડા કાઢતો જોઇને તે ચોરાઇ જાય નહિ એવા ઉદ્દેશથી તે નજીકમાં કાઢવાની શ્રીરામકૃષ્ણે સલાહ આપી. પછી તે ક્યાંથી આવે છે તે વગેરે પૂછ્યા પછી બંસરીસમેત શ્રીકૃષ્ણ જેવી છટાથી ઉભા રહીને શ્રીરામકૃષ્ણ બોલ્યા કે "કદાચ, આવે રૂપે દેવનાં દર્શન કરવાને?" દેવેન્દ્રે કહ્યું કે "દેવ! ના, હું આપનાં દર્શને આવ્યો છું." ગુરુદેવ ફરી બોલ્યા કે "મારાં દર્શને? મારામાં શું જોવાનું છે? જો આ હાથ ભાગ્યો છે. અરે કેટલી પીડા!" તેમણે દેવેન્દ્રને કહ્યું કે "હાડકું ભાગ્યું છે કે કેમ તે જોશે? બહુ વેદના થાય છે!" દેવેન્દ્રે હાથ તપાસ્યો અને એ અકસ્માત્ કેવી રીતે થયો હતો તે વિષે પૂછ્યું. શ્રીરામકૃષ્ણ બોલ્યા કે "કોઇ વાર હું વિચિત્ર દશામાં આવી જાઉં છું, એટલે એવી કોઇ દશામાં હાથ ભાગ્યો છે. દવા કરૂં છું કે દર્દ વધે છે, એટલે મેં દવા કરવી બંધ કરી છે. તને લાગે છે કે હું સાજો થઇશ?" દેવેન્દ્રે કહ્યું કે "હા, ખરેખર." આસપાસ ઉભેલા-ઓને તેઓ બાળકની પેઠે કહેવા લાગ્યા કે "આ જોયું? કલકત્તેથી આવનારો આ માણસ કહે છે કે હાથ સાજો થશે!"

દેવેન્દ્ર જોઇ શક્યો કે શ્રીરામકૃષ્ણનું શરીર સ્ત્રી જેવું કોમળ અને મન બાળક જેવું ભોળું તથા સરળ હતું. તે સ્વગત બોલ્યો કે "આ વળી કેવો માણસ છે! તે મને દેવવાણીરૂપ ગણે છે; પણ એટલી હદે નિર્દોષ હોવું એ શું શક્ય છે? આ બધો છળ તો નહિ હોય?" છતાં ગુરુદેવની બાળકવત્ ચેષ્ટાથી તેની સર્વ શંકાઓ ટળી ગઇ. વાતચીત દરમિયાન શ્રીરામકૃષ્ણે દિવ્ય પ્રેમની ઉપયોગિતા સમજાવી. પછી તેમણે દેવેન્દ્રને કાંઇ ખાવા આપવા-ની એક યુવાન ભક્તને આજ્ઞા કરી.

કેટલાક વખત પછી શ્રીરામકૃષ્ણે દેવેન્દ્રને કહ્યું કે "અહીં ઘણા પ્રતિષ્ઠિત બ્રાહ્મણો આવે છે. આ મંદિર છે, એટલે અમારી સાથે પ્રસાદ લેવામાં તને કશો વાંધો ન હોય. દિવસ ચઢી ગયો છે, હવે જઇશ નહિ." રામલાલને બોલાવીને તેમણે કહ્યું કે

" વિષ્ણુમંદિરમાંથી આવેલો પ્રસાદ દેવેન્દ્રને આપજે." દેવેન્દ્ર દિંગ થયો, પોતે શાકાહારી છે એ શ્રીરામકૃષ્ણ કેવી રીતે કળી શક્યા હશે? શું તે માણસનાં હૃદય વાંચી શકે છે? તે પ્રસાદ જમ્યો. ગુરુદેવના જીવન વિષેની માહિતી રામલાલ પાસેથી તેણે મેળવી. તેનું મન આશ્ચર્ય પામ્યું.

બપોર પછીના વખતમાં ગુરુદેવે પૂછયું કે " આટલો ફિક્કો ચહેરો કેમ લાગે છે? શું તું માંદો છે?" દેવેન્દ્રને જીર્ણ તાવ આવતો હતો. શ્રીરામકૃષ્ણને તેના વિષે બહુ ચિંતા થઇ, એટલે જ્યારે બાબુરામ આવ્યો ત્યારે તેને દેવેન્દ્રને કલકત્તે મૂકી આવવાને કહ્યું. બંને જતા હતા, એટલે શ્રીરામકૃષ્ણે સાજો થાય ત્યારે દેવેન્દ્રને ફરી પાછા આવવાનું કહ્યું.

દોઢ માસ સુધી દેવેન્દ્ર બેભાન રહ્યો હતો. લવારીમાં વારંવાર તે શ્રીરામકૃષ્ણનું નામ બબડતો સંભળાતો. દક્ષિણેશ્વર જવાથીજ પોતે મેલેરિયામાં સપડાયો એમ ધારીને તેણે ફરી દક્ષિણેશ્વર જવાનો વિચાર માંડી વાળ્યો.

આ રીતે થોડાક માસ વીતી ગયા. ઈશ્વરદર્શનની ઇચ્છા પહેલાં જેવી તીવ્ર પણ નહોતી, તેમ તે નિર્મૂળ પણ નહોતી થઇ. દક્ષિણેશ્વર જવાનો વિચાર જ્યારે જ્યારે તેના મનમાં આવતો, ત્યારે ત્યારે તાવનો ખ્યાલ લાવીને તે દાબી દેતો હતો. પછી તેણે ગાયત્રીજપ શરૂ કર્યો. આથી અણધાર્યું પરિણામ આવ્યું. તેને ઈશ્વરદર્શન માટે તેમજ કોઈ સમર્થ ગુરુ માટે ફરી તાલાવેલી લાગી; પણ શ્રીરામકૃષ્ણ પાસે જવાનું તેને મન થયું નહિ. એક દિવસ ઑફિસથી ઘેર આવતાં તે કોઇ મિત્રને ઘેર ગયો હતો. મિત્ર ઘેર નહિ હોવાથી તેની રાહ જોતો હતો, તેવામાં કોઈ બંગાળી વર્તમાનપત્રમાંના આ સમાચારપર તેની દૃષ્ટિ પડી કે "બાઘબજારમાં બલરામ બોઝને ઘેર શ્રીરામકૃષ્ણ આજ સાંજે પોતાના ભક્તોને મળશે." આ વાંચીને તે બાઘબજારમાં પહોંચી ગયો. ભીડ ભારે હતી. આવેશમાં શ્રીરામકૃષ્ણ નાચતા હતા; કોઇ ગાતા હતા; કોઇ તેમની આસપાસ નાચતા હતા. સમસ્ત વાતાવરણ દિવ્ય આનંદથી છલકાઇ રહ્યું હતું. દેવેન્દ્રે આ દૃશ્ય જોયું, પણ લાંબી ગેરહાજરી પછી ગુરુદેવને મોં બતાવવાની છાતી ચાલી નહિ. નાચતાં નાચતાં શ્રીરામકૃષ્ણ વારંવાર ભજનમાં તાલ

પૂરતા હતા. કીર્તન સમાપ્ત થયું. શ્રીરામકૃષ્ણ સ્વાભાવિક અવસ્થામાં આવ્યા. ચરણસ્પર્શ માટે લોકો ઉલટયા. પોતાના તરફ ધ્યાન ખેંચાયા વિના પ્રણામ કરવાની આ સુંદર તક જોઇને દેવેન્દ્રે ભીડમાં ઘુસી જઇ ગુરુદેવના ચરણ સ્પર્શ્યા. તરતજ ગુરુદેવે કહ્યું કે " ઓ....ત્તારી, તું અહીં છે! દક્ષિણેશ્વર કેમ નથી આવતો? મને વારંવાર તારો વિચાર આવ્યા કરે છે. હવે તને સારી પેઠે છે ને? જરૂર આવજે." ગુરુદેવની આવી મમતા જોઇ દેવેન્દ્રનું હૃદય પીગળ્યું. તેણે કહ્યું કે "દેવ! હા, હું આવીશ."

પછી તેણે ત્યાં જઇને ગુરુદેવના સમાગમનો લાભ લેવા માંડયો, અને તેમની સૂચના પ્રમાણે સાધના સાધવા માંડી. પછી સંન્યાસ લેવાની પ્રબળ ઇચ્છા થવાથી તેણે ગુરુદેવનો આશીર્વાદ માગ્યો, પણ ગૃહસ્થી જીવનથી તેની આધ્યાત્મિક પ્રગતિમાં દખલ નહિ પહોંચે એવું સમજાવવામાં આવતાં એ વિચાર તેણે માંડી વાળ્યો હતો.

એક દિવસ કોઇ ખાનદાન કુટુંબની હિંદુ સ્ત્રી દક્ષિણેશ્વર આવી હતી. તે દેખીતી રીતે રાણી રાસમણિના કાલીમંદિરનાં દર્શને આવી હતી, પણ તેનો મુખ્ય વિચાર શ્રીરામકૃષ્ણને મળવાનો હતો. તેની સહિયરો મંદિરોમાં દર્શન કરવાને ગઇ, એટલે પોતે ચૂપચાપ ગુરુદેવના ઓરડામાં ગઇ. પોતાનો પતિ બીજી રીતે ભલો છતાં તેને ખરાબ સંગત અને દુષ્ટ ટેવો હોવાની હકીકત તેણે ગુરુદેવને આંસુ લાવીને કહી સંભળાવી, અને તે સારે માર્ગે વળે એવી કોઈ તરકીબ બતાવવાને વિનંતિ કરી. શ્રીરામકૃષ્ણે તેને આશ્વાસન આપ્યું અને શ્રદ્ધાપૂર્વક ઇષ્ટસ્મરણ તથા દયાદાન કરજે એટલે ભગવાનની કૃપાથી સર્વ સારૂં થશે, એવું કહ્યું. એ બાઇને નિરાંત વળી, અને તે ઘેર પાછી ફરી.

એ બાઇના પતિનું નામ કાલીપાદ ઘોષ હતું.

એક કંપનીમાં તે સારા હોદ્દાપર હતો અને ગિરીશચંદ્ર ઘોષનો મિત્ર હતો. ગિરીશને મોઢેથી તેણે એક દિવસ શ્રીરામકૃષ્ણ વિષે કેટલીક અસાધારણ વાતો સાંભળી હતી; એટલે એ મનુષ્ય કેવો હશે, એ જાણવાને તે દક્ષિણેશ્વર પહોંચ્યો. ગુરુદેવના ઓરડામાં ભકતોની ભીડ જામી હતી. પોતાનો જુનો પરિચિત હોય એવી રીતે શ્રીરામકૃષ્ણે તેનો સત્કાર કર્યો. થોડી મિનિટ પછી ગુરુદેવે કલકત્તે જવા ઇચ્છા દર્શાવી, એટલે તેમને

પોતાની હોડીમાં લઇ જવાની કાલીપાદે માગણી કરી. પછી લાતુસહિત ગુરુદેવ કલકત્તે ગયા. ઇશ્વરનું કયું સ્વરૂપ તેને પ્રિય છે એ વિષે ગુરુદેવે કાલીપાદને હોડીમાં પૂછતાં તેણે કહ્યું કે "મારી નામરાશિ કાલીદેવીને પૂજું છું.". પછી બીજી કેટલીક વાતચીત થયા બાદ હોડી કલકત્તે આવી પહોંચી. ગુરુદેવ કોઈ અમુક ઠેકાણે જવાને આવ્યા નહોતા, એટલે કાલીપાદને ત્યાં ગયા. પરિણામે કાલીપાદ ગુરુદેવનો પરમ ભક્ત બની રહ્યો; અને તેની ગણના 'વીરભક્ત'ની કોટીમાં થઇ હતી.





# ૪૩-શશી, શરત્, હરિ, ગંગાધર અને હરિપ્રસન્ન

શશીભૂષણ અને શરત્ચંદ્ર ચક્રવર્તી કલકત્તાના એક બ્રાહ્મણ કુટુંબના પિત્રાઇ ભાઈઓ હતા. તેઓ કેશવચંદ્ર સેનની પ્રેરણાથી કાઢેલી કોઇ બ્રહ્મો સંસ્થાના સભ્ય હતા. બ્રહ્મોસમાજમાં ગુરુદેવને જેમણે જોયા હતા એવા કેટલાક સભ્યોને મોઢેથી શ્રીરામકૃષ્ણ વિષેની હકીકત તેમના જાણવામાં આવી હતી. શ્રીરામકૃષ્ણની સંગતિનો લાભ મળશે, એવા હેતુથી સંસ્થાના સભ્યોએ સંસ્થાનો વાર્ષિક દિવસ દક્ષિણેશ્વરમાં ઉજવવાને રાખ્યો હતો. ૧૮૮૩ના ઑક્ટોબરમાં એક દિવસે મંડળી દક્ષિણેશ્વરવાળા બાગમાં આવી પહોંચી. શશી અને શરત્ ગુરુદેવને મળવા ગયા, અને જોયું તો તેઓ ઓરડામાં નાના ખાટલા પર બેઠા હતા. શ્રીરામકૃષ્ણે સ્મિતવદને સત્કાર કરી ચટાઇપર બેસવાનું કહ્યું. નામઠામ પૂછતાં કેશવવાળા બ્રહ્મોસમાજના સભ્યો હોવાનું સાંભળ્યું ત્યારે તેઓ આનંદ પામ્યા. પછી તેઓ બોલ્યા કે "ટ્રેડમાર્કની છાપ વાગ્યા પછી ઇંટો અને નળિયાંને પકવવામાં આવે છે, એટલે છાપ હમેશને માટે કાયમ રહે છે; તેવી રીતે દુનિયામાં પડવા પહેલાં તમને પણ અધ્યાત્મવાદની છાપ વાગવાથી પછી તમે રાગદ્વેષમાં ફસાશો નહિ. પણ આ જમાનામાં માબાપો છોકરાંને બહુ વહેલાં વહેલાં પરણાવી દે છે. તેઓ હજી તો ભણી પણ ન રહ્યાં હોય, એટલામાં તો છોકરાંનાં માબાપ થયાં હોય છે! આથી પછી કુટુંબના નિભાવ અર્થે નોકરી માટે તેમને આમ તેમ ભટકવું પડે છે, અને જેમ તેમ કુટુંબનું પૂરૂં કરે છે; એટલે ઇશ્વર વિષે વિચાર કરવાનો તેમને ભાગ્યે સમય મળે છે."

એક છોકરાએ પૂછ્યું કે "તો પછી, દેવ! પરણવું એ

શું ખરાબ છે ? શું તે પ્રભુઇચ્છાની વિરુદ્ધ છે ?" શ્રીરામકૃષ્ણે તેને અભરાઈ પરથી એક પુસ્તક ઉતારવાને કહ્યું, અને લગ્ન વિષે ક્રાઇસ્ટનો અભિપ્રાય સૂચવતો બાઇબલમાંનો ફકરો મોટેથી વાંચવા કહ્યું: " કેટલાક હીજડા જન્મથીજ નપુંસક હોય છે; કેટલાક પુરુષમાંથી નપુંસક થઇ હીજડા થયા હોય છે; જ્યારે કેટલાક તો પરમ સ્વારાજ્ય પામવા માટે આપમેળેજ હીજડા થયા હોય છે. આ વાત જે સમજે તે ભલે લખી રાખે. " વળી સંત પૉલ આ પ્રમાણે કહે છેઃ " એટલા માટે અવિવાહિતો અને વિધવાઓને મારૂં કહેવું છે કે હું જે પ્રમાણે વર્તું છું, તે પ્રમાણે તેઓ વર્તે તો આખરે તેમાં કલ્યાણ તેમનુંજ છે. આમ છતાં તેમનાથી રહી ન શકાય, તો ભલે લગ્ન કરે; કારણ કે કામ-જ્વરથી શેકાવા કરતાં પરણી જવું બહેતર છે. " આ ફકરો વંચાઇ રહ્યો, એટલે શ્રીરામકૃષ્ણે કહ્યું કે બધાં બંધનોનું મૂળ લગ્ન છે. શ્રોતાઓમાંથી એક જણ વચમાં બોલી ઊઠયો કે " દેવ! પણ શું આપનું એમ કહેવું છે કે લગ્ન એ ઈશ્વરેચ્છા વિરુદ્ધ છે ?" શ્રીરામકૃષ્ણ હસ્યા અને બોલ્યા કે "એ પંચાત-માં ન ઊતરો. જેમને લગ્નની ઇચ્છા હોય તેઓ લગ્ન કરવા-ને સ્વતંત્ર છે. મેં જે હમણાં કહ્યું તે વાત અમારે માંહો-માંહેની હતી. મારે જે કહેવાનું હોય છે તે હું કહી નાખું છું; તમે ઓછું કે વત્તું તમારી પસંદગી પ્રમાણે ગ્રહણ કરવાને મુખત્યાર છો. " સાકાર કે નિરાકાર એમાંથી ઈશ્વરના કયા સ્વ-રૂપમાં શશીને વિશ્વાસ છે એમ તેમણે પૂછતાં તેણે સરળતાથી જવાબ આપ્યો કે " ઈશ્વર છે કે કેમ એનોજ મને પૂરો નિશ્ચય થયો નથી, એટલે એ સંબંધમાં હું એક યા બીજો ઉત્તર નહિ આપી શકું ! " આવા સાચા જવાબથી ગુરુદેવ બહુ પ્રસન્ન થયા.

થોડો વખત રહીને એ છોકરાઓ ઘેર પાછા ફર્યા. શશી અને શરત્ શ્રીરામકૃષ્ણના વ્યક્તિત્વથી છક થયા હતા. "હવેથી આ પવિત્ર પુરુષને મળતા રહીશું. તત્ત્વજ્ઞાનનું રહસ્ય જાણવા તેમનીજ પાસે જવું જરૂરનું છે" એવો તેમણે વિચાર કર્યો. શશીને નાનપણથી ધર્મગ્રંથોપર પ્રીતિ હતી. બાઇબલ અને શ્રીગૌરાંગ તથા બીજા સંતોનાં જીવનચરિત્રો તેનાં માનીતાં પુસ્તકો હતાં. પ્રાર્થના, ધ્યાનધારણા અને સેવાપૂજા પણ દરરોજ કરતો હતો. બ્રહ્મોસમાજમાં તેની નિયમિત હાજરી ઈશ્વર માટે તેને જે

લગની લાગી હતી તેના પુરાવારૂપ હતી. તે બુદ્ધિશાળી વિદ્યાર્થી હતો, અને ગુરુદેવને મળ્યો ત્યારે કૉલેજની પ્રથમ વર્ષની પરીક્ષા માટેની તૈયારી કરતો હતો. આ સંજોગોમાં તેનાં માતાપિતા તેના વિષે ભારે આશા રાખતાં હતાં. પણ શ્રીરામકૃષ્ણના પરિચય-થી તેને ઉચ્ચ આદર્શ બંધાયો હતો; એટલે તેણે પોતે તો જગતની બધી ભાવી આશાઓને તિલાંજલિ આપી દીધી. ગુરુ-દેવના વિશેષ પરિચયમાં તેણે આવવા માંડયું; અને ગુરુદેવને પોતાના ધ્રુવતારાતરીકે સ્થાપી દીધા.

શ્રીરામકૃષ્ણને ઓળખવામાં શરત્ પોતાના પિતરાઇ ભાઇ કરતાં ઉતરે તેવો નહોતો. તે પણ ગુરુદેવનો ખાસ પ્રેમી બની ગયો. પ્રથમ મેળાપેજ ગુરુદેવ તેની ઉગ્ર ત્યાગશક્તિ પારખી ગયા હતા. એક દિવસ તેઓ દક્ષિણેશ્વરમાં ભક્તોથી વિંટળાઇ-ને બેઠા હતા. વિઘ્નહરણ દેવ ગણેશ વિષે વાત ચર્ચાતી હતી. આ દેવનું ઉજ્જવળ ચારિત્ર્ય, તેમની નિર્વિકારતા અને પોતાની માતા દુર્ગાદેવી પ્રત્યે તેમની એકનિષ્ઠ ભક્તિની ગુરુદેવે ભારે પ્રશંસા કરી. શ્રોતાઓને ગણેશના દિવ્ય ચારિત્ર્યની પ્રતીતિ સારી પેઠે થાય એ હેતુથી તેમણે પુરાણોમાંથી કેટલીક આખ્યા-યિકાઓ સંભળાવી. શરત્ હાજર હતો. તે ઓચિંતો બોલી ઊઠયો કે “દેવ ! ગણેશનું ચારિત્ર્ય મને બહુ ગમે છે. તે મારો આદર્શ છે.” ગુરુદેવે તરતજ તેને ઉથલાવી નાખતાં કહ્યું કે “નહિ, ગણેશ તારો આદર્શ નથી. તારો આદર્શ શિવ છે. તારા-માં શિવનાં લક્ષણ છે.” ગુરુદેવના આવા સાંકેતિક શબ્દોનું રહસ્ય સમજવું એ અમારા જેવા સામાન્ય મનુષ્યોની શક્તિ બહારની વાત છે; છતાં શાંતિ, ધીરજ, ક્ષમા, દયા અને ઉપકારવૃત્તિ જે શિવનાં ખાસ લક્ષણો છે તે આગળ જતાં શરત્‌માં અસાધારણ ખીલી નીકળ્યાં હતાં–એ તો નિર્વિવાદ છે.

એક દિવસ ગુરુદેવે શરતને પૂછ્યું કે “ઇશ્વરદર્શન કરવાની ઇચ્છા તને કયા પ્રકારની છે ? તને કેવું સ્વરૂપ જોવું ગમે છે ?” શરતે જવાબ આપ્યો કે “ઇશ્વરનું અમુકજ સ્વરૂપ જોવું એવી ઇચ્છા નથી પણ પ્રાણીમાત્રમાં તેનાં દર્શન કરવાની ઉમેદ છે.” ગુરુદેવ હસીને બોલ્યા કે “એ તો તેં આત્મસાક્ષા-ત્કાર થયા પછીની–ટોચની વાત કરી. એમ બધું એકાએક થવું સંભવિત નથી.” છોકરે જવાબ વાળ્યો કે “પણ એથી ઓછે

મને તૃપ્તિ થનાર નથી. એ ધન્ય અવસ્થા સિદ્ધ થાય નહિ, ત્યાંસુધી ધર્મસાધના કરતો રહીશ."

શ્રીરામકૃષ્ણના પ્રભાવશાળી વ્યક્તિત્વથી આકર્ષાનાર બીજો મહાન ભક્ત બાઘબજારનો હરિનાથ ચેટરજી હતો. નાનપણમાં માતાપિતાનો સ્વર્ગવાસ થવાથી તેના ભાઈએ તેને ઉછેરીને મોટો કર્યો હતો. તેના ગોઠિયાઓમાં તે અગ્રણી હતો, અને ન્યાયપરાયણ બુદ્ધિથી તેણે સારો પ્રભાવ પાડયો હતો. બાળપણમાંથી તેની ધર્મભાવના જોઈને તેનાં સગાંવહાલાં આશ્ચર્ય પામતાં હતાં. તે દરરોજ ત્રણ વાર નાહતો, હાથે રાંધતો અને દેવને નૈવેદ્ય કર્યા પછી જમતો. તે હરહમેશ મળસ્કે ઉઠતો. તેને બધી ગીતા મોઢે હતી, તેનો તે પાઠ કરતો. વેદાંતના તત્ત્વજ્ઞાન માટે તેને ધૂન લાગી હતી; શંકરાચાર્યનાં પુસ્તકોના અભ્યાસથી તેનું જીવન ઘડાયું હતું, અને અદ્વૈત વેદાંતની પ્રબળ છાપ તેના મનપર પડી હતી. વેદાંતને અનુસરતું ઉચ્ચ જીવન ગાળવા મથતો, અને તેમાં કેટલેક અંશે ફાવ્યો પણ હતો. એક દિવસ ગંગાસ્નાન કરતાં થોડે દૂર જળ ઉપર હાલતી કોઈ ચીજ તેને દેખાઈ. તે મઘર છે, એમ જાણતાંજ તે ગભરાયો, અને ઉતાવળો કિનારા તરફ પાછો ફરતો હતો; પણ બીજીજ પળે તેને વિચાર આવ્યો કે "હું કેવો બીકણ છું! હું અવિનાશી આત્મા છું એવું શું દરરોજ નથી બોલતો? છતાં હમણાં મઘર જોઈને પાછો કેમ હઠું છું?" તે પાછો પાણીમાં ગયો, અને સહેજ ગભરામણ થવા છતાં પણ તેણે ત્યાંજ સ્નાનવિધિ સમાપ્ત કરી.

તેનો વાલી તેનો મોટો ભાઈ હતો. તે તેની ધાર્મિક પ્રગતિમાં કશી દખલ કરતો નહિ. નાના ભાઈની વિચિત્ર રીતભાત વિષે ફરિયાદ કરનારા મિત્રોને શાંત પાડતાં તે કહેતો કે "એમાં શું? જે તમારે ને મારે પણ કરવું જોઈએ તેજ એ કરી રહ્યો છે." શ્રીરામકૃષ્ણ સાથે થયેલી પ્રથમ મુલાકાતનો ચિતાર તેના પોતાના શબ્દોમાં આ પ્રમાણે છે—"તેર કે ચૌદ વર્ષનો હોઈશ ત્યારે બાઘબજારમાં દીનાનાથ બોઝના ઘરમાં ગુરુદેવનો મેળાપ મને પહેલી વાર થયો. તે વખતે ગુરુદેવ ઘણુંખરૂં સમાધિવશ રહેતા. પરમહંસ પધારવાના છે એવી ખબર અગાઉથી અપાઈ હતી, એટલે એ કેવા હશે તે જોવા હું નિયત દિવસે ગયો. તરતજ ત્યાં એક ભાડૂતી ગાડી આવી. તેમાં બે

ઉતારૂઓ બેઠા હતા. જમણે હાથે સોનાના કડાવાળો, કપાળે ચંદન અર્ચેલો, કદાવર અને મજબૂત બાંધાનો માણસ ગાડીમાંથી ઉતર્યો. તે હૃદય હતો. તેણે બીજા માણસ જે શ્રીરામકૃષ્ણ પોતે હતા, તેમને હાથનો ટેકો આપીને ગાડીમાંથી ઉતાર્યા. ગુરુદેવ પાતળા હતા, પહેરણ પહેર્યું હતું અને ધોતિયાના બીજા છેડાથી કેડ બાંધી હતી. તેમને જગતનું ભાન હોય એવું ન લાગ્યું. મેં તેમને બહુ ધ્યાનથી જોયા તો તેમનો ચહેરો બહુ તેજસ્વી જણાયો. વિજળીને વેગે મારા મનમાં વિચાર આવ્યો કે, મેં પુસ્તકોમાં શુકદેવ વિષે વાંચ્યું છે. આ માણસ શું તેમના જેવો નથી?"

"ભાણેજને ટેકે લથડતી ચાલે તેઓ ઓરડાસુધી પહોંચ્યા. જગતભાન થોડુંક આવ્યું હશે, એવામાં ભીંતપર લટકાવેલું કાલીનું એક મોટું ચિત્ર તેમના જોવામાં આવ્યું. તેમણે તેને માથું નમાવ્યું. પછી તેમણે ભજન ઉપાડયું, જેમાં કૃષ્ણ અને કાલીના ઐક્યનું વર્ણન હતું. એ ભજન સાંભળીને શ્રોતાઓ સ્તબ્ધ થયા."

બે કે ત્રણ વર્ષ વીત્યા પછી હરિનાથ ગુરુદેવને ફરી દક્ષિણેશ્વરમાં મળ્યો હતો. તહેવારનો દિવસ હતો. ભકતોની ભીડ હતી. શ્રીરામકૃષ્ણ તેને બાજુએ લઇ ગયા, અને છૂટથી વાત થઇ શકે એટલા ખાતર તેને તહેવાર સિવાયના કોઈ બીજે દિવસે આવવાને કહ્યું. ગુરુદેવ પર હરિનાથનો પ્રેમ અજબ હતો. તેણે એવા શિખામણના બોલ અગાઉ કદી સાંભળ્યા નહોતા. તેને લાગ્યું કે અક્ષરજ્ઞાનમાં શૂન્ય હોવા છતાં પણ આ દક્ષિણેશ્વરના સંતને શાસ્ત્રોનો હૈયાઉકેલ સાચો થયો હતો. એક દિવસ એકમેકનો ગાઢ પરિચય થયા પછી હરિનાથે ગુરુદેવને કહ્યું કે "દેવ! આ સ્થળની પ્રત્યેક ચીજ કેવી આનંદપ્રદ લાગે છે! આની સરખામણીમાં કલકત્તા તો નરકજ છે." શ્રીરામકૃષ્ણે તેને ઉત્તેજન આપ્યું કે "શા માટે? તું હરિનો દાસ છે, અને હરિનો દાસ કોઇ પણ ઠેકાણે દુઃખી હોઈ શકે નહિ."

નાની ઉંમરથી હરિનાથને સ્રીજાતિ પ્રત્યે ચીડ હતી. તે નાની છોકરીઓને પણ પોતાની સમીપ આવવા દેતો નહિ. આ વિષે ગુરુદેવે પૂછતાં તેણે કહ્યું કે "હું તેમની હાજરી સહી શકતો નથી." ગુરુદેવે ઠપકો આપ્યો કે "તું મૂર્ખની પેઠે બકે

છે! સ્ત્રીઓ પ્રત્યે ઘૃણાની નજરે જુએ છે! શા માટે? તેઓ તો જગદંબાના અવતારરૂપ છે. તારી સગી માની પેઠે તેમને પ્રણામ કર, અને માન આપતાં શીખ. તેમની માઠી અસરમાંથી ઉગરી જવાનો એ એકજ ઉપાય છે. જેમ જેમ તેમના તરફ તિરસ્કારબુદ્ધિથી જોશે, તેમ તેમ તેમની મોહજાળમાં તું ઉલટો વધારે સપડાઇશ." આ વાક્પ્રહારથી હરિનાથનું હૃદય વિંધાયું. સ્ત્રીજાત પ્રત્યેનો તેનો દૃષ્ટિકોણ ફેરવાઇ ગયો. એક દિવસે ગુરુદેવને તેણે પૂછયું કે "દેવ! મનુષ્યમાં જ્ઞાનનો ઉદય થયો છે એવું ક્યારે જાણી શકાય?" ગુરુદેવે કહ્યું કે "માણસમાં જ્ઞાનનો ઉદય થાય છે ત્યારે કાંઇ તે કૂદતો નથી. બહારથી તો તે પહેલાં નાજ જેવો દેખાય છે; પણ તેનું જગત પ્રત્યેનું દૃષ્ટિબિંદુ તદ્દન પલટાઈ ગયેલું હોય છે. લોઢાની તલવારને પારસમણિનો સ્પર્શ થાય છે એટલે તે સોનાની બને છે. એ પછી પણ તેનો મૂળ આકાર કાયમ રહે છે, પણ તેના વડે કોઇનો વધ થઈ શકતો નથી. કેમકે તે પોલાદ જેવી સખત નહિ રહેતાં સોનારૂપે નરમ થયેલી હોય છે."

સાચા વેદાંતીની પેઠે હરિનાથ તપસ્વી અને સંયમી જીવન ગાળવા લાગ્યો. વેદાંતમાં જેમ જેમ તે ઉંડો ઉતરતો ગયો, તેમ તેમ તેના ઉચ્ચ આદર્શ તરફ તેનું મન ખેંચાતું ગયું. વેદાંતવિષયક પુસ્તકોના અવિરત સેવનને લીધે તે કેટલાક દિવસ સુધી દક્ષિણેશ્વર આવ્યો નહોતો; તેથી શ્રીરામકૃષ્ણે એક દિવસ તેને કહ્યું કે "ઓ....ત્તારી, તું તો હવે પ્રથમ જેટલો આવતો નથી! લોકો કહે છે કે હમણાં હમણાં તું વેદાન્તના અભ્યાસમાં ગુંથાયો છે. એ સારી વાત છે; પણ વેદાન્ત શું શીખવે છે? બ્રહ્મજ સત્ય છે; અને બીજું બધું મિથ્યા છે—હજાર વાતની આ એકજ વાત તેમાં છે કે બીજું કાંઇ છે? તો પછી મિથ્યાને છોડીને સત્યને તું કેમ પકડતો નથી?"× આ શબ્દો-

× ગુજરાત, પંજાબ, કાશી અને ઋષિકેશ જેવા સ્થળમાં પણ હવે કળિયુગી શુષ્ક વેદાંતીઓ જ્યાં ત્યાં હોય છે. આ શ્રોતા પણ તેમના જેવોજ હોત તો પરમહંસદેવના આ પ્રશ્નનો ઉત્તર તેણે તરતજ આપી દીધો હોત કે, હું અને બીજું બધું બ્રહ્મરૂપ હોવાથી છોડવાનું પણ શું અને પકડવાનું પણ શું હોય? અને જે કાંઇ થાય છે તે તો ઇંદ્રિયો ઇંદ્રિયોના ધર્મમાં વર્તે છે. પંડિતાઇનાં પૂતળાં ગણાનારા કોઈ કોઈ તો રામાયણ વિષે પણ ધૂળ ફાકતા જણ્યા છે કે રામાયણ સિદ્ધાંત-

થી વેદાંત પર વિશેષ પ્રકાશ પડી હરિના વિચારો શુષ્ક વેદાંત-ને બદલે ખરી દિશામાં વળ્યા. થોડા દિવસ પછી શ્રીરામકૃષ્ણ કલકત્તે ગયા, એટલે હરિને બોલાવી મંગાવ્યો. તે આવ્યો ત્યારે તેણે તેમને અર્ધચેતનાવસ્થામાં જોયા. ભેળા થયેલા ભક્તોને ગુરુદેવ ઉપદેશ આપવા લાગ્યા કે "આ ઇંદ્રવરણા જેવા બહાર-થી દેખાવડા જગતને મિથ્યારૂપે જોવું એ કંઇ સહેલી વાત નથી. ઈશ્વરની ખાસ કૃપા સિવાય એવા જ્ઞાન અને આચરણ-ની પ્રાપ્તિ થવી અસંભવિત છે. આવો અનુભવ મેળવવામાં કેવળ આપઅક્કલથી કે પોથાંપાંડિત્યથી કશું વળતું નથી. લાખ વાત છતાં, માણુસ દેહભાવે તો એક ક્ષુદ્ર જંતુ હોઇને જ્ઞાન અને શક્તિમાં બહુ અલ્પ છે; એટલે પોતાનીમેળે તો અનંત સત્યના અલ્પ અંશનીજ પ્રતીતિ મેળવી શકે." આ શબ્દો જાણે પોતાને-જ સંબોધીને કહેવાયા છે એવું હરિનાથને સમજાયું. કેમકે તે સત્યનો પ્રકાશ ઝીલવાને મથી રહ્યો હતો. પછી ઈશ્વરી કૃપાની ચમત્કારિક શક્તિનો મહિમા ગાતું એક ભજન ગુરુદેવે છોડયું. આંસુ તેમના ગાલપર થઇને નીચે વહેવા લાગ્યાં. ઉચ્ચ ભાવના-ના આવેશથી હરિનાથને પણ આંસુ વહ્યાં. આ પ્રસંગ પછીથી તે બીજું બધું જવા દઇ પરમાત્મદેવનું શરણ લેતાં શીખ્યો.

શ્રીરામકૃષ્ણનું વહાલ હરિનાથપર પણ વિશેષ હતું. તેઓ તેનામાં ગુપ્ત રહેલી આત્મશક્તિની ભારે પ્રશંસા કરતા. એક વખત તે દિવસો સુધી દક્ષિણેશ્વર આવ્યો નહિ. પછી તે આવ્યો એટલે ગુરુદેવે લાગણીથી રૂંધાયલા અવાજે તેને કહ્યું કે "અહીં તું કેમ નથી આવતો? તમને સર્વેને જોઇને મને પ્રેમ આવે છે. કેમકે તમે ઈશ્વરના લાડકા છો એની મને ખબર છે; નહિતર મને તારી શી સ્પૃહા હોય? તારી આર્થિક સ્થિતિ ઠીક નથી, બિછાવવાને ફાટીશી ગોદડી પણ નથી; છતાં તારા પર મને આટલો પ્રેમ શાથી આવતો હશે? માટે અહીં આવવા ચૂકતો નહિ. અહીં તને બધું મળી રહેશે. બીજે ક્યાંક

---

વિરુદ્ધ છે; ભણવા ભણાવવામાં પણ તેઓ વિચારસાગરાદિ શુષ્ક વેદાંતનાજ ગ્રંથો રાખે છે. ગીતા અને રામાયણ જેવા જગતવંદ્ય ગ્રંથો ભણે ભણાવે, તો તો પછી ધનધામ અને ખાનપાનાદિકની લોલુપતા અને ધર્મઠગવિદ્યાનું ધતિંગ નભે કેવી રીતે!

ખરાબ ભિક્ષુ—અખંડાનંદ

પ્રભુ મળવાની ખાતરી હોય તો તો ભલે ત્યાં જા. તું ઈશ્વરાનુસંધાન કરી પ્રપંચની પાર પહોંચે અને કૃતકૃત્ય થાય, એજ માત્ર મારી ઇચ્છા છે. ગમે તેમ કરીને આજ જીવનમાં એ સ્થિતિએ પહોંચવાનો પ્રયત્ન કર. જગદંબા મને કહે છે કે તું અહીં આવતો રહે તો તને ઇષ્ટદર્શન સત્વર થશે. હું તને આવવાનો આગ્રહ એટલાજ પૂરતો કરી રહ્યો છું." આમ બોલતાં ગુરુદેવનું હૃદય ભરાઇ આવ્યું.

ગંગાધર ઘટક હરિનાથનો મિત્ર થતો હતો. તેણે હરિની સાથે શ્રીરામકૃષ્ણને પહેલી વાર જોયા હતા. ત્યારે તે ચૌદ વર્ષનો હોઈ બીજું ધોરણ ભણતો હતો. હરિની પેઠે તેને પણ નાનપણથી ધ્યાનધારણા કરવાની ટેવ પડી હતી. તે દરરોજ ત્રણ વખત સ્નાન કરતો, આપનૈવેદ જમતો અને ગીતા વગેરે ધર્મગ્રંથોનું પારાયણ કરતો. કોઇને કહ્યા સિવાય એક દિવસ તે કોઈ સાધુ સાથે ચાલી નીકળ્યો હતો. તેનો વિચાર તીર્થયાત્રા કરવાનો હતો, પણ પોતાનાં માતાપિતા વિષેના ખ્યાલે તેને એક માસ પછી ઘર તરફ ખેંચી આણ્યો હતો. તેણે અભ્યાસ કરવો છોડી દીધો હતો. આ અરસામાં હરિનાથ શ્રીરામકૃષ્ણ પાસે જતો આવતો હતો. ૧૮૮૪ માં એક દિવસ ગંગાધર પણ હરિનાથ જોડે દક્ષિણેશ્વર ઉપડયો. શ્રીરામકૃષ્ણે તે પોતાનો જુનો પરિચિત હોય એવી રીતે તેની સાથે હેતપૂર્વક વાતચીત કરી.

ત્યારબાદ ગંગાધર દક્ષિણેશ્વર જવા લાગ્યો. શ્રીરામકૃષ્ણ પોતાને મંદિરનો ભાત જમવાનો આગ્રહ કરે એવી બીકથી તે હમેશાં સાંજે દક્ષિણેશ્વર આવતો, અને ત્યારે પણ ફક્ત મેવા મિઠાઇ જેવુંજ કાંઇક લેતો. શ્રીરામકૃષ્ણ આ વાત સમજી ગયા. એક વાર ગંગાધર દિવસના ભાગમાં ત્યાં આવી ચઢયો. તેને પોતાનો ખોરાક રાંધી લેવાની તૈયારી કરતો જોઇને ગુરુદેવે કહ્યું કે "કાલીને ધરાવેલો પ્રસાદ ગંગાજળથી રંધાય છે અને તે હવિષ્ય× કરતાં પણ વધારે શુદ્ધ છે. તું તે જમી લે." ગંગાધર ના પાડી શકયો નહિ.

પરમહંસદેવની ભલામણ ઉપરથી ગંગાધર એક દિવસ નરેન્દ્રને ઘેર ગયો. નરેન્દ્રનો દેખાવ, વાતચીત અને સરળ વર્ત-

---

× ભાત અને શાકને સાથે ઉબાળીને મીઠા મરચા વિનાનું મોળું જમે તેને બંગાળામાં હવિષ્ય કહે છે.

ણુંક ઉપરથી તેના પર એવો પ્રભાવ પડયો કે તે તેનો દિલોજાન મિત્ર બની ગયો. નરેન્દ્ર પણ તેના પર બહુ પ્રેમ રાખતો અને તેને 'ગંગા' કહીને બોલાવતો.

આ પછી થોડે દિવસે ગંગાધર દક્ષિણેશ્વર આવ્યો. ગુરુદેવ શ્રોતાજનો સાથે વાતો કરી રહ્યા હતા. એક જણે તેમને ફરિયાદ કરી કે "દેવ! યુવકો આપની પાસે આવે છે તેમને આપ દુનિયા છોડીને ત્યાગી થવા પ્રેરો છો, એ શું વાજબી છે?" ગુરુદેવે કહ્યું કે "જે છોકરાઓ અહીં આવે છે તે સાત્ત્વિક વૃત્તિવાળા હોઇ નાનપણથીજ તેમની વૃત્તિ ઈશ્વર તરફ વળેલી છે. કેટલાક તો ત્રણ ત્રણ વાર નાહ્ય છે; આપનૈવેદમાં માત્ર હવિષ્યજ જમે છે; ધર્મગ્રંથો વાંચે છે અને એવું એવું બીજું કરે છે. યુવાવસ્થામાં તો માણસો સાંસારિક જીવન પાછળ મરી મથતા હોય તેને બદલે આ છોકરાઓ તો ઉલટા ત્યાગની ભૂખે મરતા હોય છે!"

"આવી ત્યાગેચ્છા શું એકજ જન્મમાં મળી જતી હશે? નાનપણથીજ આવી ધર્મપરાયણ વૃત્તિ પામવા માટે તેઓને પૂર્વજન્મોમાં કેટકેટલાં તપ તપવાં પડયાં હશે અને કેટકેટલો સંયમ સેવવો પડયો હશે! હું એવાઓ આગળ પણ જો ધર્મવિષયક વાત ન કરૂં તો પછી બીજા કોના આગળ કરૂં?" આ શબ્દો સાંભળીને ગંગાધરનો પણ ઉત્સાહ વધ્યો.

શ્રીરામકૃષ્ણને અવારનવાર તે મળવા જતો અને કાશીપોરમાં તેમના અંતિમ દિવસોમાં પણ તેણે તેમની સેવાચાકરી કરી હતી. અહીં પણ તે પોતાનો ખોરાક હાથે રાંધી લેતો હતો. ગુરુદેવના સંસર્ગથી તેનો ત્યાગભાવ ઉત્કટ બન્યો હતો, અને પાછળથી તે વ્યક્ત થયો હતો.





# ૪૪–કાલીપ્રસાદ અને સુબોધ

૧૮૮૩ની આખરે શ્રીરામકૃષ્ણને પહેલી વાર મળવાને કાલીપ્રસાદ ચંદ્ર આવ્યો હતો. કલકત્તાની કોઇ સ્કૂલમાં તેનો પિતા શિક્ષક હતો. નાનપણથીજ કાલી ધર્મવૃત્તિવાળો હતો. ભગવદ્‌ગીતા અને બીજાં પવિત્ર પુસ્તકોનો તે અભ્યાસી હતો. સ્કૂલમાં તેનું ચિત્રકામ ઉત્તમ ગણાતું. એક દિવસ તેના શિક્ષકે તેનાં વખાણ કરીને કહ્યું કે, તે ભવિષ્યમાં મોટો માણસ થશે. એ છોકરે જવાબ આપ્યો કે "પણ, સાહેબ! આવી કળામાં પાવરધો બનું એવી મને ઇચ્છા નથી." "કેમ નહિ?" શિક્ષકે સવાલ કર્યો. તેણે કહ્યું કે "ચિત્રકાર તો કેવળ વસ્તુઓની સપાટીજ ચીતરી જાણે છે, પણ તત્ત્વજ્ઞાની તો સપાટીની નીચે પ્રવેશીને પ્રત્યેક પદાર્થના કાર્યકારણની સીમા સુધીનાં ચિત્રો ખડાં કરી શકે છે; માટે હું તો તત્ત્વજ્ઞ થઇશ, ચિત્રકાર નહિ."

હિંદુ શાસ્ત્રોની જ્ઞાનપિપાસા છીપાવવાને કાલીએ દિવસરાત અભ્યાસ આદર્યો. કોઇ ચીજપર તેનો યોગાભ્યાસ કરતાં વિશેષ પ્રેમ નહોતો. એક દિવસ તેના વાંચવામાં આવ્યું કે, કોઇ પણ મનુષ્ય ગુરુ વિના યોગી બની શકતો નથી. આથી તેનામાં સાચા આત્મજ્ઞાની ગુરુને શોધી કાઢવાની આતુરતા ઉપજી. પોતાના વર્ગના કોઇ ગોઠિયા સાથે તેને આ વિષયમાં ચર્ચા થઇ, અને તેણે પરમહંસતરીકે પોતે જેમને ઓળખતો હતો તેમના(શ્રીરામકૃષ્ણના) સંબંધમાં વાત કરી. થોડા વખત પછી કાલીએ શ્રીરામકૃષ્ણને મળવા જવાનો નિશ્ચય કર્યો. તે દક્ષિણેશ્વર આવવાને નીકળ્યો, પણ અજાણ્યો હોવાથી આડે માર્ગે ચઢી જઈ, છેક બપોરે ત્યાં પહોંચી શક્યો. શ્રીરામકૃષ્ણ કલકત્તે ગયા છે; એવું સાંભળીને તેની નિરાશાનો પાર રહ્યો નહિ. તે બેસી પડયો, અને શું કરવું તેની ગમ ન રહી. તેની પાસે ખાવા માટે કે કલકત્તે પાછા જવાને માટે પૈસા નહોતા. સદ્‌ભાગ્યે તેની ઉંમર-

નો એક છોકરો મળી ગયો. તેણે તેની જરૂરિયાત વિષે તેને પૂછી જોયું. તે શશી હતો. કાલીએ તેને સર્વ હકીકત કહીને કલકત્તે પાછા ફરવાની ઇચ્છા જણાવી; પણ શશીએ રહી જવાનો આગ્રહ કર્યો, અને સર્વ પ્રકારની સગવડ કરી આપી.

બન્ને છોકરાઓ બપોરે અને સાંજે સાથેજ રહ્યા. ગુરુદેવ પાછા ફર્યા છે એવા સમાચાર શશીએ રાતે કાલીને આપ્યા. કાલી ખડે પગે તૈયાર હતો. થોડીજ વારમાં દરવાજે પગરવ સંભળાયો. કાલીદેવીના નામનો ભાવપૂર્વક ઉચ્ચાર ત્રણ વાર કર્ણગોચર થયો. શ્રીરામકૃષ્ણ ઓરડામાં દાખલ થયા. કાલી આવ્યો છે એની ગુરુદેવને જાણ થતાં તેમણે તેને બોલાવ્યો. કાલી ઓરડામાં ગયો. કોઇ જટાધારી જોગીને બદલે મધ્યમ વયના, સાદા અને હસતા પુરુષને જોઇને તેને મહાન આશ્ચર્ય થયું. શ્રીરામકૃષ્ણે તેને થોડાક સવાલો પૂછ્યા, અને કહ્યું કે પોતે તેને બીજે દિવસે સવારે મળશે. કાલીએ પડાળીમાં પડી રહીને રાત વીતાવી. ગુરુદેવને તે સવારે મળ્યો. ગુરુદેવે તે પરણ્યો હતો કે કેમ તે પૂછી લીધું. કાલીએ નકાર ભણ્યો, છતાં માબાપ તેનાપર એ સંબંધમાં દબાણ કરી રહ્યાં હતાં એવું તેણે જણાવ્યું. પછી ગુરુદેવે તેને કાલીમંદિરમાં જઇને થોડો વખત ધ્યાન કરવાનું કહ્યું. કેવી રીતે ધ્યાન ધરવું એ વિષે પણ શ્રીરામકૃષ્ણે તેને સૂચના આપી હતી. એ પછી જવા પૂર્વે કાલીએ રજા માગી, એટલે ગુરુદેવે પ્રેમથી તેને ફરી આવવાને આદેશ કર્યો હતો.

કાલીપ્રસાદ વિષે શ્રીરામકૃષ્ણ ઘણી વાતો કહેતા હતા. એક દિવસ કાલીની ભ્રમર જોઇને પોતાને શ્રીકૃષ્ણનું સ્મરણ થાય છે એમ તેમણે કહ્યું હતું. બીજે પ્રસંગે તેનામાં કૃષ્ણના વ્યક્તિ-ત્વની છાંટ છે એવું તેમનું બોલવું થયું હતું. યોગક્રિયાઓમાં પોતાને ઝાઝો રસ આવે છે એવું જ્યારે કાલીએ તેમને કહ્યું હતું ત્યારે તેઓ બોલી ઉઠયા હતા કે "તું તારા આગલા જન્મે પણ યોગી હતો. તેથીજ નાની ઉંમર છતાં તારૂં ચિત્ત યોગ તરફ વળેલું છે." શરૂઆતથીજ કાલીની સ્વચ્છતા અને વ્યવસ્થા-શક્તિથી ગુરુદેવનું ધ્યાન તેના પ્રત્યે ખેંચાયું હતું. તેની પદ્ધતિ-સર કામ કરવાની ટેવની ગુરુદેવ હમેશાં પ્રશંસા કરતા.

કાલીપ્રસાદે ગુરુદેવની દેખરેખ નીચે ધર્મસાધના કરવા માંડી; અને સગુણ બ્રહ્મની ઉપાસનામાં જે જે અનુભવ થતા,

તે તેમને કહેતો. એક વાર તેઓ બોલ્યા કે "તેં વૈકુંઠ જોયું છે; હવે તું એવાં દૃશ્યો જોશે નહિ. તું એ ભૂમિકાથી પર થયો છે." ત્યાર પછી કાલીપ્રસાદ નિર્ગુણ બ્રહ્મની અનંતતા, વ્યાપકતા વગેરેની ભાવનાઓ સેવતો થયો હતો.

કાલીપ્રસાદ જાળ નાખવામાં નિપુણ હોઇ એક દિવસ ત્રણ ચાર માછલીઓ પકડી હતી. ગુરુદેવને ખબર પડતાં, તેમણે એ ક્રૂરતા માટે ખુલાસો માગ્યો. કાલીએ સ્વાર્થલોલુપ શુષ્ક-વેદાંતીના જેવો ઉત્તર આપ્યો કે "દેવ! મેં એમાં શું ખોટું કર્યું છે? એ અને આપણે સર્વ કોઇ આત્મા છીએ (सर्वं खल्विदं ब्रह्म) અને આત્મા તો અમર ને અકર્તા છે; એટલે ખરૂં જોતાં માછલીઓ નથી મારી." પછી ગુરુદેવે તેની ભૂલ સુધારી કે "જો ભાઈ! તું ભૂલે છે. સાધનસંપન્ન સાચો સાધક બીજાઓ પ્રત્યે નિર્દય થાય નહિ. એવા મનુષ્યથી ખોટું પગલું ભરી શકાય-જ નહિ—આ વિષે તું વિચાર કરી જોજે." કાલી ત્યાંથી ચૂપચાપ ચાલ્યો ગયો. તેણે એ વચનો પર ત્રણ દિવસ સુધી વિચાર કર્યો હતો, અને આખરે તેમાં તેને તથ્ય જણાયું હતું.

કલકત્તામાં થનથનીઆના કાલીમંદિરના સ્થાપક શંકર ઘોષના કુટુંબમાં જન્મેલો સુબોધ હાઇસ્કૂલનો વિદ્યાર્થી હતો. તેની ઉંમર સત્તર વર્ષની હતી. નિશાળના અભ્યાસ કરતાં આધ્યાત્મિક વિષયો તરફ તેનું લક્ષ વધારે રહેતું. તેના પિતાએ "શ્રીરામકૃષ્ણનાં ઉપદેશવચન"નું પુસ્તક એક દિવસ તેને આપ્યું. તે વાંચવાથી સુબોધપર પ્રબળ છાપ પડી, અને ગુરુદેવને મળવાની તીવ્ર ઇચ્છા જાગી. તેણે એ વિષે પોતાના પિતાને વાત કરી, એટલે કોઇ વાર બધા સાથે દક્ષિણેશ્વર જઇશું, એવો જવાબ મળ્યો. સુબોધનો જીવ તલપાપડ થતો હતો તેથી થોડાજ દિવસમાં પોતાના ક્ષીરોદ નામના મિત્ર સાથે તે દક્ષિણેશ્વર પહોંચી ગયો. (ઇ. ૧૮૮૫)

પરમહંસ કોઇ જાદુગર જેવા હશે એવો સુબોધને ખ્યાલ હતો. તેણે કોઇ સાધુ સાથે અગાઉ વાતચીત કરેલી નહિ. એટલે પોતાના મિત્રને કહ્યું કે "તું આગળ થજે અને એ સાધુ જોડે વાત ઉપાડજે. મને એ બધું કરતાં નહિ આવડે." મિત્ર કબૂલ થયો. તેઓ ગુરુદેવના ઓરડામાં ગયા અને હાથ જોડી નમસ્કાર કર્યા. શ્રીરામકૃષ્ણે પૂછ્યું કે "ક્યાંથી આવો છો?" જવાબ

મળ્યો કે "કલકત્તેથી." સુબોધ તરફ આંગળી કરીને તેઓ બોલ્યા કે "એ કેમ દૂર ઉભો છે? નજીક આવ." સુબોધને પ્રોત્સાહન મળ્યું. તે નજીક ગયો. થોડી વાતચીત પછી તેમણે તેનો હાથ પકડયો, અને થોડી વાર આંખો બંધ કર્યા પછી તેઓ બોલ્યા કે "તું ધ્યેયને પહોંચશે. માનો હુકમ છે." પછી તેઓ કેવી રીતે દક્ષિણેશ્વર આવ્યા તે વાત પૂછી.

ગુરુદેવની કૃપાળુતા જોઇને સુબોધની શરમ તૂટી ગઇ હતી એટલે તેણે કહ્યું કે "ચાલીને." ગુરુદેવ બોલી ઉઠ્યા કે "વાહ! પણ મારા વિષે તમે કેવી રીતે જાણ્યું?" સુબોધે કહ્યું કે "મને આપનાં ઉપદેશવચન બહુ ગમ્યાં. આપ મહાપુરુષ અને સુવિખ્યાત છો, એમ સાંભળી આપનાં દર્શને આવ્યા છીએ." આ શબ્દોથી ગુરુદેવની બોલવાની ઢબમાં ઓચિંતો ફેર પડયો. એ છોકરાઓને વિસ્મયમાં નાખે એવી નમ્રતાથી તેઓ બોલ્યા કે "હું તો ક્ષુદ્ર જંતુથીએ નપાટ છું. મારી નામના અને કીર્તિ! કેવળ હાસ્યજનક! થોડી વારે તેમણે સુબોધને કહ્યું કે "પોતાના કૃપાપાત્રને જગદંબા અહીં પોતાના સ્થાન તરફ ખેંચે છે. મંગળવારે કે શનિવારે આવતો રહેજે. એ દિવસોએ તારા લત્તામાંથી ઘણા લોકો આવે છે, તેમની સાથે આવજે." સુબોધે કહ્યું કે "ના દેવ! એવું નહિ કરૂં. કેમકે એથી વડીલોને ખબર પડી જાય. આપ હમણાંજ કૃપા કરો તો ઠીક." ગુરુદેવે મંગળ કે શનિવારે આવવાનું આગ્રહથી કહ્યું. પછી મોડું થતું હોવાથી તેમણે રજા માગી. શ્રીરામકૃષ્ણે એ છોકરાઓને મિઠાઈ ખવડાવી અને ગાડીભાડું કે હોડીના પૈસા આપવા પ્રેમપૂર્વક દબાણ કર્યું, પરંતુ તે લેવાની તેમણે ના પાડી, અને પગપાળા કલકત્તે પાછા ફર્યા.

બીજે શનિવારે સુબોધ સ્કૂલમાં નહિ જતાં પોતાના મિત્ર સાથે દક્ષિણેશ્વર પહોંચ્યો. ગુરુદેવનો ઓરડો ભરેલો હતો. બારણેથી ડોકિયું કરી છોકરાઓએ શ્રીરામકૃષ્ણને પ્રણામ કર્યા. તેમણે તેમને જોયા કે તરત હાથ ઉંચો કરી બહાર થોભી જવાની સંજ્ઞા કરી. પછી ગુરુદેવ શ્રોતાઓને થોભવાનું કહી પોતે બહાર આવ્યા.

બપોર પછી ત્રણનો અમલ હતો. શ્રીરામકૃષ્ણે રાખાલ પાસે થોડું ગંગાજળ મંગાવી હાથ ધોયા; અને પછી તેઓ શિવમંદિરમાં જવાનાં પગથિયાં ઉપર બેસી જઇ છોકરાઓને

પણ બેસવાની આજ્ઞા કરી. પછી ક્ષીરોદને જીભ બતાવવાનું કહ્યું. તેમણે તે પર પોતાની આંગળીવડે કંઇક લખ્યું, અને નાભિથી ગળાસુધીના ભાગપર હાથ ફેરવ્યો. "જાગ, મા! જાગ." એવું બોલ્યા; અને પછી એજ પ્રમાણે તેમણે સુબોધને કર્યું. પછી તેમણે બંનેને ધ્યાન કરવાનું કહ્યું.

આ જાદૂઇ સ્પર્શથી સુબોધમાં છુપાયલી આધ્યાત્મિકતા જાગ્રત થઇ. તેણે ધ્યાન ધરવાની શરૂઆત કરી કે તરતજ શરીર કંપવા લાગ્યું, અને તેના બરડાથી મગજ સુધી જાણે કોઇ પ્રવાહ ધસી રહ્યો હોય એવો અનુભવ થયો. તે આનંદમાં ગરકાવ થયો, અને દેવદેવીઓની અસંખ્ય આકૃતિઓ તરવરી રહી હતી એવો અજબ પ્રકાશ તેણે જોયો. ધ્યાન વધારે ને વધારે દૃઢ થતું ગયું, અને તેનું દેહભાન નષ્ટ થયું. પછી જાગ્રત થયા બાદ જુએ છે તો ગુરુદેવ મસ્તકથી માંડીને નીચે સુધી અવળા ક્રમે પોતાનું શરીર ઠોકી રહ્યા હતા. તેમણે પૂછ્યું કે "તેં ઘેર ધ્યાનમાં બેસવાનો અભ્યાસ પાડયો છે?" તેણે ઉત્તર આપ્યો કે "બહુ થોડો, મારી માને મોઢેથી સાંભળેલું તે પ્રમાણે દેવ-દેવીઓ વિષે મને સહેજ વિચાર કરવાની ટેવ હતી." ગુરુદેવ બોલ્યા કે "એજ કારણથી તું આટલી સહેલાઇથી એકાગ્ર થઇ શકે છે." પછી તેમણે ક્ષીરોદને તેણે કાંઇ જોયું કે અનુભવ્યું હોય તે કહેવાનું કહ્યું. તેણે ના પાડી, એટલે તેઓ બોલ્યા કે "ઠીક, પણ આગળ ઉપર તું પણ એકાગ્ર થઇ શકીશ."

પછી શ્રીરામકૃષ્ણ તેમને પંચવટીમાં જઇ ધ્યાનમાં બેસવાનું કહીને પોતે ઓરડામાં આવ્યા. પછી વખત થઈ જતાં એ છોકરાઓ તેમની રજા લેવાને ગયા, ત્યારે થોડી વાતચીત પછી શ્રીરામકૃષ્ણે સુબોધને કહ્યું કે "તારી પડોશમાં મહેન્દ્ર નામનો શિક્ષક રહે છે, તે અહીં વારંવાર આવે છે. તે ભલો માણસ છે. અવારનવાર તેને મળવા જજે, અને અહીં પણ આવજે."

શ્રીરામકૃષ્ણને મળ્યા પછી સુબોધને પોતાની બંને ભવાંની વચ્ચેના ભાગમાં વારંવાર પ્રકાશ જણાતો હતો. જ્યારે આ વિષે તેણે તેની માતાને વાત કરી ત્યારે તે બોલી કે "તું ભાગ્ય-શાળી છે, પણ આ વાત કોઇને કહેતો નહિ. કહેવાથી તને નુકસાન થશે." દીકરે વિરોધ કર્યો કે "મા! એથી મને શું નુકસાન થવાનું છે? મને એ પ્રકાશની પરવા નથી. મને પરવા

છે ખુદ તેની કે જ્યાંથી એ પ્રકાશ આવે છે!"

સુબોધને શાળાના અભ્યાસપર હવે અભાવ આવ્યો હતો. તેને શ્રીરામકૃષ્ણ સાથે હમેશાં રહેવાનું અને પ્રાર્થના, ધ્યાન કે નામસ્મરણમાં વખત ગાળવાનું હવે વધારે રૂચતું. ગુરુદેવની સૂચનાથી મહેન્દ્ર પોતાને મળવા માટે સુબોધને વારંવાર બોલાવતો; પણ તે જતો નહિ. ગૃહસ્થાશ્રમી પાસેથી આધ્યાત્મિક શિક્ષણની અપેક્ષા રાખવી એ ફાંફાં છે, એવું તે માનતો હતો. બીજે વખતે તે દક્ષિણેશ્વર ગયો ત્યારે ગુરુદેવે તેને શશી અને શરતની ઓળખાણ કરાવી અને તેને નરેન્દ્રને મળવા જવાનું કહ્યું. મહેન્દ્રને તે કેમ મળ્યો નહિ, એના ખુલાસામાં તેણે જણાવ્યું કે "દેવ! એ તો સ્ત્રી અને બાળકો સાથે રહે છે. મારે તેનું શું પ્રયોજન હોય?" આવાં ત્યાગસૂચક વચન સાંભળીને શ્રીરામકૃષ્ણ હસ્યા અને બોલ્યા કે "તે કેવળ તારી સાથે ધાર્મિક જ વાત કરશે. ત્યાં જવામાં આનાકાની ન કરતો." સુબોધ સંમત થયો. થોડા દિવસ પછી તે મહેન્દ્રને મળ્યો. તેણે તેનો સત્કાર કર્યો. પ્રથમ નહિ આવવાનું કારણ પૂછતાં સુબોધે સરળભાવે કહ્યું કે "તમે ઘરબારી છો એ કારણસર હું આવ્યો નહોતો. પણ તમે મારી સાથે ગુરુદેવના જેવીજ વાત કરશો એવું તેમણે કહેવાથી આવ્યો છું." મહેન્દ્રે ટેકો પૂર્યો કે "ખરી વાત છે. હું તુચ્છ માણસ છું. પણ હું સમુદ્રની પડખે રહું છું, અને સમુદ્રજળથી ભરેલાં થોડાં પાત્ર પાસે રાખું છું. કોઇ તેનો ઇચ્છુક આવે છે ત્યારે તેનો તે વડેજ સત્કાર કરૂં છું. તેમના શબ્દો સિવાય હું બીજું બોલી પણ શું શકું એમ છું?" થોડા કલાક આનંદમાં ગાળ્યા પછી સુબોધે રજા લીધી. પોતાના પરિચિતો વચ્ચે પરસ્પરમાં પરિચય વધે અને મૈત્રી જામે તેની પણ આ પ્રમાણે ગુરુદેવ કાળજી રાખતા હતા.





# ૪૫—પંડિત શશધર તર્કચૂડામણિ

તા. ૨૫ મી જૂને કલકત્તામાં પોતાના ભક્ત ઇશાનને ઘેર ગુરુદેવ હાજરા સાથે પધાર્યા હતા. નરેન્દ્ર અને રાખાલ સાથે તેમણે ત્યાં સવારનો વખત ગાળ્યો. બપોર પછી કૉલેજ સ્ટ્રીટ-માં પંડિત શશધર તર્કચૂડામણિના કોઈ પ્રશંસકને ત્યાં તેઓ પંડિતને મળવા ગયા. પંડિત પ્રખર વક્તા અને વિદ્વાન હતા. હિંદુધર્મ વિષે તેમણે કરેલું વૈજ્ઞાનિક તત્ત્વાન્વેષણ ભારે ખ્યાતિ પામ્યું હતું. ત્યાં જતાં રસ્તામાંજ ગુરુદેવ ભાવસમાધિમાં લીન થયા. તેમનું પ્રેમપૂર્વક સ્વાગત થયું. પંડિતે તેમને વિનય-પૂર્વક પ્રણામ કર્યા. પછી તેમણે પંડિતને પૂછ્યું કે "વારૂ, તમે શા વિષે ભાષણો કરો છો ?"

શશધર—દેવ ! હું શાસ્ત્રોનું પ્રતિપાદન કરવા મથું છું.

શ્રીરામકૃષ્ણ—આ કલિયુગમાં નારદે ઉપદેશેલી ભક્તિજ સર્વ-શ્રેષ્ઠ છે. શાસ્ત્રે કહેલાં બધાં વિધિવિહિત કાર્યો થવાં અને તેને માટે વખત મળવો આજે દુર્લભ છે.

"તમારાં ભાષણોની જગતના પ્રપંચમાં ફસેલા લોકો પર ઓછી અસર થાય છે તે તમને પણ જણાતું હશે. મુમુક્ષુ ભક્ત અને સંસારલુબ્ધ મનુષ્ય વચ્ચેનો તફાવત ઓળખવાને તમે સમર્થ નથી; પણ એ તમારી ભૂલ નથી. આત્મદર્શન થવા પહેલાં શાસ્ત્રોક્ત ક્રિયાઓ તજવી યોગ્ય નથી. ફળ આવવા લાગે એટલે ફૂલ આપોઆપજ ખરવા માંડે છે. ભક્તિ એ ફળ છે. શાસ્ત્રોક્ત ક્રિયા ફૂલ છે. સંધ્યા ગાયત્રીમાં સમાય છે, તો ગાયત્રી ૐમાં સમાય છે અને ૐનો સમાધિમાં લય થાય છે."

સમાધિની વાત કરતાં કરતાં ગુરુદેવ પોતેજ સમાધિમાં લીન થયા. પછી બાહ્યભાન આવતાં તેઓ જગદંબાને સંબોધી બોલ્યા કે, "મા ! તે દિવસે તેં મને વિદ્યાસાગર બતાવ્યો હતો. હવે બીજા પંડિતને મળવાની ઇચ્છા થવાથી તું મને અહીં ખેંચી

લાવી." વળી શશધર તરફ જોઈને તેઓ બોલ્યા કે "ભાઇ! તું વધારે બળવાન થવાનો પ્રયત્ન કર. હજી થોડો વધારે અનુભવ લે. તારો હેતુ સ્તુત્ય છે, અને લોકોને સહાય કરવા ઇચ્છે છે; પણ ઉપદેશકની ઉપાધિ વહોરી લેવામાં તેં ઉતાવળ કરી છે. મેં પ્રથમ જ્યારે તારા વિષે સાંભળ્યું કે"–પંડિતને પ્રણામ કરતાં તેમણે આગળ ચલાવ્યું, "ત્યારે તું નર્યો વિદ્વાનજ છે કે દૈવી સંપત્તિવાળો વિવેકી અને ત્યાગી પણ છે, એ વિષે મેં તપાસ કરી હતી. વિવેક અને વૈરાગ વિનાના (સારાસારના જ્ઞાન અને આચરણ વિનાના) એકલા પુસ્તકિયા વિદ્વાનની કશી કિંમત નથી. ઈશ્વર તરફથી મહોર મળે તે પછીજ ઉપદેશકનો પાઠ ભજવવામાં નુકસાન નથી. એવા ઉપદેશકને કોઇ હરાવી કે ડરાવી શકે નહિ. દેવી સરસ્વતીનું એકજ પ્રકાશકિરણ ભલભલા તુમાખી વિદ્વાનોને ઝાંખા પાડવાને બસ થાય છે. બળતા દીવા પાસે પતંગિયાં આપોઆપજ દોડી આવે છે, હજારોની સંખ્યામાં દોડી આવે છે–તેમને બોલાવવાં પડતાં નથી; તેની પેઠે દિવ્ય આદેશ પામેલા પુરુષને પોતાનાં ભાષણો માટે જાહેર ખબરો વહેંચવી પડતી નથી. ચુંબક લોઢાને પોતાની પાસે બોલાવતું નથી; પણ લોઢું પોતેજ તેની તરફ ખેંચાય છે; તેથી મારો તને એ પ્રશ્ન છે કે, તને એવો આદેશ મળ્યો છે?"

હાજરા––મળ્યો હોવો જોઇએ. કેમ પંડિતજી?

પંડિત––ના દેવ! એવો કોઇ આદેશ મળ્યો હોવાનું અભિમાન હું નથી કરી શકતો.

શ્રીરામકૃષ્ણ––તો પછી જેને પ્રભુનો પરવાનો નથી મળ્યો તેનાં ભાષણોની કિંમત કેટલી?

પછી પંડિતને તેમણે ભક્તિગંગામાં ગોતું મારવાનો આગ્રહ કર્યો. તેઓ બોલ્યા કે "અમૃતત્વના સિંધુને પહોંચવાના અનંત માર્ગ છે. ગમે તે રીતે તારે તેમાં ઝંપલાવ્યા વિના ચાલે તેમ નથી. અમૃતથી ભરેલી તળાવડીમાંનાં થોડાંક ટીપાં ચાખવાથી અમર અને પરમાનંદમય બની શકાતું હોય, તો તે બાબતનો ઉપદેશ આપવામાં રોકાઇ રહેવા કરતાં પ્રથમ પોતેજ તેમાં પડતું નાખવામાં આવે, પગથિયાં ઉતરીને અમૃતપાન કરવામાં આવે, અથવા તો કોઈ તેને તેમાં હડસેલી મૂકે, તે બધાનું પરિણામ એકજ આવે છે–અર્થાત્ માર્ગ અનંત છે. જ્ઞાન, ભક્તિ

કે કર્મ, એમાંથી ગમે તે પકડ. એટલે જો દિલ સાફ હશે તો તને ઈશ્વરદર્શન અવશ્ય થશે.”

ગુરુદેવ કેટલાં તીર્થધામ ફર્યા છે એ વિષે પંડિતે પૂછતાં શ્રીરામકૃષ્ણદેવે કહ્યું કે “મેં એવાં પવિત્ર ધામ થોડાં જોયાં છે. (હસીને) હાજરાએ બહુ જોયાં છે. તે ઉંચે પહાડપર પણ ચઢયો છે, અને ઋષિકેશ પણ જઇ આવ્યો છે. હું એના જેટલું ફર્યો નથી તેમ પહાડપર પણ ચઢયો નથી. ગીધ અને સમડી પણ ઉંચે તો ઉડી શકે; પણ તેમની નજર તો જમીનપર પડેલા માંસ ઉપરથી જરાએ ખસતી નથી. કામિની અને કાંચન એ માંસ જેવાં છે.”

“પણ એક વાત યાદ રાખજે. મનુષ્યને તું ગમે તેટલો સમજાવે, છતાં યોગ્ય સમય (યોગ્યતા) આવ્યા વિના એ બધું ધૂળપર લીંપણ જેવું નિવડે છે. એક બાળકે સૂતી વખતે માતાને કહ્યું કે ‘બા! મને ભૂખ લાગે ત્યારે જરૂર જગાડજે.’ ત્યારે મા બોલી કે ‘બેટા! ગભરાઇશ નહિ. તારી ભૂખજ તને જગાડશે.’ એ પ્રમાણે ઇશ્વિરદર્શનની કકડતી ભૂખ યોગ્ય અવસરેજ જાગે છે. (અમુક યોગ્યતા આવે–કનકકામિની અને માનમોટપરૂપી મહાવ્યાધિ દૂર થાય–ત્યારેજ પરમપદાર્થની તીવ્ર ઇચ્છા જાગે છે.)”

“વૈદ્યોની પેઠે ઉપદેશકો પણ ત્રણ પ્રકારના છે. જે વૈદ્ય દર્દીની નાડ જોઇ અમુક દવા પીવાનું કહીને ચાલ્યો જાય છે તે કનિષ્ઠ છે; તેમ જે ઉપદેશકો શિષ્યોને સમજાવે ખરા, પણ એ પ્રમાણે વર્તે છે કે નહિ તેની કાળજી રાખે નહિ તે કનિષ્ઠ છે. જે વૈદ્ય, પોતાની દવા નથી લેતો તો તે દર્દીની સાથે વાદમાં ઉતરે છે તે મધ્યમ પ્રકારનો છે; તેમ જે ઉપદેશકો શિષ્યને ઉપદેશ આપવા ઉપરાંત તે પ્રમાણે વર્તન કરે તેની પણ કાળજી રાખે છે તે મધ્યમ કોટીના છે. ઉત્તમ કોટીનો વૈદ્ય જ્યારે જુએ છે કે, દર્દી શિખામણને પત કરતો નથી, તો તેને પરાણે પણ ગોળી ગળાવે છે; તેમ ઉંચી કોટીનો ઉપદેશક શિષ્યોને સદ્વર્તનના પંથે દોરવા ખાતર આગ્રહ પણ જરૂર કરે છે.”

પંડિત—દેવ! આપે કહ્યો તેવો ઉત્તમ કોટીનો ઉપદેશક હોય તો પણ પળચોઘડિયું આવ્યા વિના કશી અસર નથી પહોંચતી, એમ કહેવામાં આપનો ઉદ્દેશ શો છે?

શ્રીરામકૃષ્ણ—“દવા પેટમાં પૂરી પાધરી ન પહોંચતાં પાછી નીકળી જાય તો વૈદનું શું ચાલે? એવે પ્રસંગે તો ઉત્તમ

વૈદ્યના પણ હાથ હેઠા પડે છે."

"તારે શિષ્યનો અધિકાર વિચારીનેજ ઉપદેશ કરવો જોઈએ. તું એ પ્રમાણે કરતો નથી. કોઇ જિજ્ઞાસુ મારી પાસે આવે છે, ત્યારે પ્રથમ હું તેનાં સગાંવહાલાં વિષે પૂછી લઉં છું. વળી તેને માથે બાપ ન હોય, અગર બાપે મૂકેલો દેવાનો બોજો ઉતારવાનો હોય તો પછી એ પોતાનું મન ઇશ્વર તરફ કેવી રીતે વાળશે ?"

"એક દિવસ કેટલાક શીખ સોલ્જરો દક્ષિણેશ્વરમંદિરે આવ્યા હતા. કાલીમંદિર આગળ તેમનો મેળાપ થઇ જતાં તેમાંનો એક બોલ્યો કે 'પ્રભુ દયાળુ છે.' મેં કહ્યું 'સાચું', પણ તેં તે કેવી રીતે જાણ્યું ?' તેણે કહ્યું કે 'એમ કેમ દેવ ? તે આપણને અન્ન આપે છે, અને એ રીતે આપણી સંભાળ લે છે.' મેં કહ્યું 'એમાં શું મોટી વાત છે ? શું તે આપણા બધાનો બાપ નથી ? બાપ થઇને બેટાની દરકાર નહિ કરે તો પછી કરશે કોણ ? કોઈ પરાયો આવીને કરનાર હતો !'"

નરેન્દ્ર—તો શું ઈશ્વર દયાળુ છે એમ આપણે ન કહેવું ?

શ્રીરામકૃષ્ણ—અલબત, તમે તેમ કહી શકો છો. મારો કહેવાનો ભાવાર્થ એટલોજ છે કે, પ્રભુ આપણો બહુજ નિકટનો સંબંધી છે, પરાયો નથી.

પંડિત—હા-આ-આ ! કેવાં અમૃતવચન !

પાછા ફરવાની ઇચ્છા થતાં શ્રીરામકૃષ્ણે શશધરને ધન્યવાદ આપતાં કહ્યું કે "આજનો દિવસ મારે પર્વસમાન છે—આજે મેં બીજનો ચંદ્ર જોયો છે. મેં આ શબ્દો વિચારપૂર્વક વાપર્યા છે. સીતાએ રાવણને કહ્યું હતું કે 'તું પૂર્ણચંદ્ર છે, અને મારો રામ તો બીજનો ચંદ્ર છે.' સીતાના શબ્દોનો ભાવાર્થ રાવણની બુદ્ધિમાં ન ઉતર્યો, એટલે તે ખુશી થયો. પણ એમાં ભાવાર્થ એવો હતો કે પૂનેમના પૂર્ણચંદ્રની એ પછીના દિવસોમાં પડતી દશા થાય છે તેમ વૈભવાદિકમાં પૂર્ણ ખીલેલા રાવણના હવે પડતીના દિવસો શરૂ થયા છે, અને બીજના ચંદ્રની ઉત્તરોત્તર ચઢતી કળા થાય છે તેની પેઠે હવે શ્રીરામચંદ્રની દિન પર દિન ચઢતી કળા થવાની છે."

જુનની ૩૦ મીએ પોતાના મોટાભાઇ સાથે પંડિતે દક્ષિણેશ્વર જઈને શ્રીરામકૃષ્ણની મુલાકાત લીધી હતી. કોઈ

સુપ્રસિદ્ધ વ્યક્તિ પોતાને મળવા આવતાં, પોતે સમાધિમાં ખેંચાઇ જવાથી રખેને શરીરનું ભાન જતું રહે! એવી તેમને ભીતિ રહેતી. આ મેળાપ વખતે પંડિતને વાતે વળગાડે અને પોતાની સંભાળ રાખે એ ઉદ્દેશથી તેમણે કેટલાક ભકતોને હાજર રાખ્યા હતા; છતાં શશધર આવ્યા એટલે પોતાની હમેશની ખાસિયત મુજબ તેમને એ બધીજ વાતોનું વિસ્મરણ થયું. થોડી વાર સુધી તેઓ પંડિત તરફ જોઇ રહ્યા અને પછી દિવ્ય મસ્તીની ખુમારીમાં આવી ગયા.

પછી તેમણે કહ્યું કે "તું પંડિત હોવાથી મને કંઇક સંભળાવ." નમ્રતાથી શશધર બોલ્યા કે "શુષ્ક વેદાંતનું બહુ ચિંતન કરવાથી મારૂં હૃદય લૂખું થઇ ગયું છે, એટલે હું ભક્તિરૂપી થોડુંક અમૃત યાચવાને આપની પાસે આવ્યો છું. કૃપા કરીને આપ જે કાંઇ કહેશો તે હું સાંભળીશ." શ્રીરામકૃષ્ણ બોલ્યા કે "હું શું સંભળાવું! પરબ્રહ્મ પરમાત્માનું યથાવત્ વર્ણન કોઇનાથી થઇ શકે તેમ નથી. પુરુષ અને પ્રકૃતિ બંને રૂપે તે પોતેજ છે, એ દર્શાવવાને સગુણ બ્રહ્મનો આવિષ્કાર અર્ધનર અને અર્ધનારીરૂપે પ્રથમ થયો. પછી એથી ડગ નીચે ઉતરીને પોતે સ્વતઃપુરુષ અને પ્રકૃતિ એમ બે નોખાં તત્ત્વરૂપે વહેંચાઇ ગયો." આ શબ્દો બોલતાં બોલતાં તેઓ દિવ્ય ભાવના આવેશમાં આવી ગયા. તેમણે જગદંબાની સ્તુતિનાં ભજનપર ભજન લલકાર્યાં, અને પંડિત તેમની દિવ્ય કહેણી અને રહેણી જોઇને બહુજ સાનંદાશ્ચર્ય પામ્યા. પછી પરમહંસદેવનો આવેશ ધીમે ધીમે નરમ પડયો, એટલે તેમણે શશધરને તીવ્ર ઉત્કંઠાપૂર્વક અને પ્રાર્થનાસહિત ભક્તિ કરવાનો આદેશ કર્યો. તેઓ બોલ્યા કે "વાચન કરતાં શ્રવણ શ્રેષ્ઠ છે; શ્રવણ પણ જો ગુરુ, આચાર્ય કે સાચા સાધુ પાસેથી કર્યું હોય તો તે વધારે સારી રીતે સમજાય છે. અને અસર પણ વધારે થાય છે. કેમકે એમાં શાસ્ત્રોએ વર્ણવેલી લાંબી ચોડી વાતો ઉપર ધ્યાન આપવું પડતું નથી. વળી શ્રવણ કરતાં મનન કરવું (વિચાર કરવો) એ શ્રેષ્ઠ છે; મનનમાંથી આગળ વધીને નિશ્ચયપર આવવું શ્રેષ્ઠ છે; નિશ્ચય કર્યા પછી તેને અનુસરીને આચરણ કરવું એ શ્રેષ્ઠ છે; અને યમનિયમ, દાન, ત્યાગ, નિષ્કામ કર્મ ઇત્યાદિ સદાચરણના પરિણામે ઈષ્ટકૃપા-ઇષ્ટદર્શન થવું એ શ્રેષ્ઠ છે. કેમકે તેથી

બધી શંકાઓ અને વિપત્તિઓ પલાયન કરી જાય છે. શાસ્ત્રો અનેક ઉપદેશ કરે છે, પણ જ્યાંસુધી તે પ્રમાણે આચરણ થતું નથી, જ્યાંસુધી ઇષ્ટચરણમાં પૂર્ણ પ્રીતિ થઇ અંતઃકરણ નિર્મળ થતું નથી; ત્યાંસુધી બધી સાધના નિષ્ફળ છે. એક ચોપડીમાં વરસાદ પુષ્કળ લખ્યો હોય, પણ એ પુસ્તકને નીચોવતાં પાણીનું ટીપું સરખુંયે મળે નહિ."

બીજે દિવસે ગુરુદેવે એક પંડિતનો પ્રસંગ કહ્યો કે "મારી ભીરુતા પૂરી હઠી નહોતી એટલે હું તેના તરફ જોઇ રહ્યો, અને તે શું કહે છે તે સાંભળવા લાગ્યો. એવામાં માએ મને શશધરના અંતરાત્માનું દર્શન કરાવી દીધું. હું કળી ગયો કે, સાધનસંપત્તિ સિવાયની–વિવેક અને ત્યાગવિરાગ સિવાયની માત્ર શાસ્ત્રીય વિદ્વત્તા એ તો ભારરૂપજ છે. પછી મારા મસ્તક તરફ કોઈ પ્રવાહ ધસી રહ્યો હોય એવો મને અનુભવ થયો, મારો બેડો તરવા લાગ્યો, મને બાહ્યભાન રહ્યું નહિ. આ (પરમહંસદેવના) મોઢામાંથી શબ્દોનો અસ્ખલિત પ્રવાહ છૂટયો. કામારપુકૂરમાં તોલાટ એક ઢગલાનો તોલ કરી રહે કે બીજો ઢગ ખડો હોય છે; તેમ હું વાત કરતો ગયો તેમ તેમ મારી આગળ વિચારોનો નવીન પ્રવાહ વહેતોજ રહ્યો. હું જે બોલતો તેનું મને ભાન નહોતું. પછી જયારે હું સહેજ જાગ્રત અવસ્થામાં આવ્યો ત્યારે જણાયું કે, પંડિત મ્હાત થઇને આંસુ વહાવી રહ્યો હતો. મને આવો અનુભવ કોઈ કોઈ વાર થતો રહે છે."

આ પ્રસંગ પછી ત્રીજે દિવસે બલરામ બોઝને ઘેર પંડિતની તેમને ફરી મુલાકાત થઈ. ગુરુદેવ બોલ્યા કે "જ્ઞાનની બે પ્રકારે કસોટી થાય છે; એક પ્રશાંત સ્વભાવથી અને બીજી અહંભાવના અભાવથી. તારામાં એ બંને છે."

પંડિત—પ્રભુપ્રાપ્તિ અર્થે કેવી ભક્તિની જરૂર છે?

શ્રીરામકૃષ્ણ—"સ્વભાવને અનુસરીને ભક્તિ ત્રણ પ્રકારે થાય છે. સાત્ત્વિક, રાજસિક અને તામસિક."

"ભક્તિના સાત્ત્વિક પ્રકારની પૂરી ગમ તો કેવળ પ્રભુનેજ પડે. સાત્ત્વિક ભક્તને એકાંત બહુ ગમે છે. પોતાનો ભાવ અને ભક્તિ કોઇ જુએ નહિ, એટલા માટે તે એકાંતમાં અથવા ઓથે બેસીને ધ્યાનસ્મરણ કરવાનું પસંદ કરે તો નવાઇ નહિ. ઉષાની અરુણ પ્રભા જેમ ઉગતા બાલસૂર્યની પ્રતીતિ કરાવે છે, તેમ

સત્ત્વપ્રધાન ભક્ત પણ ઈશ્વરદર્શનની આગાહી કરાવે છે.”

“રાજસિક ભક્તિવાળાને આડંબર ગમે છે—પોતાની ભક્તિ લોકો જાણે ને વખાણે એ તેને ગમે છે. તેનો સેવાપૂજાનો ઠાઠ દબદબાભર્યો હોય છે. રેશમી વસ્ત્ર પહેરીને તે પૂજાના ઓરડામાં પ્રવેશે છે, અને સ્ફાટિકની કે સોનાથી મઢેલી રુદ્રાક્ષની કે એવી બીજી કંઠી અથવા માળા ધારણ કરે છે.”

“તમસપ્રધાન ભક્ત એ ઘરફાડુ લૂંટારાઓની ટોળી જેવો છે. ખાતર પાડવાના હેતુથી ચોરલોક ખાતરિયાં લઇ ઘરપર દરોડો પાડે છે, અને એકસામટા આઠ પોલીસવાળા આવે તોપણ તેમની સામે ઘૂરકે છે. ‘મારો અને લૂંટો’ એ તેમનો મંત્ર હોય છે. એ રીતે તમસપ્રધાન ભક્ત પણ ‘હર, હર, હર, બોમ્, બોમ! કાલી કી જય!’ એવી એવી બૂમો પાડે છે. મનોબળ અજબ હોય છે, પણ અનીતિનું ભાન થોડું હોય છે.”

“શક્તિના ઉપાસકો કહે છે કે ‘એક વખત જ્યાં અમે કાલી, દુર્ગા કે રામનું નામ લીધું એટલે પછી અમને પાપનો સ્પર્શ પણ કેમ થવા પામે?”

“વૈષ્ણવો હમેશાં પ્રાર્થના કરતા રહે છે, અને પોતાના પંડને તપાસતા રહી ભૂલ, નિર્બળતા ઇત્યાદિ બદલ પોતાની જાતને હલકી ગણે છે. (બલરામનો પિતા હાજર હતો તેના તરફ ફરીને) તેઓ સતત માળા ફેરવ્યા કરે છે અને ઇશ્વરને અરજ ગુજારતા રહે છે કે ‘ઓ કૃષ્ણ! મારાપર દયા કર—હું ક્ષુદ્ર છું.’”

“ઈશ્વરનો નામોચ્ચાર કરવાથી બધાંજ પાપો ભસ્મીભૂત થાય છે, એવી મનુષ્યને અખૂટ શ્રદ્ધા હોવી જોઇએ. અહોરાત્ર પ્રભુનું નામ લેવું, અને તેજ ક્ષણે બીજા ત્રીજા વિચાર કરવા, તથા પાછળથી તેના આદેશ પ્રમાણે ચાલવું નહિ, એ કેવું અયોગ્યછે?”

ઉત્સાહમાં આવી જઇને શ્રીરામકૃષ્ણ એવા ભાવનું ગાવા લાગ્યા કે “મા! તારું નામ મારા હોઠપર હોય અને હું મરું તો પછી તું મને મારા અંતસમયે કેમ તરછોડી શકે!”

પંડિત હવે વહેતાં આંસુ સાથે રોતા હતા. ઉગ્ર ત્યાગપૂર્ણ જીવનની શ્રીરામકૃષ્ણમાં થયેલી પ્રતીતિ ઉપરાંત તેમના આ શબ્દો સાંભળીને તેમનો હૃદયતાર બહુજ હાલી ઉઠયો. રથ-યાત્રાનો એ દિવસ હતો તેથી હવે ભજન અને નાટારંગની રેલં-છેલ થવા માંડી. શ્રીરામકૃષ્ણ તેમાં શામિલ થયા. પછી કાર્યક્રમ-

ને અંતે ગુરુદેવ બોલ્યા કે "આવા પ્રકારનાં ભજનકીર્તનથી આધ્યાત્મિક આનંદ આવે છે. સંસારીઓ પણ આવી બાબતોનો લાભ લેવાથી ઇંદ્રિયભોગ્ય વિષયોમાંથી, તથા કામિનીકાંચનની ઉપાસનામાંથી એટલો વખત છૂટીને નિર્દોષ આનંદ મેળવે છે. તથા એવી રીતે આધ્યાત્મિક રસાસ્વાદ ચાખતાં ચાખતાં પ્રભુને પોતાને જ્યારે પ્રકટ થવાની ઇચ્છા થાય છે, ત્યારે તેમને પણ આગળ રસ્તો દેખાતો ચાલી બ્રહ્માનંદની પણ પ્રતીતિ થાય છે."

પંડિત (નમ્રભાવે)–મનને આવા પ્રકારના આનંદનાં કક્ષાએ લઈ જવાને કેવા ભાવની જરૂર છે?

શ્રીરામકૃષ્ણ––ઈશ્વરદર્શન માટે હૃદયમાં તીવ્ર તાલાવેલી જાગે ત્યારેજ એ ભાવ જન્મે છે. એક ગુરુએ શિષ્યને કહ્યું કે "આવ, ઈશ્વરને પમાડે એવી તીવ્ર ઉત્કંઠા કેવી હોય એ હું તને બતાવું." પછી શિષ્યને તળાવમાં તરામણા પાણીમાં લઇ ગયા, અને ક્ષણમાત્ર પાણીમાં દબાવી રાખતાં તેમના પંજામાંથી છૂટવાનાં તે ફાંફાં મારવા લાગ્યો ત્યારે તેને છોડી દીધો. તેની એ ગભરામણની શાંતિ થયા પછી તેને તેનો ડૂબકીનો અનુભવ કહી બતાવવાનું કહ્યું; એટલે શિષ્ય બોલ્યો કે "કંઠે પ્રાણ આવી ગયો હતો."

પંડિત––હવે મને સ્પષ્ટ સમજાયું.

શ્રીરામકૃષ્ણ––પ્રભુકૃપા માટે એવી તીવ્ર તાલાવેલી પ્રકટે એજ મુખ્ય મુદ્દો છે. આપણને એવી ભક્તિની ખાસ જરૂર છે.





# ૪૬—बंकिमचन्द्र चेटरजी साथे मेळाप

૧૮૮૪ ના ડિસેમ્બરમાં આધારચંદ્ર સેનના મકાનમાં મહાન બંગાળી ગ્રંથકાર બંકિમચંદ્ર ચેટરજી શ્રીરામકૃષ્ણને ફક્ત એક વાર મળ્યા હતા. આધારે ગુરુદેવને મળવાને પોતાના અમલદાર મિત્રોને નોતર્યા હતા, જેમાંના એક બંકિમ પણ હતા. આધારે બંકિમની ઓળખ આ પ્રમાણે કરાવી:—"દેવ! આ ભાઇ મહાન વિદ્વાન છે. તેમણે ઘણાં પુસ્તકો લખ્યાં છે. તેઓ આપને મળવા આવ્યા છે. તેમનું નામ બંકિમબાબુ છે."

શ્રીરામકૃષ્ણ (હસીને)—હેં બંકિમ!* વારૂ, તું 'બાંકો' કેમ બન્યો?

બંકિમ (હસીને)—દેવ! બ્રિટિશ બૂટવાળી લાત વાગવાથી.

શ્રીરામકૃષ્ણ—"ના ના, મારા કહેવાનો ભાવાર્થ એવો નથી. કોઇ કહે છે કે, શ્રીકૃષ્ણ પ્રેમથી વાંકા વળ્યા હતા. એ પ્રેમને લીધે તેમનું શરીર મુલાયમ બન્યું હતું, અને તેમની ઢબછબમાં તરી આવતી વિલક્ષણતા પણ એ પ્રેમને લીધે તેઓ શીખ્યા હતા. શ્રીકૃષ્ણ આટલા બધા કાળા અને નાનકડા કેમ જણાય છે તેની તને ખબર છે? ઈશ્વિર જ્યાંસુધી દૂર હોય ત્યાંસુધી, સમુદ્રનાં પાણી દૂરથી જેમ ભૂરાં દેખાય છે તેમ તે કાળોજ દેખાય. પણ જો સમુદ્રની પાસે જઇ તેનું પાણી હાથમાં લઇને જોઇએ તો તે ભૂરૂં નહિ જણાતાં નિર્મળ કાચ જેવું લાગે છે. સૂર્ય ઘણે દૂર છે તેથીજ તે ઘણો નાનો લાગે છે; તેની નજીક જનાર તો તેનો લાખમો ભાગ પણ જોઇ શકે નહિ, એટલો બધો તે મહાન દેખાય. એ પ્રમાણે મનુષ્ય જો ઈશ્વરનું સત્ય સ્વરૂપ જાણે તો તે પણ કાળો કે નાનો નથી; પણ તેને જાણવો અને જોવો શી રીતે એજ મુશ્કેલી છે. સમાધિમાં અંતઃકરણ

* 'બંકિમ'નો શબ્દાર્થ વાંકો થાય છે.

લીન થયા સિવાય તેનો સાક્ષાત્કાર થઇ શકતો નથી. જ્યાંસુધી 'હુ' અને 'મારૂ'નો ભેદ છે, ત્યાંસુધી નામ અને રૂપ રહેવાનાંજ. જ્યાંસુધી એ નામરૂપમાં અને અહંતામમતારૂપી સ્થૂળ પ્રદેશમાં આપણે રમી રહ્યા છીએ, ત્યાંસુધી ઇશ્વર પણ આપણને સગુણરૂપે-સાકારરૂપેજ વધારે ઉપયોગી થાય છે."

"શ્રીકૃષ્ણ પુરુષ છે અને રાધા તેની શક્તિ છે. શ્રીકૃષ્ણ અને રાધાના (બ્રહ્મ અને માયાના) ઐક્યનું તાત્પર્ય એ છે કે, પુરુષ અને પ્રકૃતિ બંને એકરૂપ છે. પ્રકૃતિ સિવાય પુરુષનો સંભવ નથી, તેમ પુરુષ વિના પ્રકૃતિનો સંભવ નથી. એક બીજાની અપેક્ષાએજ છે."

શ્રીરામકૃષ્ણ બોલી રહ્યા એટલે બંકિમે આધાર અને તેના મિત્રો સાથે અંગ્રેજીમાં વાત કરવા માંડી.

શ્રીરામકૃષ્ણ (હસીને)—વારૂ, તમે શું કહી રહ્યા છો ?

આધાર—દેવ! આપે જે હમણાં કહ્યું તેનીજ અમે ચર્ચા કરીએ છીએ.

શ્રીરામકૃષ્ણ—મને એક રમુજી ફકરો યાદ આવે છે. કોઇ હજામ એક ગૃહસ્થની હજામત કરતો હતો. હજામથી જરા અસ્રો બેઠો કે પેલો ગૃહસ્થ બોલી ઉઠયો કે "તારૂ નખોદ જાય!" હજામ આ શબ્દોનો અર્થ પૂરો સમજ્યો નહિ. તેણે અસ્રો મૂકી દીધો, અને ગુસ્સો લાવીને એ શબ્દોનો અર્થ પૂછયો. ગૃહસ્થ બોલ્યો કે "આટલી બધી ધમપછાડ શું કામ કરે છે? તું તારૂ કામ કર્યે જા. એનો અર્થ બીજો કાંઇ નહિ પણ એટલો-જ છે કે, હવે તું મારી હજામત કાળજી રાખીને કરજે." છતાં વાળંદભાઇ પકડેલું ઝટ છોડી દે એવા સુંવાળા નહોતા! વાળંદ બોલ્યો કે "એ શબ્દોમાં કંઇ પણ સારો ભાવાર્થ રહેલો હોય તો તો તેનાથી મારૂં, મારા બાપનું અને મારી બોંતેર પેઢીનું કલ્યાણ થજો; અને જો તેમાં કંઇ પણ ખરાબ ભાવાર્થ હોય તો તે અનેકગણું થઇને તને, તારા બાપને અને તારી બોંતેર પેઢીને રૌ રૌ નરકમાં નાખજો."

આ કિસ્સો સાંભળીને બધા ખડખડાટ હસી પડયા.પછી બંકિમે ગુરુદેવને કહ્યું કે "દેવ! આપ કેમ અમને કાંઇ ઉપદેશ કરતા નથી?"

શ્રીરામકૃષ્ણ (હસીને)—"તું ઉપદેશની વાત કરે છે! ઉપ-દેશ અહંભાવના પેટમાંથી જન્મે છે. મનુષ્ય ક્ષુદ્ર પ્રાણી છે. સૂરજ

અને ચંદ્રના સરજનહાર અને આ વિશ્વના વિધાયક પ્રભુજ ઉપદેશ કરી શકે! ઉપદેશ કરવો એ સહેલું છે કે? પ્રભુ પોતે દર્શન દઇને પરવાનો ન આપે ત્યાંસુધી મનુષ્ય ઉપદેશ ન આપી શકે. હા, નાટકવાળાની પેઠે તમે સાચા ઉપદેશકના જેવો દેખાવ અને બોલચાલ તો કરી શકો છો ખરા. વગર પરવાને (પરમાત્મસાક્ષાત્કાર પામ્યા વિના) પણ ઉપદેશ કરી શકો છો—લોકો પણ તમારૂં સાંભળશે, પણ તે બધુંજ પાછું નેવે મૂકવાના! બીજી ચીજોની પેઠે તેઓ તમારા ઉપદેશને પણ એક પ્રકારનો તમાશોજ ગણવાના! હા, એટલું કહેશે ખરા કે 'કેવો સરસ વકતા છે!—વાહ, કેવું મજાનું બોલે છે!' પણ તમે ઉપદેશ પૂરો કર્યા પછી જોશો કે તમારા કહેવાની તેમને કશી અસર થઇ નથી."

"દૂધના પાત્ર નીચે જ્યાંસુધી દેવતા હશે ત્યાંસુધીજ તે ઉભરાશે અને ચચણશે; અને દેવતા ખસેડી લેવાથી તે પોતાની મૂળ સ્થિતિપર કાયમ રહેશે."

"મનુષ્યે સૌથી પ્રથમ પોતાની શકિતઓ આધ્યાત્મિક માર્ગે વાળવી અને કેળવવી—ખીલવવી જોઇએ; નહિ તો પછી 'પેટને પુરાં નહિ ને ઓટિંગને વડાં' એના જેવું થાય."

દરેક જણ ધ્યાનપૂર્વક સાંભળતું હતું.

શ્રીરામકૃષ્ણ (બંકિમને)—તું મોટો વિદ્વાન છે. તેં ઘણાં પુસ્તકો લખ્યાં છે. તો મનુષ્યનાં કર્તવ્ય—પ્રાપ્તવ્ય વિષે તારા શા વિચારો છે? મૃત્યુ પછી તેની સાથે શું જશે? અલબત, તું પુનર્જન્મને તો માનતોજ હોઇશ.

બંકિમ—પુનર્જન્મ! એ વળી શું?

શ્રીરામકૃષ્ણ—ઇશ્વરદર્શન કર્યા પછી અન્ય યોનિમાં ભ્રમણ કરવાપણું રહેતું નથી—પુનર્જન્મ લેવો પડતો નથી. પણ જ્યાંસુધી મનુષ્યને જ્ઞાન, ચારિત્ર્ય અને ઈશ્વરદર્શન પ્રાપ્ત થાય નહિ, ત્યાંસુધી તેને ફરી ફરી જન્મ લેવો પડે છે. તેમ કર્યા વિના છૂટકોજ થતો નથી. એવા મનુષ્યને જ્યારે અધ્યાત્મજ્ઞાન અને ઇશ્વરદર્શન થાય છે, ત્યારેજ મોક્ષપદ પામી જન્મમરણનો ફેરો ટળે છે. ડાંગેરને સિદ્ધ કરીને—શેકીને—વાવીએ તો ઉગતી નથી; તેમ જ્ઞાનાગ્નિવડે પરિપકવ—સિદ્ધ* થયેલો મનુષ્ય આ અસાર સંસારમાં

*અહીં 'સિદ્ધ' શબ્દનો શ્લેષ કર્યો છે. એ શબ્દ બંને અર્થમાં વપરાય છે.

ખેલતો બંધ પડે છે. કેમકે તેને કામિની અને કંચનાદિ લૌકિક પદાર્થો પ્રત્યે રાગ રહેતો નથી. શેકેલી ડાંગરને વાવવાથી શો શુક્કરવાર વળે?

બંકિમ (હસીને)—દેવ! ઘણા નકામા છોડ એવા હોય છે, કે જેમને કોઇ પણ જાતનાં ફળ આવતાં નથી.

શ્રીરામકૃષ્ણ—"પણ જ્ઞાનીની તુલના એમની સાથે ન થઇ શકે. જેણે ઈશ્વરનો સાક્ષાત્કાર કર્યો છે તેને તો અમૃતત્વ-રૂપી ફળ મળે છે. દાડમ કે મોસંબીનાં ફળ નહિ. તેને પુનર્જન્મ પણ થતો નથી; અને આ લોકમાં, સૂર્યલોકમાં કે ચંદ્રલોકમાં કયાંયે જવું પડતું નથી."

"બધી ઉપમાઓ અને દૃષ્ટાંતોમાં સરખાપણું તો અમુક અંશેજ રહેલું હોય છે, સર્વ અંશે નથી હોતું. તું વિદ્વાન છે એટલે ન્યાય તો ભણ્યો હોઈશ. 'વાઘ જેવો બિહામણો' એ શબ્દોનો અર્થ એવો તો નજ થાય કે, જે મનુષ્યને આપણે વાઘ સાથે સરખાવીએ છીએ, તે ખરેખરો વાઘજ છે." (હાસ્ય)

"મેં કેશવને પણ આજ વાત કહી હતી. પુનર્જન્મ હશે કે કેમ, તે વિષે મને તેણે પ્રશ્ન પૂછયો હતો. મેં આડકતરી રીતે તેનો જવાબ આપતાં કહ્યું હતું કે 'સૂર્યના તાપમાં વાસણો સૂકવતાં કુંભારને તેં જોયો હશે. એ વાસણોમાં કેટલાંક પાકાં તો કેટલાંક કાચાં પણ હોય છે. કોઈ વાર ઢોર જો આ ઠેકાણે ફરી વળે છે, તો તો તે બધાંનો ભૂકોજ કરી નાખે છે. પછી એમાંનાં પાકાં વાસણ પણ કશા કામનાં રહ્યાં નથી, એમ જાણીને કુંભાર તેનો ભૂકો થઇ ગયો હોય તે સુદ્ધાં ફેંકી દે છે; પણ કાચાં વાસણની ઠીકરીઓ તે વીણી લે છે. પાણીથી પલાળીને તેમનો પિંડો બનાવે છે, અને એ પિંડાને પાછો ચક્કર-પર ચઢાવી તેમાંથી નવાં વાસણ સરજે છે.' પછી મેં ઉમેર્યું કે 'જયાંસુધી તું કાચો છે ત્યાંસુધી કુંભાર તને પણ છોડે એમ નથી. જયાંસુધી તું તત્ત્વજ્ઞાનની અને તેને અનુસરતા ચારિત્ર્ય-ની પ્રાપ્તિ અને દૃઢતા કરે નહિ, ત્યાંસુધી તને પરમાત્મદર્શન નહિ થાય, અને ત્યાંસુધી તે તને ચક્કર ઉપર ફેરવ્યાજ કરશે—અર્થાત્ ફરી ફરીને જન્મવું મરવું પડશે, અને એ જન્મમરણ-ની ઘટમાળમાંથી તું ઉગરવા નહિ પામે. જયારે તું પરમાત્મ-દર્શન કરશે ત્યારેજ તું મુક્ત થઇશ, અને ત્યારેજ માયાના

રચનાત્મક કાર્યમાં તને નકામો લેખીને કુંભાર તને અલગ જગાએ કાઢી નાખશે. એવો પરમાત્મદર્શી માયાથી પર થયો હોય છે; એટલે પછી તેને (માયાવિશિષ્ટ સગુણ બ્રહ્મને) તેનું કામ પણ શું હોય ?’”

“છતાં પ્રભુ આ માયાવી જગતમાં મનુષ્યજાતિને ઉપદેશ આપવાના હેતુથી કેટલાકને થોડો ઘણો વખત રાખે છે, તેથીજ તે જગતમાં જીવે છે; પણ તે માયાના અધિષ્ઠાન પરબ્રહ્મ પરમાત્મા તરફ વૃત્તિ રાખતો થકો લોકકલ્યાણ માટેજ જીવે છે. પ્રભુ પોતેજ તેને પોતાના કામ માટે જગતમાં રાખે છે. એના દૃષ્ટાંતરૂપે શુકદેવ અને શંકરાચાર્યના દાખલા પ્રસિદ્ધ છે.

(બંકિમને)–“મનુષ્યનાં કર્તવ્યવિષે તારું કહેવું શું થાય છે?”

બંકિમ (હસીને)–ખાવું, કમાવું અને ભોગ ભોગવવા એજ!

શ્રીરામકૃષ્ણ (ઘૃણાથી)–“ધિક્કાર છે, તું બહુ નિર્લજ્જ છે. તું તો હમેશાં જે કર્યા કરે છે તેજ બોલી બતાવે છે. મનુષ્ય જે ખાય છે–દાખલાતરીકે જો તે મૂળો કે લીલું કોપરું ખાય છે, તો તેને જે ઓડકાર આવે છે તેમાં પણ તેણે ખાધેલા પદાર્થનીજ વાસ આવે છે. તું કામિની અને કાંચન પાછળ દોડી રહ્યો છે, એટલે એવાજ ભાવના શબ્દો તારા મોંમાંથી નીકળે છે. ઇંદ્રિયવિષયક પદાર્થોનો સતત વિચાર કરવાથી મનુષ્ય ગણતરીબાજ અને દગલબાજ બને છે; તેમ પ્રભુમાં ચિત્તવૃત્તિ જોડવાથી મનુષ્ય સરળ ને સદાચારી થાય છે.”

“ધ્યાન, વિવેક અને વૈરાગ્યવિનાની એકલી વિદ્વત્તાથી શું દહાડો વળનાર છે? બહુ ભણેલો વિદ્વાન કદાચ શ્લોકો પર શ્લોકો ઝપાટાબંધ બોલી જાય કે ઘણાં પુસ્તકો લખી કાઢે, છતાં તે જો કામિનીના મોહમાં ફસાયો હોય અને ધન તથા કીર્તિ આદિ લૌકિક પદાર્થોનેજ જીવનનું ધ્યેય માનતો હોય, તો તો પછી (મુમુક્ષુના માર્ગમાં) તેની કોડી જેટલી પણ કિંમત નથી. ખરું જોતાં તો જેનું મન પ્રભુ તરફ વળ્યું નથી તે (ગમે તેટલું ભણ્યો હોય તોપણ ગણ્યો નથી તેથી) વિદ્વાન નથી; પણ ભવૈયો–એકટર–છે; એથી વધારે નથી. જે કેટલાક વગરભણ્યે પણ વિચારે છે–ભણ્યા વિના પણ ગણી જાણે છે; એવા મનુષ્યો (તેમને પોથાંપંડિતોના જેવું મિથ્યાભિમાનરૂપ અજીર્ણ નહિ થવાને લીધે પરમ પદાર્થની સાચી ભૂખ લાગે છે તેથી) જ્યારે ત્યારે ઈશ્વરનીજ

વાતો કર્યા કરે છે. અલબત્ત, દિવાની દુનિયાની દૃષ્ટિમાં તેઓ ગાંડાજ હોય છે—તેમના મગજનું ઠેકાણું હોતું નથી ! અને એ પોતાને ડાહ્યા ગણનારાઓ મનમાં એમ માનીને ફૂલાયા કરે છે કે, 'આપણે કેવા ચતુર છીએ ! ધન, કીર્તિ અને વિષયસુખનો કેવો આનંદ આપણે લુંટીએ છીએ !' કાગડો પણ પોતાને ભારે ચતુર સમજે છે, પણ સવારથી સાંજ સુધી તે વિષ્ટાનેજ શોધતો ફરે છે; તેની આંતરિક અશાંતિનો પાર નથી હોતો !"

બધે મૌન પ્રસરી રહ્યું. શ્રીરામકૃષ્ણ વળી બોલ્યા કે "જેઓ ઈશ્વરનું ધ્યાન ધરે છે, કામિની અને કાંચનની જાળમાંથી છૂટવા માટે જેઓ પ્રાર્થના કર્યા કરે છે, જેમને મન વિષયસુખ ઝેરસમાન છે, અને જેમને પ્રભુનાં ચરણકમળ સિવાય બીજા કશા પ્રત્યે રુચિ થતી નથી, તેઓ હંસ જેવા છે. તેમની આગળ દૂધ અને પાણી એકઠાં કરીને મૂકો તો તેઓ માત્ર દૂધજ પીશે અને પાણી રહેવા દેશે. તમે હંસની ચાલ પણ જોઈ હશે. તે સીધાજ ચાલે છે; તેની પેઠે ભક્તજનો પણ કેવળ પ્રભુ તરફજ પરવરે છે. તેમને બીજા કશાની ઇચ્છા હોતી નથી, બીજા કશામાં તેમને સ્વાદ હોતો નથી. (બંકિમને) મારા શબ્દોથી રખે ગુસ્સો કરતો !"

બંકિમ—દેવ ! નર્યા નરમ શબ્દોજ સાંભળવાને નથી ટેવાયો.

શ્રીરામકૃષ્ણ—"જગતનું મંડાણ કામિની અને કાંચન પર રચાયું છે. એ બંને માયારૂપ છે. પ્રભુને જોતાં કે તેના વિષે વિચાર કરતાં પણ એજ આપણને અટકાવે છે. એક બે છોકરાં થયા પછી તો મનુષ્યે પોતાની સ્ત્રીને બહેન જેવી માનીને રહેવું જોઇએ, અને કેવળ ઈશ્વરવિષેનીજ વાતો કરવી જોઇએ. એમ કરવાથી તે બંને જણ ઈશ્વર તરફ ખેંચાશે, અને આધ્યાત્મિક માર્ગમાં પતિપત્ની એકબીજાને બહુ સહાયક થઈ શકશે. પાશવ વૃત્તિને છોડયા સિવાય દિવ્ય આનંદનો સ્વાદ કોઇ પણ ચાખી શકે તેમ નથી. એવી વૃત્તિમાંથી છૂટી જવાય તે ખાતર મનુષ્યે પ્રભુની સાચા જીગરથી પ્રાર્થના કરવી જોઇએ. હવે પૈસાની વાત. પંચવટી નીચે ગંગાકિનારે હું બેસતો, અને એવો નિશ્ચય સેવતો કે પૈસો એ માટી છે અને માટી એ પૈસો છે. પછી તે બંનેને હું ગંગામાં પધરાવતો."

બંકિમ—ખરે ! પૈસો અને માટી શું એકજ છે? માત્ર ચાર

પૈસા પાસે હોય તો એટલાથીયે કોઇ ગરીબને મદદ કરી શકાય. પૈસો જો માટી કરતાં શ્રેષ્ઠ ન હોય તો શું આપ એમ માનો છો કે પરોપકાર અને ભૂતદયા કશી વિસાતમાંજ નથી?

શ્રીરામકૃષ્ણ—"પરોપકાર! ભૂતદયા! બીજાનું કલ્યાણ કરવાની તારામાં શક્તિ છે એમ કહેવાની શું તું હિંમત કરે છે? હા, માણસમાં એવી અભિમાનવૃત્તિ હોય છે ખરી; પણ જ્યારે તે ઉંઘી જાય, અને કોઇ તેના મોંમાં ખાળકૂંડીનું પાણી રેડે, તો તેની પણ તેને ખબર પડતી નથી. તે વખતે તેનું અભિમાન કયાં જતું રહે છે?"

"સંન્યાસીએ તો કામિની અને કાંચનનો બિલકુલ ત્યાગ કરવો જોઈએ. થુંકેલું કદી પાછું ગળાતું નથી. જ્યારે સંન્યાસી બીજાને આપે છે, ત્યારે તે ચોખ્ખું સમજે છે કે, તે પોતે આપતો નથી. દાન કરવાનો હક કેવળ પ્રભુનેજ છે, અને કોઈ પણ મનુષ્યનો દાવો તે પર ચાલી શકતો નથી. દાન, ધર્મ અને દરેક વસ્તુનો આધાર પ્રભુની મરજીપર છે. સાચો સંન્યાસી એ બંનેને મનથી અને શરીરથી તજી દે છે. જે ગોળ નથી ખાતો તેણે તે પોતાની આજુબાજુમાં પણ ન રહેવા દેવો જોઇએ; છતાં જો તે રહેવા દે, અને બીજાને ન ખાવાની સલાહ આપે, તો તેનું કહેવું કોઇ નહિ સાંભળે."

"અલબત્ત, ઘરબારીને પૈસાની જરૂર પડે છે; કારણ કે તેને સ્ત્રી અને બાળબચ્ચાં જીવાડવાનાં હોય છે. તેમનું ભરણપોષણ કરવાને તેણે કમાવું જોઇએ. બે જાતનાં પ્રાણીઓ ભવિષ્યનો વિચાર નથી કરતાં—સાધુ અને પંખી; છતાં નાનાં બચ્ચાંનું ભરણ-પોષણ કરવાનું હોય છે ત્યારે તો પંખીને પણ અનાજના કણ માળામાં લઇ આવવા પડે છે."

"સાચો ભક્ત જગતમાં રહે છે, છતાં રાગદ્વેષ ત્યજીને પોતાનાં કર્મ બજાવે છે; અને કર્મના ફળરૂપે નફો કે નુકસાન, સુખ કે દુઃખ જે પણ મળે છે તે ઈશ્વરને ખોળે ધરે છે. દિવસ-રાત તે કેવળ ભક્તિનેજ માટે ઈશ્વરને પ્રાર્થે છે. આને નિષ્કામ કર્મ કહે છે."

"માણસ જો પ્રાણીમાત્રમાં—માત્ર મનુષ્યમાંજ નહિ પણ પશુપંખીમાં પણ—રહેલા પ્રભુની સેવા કરતો હોય, અને તેમ કરવામાં જો તે નામ અને કીર્તિની કે સ્વર્ગની પણ પરવા નજ

રાખતો હોય, તેમજ જેમની તે સેવા કરતો હોય તેમની પાસે પણ કશા બદલાની આશા રાખતો ન હોય, તોજ તે ખરેખર નિષ્કામ કર્મ કરે છે, અને એ રીતે પોતાનો સર્વોત્તમ લાભ સાધે છે. કર્મયોગ પણ એનેજ કહે છે. કેમકે એ પરમાત્મદર્શન અને મોક્ષ પામવાનો માર્ગ છે. આથીજ મારે કહેવું પડે છે કે, રાગદ્વેષ તજીને આવા પ્રકારનાં સેવાકર્મ જે કરે છે તે પણ પોતાનુંજ કલ્યાણ સાધે છે. પરમાત્મદર્શન પામેલો જીવન-મુક્ત એના જેવાં કર્મ ન કરતો હોય તે નિર્દયપણાને લીધે નહિ, પણ પરમાત્માની મહત્તા વધુ સમજવાને લીધે હોય છે. કેમકે ખરૂં જોતાં સહાય કરવાવાળો તો સર્વશક્તિમાન અને પ્રેમના સાગરરૂપ પ્રભુ છે. જે પ્રેમ તમે માતાપિતામાં જુઓ છો, તે તેનોજ પ્રેમ છે. એ પ્રેમ પ્રાણીસૃષ્ટિનું રક્ષણ કરવા માટે તેણેજ તેમને આપેલો હોય છે. ઉદારાત્મામાં જે ઉદારભાવ તમને દેખાય છે તે પણ તેનીજ બક્ષિસ છે–નિરાધારને તારવાને માટે મનુષ્યને તેણેજ નવાજેલો છે. તમે પરોપકારી હો કે ના હો, છતાં તે તો અનંત શક્તિમાન, સર્વજ્ઞ અને સર્વ ઐશ્વર્યસંપન્ન હોવાથી પોતાનું કાર્ય એક યા બીજે રસ્તે કરીજ લે છે. તેનું કાર્ય કોઇના પણ અભાવે અટકી બેસતું નથી.”

“એટલા માટે તેનું શરણ લેવું, અને તેનાં દર્શન માટે તેને જિગરથી પ્રાર્થના કરવી એજ સાધકનું કર્તવ્ય છે; અને જેણે ઈશ્વરને પ્રત્યક્ષ કર્યો છે તેને કશાની આશા કે યાચના કરવાની રહેતી નથી.”

“જેઓ નામના માટે દવાખાનાં વગેરે બંધાવે છે તેઓ સારા માણસો છે, પણ તેમનો પ્રકાર જુદો છે. સાચો મુમુક્ષુ અથવા ભક્તાત્મા ઈશ્વર સિવાય બીજું કશું શોધતો–સાધતો નથી; અને જો તેને અનેક કામ કરવાનાં આવી પડે તો તે ઇશ્વરને એકાગ્ર બુદ્ધિથી પ્રાર્થે છે કે ‘ પ્રભુ! મારા પર દયા કરો અને આ કર્મનું કોકડું ઉકેલી આપો; નહિતર મારૂં મન આપનામાંજ રમી રહેવું જોઇએ, તે ડહોળાઈ જાય છે–તે ઇંદ્રિય-ભોગ્ય પદાર્થોને ચાળે ચઢી જાય છે.’ સાચા ભક્તોનો વર્ગજ નિરાળો છે. ઈશ્વરજ કેવળ સત્ય છે અને બાકી બધું આળપંપાળ છે–જગત અનિત્ય છે; અને તેનો નિયંતા ઈશ્વરજ સત્ય અને શાશ્વત છે, એવી પ્રતીતિ થયા વિના સાચી ભક્તિ પણ જાગવી

અસંભવિત છે."

"કેટલાક એમ માને છે કે સૌથી પ્રથમ મનુષ્યે આ જગત અને જગતના પ્રાણીપદાર્થો વિષે જ્ઞાન મેળવવું જોઇએ-તેણે વિજ્ઞાનનો અભ્યાસ કરવો જોઇએ અને શાસ્ત્રોની મદદ ન મળે તો ઈશ્વરદર્શન થઇ શકે નહિ. ટુંકમાં તેમના મતે ઈશ્વરની સૃષ્ટિને સમજ્યા વિના ઈશ્વરદર્શન થવાં અશક્ય છે. તારો શું મત છે? પહેલું કોણ, વિજ્ઞાન કે વિભુ?"

બંકિમ—મનુષ્યે જગતવિષે સૌથી પ્રથમ જાણવું જોઇએ. એ જ્ઞાન પ્રાપ્ત કર્યા વિના મનુષ્ય પ્રભુને કેવી રીતે સમજી શકે? માટે પ્રથમ પુસ્તકોદ્વારા તેને ઓળખતાં શીખવું જોઇએ.

શ્રીરામકૃષ્ણ—"તમારા સર્વની એજ દલીલ છે; પણ ખરી વાત એ છે કે પ્રભુ પ્રથમ, અને પછી તેની સૃષ્ટિ. તેને જોયા પછી જરૂર જણાય, તો બીજું બધું તમે સહેલાઇથી જાણી શકો છો."

"માટે પ્રથમ પ્રભુનેજ ઓળખો, એ પછીજ સૃષ્ટિ, જગત કે એવી બીજી બાબતોનો વિચાર કરો. વાલ્મીકિને 'રામ'મંત્રની દીક્ષા આપવામાં આવી ત્યારે તેને તે શબ્દ પણ બોલતાં નહિ આવડયો, એટલે 'મરા', 'મરા' બોલવાનું કહેવામાં આવ્યું હતું. પહેલા અક્ષરનો અર્થ ઈશ્વર થાય છે, અને છેલ્લાનો જગત થાય છે. પ્રથમ પ્રભુ, અને પછી જગત. પ્રથમ એકડાને ઓળખો, એટલે બધાને ઓળખશો. એકડાપર પચાસ મીડાં ચઢાવશો, એટલે બહુ મોટી રકમ વાંચશો; પણ એકડો ભૂંસી નાખ્યો, એટલે પછી મીંડાંની કિંમત કાંઇજ રહેતી નથી. એ એકડોજ અનેકને ઓળખાવે છે. માટે પ્રથમ એક, અને તે પછીજ અનેક. પ્રથમ પ્રભુ, અને તે પછીજ તેનાં પ્રાણીઓ અને જગત, એજ ક્રમ સવળો છે."

"ઈશ્વરને ઓળખવો એજ તમારૂં કર્તવ્ય છે. જગત, સૃષ્ટિ, વિજ્ઞાન અને બીજા બધા માટે તમારે આટઆટલું મરી મથવાની શી જરૂર છે? ધારો કે, તમને કેરી ખાવાની ઇચ્છા થઇ, તો આંબાવાડિયાનું આખું અર્થશાસ્ત્ર ઉકેલવા બેસશો તેથી તમારો શો દહાડો વળશે?"

બંકિમ-મને કેરી કયાંથી મળે?

શ્રીરામકૃષ્ણ-ઉત્કટ ભાવથી પ્રભુની બંદગી કરવામાંથી મળે. તું જો સાચો ઉપાસક હશે તો તેને તારી પ્રાર્થના સાંભળ્યા

વિના છૂટકો નથી. કદાચ, તારે માટે તે સંતસમાગમનો યોગ આણી મૂકશે, અથવા કોઈ તને ઈશ્વરદર્શનની ચાવી આપી જશે.

બંકિમ--આપ એથી ગુરુની જરૂર વિષે કહો છો? પણ તે સારી સારી કેરી પોતાને માટે રાખી લે અને મને કોહેલી આપે તો!! (હાસ્ય.)

શ્રીરામકૃષ્ણ—"તું એવું કેમ માને છે? અમુક પ્રકૃતિને શું રૂચશે તેની તેને વધારે ખબર હોય છે. નબળી જઠરવાળા સંતાન માટે માતા હલકો ખોરાક રાંધે તેથી એવું નથી ઠરતું કે, માતાને એ બાળક પ્રત્યે ઓછો પ્રેમ છે."

"ગુરુના શબ્દોમાં મનુષ્યને વિશ્વાસ હોવો જોઇએ. ગુરુ ગોવિંદ છે, અને ગોવિંદ ગુરુ છે. ચતુરાઈ વાપરીને નહિ, ગણતરી કરીને નહિ, પણ ગુરુના શબ્દોમાં બાળકવત્ વિશ્વાસ રાખીને મનુષ્ય ઈશ્વરદર્શન કરી શકે છે. ખરી જરૂર શ્રદ્ધા અને સરળતાની છે, દંભની નહિ. પ્રભુ સરળ મનુષ્યની વધારે સમીપ છે, અને દંભીથી બહુ દૂર છે."

"આપણને બાળક જેવી ઉત્કંઠાની જરૂર છે! તમે ગમે તે ધર્મ કે પંથના હો; હિંદુ, મુસલમાન, ખ્રિસ્તી, શાક્ત, વૈષ્ણવ કે બ્રહ્મો હો, પણ આ એકજ મુદ્દો વધારે જરૂરનો છે કે, તમારો ભાવ સરળ અને શ્રદ્ધાભક્તિસંપન્ન હોવો જોઇએ. એથી તમે ભૂલ્યા હશો તોપણ તે પોતે તમને ખરે રસ્તે દોરી લેશે."

"પ્રત્યેક માર્ગમાં કંઇ ને કંઇ મુશ્કેલી તો હોય છેજ. દરેક જણ પોતાની ઘડિયાળને ખરી માને છે, પણ ખરૂં જોતાં એકે ઘડિયાળ ખરો વખત બતાવતી નથી; અને તે છતાં તેથી કામમાં ખલેલ પણ પહોંચતી નથી. ઉત્કટ શુભેચ્છા જાગવાથી મનુષ્ય સાધુ-સંગત સેવતો થાય છે, અને પછી પોતાની ઘડિયાળનો કાંટો તેની સાથે મેળવતો રહી તેના ધોરણે સુધારી લે છે."

ત્રૈલોકયનાથ સંન્યાલ ત્યાં હાજર હતા, તેમણે હવે ભજન ઉપાડયું. ગુરુદેવ તરતજ ઉભા થઇ ગયા, અને સમાધિલીન થયા. બધા તેમને વિંટળાઇ કુંડાળે ઉભા. બંકિમ વધારે નજીક આવી તેમને ધ્યાનપૂર્વક જોવા લાગ્યા. અગાઉ કોઇને ભાવ-સમાધિમાં તેમણે જોયો નહોતો. થોડી મિનિટ પછી ગુરુદેવ થોડા બાહ્યચેતનમાં આવ્યા, અને ભાવાવેશમાં નાચવા લાગ્યા. ભજન પૂરૂં થતાં તેઓ જમીન સુધી મસ્તક નમાવી પ્રણામ

કરતાં બોલ્યા કે "ભાગવત, ભક્ત, ભગવાન, જ્ઞાનીઓ, યોગીઓ, ભક્તો અને બધાને પ્રણામ!" પછી તેઓ બેસી ગયા. બધા તેમની આસપાસ બેઠા.

બંકિમ (શ્રીરામકૃષ્ણને)—દેવ! માણસને ભક્તિ કેવી રીતે પ્રાપ્ત થાય?

શ્રીરામકૃષ્ણ—હું તને કહી ચૂકયો છું કે તને તાલાવેલી લાગવી જોઇએ. બાળક જેમ પોતાની મા માટે રડે છે, તેમ પ્રભુ માટે પણ એટલી બધી આતુરતા જાગે કે જેથી મનુષ્ય રડી પડે, તો તે પણ જરૂર તેને આવી મળે.

"સપાટીપર તર્યા કરવાથી કંઈ મોતી મળે? મોતીની ઈચ્છાવાળાએ તો ઉંડે ડૂબકી મારીને બહારથી અદશ્ય–ગૂમ થવું જોઇએ. મોતી રહે છે સમુદ્રને તળિયે; તે છતાં પણ જેઓ સપાટી ઉપર લોકો જુએ તેમ તર્યા કરીને વાહવાહ બોલાવવા ઇચ્છે; તેથી પરમપદાર્થરૂપી મોંઘાં મોતી કયાંથી મળે અને સદાને માટે દુઃખદારિદ્ર કયાંથી જાય? સાચું મોતી વજનદાર હોય છે એટલેજ તે સપાટીપર નહિ તરતાં તળિયે જઈ બેસે છે. માટે એ સાચાં મોતી મેળવવાં હોય તો તારે પણ ઉંડે ડૂબકી મારવી જોઇએ."

બંકિમ—દેવ! અમે શું કરીએ? અમે એવા મોટા (અને સાવ હલકા વજનના) બુચની સાથે બંધાયા છીએ કે તે અમને તરતાજ રાખે છે–ડૂબકીજ મારવા દેતો નથી!

શ્રીરામકૃષ્ણ–મનુષ્ય જો તેને (સર્વજ્ઞ સર્વશક્ત પરમ ઉદાર પ્રભુને) સાચા ભાવથી સંભારે છે, તો તેનાં સર્વ વિઘ્ન અને પાપતાપ અવશ્ય ટળી જાય છે. જન્મમૃત્યુની મહાકષ્ટકારી બેડીઓ તેના (ભાવભક્તિપૂર્વકના) નામસ્મરણથી તૂટી પડે છે. હા, એ માટે તારે ઉંડે ડૂબવું જોઇએ, નહિતર એ મહામોતીની ઇચ્છા કરવી ફોકટ છે.

પછી તેમણે એવા ભાવનું પોતાને પ્રિય ભજન લલકાર્યું કે 'મારા મન! ઉંડે ડબ, ઉંડે ડૂબ,'–જેને બધા મંત્રમુગ્ધ બનીને સાંભળી રહ્યા. બંકિમ હવે ઉઠવાના ઈરાદાથી ગુરુદેવને પગે લાગ્યા.

બંકિમ—દેવ! આપ મને ધારો છો તેટલો હું મૂર્ખ નથી. મારે આપને વિનંતિ કરવાની છે. આપનાં ચરણકમળ પધરાવીને મારી ઝુંપડી પાવન કરશો?

શ્રીરામકૃષ્ણ—બહુ સારૂં, ઇશ્વરેચ્છા હશે તો તેમ થશે.

બંકિમ—ત્યાં પણ આપને ભક્તસમાગમ મળી રહેશે.

શ્રીરામકૃષ્ણ (હસીને)—એ ભક્તો કેવા પ્રકારના છે?

પછી તેમણે ભક્તતરીકે ઓળખાતા ધૂતારા સોનીઓનો કિસ્સો કહી સંભળાવ્યો અને તે બધાને બહુ રસિક લાગ્યો.

આ પ્રસંગ પછી તેઓનો મેળાપ થયો નહોતો, છતાં શ્રીરામકૃષ્ણ બંકિમને વિસરી ગયા નહોતા. 'દેવી ચૌધરાણી' નામની બંકિમની નવલકથાનો કેટલોક ભાગ તેમણે સાંભળ્યો હતો, અને તે પર યોગ્ય વિવેચન પણ કર્યું હતું. નરેન્દ્ર અને બીજા પણ એક બે બુદ્ધિમાન શિષ્યોને તેમની સાથે વાર્તાલાપ કરવા માટે તેમણે મોકલ્યા હતા.





# ૪૭–નાના મોટા બીજા ભક્તો

બીજા ભકતો વિષે અમે ટુંકમાંજ ઉલ્લેખ કરી શકીશું. કેમકે તેમના સંબંધમાં વિશેષ માહિતી અમારી પાસે નથી. કલકત્તામાં થનથનીઆનો ઇશાનચંદ્ર ચેટરજી પવિત્ર અને પરોપકારી પુરુષ હતો. તે ગુરુદેવને મળવા વારંવાર આવતો અને તેમને પણ પોતાને ઘેર નોતરતો. તેના મિત્રો અને પાડોશીઓમાં તેનું વજન વિશેષ પડતું. તેઓ પોતાના માંહોમાંહેના કજિયા પતાવવાનું આગ્રહપૂર્વક તેને સોંપતા. એક દિવસ શ્રીરામકૃષ્ણે મસ્ત અવસ્થામાં તેને એ રસ્તે પોતાની શક્તિઓ વેડફી નહિ નાખતાં, ઈશ્વરદર્શન થાય નહિ ત્યાંસુધી ભક્તિગંગામાંજ ડૂબકી ખાવા પાછળ પોતાનો સમય અને શક્તિ ખર્ચવાની સલાહ આપી હતી.

નવગોપાળ ઘોષ એ બીજો ભક્ત હતો. ગુરુદેવની પ્રથમ મુલાકાત વખતે તે પોતાની સ્ત્રી અને બાળકોને સાથે લેતો આવ્યો હતો. એ પછી ત્રણ વર્ષ સુધી નવગોપાળ ત્યાં નહિ જતાં ગુરુદેવને ભૂલી ગયો હતો. એ પછી એક દિવસ શ્રીરામકૃષ્ણે તેની ખબર કાઢી અને દક્ષિણેશ્વર આવવાનો સંદેશો કહાવ્યો.

નવગોપાળને સંદેશો મળતાં તે શ્રીરામકૃષ્ણ પોતાને હજી પણ યાદ કરે છે તેથી તેને આશ્ચર્ય થયું. તે દક્ષિણેશ્વર આવ્યો, ગુરુદેવે તેનો સત્કાર કર્યો. આ વખતે તેના પર ગુરુદેવના વ્યકિતત્વની પ્રબળ છાપ પડી હતી. પછી નવગોપાળ અને તેના કુટુંબનો પ્રેમ શ્રીરામકૃષ્ણ પર વધવા લાગ્યો. તેઓ દક્ષિણેશ્વર વારંવાર આવતા. એક દિવસ ગુરુદેવ મસ્તદશામાં હતા, ત્યારે નવગોપાળે ગુરુદેવને દંડવત્ કરતાં કહ્યું કે "હું તો હજી જગતની જંજાળમાં પડી રહ્યો છું, તેમાંથી કેમ છૂટી શકું તેનો માર્ગ બતાવવાની કૃપા કરો." ગુરુદેવ બોલ્યા કે "ચિંતા ન કર. વધુ નહિ તો દિવસમાં એક વાર પણ ભાવભક્તિપૂર્વક શ્રીહરિને યાદ કરજે."

અતુલકૃષ્ણ ઘોષ ગિરીશનો ભાઈ થતો હતો. પ્રથમ તો તે પરમહંસદેવથી અળગો રહેવા પ્રયત્ન કરતો, અને તેમને 'રાજહંસ' એવા મશ્કરીના નામથી સંબોધતો. એક દિવસ અતુલ તેના પોતાના ઘરમાં ગિરીશની આગળ ગુરુદેવ વિષે વાત કરી રહ્યો હતો, એવામાં ઓચિંતા ગુરુદેવ ગિરીશને બોલાવવા સારૂ આવી પહોંચ્યા. અતુલને જોઈ ગુરુદેવ ગિરીશ પ્રત્યે બોલ્યા કે, “ હું તારા ભાઇથી બ્હીતો હતો, પણ આજે તે જુદોજ જણાય છે.” આ સાંભળીને પોતાનો ભાઈ તેમને કેવી રીતે હસે છે તે વિષે ગિરીશે શ્રીરામકૃષ્ણને વાત કરી; પણ ગુરુદેવ એ વાતને પ્રેમભાવથી અપનાવી લેતાં બોલ્યા કે “ એથી તો મારી વડાઇ થાય છે. સામાન્ય હંસ તો સેળભેળ કરેલું પાણી અને દૂધ બંને પી જાય છે, પણ લોકો કહે છે તેમ રાજહંસ તો એ બંનેને છુટાં પાડીને માત્ર દૂધજ પીએ છે. એથીજ તે હંસનો રાજા અથવા રાજહંસતરીકે ઓળખાય છે. માટે તારા ભાઇએ તો મારે માટે સુંદર નામ પસંદ કર્યું છે.” અતુલે એ વાત માન્ય કરી, અને પોતે હવે તેમને કેવી રીતે સંબોધે એ જાણવાની ઇચ્છા કરી. ગુરુદેવ બોલ્યા કે “ એમ કેમ ? લોકો રસ્તે જતા આવતાને જે સંબોધનોથી બોલાવે છે, એ રીતે તું પણ મને બોલાવજે.” ગુરુદેવની આવી સરળતાથી અતુલના મન પર સારી અસર થઇ. શ્રીરામકૃષ્ણે તેને દક્ષિણેશ્વર આવવાનું કહેતાં તેણે હા કહી. તે દક્ષિણેશ્વર આવ્યો, મંદિરો જોયાં, અને શ્રી-રામકૃષ્ણની સાધનાનાં સ્થળોનાં દર્શન કર્યાં. તેણે તેમને પોતાના ગુરુ માન્યા હતા.

કલકત્તામાં સિન્દુર્યપટીનો રહેનાર મણિલાલ મલ્લિક પુખ્ત વયનો બ્રહ્મસમાજી ભકત હતો. તેને શ્રીરામકૃષ્ણ માટે માનવૃત્તિ હતી. તે પોતે દક્ષિણેશ્વર આવતો, અને ખાસ દિવસોએ ગુરુદેવને પોતાને ત્યાં પણ તેડતો. આવા એક નિમંત્રણને માન આપી ૧૮૮૩ના સપ્ટેમ્બરમાં બ્રહ્મસમાજના ઉત્સવ પ્રસંગે ગુરુદેવે હાજરી આપી હતી.

કમભાગ્યે એક વાર મણિલાલને ઉછર્યા પાછર્યા પુત્રના વિ-યોગનું દુઃખ આવી પડયું. આવા કારી ઘાથી તે બેબાકળો શ્મશાનભૂમિમાંથી પરબાર્યોજ દક્ષિણેશ્વર પહોંચ્યો. શ્રીરામકૃષ્ણ એ સમયે કેટલાક ભકતો સાથે વાત કરી રહ્યા હતા. પાગલ જેવા

દેખાતા એ મણિલાલ ઉપર દૃષ્ટિ પડતાંજ તેમણે તેની વ્યથાનું કારણ પૂછ્યું. વિયોગપીડિત પિતાએ ડૂસકાં ખાતાં પોતાના દુઃખની કહાણી કહી. હાજર રહેલામાંથી કેટલાકે સાંત્વનના શબ્દો કહી તેને શાંત પાડવાનો પ્રયત્ન કર્યો, પણ ગુરુદેવ તો એ વૃદ્ધ પુરુષની કહાણી ચૂપચાપ સાંભળી રહ્યા. થોડા વખત પછી તેઓ એકાએક ઉભા થઇને ભાવભીનું ભજન આલાપવા લાગ્યા. એ ભજનની પહેલી લીટીનો ભાવાર્થ આ હતો કે 'હે મનુષ્ય! સજ્જ થા, કેમકે મૃત્યુ તારા માળખાપર હલ્લો લાવે છે!' આ ભજન જેમ જેમ તેઓ ગાતા ગયા, તેમ તેમ તેની સાથે પ્રબળ હાવભાવ પણ કરતા ગયા. તેજથી પ્રકાશતી તેમની મુખમુદ્રાને લીધે તે સ્થળનું સમસ્ત વાતાવરણ પલટાઈ ગયું, અને મણિ-લાલના મનને શાંતિ વળી. ભજનને અંતે ગુરુદેવ પૂરા બાહ્ય-ભાનમાં આવતાં તેમણે પુત્રવિયોગથી થતા સ્વાભાવિક કષ્ટને ઉદ્દેશી-ને મણિલાલ સાથે બહુ દિલસોજીપૂર્વક વાત કરવા માંડી. તેમના ભત્રીજા અક્ષયના મૃત્યુથી પોતાને થયેલો અનુભવ તેમણે કહી સંભળાવ્યો. છેવટે વાતને આટોપતાં તેઓ બોલ્યા કે "સઘળું છતાંયે જેઓ પ્રભુપ્રત્યે શ્રદ્ધાભક્તિ રાખે છે, તેમને કષ્ટો વટાવી જતાં વાર લાગતી નથી." કરુણાસૂચક દીર્ઘ મૌન પછી માયિક સંબંધોની અસ્થિરતા તરફ તેમણે મણિલાલનું લક્ષ ખેંચ્યું, અને મનુષ્યનો કેવળ એકજ, સાચો અને અનેરો આધાર શ્રી-હરિનું શરણ છે, એ બતાવ્યું. મણિલાલે આશ્વાસન પામતાં કહ્યું કે "એટલા ખાતર તો હું આપની પાસે આવ્યો. આપવિના બીજું કોઈ મારો શોક શમાવી શકે તેમ નહોતું."

લોકપ્રિય બંગાળી ગ્રંથકાર કૃષ્ણકમળ ગોસ્વામીનો પુત્ર નિત્યગોપાળ ઢાકાનો વતની હતો. તે સાચો સત્યશોધક હતો. તે પહેલાં થિયૅાસૅાફિસ્ટ હતો. પછી શ્રીરામકૃષ્ણ વિષે ઢાકામાં વિજયકૃષ્ણ ગોસ્વામીને મોઢેથી સાંભળતાંજ તે દક્ષિણેશ્વર આવવા ઉપડયો. નિત્યગોપાળ ઓરડામાં પેઠો ત્યારે ગુરુદેવ જમતા હતા. આ નવા આગંતુકને જોઇને તેઓ એટલા તો હર્ષમાં આવી ગયા કે તેને સામો લેવાને તેઓ અડધે કોળિયે ઉભા થઇ ગયા. સત્કાર કર્યા પછી તેઓ આરામ લેવાને ગયા. જેને માટે આટઆટલી શોધ પોતે ચલાવી હતી તે સુખશાંતિનું ધામ આ યુવાન ભક્તને અહીંથી સાંપડયું.

બાબુરામના જન્મસ્થાન અંતપુરનો વતની પંડિત શ્યામ-પાદ ભટ્ટાચાર્ય ભારે વિદ્વાન હતો. ૧૮૮૫ના ઑગસ્ટમાં તે શ્રીરામકૃષ્ણુને મળવા દક્ષિણેશ્વર આવ્યો હતો. સાંજે ગંગાકિનારે તે સંધ્યોપાસના કરવા ગયો, ત્યાં કોઇ અજબ ચમત્કાર તેના જોવામાં આવ્યો. પછી તે શ્રીરામકૃષ્ણુના ઓરડામાં આવીને જમીનપર બેઠો. ગુરુદેવે મહેન્દ્રને કહ્યું કે " આ સરસ માણુસ છે." પછી પંડિતે ભાગવતમાંથી સ્તુતિ ગાઇ, જે દરમિયાન શ્રી-રામકૃષ્ણુ સમાધિમાં આવી ગયા. તેમણે પંડિતના ખોળામાં પોતાનો એક પગ મૂકયો. પંડિત તેને વળગી પડતાં બોલ્યો કે " ગુરુદેવ ! કૃપા કરીને મારા હૃદયમાં અજવાળું કરો. "

પછી શ્રીરામકૃષ્ણુ સહજ અવસ્થામાં આવ્યા. પંડિતના ઉઠયા પછી તેમણે મહેન્દ્રને કહ્યું કે "પ્રભુની ખરા મનથી પ્રાર્થના કરનારાઓ અહીં આવવા જોઇએ."

આપણે જોઇ ગયા છીએ કે, બલરામ શ્રીરામકૃષ્ણુનો મહાન ભક્ત હતો; પણ ગુરુદેવ સાથે તેના સંસર્ગને લીધે તેના ધનવાન સગાઓ છેડાઇ પડયા હતા. તેમનાથી તેને તો ઝાઝું કહી શકાયું નહિ, પણ તેમણે મીઠુંમરચું ભભરાવીને એ બધી વાત તેના કાકાના દીકરા હરિવલ્લભ બોઝને કરી. હરિવલ્લભ બોઝ કટકનો સરકારી વકીલ હતો. હરિવલ્લભે બલરામને લખ્યું કે પોતે ટુંક મુદતમાં કલકત્તે આવશે અને થોડા દિવસ તેને ત્યાં રહેશે. શ્રીરામકૃષ્ણુના સંસર્ગને લીધે પોતાના ભાઇની ખફામરજી થયાનો ખ્યાલ બલરામને એ પત્ર ઉપરથી આવી ગયો. રખેને પોતાનો ભાઇ કલકત્તેથી પોતાને લઇ જશે એવા વિચારથી તે પ્રથમ નિરાશ થયો; પણ પછી શ્રીરામકૃષ્ણુને કદી પણ નહિ છોડવાના નિશ્ચયપર આવી ગયો. પછી હરિવલ્લભ કલકત્તે આવતાં બલરામે તેની સરભરા માટે બંદોબસ્ત કર્યો, પણ પોતે તો પ્રથમની પેઠે શ્રીરામકૃષ્ણુને મળવા જવાનું ચાલુજ રાખ્યું.

આ અરસામાં કલકત્તામાં શ્યામપુકુરમાં ગુરુદેવ બિમાર હતા. જ્યારે બલરામ આવ્યો, ત્યારે તેના ચહેરાપરથી તેને કંઇ અઠીક છે એવું ગુરુદેવ કળી ગયા. તેમણે બલરામને પાસે બોલાવીને ગમગીનીનું કારણ પૂછયું. બધું સાંભળી રહ્યા પછી તેઓ બોલ્યા કે "એ કેવો માણુસ છે ? તું તેને અહીં લાવશે ?" બલરામે કહ્યું કે "બધી વાતે એ સરસ માણુસ છે. કેળવાયલો,

બુદ્ધિમાન, ઉદાર અને આસ્થાવાળો પણ છે; પરંતુ એકજ ખામી છે કે, આપ વિષે તેનો ખ્યાલ બેહૂદો છે; એટલે તે આવશે કે કેમ તે કહી શકું નહિ." ગુરુદેવે કહ્યું કે "તો પછી તારે ભાંજગડમાં પડવાની જરૂર નથી, ગિરીશને બોલાવ." ગિરીશનો હરિવલ્લભ શાળામિત્ર હોવાથી તેણે એને ગુરુદેવ પાસે લાવવાનું બીડું ઝડપ્યું. બીજે દિવસે (૧૮૮૫ના ઑકટોબરમાં) ગિરીશ હરિવલ્લભને લાવ્યો અને ગુરુદેવને તેની ઓળખ કરાવી. ગુરુદેવે તેનો આદરસત્કાર કરીને કહ્યું કે "મેં તારે વિષે અનેક માણસોને મોઢે જે સાંભળ્યું છે તે ઉપરથી તો હું એમ ધારતો હતો કે, તું ભ્રમિત વિચારનો હશે; પણ હું જોઉં છું કે એવું તો કંઈજ તારામાં નથી." પછી તેમણે ગિરીશને કહ્યું કે "આ તો બાળકના જેવો ભોળો છે. એની આંખો જોઇ? જેનું હૃદય ભક્તિથી તરબોળ ન હોય તેની આંખો આવી નજ હોય." પછી ગુરુદેવે પોતાનો હાથ હરિવલ્લભના હાથપર મૂકયો અને બોલ્યા કે "તને અડતાં કશો સંકોચ નહિ થતાં ઉલટું તું મારો નજીકનો સગો હોય એવું મને લાગે છે." એ સાંભળીને તરતજ હરિવલ્લભ તેમને પગે પડયો, અને તેમની ચરણરજ લેતાં બોલ્યો કે "એ કેવળ આપનીજ કૃપા છે."

એ પછી જે ધર્મચર્ચા ચાલી તે દરમિયાન પ્રભુપ્રત્યે શ્રદ્ધા, ભક્તિ અને પરમ શરણભાવ એ પરમાત્મસાક્ષાત્કારનાં મુખ્ય સાધનો છે એમ ગુરુદેવે સમજાવ્યું. એ પછી તેમણે એક યુવાન ભક્તને ભજન બોલવાની આજ્ઞા કરી, અને વચમાં તેનો અર્થ હરિવલ્લભને સમજાવતાં સમજાવતાં સમાધિમાં આવી ગયા. ભજન પૂરું થયા પછી જોયું તો બે ત્રણ યુવાનો પણ ભાવમસ્તીમાં આવી ગયા હતા. હરિવલ્લભને પોતાને પણ વિચિત્ર ભાવાવેશનો અનુભવ થયો. તેની આંખોમાંથી ચોધારાં આંસુ વહેવા લાગ્યાં. ગુરુદેવના શબ્દો સાંભળીને અને તેમની તેજોમયી મુખમુદ્રા જોઇને તે બહુજ આશ્ચર્યચકિત થયો. રાત પડી એટલે તેણે રજા લીધી. એ રીતે ગુરુદેવ વિષેના તેના વિચારોમાં પરિવર્તન થયું હતું. એ પછી તે તેમને મળવાને અવારનવાર આવતો અને તેમના પ્રત્યે ભારે પૂજ્યબુદ્ધિ રાખતો.

તેને સંભારીને શ્રીરામકૃષ્ણે એક દિવસ મને કહ્યું કે "સમાધિમાં બે પુરુષોને જોયાની વાત મેં તને નહોતી કરી? તેમાંનો

એક ડૉ૦ સરકાર હતો, અને બીજો એ હરિવલ્લભ હતો. આખરે તે પણ આવીજ ગયો !"

ભૂપતિ નામનો યુવાન બ્રહ્મસમાજી શ્રીરામકૃષ્ણવિષે સાંભળીને તેમને મળવાને દક્ષિણેશ્વર આવ્યો હતો. પહેલા મેળાપેજ તે તેમનો ભક્ત બની ગયો હતો. તેની સાદાઇ અને શ્રદ્ધા જોઇને ગુરુદેવનો તેનાપર વિશેષ પ્રેમ થયો હતો. તે હજી વિદ્યાર્થી હોવા છતાં જેમ જેમ તેને શ્રીરામકૃષ્ણનો પરિચય વધારે થતો ગયો, તેમ તેમ તેનું ચિત્ત શાળાથી ઉપરામ થતું ગયું. એક દિવસ તે ઉગ્રભાવથી ઇશ્વરના ગુણાનુવાદ ગાતો કાલીમંદિરના દરવાજા પાસે બેઠો હતો. ગુરુદેવે એ ભજન દૂરથી સાંભળતાંજ દિવ્ય મસ્તીમાં તેની પાસે આવીને પગવડે તેની છાતીને સ્પર્શ કર્યો. આ સ્પર્શને પરિણામે ભૂપતિને જે ભાવાવેશ થઇ આવ્યો હતો તેમાં તેણે પોતાના ઇષ્ટદેવનાં દર્શન કર્યાં હતાં.

આવી રીતે ગુરુદેવના સંસર્ગથી દિવ્ય આનંદનું માધુર્ય ચાખી રહેલા ભક્તો દક્ષિણેશ્વરમાં નવનવા ભક્તોની ભરતી કરતા હતા. સુરેન્દ્ર પોતાના ભાઇ ગિરીન્દ્રને લાવ્યો હતો. ગિરીન્દ્ર બ્રહ્મસમાજી હતો. તેને ઇશ્વરના સાકાર રૂપમાં શ્રદ્ધા નહોતી. શ્રીરામકૃષ્ણે તેને સહાય કરીને અદ્યાપિપર્યંત જે તત્ત્વોથી તે અજાણ્યો હતો, તેમાંથીજ તેને આનંદ લૂંટતો કરી મૂકયો. મનમોહને પોતાના કાકા નવાઇચૈતન્યની ઓળખ કરાવી હતી. દેવેન્દ્રનાથ મઝુમદાર અક્ષયકુમાર સેનને લાવ્યો હતો, જેને ગુરુદેવે પાછળથી દીક્ષા આપી હતી. પાછળથી બંગાળી કવિતામાં ગુરુદેવનું સુંદર જીવનચરિત્ર એ અક્ષયેજ લખ્યું હતું.

સીન્તીના કવિરાજ મહેન્દ્રનાથ પાલ, બાઘબજારના ચુનીલાલ બોઝ, ઉપેન્દ્રનાથ મુખરજી ( પાછળથી 'વસુમતિ'ના માલિક ), મ. નો ભાઇ કિશોરી, બરાગોરના હરમોહન મઝુમદાર અને વન હુગલીના કિશોરીમોહન રાય, એ બધા અવારનવાર દક્ષિણેશ્વર આવનાર ગૃહસ્થાશ્રમી ભક્તો હતા. બીજી જે જે સુપ્રસિદ્ધ વ્યક્તિઓએ શ્રીરામકૃષ્ણનાં દર્શનસમાગમ કરેલાં; તેમાં નીલકંઠ મુખરજી પણ હતા. તેઓ સુવિખ્યાત ગવૈયા અને પદ્યલેખક પણ હતા. ખાસ કરીને તેમના ભક્તિભાવને લીધે તેઓ શ્રીરામકૃષ્ણને વિશેષ ગમી ગયા હતા.

આપણે જોઈ ગયા છીએ કે, શ્રીરામકૃષ્ણની કૃપા યુવકો-

પર ઝાઝી વરસતી. તેઓ યુવકોને અધ્યાત્મજ્ઞાનના લાયક વારસ-તરીકે ગણતા. ગુરુદેવ વિનોદનો પણ ભંડાર હતા, અને એ વિનોદદ્વારા પણ તેમને ખબર પડે નહિ એવી રીતે તેઓ યુવકો-નાં મન ધીમે ધીમે ઇશ્વર તરફ વાળતા.

નારાયણ એક યુવાન બ્રાહ્મણ વિદ્યાર્થી હતો. તે પૈસેટકે સુખી કુટુંબનો હતો. શ્રીરામકૃષ્ણ પાસે તે આવે જાય એ તેનાં સગાંને ગમતું નહિ; એટલે તેઓ તેને દક્ષિણેશ્વર આવવા બદલ પુષ્પાંજલિ પણ આપતાં. આમ છતાં પણ તે દક્ષિણેશ્વર વારંવાર આવતોજ રહ્યો. તેની નિષ્ઠા અને ભક્તિભાવને લીધે ગુરુદેવ તેને અવારનવાર ગાડીભાડું આપતા. તેની મુખાકૃતિ જોઇને ગુરુદેવે તેને પરમાત્મસાક્ષાત્કારમાં વિજય મળશે, એવી આગાહી કરી હતી. એક દિવસ શ્રીરામકૃષ્ણ ઓસરીમાં બેસીને સંકીર્તન સાંભળી રહ્યા હતા, એવામાં નારાયણ આવી પહોંચ્યો. કોઈ દિવ્ય પ્રેરણાને લીધે ભજન પૂરૂં થવા પહેલાંજ તેને મિઠાઈ ખવડાવવા માટે ગુરુદેવ ઉભા થઈ ગયા. પાછળથી તેઓ પોતે પણ એમ થવા માટે આશ્ચર્ય પામતા; અને તેના કારણતરીકે નારાયણમાં ગુપ્ત રહેલી આધ્યાત્મિકતા દર્શાવતા. એક દિવસ નારાયણની માતા પણ દક્ષિણેશ્વર આવી હતી. ધર્મને રસ્તે જવામાં તે પોતાના પુત્રને સ્વતંત્રતા આપે તેટલા સારૂ શ્રીરામ-કૃષ્ણે તેના મનને કૂણું કરી દીધું હતું.

મહેન્દ્રની દરમિયાનગીરીથી બીજા ઘણા છોકરાઓએ ગુરુ-દેવના સંસર્ગમાં આવી પોતાનાં જીવન કૃતાર્થ કર્યાં હતાં. એમાંના કેટલાકનાં નામ તેજચંદ્ર, હરિપાદ, દ્વિજ, પ્રથમ ઉર્ફે પલ્ટુ, નાનો નરેન અને પૂર્ણ હતાં. એમાંના પૈકી છેલ્લા બેનો ઉલ્લેખ કરવા જેવો છે.

નાનો નરેન જેનું આખું નામ નરેન્દ્રનાથ મિત્ર હતું, તે ભારે અધ્યાત્મવાદી હતો. નાનપણથીજ તેને પ્રભુના નામપર આંસુ સારવાની ટેવ હતી. તેની તીવ્ર બુદ્ધિમત્તાનાં ગુરુદેવ ભારે વખાણ કરતા. તેની બુદ્ધિમત્તા જોઇને ગુરુદેવને પોતાના ગુરુ તોતાપુરીનું સ્મરણ થતું. નરેન શ્રીરામકૃષ્ણને પોતાના સાચા જિગરથી ચાહતો હતો. તેના વડીલો તરફથી સજા થવા છતાં પણ તે બબ્બે ત્રણ ત્રણ દિવસ દક્ષિણેશ્વરમાં રહી જતો. પ્રભુના નામસ્મરણથી તે ઉંડી સમાધિમાં લીન થતો; અને એ સમાધિ

ક્વચિત બે કે તેથી વધારે કલાક સુધી ટકતી. એક દિવસ શ્રીરામકૃષ્ણે ડૉ. મહેન્દ્રલાલ સરકારને કહ્યું કે "આ છોકરાનો આત્મા અતિશુદ્ધ છે; તેમાં દુનિયાદારીની તલભાર પણ છાંટ નથી. જો તો ખરો, તેનું હાસ્ય પણ કેટલું નિર્દોષ છે!" નાના નરેન માટે શ્રીરામકૃષ્ણમાં જે ઉત્કંઠા સ્વાભાવિકપણે રહેતી તેથી લોકો ચકિત થતા. જો તેનાથી થોડા દિવસ પણ દક્ષિણેશ્વર અવાતું નહિ તો ગુરુદેવ તેને બોલાવવા માણસ મોકલતા. તે આવતો એટલે તેને પોતાના હાથે પણ તેઓ કોળિયા ભરાવતા. એની ખાતર ઘણી વાર તેઓ જગદંબા આગળ આંસુ સારતા પ્રાર્થના કરતા.

ગુરુદેવે તેને એક વાર આ પ્રમાણે મુદ્દાની વાત કરી હતી:– "પ્રભુના અસ્તિત્વ વિષે ખાતરી થાય એટલાથીજ કાંઇ સરતું નથી. વળી તેની ઝાંખી થવાથી પણ કાંઇ આધ્યાત્મિક જીવનની પરિપકવ અવસ્થા (જીવનમુક્તની પાકી દશા) સાંપડી જતી નથી. એની સાથે તો તદ્રૂપ-તલ્લીન આંતરવૃત્તિ થવી જોઇએ—તેની સાથે સીધો અને પૂરો સંબંધ સધાવો જોઇએ. કેટલાકે પ્રભુવિષે સાંભળ્યું હોય છે, કેટલાકે તેને સગુણરૂપે જોયો હોય છે; પણ માત્ર ગણ્યા ગાંઠયાઓએજ તેને તલ્લીન–તદ્રૂપ થઇ પૂરેપૂરો અનુભવ્યો હોય છે. રાજાને ઘણાય જુએ છે, પણ તેને પોતાને ઘેર પધરાવીને તેની આગતાસ્વાગતા તો ઘણા થોડાજ કરી શકે છે."

એક દિવસ એક વિચિત્ર પ્રસંગ બન્યો. શ્રીરામકૃષ્ણને ઉભા ઉભાજ સમાધિ આવી ગઇ. રખે તેઓ પડી જશે એવી દહેશતથી નાનો નરેન તેમને ઝાલી રાખવાને દોડી ગયો. તેનું આ કાર્ય કાંઇ પહેલી વારનું નહોતું. તેના પવિત્ર જીવનને લીધે ગુરુદેવનો સ્પર્શ કરવામાં તેને કશો અંતરાય નહોતો; પણ આ પ્રસંગે જેવો તેણે ગુરુદેવને સ્પર્શ કર્યો કે તરતજ તેઓ ચીસ પાડી ઉઠયા. નરેન ડઘાઇ ગયો, અને તેમને એકદમ મૂકી દીધા. ગુરુદેવના આવા વર્તનથી પોતાનું અંતર અપવિત્ર છે એવી આશંકા થતાં તેના ખેદનો પાર રહ્યો નહિ; પણ જ્યારે શ્રીરામકૃષ્ણ જાગ્રત અવસ્થામાં આવ્યા, એટલે તેમણે એ બધી હકીકતનો ખુલાસો કરવાથી નરેનનો ઉચાટ શમી ગયો. નરેનને થોડા વખતપરજ દાક્તરી વાઢકાપ કરાવવી પડી હતી; તે ઘા હજુ પૂરેપૂરો રૂઝાયો નહોતો, અને શરીરમાં ક્ષતવાળા મનુષ્યે દિવ્ય પુરુષને સ્પર્શ કરવો નહિ, એવું શાસ્ત્રકથન છે. સમાધિસ્થિત શ્રીરામકૃષ્ણ બ્રહ્મ-

ધ્યાનમાં હતા, એટલે નરેનના સ્પર્શથી તેમને આપોઆપ જે લાગણી થઈ આવી, તે શાસ્ત્રકથનમાં રહેલા સત્યની સાખ પૂરે છે.

શ્રીરામકૃષ્ણ નાના નરેનના પ્રશંસક હતા, છતાં તેના કરતાંયે અધિક પ્રશંસા તેઓ તેમના બીજા શિષ્ય પૂર્ણચંદ્ર ઘોષની કરતા. પૂર્ણ તેર વર્ષનો હતો. તે વિદ્યાસાગર સ્કૂલમાં ભણતો હતો. તેના વડીલોની તેના પર સખત નજર રહેતી, એટલે તે ગુરુદેવને છાનોછપનો આવીને મળી જતો પહેલી મુલાકાતેજ તેણે શ્રીરામકૃષ્ણનો પ્રેમ મેળવ્યો હતો. તેમણે તેને જમાડયો, ધ્યાન-ભજન વિષે કેટલીક સૂચનાઓ કરી, દક્ષિણેશ્વર આવ્યા કરવાનું કહ્યું, અને ગાડીભાડાના પૈસા આપ્યા. એક વાર તેમણે તેની પ્રશંસા આ શબ્દોમાં કરી છે:–"ભગવાન નારાયણનાં કેટલાંક લક્ષણો પૂર્ણમાં છે. તે સત્ત્વથી ઉભરાતો દેખાય છે. આત્મપ્રકાશની ઈચ્છાવાળા જે શૂર ભકતો વિષે સમાધિમાં જણાયલું, તેઓમાં પૂર્ણ સૌથી છેલ્લો હતો."

ગુરુદેવને મળવાથી પૂર્ણને પણ બહુ આનંદ થયો હતો. તેઓ જયારે બીજી વાર બલરામ બોઝને ઘેર મળ્યા, ત્યારે ગુરુદેવે પોતાવિષે પૂર્ણને અભિપ્રાય પૂછયો. આવેશપૂર્ણ વચનમાં પૂર્ણે જવાબ વાળ્યો કે "આપ! આપ તો માંસરુધિરના પિંડમાં પધારેલા સાક્ષાત્ ઇશ્વરરૂપ છો!" આ જવાબ સાંભળીને શ્રીરામકૃષ્ણ આશ્ચર્ય પામ્યા. તેમણે તેને શકિતપૂજાનું રહસ્ય સમજાવી તેમાં પ્રવેશ કરાવ્યો.

એક દિવસ નાની ઉમ્મર છતાં પૂર્ણમાં આવો ઉત્કટ આંતરિક ભાવ જોઈને બલરામે ગુરુદેવને તેનું કારણ પૂછયું. શ્રીરામકૃષ્ણે કહ્યું કે "એ પરિણામ તેનાં પૂર્વજન્મોનાં કોઇ અસામાન્ય પુણ્યકર્મને લીધે છે. અને તેથી તે પ્રારંભિક ભૂમિકાઓ ઓળંગી ચૂકયો છે. જન્મમૃત્યુ, વધવું ઘટવું વગેરે બધું શરીરને થાય છે, આત્માને નહિ. 'ઈશ્વરકોટી'તરીકે ઓળખાતા ભકતોના ખાસ વર્ગનો એ છે. એવા ભકતોમાં સુપ્ત રહેલી આત્મશક્તિઓ સહેજ પ્રયત્નથી જાગી ઉઠી ખીલી નીકળે છે. એ વર્ગનો ભક્ત પ્રથમ ફળ અને પછી ફૂલ આપનાર કોહળા કે દુધીના વેલા જેવો હોય છે. એ કોટિના ભકતોને પ્રથમ ઈશ્વરદર્શન થાય છે, અને પછી આત્મસંયમ આવે છે."

ગુરુદેવ સાથે પરિચય થયા પછી પૂર્ણને ભાવાવેશની આ

સાધારણ ભરતીનો અનુભવ થયો. વખતોવખત તેની આંખમાંથી અશ્રુપાત અને શરીરે રોમાંચ થતો. એક દિવસ તેણે શ્રીરામકૃષ્ણને પત્ર લખ્યો કે "અતિ આનંદને લીધે ઘણી વાર રાત્રિઓ જાગ્રત અવસ્થામાં વીતાવું છું." એ પત્ર હાથમાં લઇ ગુરુદેવ તેને બંને હાથે ભેટતાં બોલ્યા કે "આ બહુ સુંદર પત્ર છે. મને તેને અડકવામાં બાધ નથી. બીજા પત્રોને હું અડું પણ નહિ." તેને મળવાને ગુરુદેવ વારંવાર પરમ આતુર થતા. એક રાતે પૂર્ણને મળવાને તેઓ દક્ષિણેશ્વરથી 'મ.'ને ઘેર અણધાર્યા આવી પહોંચ્યા હતા. મ. પોતે તે છોકરાને ઉઠાડી લાવ્યો હતો, અને ગુરુદેવે તેને આધ્યાત્મિક વિષયોપરત્વે સૂચનાઓ આપી હતી. વર્ષોના વહેવા સાથે બંને આત્માઓ વચ્ચેના આવા પવિત્ર સંબંધનું કુદરતી રીતે જે પરિણામ આવવું જોઇએ તે આવ્યા વિના નજ રહ્યું.





# ૪૮–ભક્ત સ્ત્રીઓ

ભક્ત સ્ત્રીઓમાં પ્રથમ પદ શ્રીરામકૃષ્ણ મનમોહન મિત્રની માતાને આપતા. સાચેજ એ બાઇ અસાધારણ દિવ્ય વિભૂતિ-સંપન્ન હતી.

જ્યારે એ બાઇનો જમાઇ રાખાલ શ્રીરામકૃષ્ણ તરફ આકર્ષાયો અને સૌ કોઈ તેના ભાવી ત્યાગની ચર્ચા કરતું, ત્યારે તેણે કહ્યું હતું કે "પ્રભુની શોધ ખાતર મારો જમાઇ જે દિવસે દુનિયાનો ત્યાગ કરી સંતસાધુની સેવામાં જીવન અર્પણ કરશે, તે દિવસ મારે માટે પરમકલ્યાણકારી હશે. ગુરુદેવ પ્રત્યે તેનો બહુજ પૂજ્યભાવ હતો.

પાછળથી જે બાઇ 'જોગીનમા'ના નામે ઓળખાતી હતી, તે બાઈ તેમની બીજી ભક્ત હતી. તે શ્રીમંતની પત્ની હતી, પણ કુટુંબકલેશને લીધે બહુજ દુઃખી હતી. એક દિવસ પોતાના સગા બલરામને મોઢેથી તેણે શ્રીરામકૃષ્ણ વિષેની જે હકીકત સાંભળી તેથી તે પહેલી દક્ષિણેશ્વર આવવાને ઉત્સુક થઇ; અને ગુરુદેવને જોતાંજ તે પોતાનું સર્વ દુઃખ ભૂલી ગઈ. ગુરુદેવે માતાજી સાથે તેની પિછાન કરાવી. એ પછી તે વારંવાર દક્ષિણેશ્વર આવતી હતી, અને કોઈ કોઇ વાર દિવસોના દિવસો સુધી માતાજી પાસે રહેતી હતી. ગુરુદેવની સલાહ પ્રમાણે તે મોટે ભાગે ધર્મસાધનામાં સમય ગાળતી. તેને ઉદ્દેશીને ગુરુદેવ એક વાર બોલ્યા હતા કે " આ બાઇ અસાધારણ આત્મધનથી ભરપૂર છે. વખત જતાં તેના અનુભવો જાણી લોકો ચકિત થશે."

આ આગાહી સાચી ઠરી; કારણ કે થોડી સાધના પછી જોગીનમા ઇશ્વરચિંતન કરતાં કરતાં સમાધિદશામાં જવા લાગ્યાં; અને પાછળથી માતાજીનાં હમેશનાં સહચરી બની રહ્યાં.

બીજી એક ભક્ત સ્ત્રી મધ્યમ ઉંમરની વિધવા હતી. પછવાડેથી તે ગોલપમાના નામે જાણીતી થઈ હતી. પોતાની એકની

એક પુત્રીના અવસાનથી તેને કારી ઘા લાગ્યો હતો. શ્રીરામ-કૃષ્ણ વિષે જોગીનમાએ વાત કરવાથી તે દક્ષિણેશ્વર ગઇ અને ગુરુદેવને પોતાની કરુણ કથા કહી. ગુરુદેવ મસ્ત દશામાં આવી બોલ્યા કે "તું નસીબદાર છે. જેનું કોઇ નથી તેનો સહાયક શ્રીહરિ પોતે છે." આ શબ્દોથી તેનામાં નવચેતન આવ્યું હતું.

દેવેન્દ્રનાથ મજુમદારની માતા શ્રીરામકૃષ્ણને પોતાના બાળક જેવા માનતી હતી. એક દિવસ તે પોતાના દીકરા અને બીજાઓ સાથે દક્ષિણેશ્વર આવી હતી. દેવેન્દ્ર ન જાણે એમ તે રાસમણિનાં મંદિરોમાં દેવોને ધરાવવા કાજે થોડાં પતાસાં લાવી હતી. બપોરે તેઓ બાગમાં આવી પહોંચ્યાં, અને જોયું તો ગુરુદેવ ખાટલાપર બેઠા હતા. એ વૃદ્ધ માતા સિવાય બધાએ તેમને દંડવત્ કર્યા, પણ ગુરુદેવમાં પુત્રભાવનું આરોપણ કરતી માતા નજ નમી. શ્રીરામકૃષ્ણે તેને મા કહીને સંબોધી અને ખાટલા-પર પોતાને પડખે બેસવાને કહ્યું. મા અને બાળકની પેઠે, એક-બીજાએ વાર્તાલાપ કર્યો. માતા આનંદને હિંડોળે ઝૂલવા લાગી, એટલે મિઠાઇના પડીકાનું તેને ભાન રહ્યું નહિ. અજાયબીની વાત એ બની કે, થોડા વખત પછી શ્રીરામકૃષ્ણને એજ પ્રકાર-ની મિઠાઈ ખાવાની ઇચ્છા થઇ. દેવેન્દ્રે પોતાના સાથમાંના એકને તે ખરીદવા માટે બજારમાં મોકલ્યો; પણ ગુરુદેવ મિઠાઇ માટે અધીરા થઇ બાળકની પેઠે માતાનાં વસ્ત્ર ખેંચવા લાગ્યા. તરતજ પેલું મિઠાઇનું પડીકું દેખાયું એટલે ગુરુદેવ હરખાયા; અને તરતજ એ પડીકું સફાચટ કરી દીધું! દેવેન્દ્રની માતા વાત્સલ્ય-ભાવથી એ બનાવ જોતી રહી, અને પોતાની આંખનાં આંસુ રોકી શકી નહિ.

જદુનાથ મલ્લિકની આધેડ વયની કોઇ સગી શ્રીરામકૃષ્ણ-પ્રત્યે બહુ ભક્તિભાવ રાખતી હતી. તે તેમને જદુના કાલીમંદિર પાસેના બાગ–ઘરમાં વારંવાર નોતરતી. એક દિવસ પોતાના ઓરડામાં અન્નકૂટની સામગ્રી ધરાવીને ધ્યાનમાં બેઠી હતી. એ સમયે દક્ષિણેશ્વરમાં પોતાના કોઇ ભક્તો જોડે વાતો કરતા કરતા શ્રીરામકૃષ્ણ ભાવસમાધિમાં આવી ગયા; અને એજ દશામાં એ સ્થળ છોડીને, જ્યાં ઉપરોક્ત વૃદ્ધ માતા ધ્યાનમગ્ન બેઠી હતી તે ઓરડામાં પહોંચી ગયા. તેણે આંખો ખોલીને જોયું તો શ્રીરામકૃષ્ણ પોતાના ઇષ્ટદેવ માટે ધરાવેલો પ્રસાદ આરોગી

રહ્યા હતા ! આવી અણધારી ઇષ્ટકૃપાના ઉપકારમાં તેની આંખોમાં આંસુ ઉભરાયાં, અને તે ગદ્‌ગદ્ કંઠે બોલી કે " હા, આજે મારા ઘણા દિવસની ઉમેદ બર આવી. હવે મને આ ને આ જન્મમાં ઇષ્ટદર્શન થાય એવી આશિષ આપો. " શ્રીરામકૃષ્ણે તેના મસ્તકને સ્પર્શ કર્યો, અને એ માતાને આનંદાનુભવ થયો.

બ્રહ્મસમાજી ભક્ત મણિલાલ મલ્લિકની પુત્રી પરમ પવિત્ર હતી, અને ગુરુદેવપર બહુ સદ્‌ભાવ રાખતી. તે ધ્યાનમાં બેસતી ત્યારે મનની ચંચળતા તેને સતાવતી. એક દિવસ તેણે એ વાત ગુરુદેવને કહી અને સલાહ માગી. દુનિયામાં સૌથી વધારે પ્રેમ કોના પર છે એવો પ્રશ્ન ગુરુદેવે કરતાં તેણે પોતાના ભાઇના બાળકનું નામ દીધું, એટલે એ બાળકને બાળકૃષ્ણરૂપે ચિંતવી-ને તેનાપર ચિત્ત એકાગ્ર કરવાની ગુરુદેવે સૂચના કરી. આ વિચિત્ર સૂચના એ બાઇએ અમલમાં મૂકી હતી, અને એકાગ્રતા સિદ્ધ કરીને પોતાના લક્ષ્ય તરફ આગળ વધી હતી.

શ્રીરામકૃષ્ણના ભકતસમાજમાં ગૌરી દાસી અથવા ગૌરમાના નામે જાણીતી થયેલી હતી. તે ભક્તિ અને ત્યાગની મૂર્તિ હતી. નાની ઉંમરથી તે સાધુનો સ્વાંગ સજીને વૃંદાવનમાં વૈષ્ણવધર્મ પાળતી હતી. શ્રીરામકૃષ્ણનું વૃત્તાંત સાંભળીને તે કલકત્તે થઇ દક્ષિણેશ્વર આવી. પ્રથમ દર્શનેજ ગુરુદેવ પ્રત્યે તેનો પૂજ્યભાવ બંધાયો. પછી તે વારંવાર દક્ષિણેશ્વરમાં આવીને માતાજી પાસે રહેતી અને કોઇ કોઇ વાર ગુરુદેવ માટે ભોજન તૈયાર કરતી. એક દિવસ શ્રીગૌરાંગને જેવી દિવ્ય ભાવા-વેશની ભરતી ચઢી આવતી તેવી પોતાને ચઢે, એવી ઇચ્છા તેને થઈ હતી. આ વિષે તેણે કોઇને કહ્યું નહોતું, છતાં તેની એ ઇચ્છા નીચે પ્રમાણે ફળીભૂત થઈ હતીઃ–

એક સવારે ભકતોનું ઝુંડ દક્ષિણેશ્વર આવી પહોંચ્યું હતું. ગુરુદેવને માટે રસોઇ ગૌરમાએ તૈયાર કરી હતી, તે થાળીમાં લઇ તે ગુરુદેવને ઓરડે આવી. એ વખતે કેદારનાથ ચેટરજી ત્યાં હતો, તેની એક સારા ભક્તતરીકે તેમણે ગૌરમાને ઓળ-ખાણ કરાવી. કેદારનાથ તો ગૌર માતાને એક સાધ્વીતરીકે ઓળખતોજ હતો; અને આ બંનેની ઇષ્ટશ્રદ્ધા પણ એક-સરખી હતી, એટલે એકમેકને જોઇ નમન કરતાંજ તેમનામાં લાગણીનું પૂર વહેવા લાગ્યું. અને બંનેની આંખોમાંથી આંસુ

વહી નીચે પડવા લાગ્યાં. આ મહાભાવનો પ્રવાહ જોવામાં આવતાં ગુરુદેવ ભોજન લેવાની તૈયારીમાં હતા, તે પણ ભાવાવેશમાં આવી ઉભા થઇ ગયા. ઓરડામાંના બધા ભક્તો પણ ઉભા થયા, અને સમસ્ત વાતાવરણમાં દિવ્ય આવેશ વ્યાપી રહ્યો. ઘણાખરા ભક્તો પોતાને અને જગતને ભૂલી ગયા. કોઈ હસવા લાગ્યા, કોઈ આંસુ સારવા લાગ્યા તો કોઇ ભાવાવેશમાં ગાવા અને નાચવા લાગ્યા. કોઇ કંપવા લાગ્યા તો કોઇ જમીનપર આળોટવા લાગ્યા. આ પ્રમાણે દિવ્ય ભાવનું સામ્રાજ્ય થોડા વખત સુધી ચાલ્યું, પછી શ્રીરામકૃષ્ણ અને બધા મૂળ અવસ્થામાં આવ્યા.

પણ શ્રીરામકૃષ્ણનો અસામાન્ય દૈવી સંબંધ તો એક સનાતની બ્રાહ્મણ સ્ત્રી સાથે હતો. તેનું નામ અઘોરમણિ દેવી હતું, જે પાછળથી ગોપાળની માના નામે ઓળખાતી. તે નાની ઉંમરે વિધવા થઇ હતી, અને કલકત્તામાં આવેલા પાટલડાંગાના ગોવિંદચંદ્ર દત્તની વિધવાની સહચરી હતી. દક્ષિણેશ્વરની ઉત્તરે ત્રણ માઇલ દૂર કામારહાટીમાં ગોવિંદચંદ્ર દત્તે રાધાકૃષ્ણનું મંદિર બંધાવ્યું હતું. અઘોરમણિ એ મંદિરમાં ગંગાકિનારે આવેલી એક નાની કોટડીમાં રહેતી હતી. તે અને મંદિરની માલિક શેઠાણી બંને અત્યંત સાદાં અને સંયમી હોઈ ભક્તિપૂર્ણ જીવન ગાળતાં હતાં. અઘોરમણિ સ્વભાવે સ્વતંત્ર હતી, અને પોતાની નાનીશી થાપણના વ્યાજમાંથી નિર્વાહ ચલાવતી. તેનો જન્મ વૈષ્ણવ વાતાવરણમાં થયો હતો, અને કોઇ વૈષ્ણવ ગુરુની પાસે તેણે દીક્ષા લીધી હતી. ગોપાળને તે ઇષ્ટદેવતરીકે ભજતી, અને તેના પર પુત્ર જેવું વહાલ વરસાવતી. તેની નાની ખોલીમાં સુખસગવડનાં કશાં સાધન હતાં નહિ. તેની પાસે રામાયણની એક જુની પ્રત, માળા અને ગૌમુખી, એજ મુખ્ય સાધન હતાં. એની એ ખોલીમાં માળા જપતાં જપતાં તેને ત્રીસ ત્રીસ વર્ષ વીતી ગયાં હતાં.

૧૮૮૪ના વર્ષમાં એક બપોરે બે સાથીઓ સાથે અઘોરમણિ શ્રીરામકૃષ્ણનાં દર્શને આવી, ત્યારે તેની ઉંમર સાઠેકની હતી. ગુરુદેવે તેમનું સ્વાગત કરતાં ભક્તિપર પ્રવચન કર્યું અને થોડાંક ભજનો લલકાર્યાં. અઘોરમણિ શ્રીરામકૃષ્ણ તરફ વિશેષ આકર્ષાઇ અને પાછી ફરતાં તેને વિચાર આવ્યો કે " એ સરસ માણસ

છે, સાચા ભક્ત છે, એટલે મારે ફરી પણ આવવું જોઇએ." તેની અને તેની સહચરી (ગોવિંદ બાબુની વિધવા)ની તારીફ કરતાં ગુરુદેવ કહેતા કે, તેમનું પ્રત્યેક વર્તન તેમની સાચી અને નિરાડંબરી ભક્તિની સાખ પૂરતું હતું.

એ પછી થોડા દિવસે બે ત્રણ પૈસાની સાધારણ મિઠાઈ લઇને તે ફરી દક્ષિણેશ્વર આવી. શ્રીરામકૃષ્ણ તેને જોતાંજ બોલી ઉઠ્યા કે "હેં, તું આવી? મને જે લાવી હોય તે આપ." કેટલાક સંકોચ પછી અઘોરમણિએ મિઠાઇ કાઢી, અને ગુરુદેવ તે ભાવપૂર્વક જમી ગયા. પછી તેમણે કહ્યું કે "બજારમાંથી આવી ચીજો ખરીદવામાં પૈસા ખર્ચવા કરતાં કોપરાના સાકરીઆ લાડુ ઘેર બનાવજે, અને અહીં આવે ત્યારે એક બે લાવજે; નહિતર તું પોતે જે સાદું જમતી હોય તેજ લેતી આવજે. તારૂં રાંધેલું જમવાની મને બહુ ઈચ્છા છે." પાછળથી અઘોરમણિ કહેતી કે "ઈશ્વર કે ધર્મ વિષે કંઈ કહેવાને બદલે તેઓ ખોરાકનીજ વાતો કરતા તેથી મને વિચાર આવતો કે, 'આ કેવો વિચિત્ર સાધુ હશે કે નરી જમવાનીજ વાતો કરે છે! હું રહી ગરીબ વિધવા એટલે તેને દરરોજ કેવી રીતે જમાડી શકું?'" થોડા દિવસ પછી ફરી તે પગે ચાલીને દક્ષિણેશ્વર આવી, અને સાથે પોતે રાંધેલી કઢી લેતી આવી. શ્રીરામકૃષ્ણ તે આનંદપૂર્વક જમી ગયા અને તેની આવડતનાં વખાણ કર્યાં.

આ પછી ત્રણ ચાર માસ દરમિયાન તે અવારનવાર દક્ષિણેશ્વર આવતીજ રહી. પોતે પકાવેલી વાની તે ગુરુદેવની પાસે બેસીને જમતી; તેઓ પણ તે આનંદપૂર્વક આરોગતા અને વધારે માગી લેતા. કોઇ વાર કંટાળીને એ વિધવા કહેતી કે "ઓ ગોપાળ! ભક્તિનું શું આજ પરિણામ કે? તેં મને એવા ભૂખાળવા સાધુનો યોગ કરી આપ્યો છે કે જે ખાઉં ખાઉંનીજ વાત કરે છે. હું હવે અહીં આવીશજ નહિ." છતાં તેમનું આકર્પણ એવું પ્રબળ હતું કે તેનો તેનાથી પ્રતીકાર થઇ શક્યો નહિ. જેવી તે ગુરુદેવની પાસેથી જતી કે તરતજ એ આકર્ષણનું બળ તેને તેમના પ્રત્યે ખેંચવા લાગતું. એક વાર શ્રીરામકૃષ્ણ પોતે કામારહાટી ગયા હતા અને ત્યાં થતી નિયમિત દેવપૂજાનાં તેમણે વખાણ કર્યાં હતાં. ત્યાં જે કીર્તન થયું હતું તે દરમિયાન તેમને વારંવાર ભાવસમાધિ થઇ આવી હતી.

દર વર્ષે બલરામ બોઝ પોતાના બાઘબજારવાળા મકાનમાં રથયાત્રાનો ઉત્સવ ઉજવતા, અને તે પ્રસંગપર ગુરુદેવ સાથે તેમના કેટલાક ભકતોને નોતરતા. ૧૮૮૫ ના વર્ષમાં આ ઉત્સવ દરમિયાન નીચલો પ્રસંગ બન્યો હતોઃ–

ગુરુદેવ સવારમાં કેટલાક ભકતો સાથે આવી પહોંચ્યા. ગુરુદેવના દર્શનની તકનો લાભ લેવા ખાતર કેટલીક ભક્તસ્ત્રીઓ પણ આવી હતી. શ્રીરામકૃષ્ણની સૂચનાનુસાર કામારહાટીથી ગોપાળની માતાને તેડી લાવવાને માણુસ ગયો હતો. બપોરે ગુરુદેવ ઓરડામાં ભકતો સાથે વાતચીત કરતા બેઠા હતા. એવામાં ગોપાળની માતા ગાડીમાં આવી પહોંચી. શ્રીરામકૃષ્ણને તે પોતાના ઈષ્ટ બાળકૃષ્ણગોપાળ જેવા સમજી તેઓ પ્રત્યે બહુજ પ્રેમ અને વાત્સલ્યભાવ રાખતી હતી, તથા કોઈ કોઇ વાર દિવ્ય ભાવમાં આવી જઇ વિચિત્ર શબ્દો પણ કહેતી. તેની ભક્તિની અસર ગુરુદેવ ઉપર પણ થઇ હતી, એવું ત્યાં એકત્ર થયેલી મંડળીને લાગ્યું હતું. આ પ્રસંગે આવીને એ બાઇએ પોતાના બાળકૃષ્ણગોપાળતરીકે શ્રીરામકૃષ્ણનાં વહાલપૂર્વક દર્શન કર્યાં. પછી એ ગોપાળની માતા બોલી કે મારો ગોપાળ તો હસતો, રમતો અને દોડતો હોવો જોઈએ. આ તો લાકડી જેવો અક્કડ! આવો ગોપાળ જોવો મને નથી ગમતો."

શ્રીરામકૃષ્ણ બલરામને ઘેર બે દિવસ રહ્યા. ત્રીજા દિવસે સવારમાં તેઓ દક્ષિણેશ્વર આવવાને નીકળ્યા. ગોપાળની માતા અને ગોલપમા તેમની સાથે હતાં. બલરામના કુટુંબની સ્ત્રીઓએ થોડાંક વસ્ત્રો અને વાસણો અઘોરમણિને ભેટ આપ્યાં. તે બધું હોડીમાં મુકાયું, હોડી સહેજ દૂર ચાલી એટલે ગુરુદેવની નજર ગાંસડીપર પડી. તેમાં શું છે તે પૂછ્યા પછી તેમણે ગંભીર ભાવથી ગોલપમાને કહ્યું કે "ઇશ્વરના નામપર જે બધીજ વસ્તુઓ વારી જાય છે તેજ તેનાં દર્શન કરી શકે છે. જે ભક્ત તાત્કાળિક ભૂખ તરસ જેટલીજ સેવા સ્વીકારીને એથી વિશેષ ભેટ વેંઢાર્યા વિના ખાલી હાથે પાછો વળે છે તેજ ઈશ્વરની વધારે સમીપ રહી શકે છે." ગોપાળની માતા સાથે તેઓ એક પણ શબ્દ બોલ્યા નહિ, પણ તેની ગાંસડી સામે જોઇ રહ્યા. તેને પણ પશ્ચાત્તાપ થયો, અને એ પદાર્થો ગંગામાં પધરાવી દેવાનો વિચાર આવ્યો. સામાન્યતઃ શ્રીરામકૃષ્ણ બહુ દયાળુ હતા, પણ

જરૂર જણાય ત્યાં સખત પણ થતા. તેમની સજા કરવાની રીત હમેશાં બહુ સાદી હતી—સહેજ બેપરવાઇ, અગર બહુ તો મીઠો ઠપકો આપે એટલે પત્યું. બાકી બધું તેમના અસામાન્ય પ્રેમવડે-જ નીવેડાતું.

દક્ષિણેશ્વર આવીને ગોપાળની માતા માતાજી પાસે ગઇ. તેણે આતુરતાથી કહ્યું કે “ આ વસ્તુઓની ગાંસડીને લીધે ગોપાળ મારાપર ગુસ્સે થયો છે. હું શું કરૂં ? હું એ વસ્તુઓ ઘેર લઇ જવાને બદલે અહીંજ વહેંચી દઇશ. ” એ સાંભળી એ વૃદ્ધ બાઇને શાંત પાડવા માતાજી બોલ્યાં કે “ મા ! દુઃખ લાવો નહિ. તેઓ જે બોલે તે છો બોલે. તમને આ દુનિયામાં કોઇ એવી મદદ કરે એવું નથી. એ ચીજોની તમારે જરૂર હતી તોજ તે તમે લીધી છે. ” આટલું છતાં ગોપાળની માતાએ કેટલીક ચીજો આપી દીધી. પછી તેણે ગુરુદેવને કાજે કઢી બનાવી, અને તે લઇને ડરતી ડરતી તેમને જમાડવાને તે ચાલી. તેને થયેલો પશ્ચાત્તાપ ધ્યાનમાં લઇને શ્રીરામકૃષ્ણે એ વાત ફરી સંભારીજ નહિ, એટલે તેના જીવને શાંતિ વળી. પછી સાંજે તે કામારહાટી પ્રસન્નચિત્તે પાછી ફરી.

ઇષ્ટસાક્ષાત્કાર થયા પછી એ વૃદ્ધ બાઇના આભડછેટ અને ન્યાતજાત વગેરેના વિચારો પણ કંઇક શિથિલ થયા હતા. શ્રીરામકૃષ્ણ અને ગોપાળ એકરૂપ છે; એવું જ્યારથી તેને સમજાયું, ત્યારથી તેને ધ્યાનમાં પણ ગોપાળ કરતાં ગુરુદેવની ઝાંખી વધારે થતી; અને તે રૂપે ગોપાળજ તેને ઉપદેશ કરતો હોય, એમ પ્રથમ જ્યારે ગોપાળની મૂર્તિ તેના ધ્યાનમાં પ્રત્યક્ષ ન થઇ ત્યારે એક દિવસ શ્રીરામકૃષ્ણ પાસે જઇને તેણે કહ્યું કે “ ગોપાળ ! મને આવી સજા તેં કેમ કરી હશે ? તને બાળસ્વરૂપે હવે હું જોતી નથી, એવો મહાન અપરાધ મેં કયો કર્યો છે ? ” ગુરુદેવ તેને દિલાસો આપતાં બોલ્યા કે “મન જો ઉચ્ચતમ ભૂમિકામાં-જ વિહરતું હોય, તોપછી પંચમહાભૂતનું શરીર જોવાની શી જરૂર ! આ કલિયુગમાં પંચમહાભૂતનું આ શરીર પણ હવે ઝાઝો વખત ટકવા સંભવ નથી. ” અને સાચેજ, તેને સાક્ષાત્કાર થયા પછી બે મહિના સુધી તો તે જાણે કોઇ બીજીજ દુનિયામાં રહેતી હોય, શરીરનું ભાન ન હોય, અને કેવળ ટેવના બળેજ તેની દિનચર્યા ઉકેલાતી હોય, એવી દશામાં તે રહી હતી.

આ સંત સ્ત્રી પ્રત્યેના ગુરુદેવના આદરનું વર્ણન થઇ શકે તેમ નથી. આ અરસામાં ઘણા મારવાડીઓ તેમનાં દર્શને આવતા અને શેરડીના સાંઠા તથા ફળફૂલ તેમને ભેટ કરવાને લાવતા. આમાંની કોઇ ચીજને તેઓ ભાગ્યેજ અડકતા કે શિષ્યોમાં જવલ્લેજ પ્રસાદતરીકે વહેંચતા. તેઓ કહેતા કે, આવા ઉપહારોની પાછળ કોઇ ને કોઇ ક્ષુદ્ર સ્વાર્થભાવ રહેલોજ હોય છે, અને તેથી તેમને આરોગનારના મનપર તેની અવળીજ અસર થાય છે. આવું છતાં આ બાબતમાં તેમણે બે અપવાદ રાખ્યા હતા—એક નરેન્દ્રનો અને બીજો ગોપાળની માતાનો. આનું કારણ એ હતું કે, નરેન્દ્રનો તીવ્રતર જ્ઞાનપ્રકાશ તેના વિશુદ્ધ અંતરાત્માની સાખ પૂરતો હતો, અને ગોપાળની માતા પણ પાર્થિવ જગતની પેલી પારના પ્રદેશમાં રમતી હતી. એક દિવસે તે બીજી કેટલીક ભક્ત સ્ત્રીઓને સાથે લઇને ગુરુદેવનાં દર્શને આવી. તેને જોતાંવેંત ગુરુદેવ તેની આગળ બાળકની પેઠે લાડ કરવા લાગ્યા. તેને બતાવીને તેઓ ત્યાં ઉપસ્થિત મંડળીને કહેવા લાગ્યા કે "એમના અંતરમાં કેવળ પ્રભુ સિવાય બીજું કાંઇ નથી." ગોપાળની માતા મૌન ઉભી હતી. તેણે ગુરુદેવને ચરણસ્પર્શ પણ કરવા દીધા. પછી તેને ખવડાવવાની શરૂઆત કરતાં તેણે કહ્યું કે "તમે મને ખવડાવવાને આટલા ઉત્સુક કેમ રહો છો?"

શ્રીરામકૃષ્ણ—પહેલાં તેં મને પણ ખૂબ ખવડાવ્યું છે.

સ્ત્રી—પહેલાં? કયારે?

શ્રીરામકૃષ્ણ—તારા પૂર્વજન્મોમાં.

સાંજે તે કામારહાટી જવા લાગી, એટલે મારવાડીઓએ ભેટ-તરીકે આણેલી પુષ્કળ શેરડી લઇ જવાનું તેને કહ્યું. તે બોલી કે "તમે આટલી બધી શેરડી મને કેમ આપતા હશો?" ગુરુદેવ અત્યંત ભાવપૂર્વક તેની હડપચીને સ્પર્શ કરતાં બોલ્યા કે "પ્રથમ તું ગોળરૂપ હતી, ત્યાર પછી તું સાકર થઇ અને હવે શેરડી છે; એટલે શેરડી ખાજે અને આનંદ કરજે."

એક દિવસ ગોપાળની માતા અને નરેન્દ્રનાથ દક્ષિણેશ્વરમાં હાજર હતાં. આ બંને વ્યક્તિઓના સ્વભાવમાં જે વિલક્ષણ ભેદ હતો તેની તુલના કરવી અશકય છે. શ્રીરામકૃષ્ણ પોતે વિનોદની ખાણ હતા, એટલે એ બંને ભકતો પોતાના અનુભવો એકબીજા-

ને કહી સંભળાવે એવી તીવ્ર ઈચ્છા તેમને થઇ આવી. તેમણે ગોપાળની માતાને તેના અનુભવોનું વર્ણન નરેન્દ્રનાથ આગળ કરવાને કહ્યું, છતાં એક વાર ગુરુદેવે ખુદ પોતાનાથી પણ એવા અનુભવો ગુપ્ત રાખવાની તેને ચેતવણી આપી હતી, એટલે તે બોલી કે " એવું વર્ણન કરતાં કાંઈ હરકત તો નથી ને ? " ગુરુદેવે તેને પ્રેરણા કરી, એટલે તેણે આંસુ સારતાં સારતાં પોતાના જીવનના રોમાંચ થઇ આવે એવા અદ્‌ભુત પ્રસંગોનાં શબ્દચિત્ર દોરી બતાવ્યાં. કારણવાદની કટુતાના ભીતરમાં ભક્તિ અને ધર્મભાવનું અનેરૂં અપાર માધુર્ય નરેદ્રનાથમાં છુપાઈ રહેલું હતું. એ શબ્દચિત્રોને પરિણામે તેની આંખોમાં પણ ઝળઝળિયાં ભરાઇ આવ્યાં. વાર્તાની વચ્ચે વચ્ચે એ વૃદ્ધ બાઇ બોલતી કે " તું ભણેલો ને હોશિયાર છે, અને હું તો ગરીબ, અભણ વિધવા છું; મને કશું આવડતું નથી. ગોપાળ વિષેનાં મારાં દશ્યો તું સાચાં માને છે કે નહિ, તે મને કહે." દરેક વખતે તે સાચાંજ છે–અક્ષરે અક્ષર સાચાં છે, એવો જવાબ નરેન્દ્ર આપતો રહ્યો હતો.





# ૪૧–દક્ષિણેશ્વરને છેલ્લા પ્રણામ

ઉગતા બાળસૂર્યમાં જેવું તરતું સૌંદર્ય હોય છે, તેના બપોરના બળતા પ્રકાશમાં જેવી ભભકભરી રોશની રેલી રહે છે, અને તેના આથમતા તેજમાં પણ જેવું અનુપમ નૂર ખીલી નીકળે છે, એવો પ્રકાર મહાન પુરુષના જીવનમાં દેખાય છે. તેના બાળપણ અને ખીલતી યુવાનીમાં માધુર્ય રેલે છે, પકવ યુવાનીમાં પ્રકાશ ઝગે છે, અને અંતિમ દિવસોમાં કરુણભાવ ઉભરાય છે. શરૂઆતથી માંડીને પાકી યુવાવસ્થા સુધીનું ગુરુદેવના જીવનનું નિરીક્ષણ આપણે કરી ગયા. હવે તેમના આથમતા જીવનમાં દૃષ્ટિ કરીએ.

૧૮૮૫ની સાલના ગરમીના દિવસોમાં ગુરુદેવને અસહ્ય તાપને લીધે પીડા શરૂ થઇ આવી. તેના પ્રતીકારરૂપે ભકતો દરરોજ બરફ લાવતા તેથી પીડા શમતી; પણ બરફના સતત ઉપયોગથી તેમને ગળામાં દર્દ ઉપડી આવ્યું. એ દર્દ પ્રથમ નહિ જેવું ધારીને તે તરફ ધ્યાન ખેંચાયું નહિ; પણ એક માસમાં એ દર્દે ભયંકર રૂપ પકડયું. એમાં પણ ગુરુદેવ જ્યારે વાતો કરતા ત્યારે અને સમાધિ પછીના સમયમાં એ દરદ ઉપડી આવતું. આવી સ્થિતિ જોઇને શિષ્યો ચિંતાતુર થયા. બોબજારવાળા ગળાનાં દર્દોમાં કુશળ ડૉ. રાખાલચંદ્ર હળધરને તેમણે બોલાવ્યો. તેણે દવા આપી અને ગુરુદેવને ઝાઝી વાતો નહિ કરવાની તેમજ સમાધિમાં નહિ જવાની સલાહ આપી; પણ આ સૂચનાનો અમલ થવો મુશ્કેલ હતો.

પાછલા પ્રકરણમાં કહેવાઇ ગયું છે કે, ગુરુદેવ પોતાની સાધન અવસ્થામાં દક્ષિણેશ્વરથી થોડા માઇલ ઉત્તરે પાણીહાટીમાં વૈષ્ણવ ઉત્સવોમાં ભાગ લેવા અવાર નવાર જતા, અને ત્યાં પણ સમાધિમાં આવતા. આ સ્થળને તેઓ "આનંદ અને હરિનામની હાટ"ના નામથી ઓળખતા. આ વર્ષે જે યુવાન

ભક્તોએ એ હાટ કદી જોયું નહોતું તેમને સાથે લઇને જવાનો વિચાર તેમને આવ્યો. દાક્તરની સલાહ વિરુદ્ધનું તેમનું આ વર્તન હતું. કેટલાક જુના શિષ્યોએ એ વિચાર પડતો મૂકવાની સલાહ આપી; પણ ગુરુદેવ તે ન ગણકારતાં બોલ્યા કે "સવારે નાસ્તો લીધા પછી જઇશું, અને કલાક બે કલાક રહીશું, તેથી બહુ નુકસાન નહિ થાય. વળી સમાધિમાં ન આવી જવાય એની સાવચેતી રાખીશ."

મુકરર કરેલા દિવસે સવારમાં આશરે પચીસ ભક્તો બે હોડીઓમાં બેસીને ગુરુદેવને લેવાને માટે દક્ષિણેશ્વર આવ્યા. તેમને માટે એક જુદી હોડી ભાડે કરી હતી. કેટલીક ભકત સ્ત્રીઓ પણ આવનાર હતી. આ પ્રસંગે માતાજી દક્ષિણેશ્વર હતાં. પોતે સાથે આવે કે કેમ એ વિષે તેમણે કોઇ સ્ત્રી મારફતે પૂછાવતાં ગુરુદેવ બોલ્યા કે "તમે બધાં સાથેજ આવો છો ને? તેની ઇચ્છા હોય તો તે ભલે આવે." માતાજી મર્મ સમજી ગયાં, એટલે તેમણે જવાનું માંડી વાળ્યું.

હોડીઓ બપોરે પાણીહાટી પહોંચી. ગંગાકિનારે પુરાણા પીપળાના વૃક્ષની આસપાસ સ્ત્રીપુરુષોની ભારે મેદની મળી હતી. વૈષ્ણવ મંડળીઓ અહીં તહીં ગાઇ રહી હતી. નરેન્દ્રે, બલરામે, ગિરિશે, રામચંદ્રે, મહેંદ્રે અને બીજા ભક્તોએ ગાનારી મંડળીઓથી દૂર રહેવાને ગુરુદેવને વારંવાર વીનવ્યા. ભક્તો સાથે ગુરુદેવ એ ગામના જમીનદાર મણિસેનને ઘેર આવ્યા, જ્યાં તેમનું ઉત્તમ સ્વાગત થયું.

પાણીહાટીમાં જોવાલાયક મુખ્ય બે સ્થળ છે. એક રાધાકાન્તનું મંદિર, જે મણિબાબુના ઘરની પાસે હતું; અને બીજું માઇલેક દૂર શ્રીગૌરાંગના પરમ ભકત રાઘવ પંડિતનું નિવાસસ્થાન. શ્રીગૌરાંગના બીજા સુવિખ્યાત શિષ્ય રઘુનાથ દાસે પાણીહાટીમાં નિત્યાનંદ અને તેમની મંડળીને રસોઈ આપી હતી, અને તેના સ્મારકરૂપે આ પ્રસંગનો ઉત્સવ થતો હતો. આજ સ્થળે પ્રભુપ્રેમમાં મસ્ત બનેલા એવા એક ખાનદાન ગર્ભશ્રીમંતના પુત્રને નિત્યાનંદે આશીર્વાદપૂર્વક પુરીમાં શ્રીગૌરાંગના ચરણમાં લેવાની દીક્ષા આપી હતી.

થોડો વખત આરામ લીધા પછી ગુરુદેવ ભક્તો સાથે મંદિરમાં દેવદર્શને ઊપડયા. ચોગાનમાં મંડળી હરિધૂન મચાવી

રહી હતી; એવામાં વૈષ્ણવનો સ્વાંગ સજીને તેમજ હાથમાં માળા લઇને એક માણસ ત્યાં આવી પહોંચ્યો, અને પોતાને જાણે મહાન આવેશ આવ્યો હોય એવો ડોળ કરીને મંડળી ભેગો બૂમો પાડીને નાચવા લાગ્યો. એનું પોગળ શ્રીરામકૃષ્ણ જોઇ ગયા. એ વખતે તેમણે વૃત્તિઓપર પૂર્ણ નિગ્રહ રાખ્યો હતો; છતાં ક્ષણમાત્રમાં ભકતોના ઘેરામાંથી તેઓ ખસી ગયા, અને ગાનારી મંડળીની વચ્ચોવચ્ચ આવીને સમાધિદશામાં ઉભા. ઉતાવળા ઉતાવળા નરેન્દ્ર અને બીજાઓ તેમની પાસે દોડી ગયા. ગુરુદેવ ક્ષણમાં આનંદની મસ્તીમાં નાચતા, તો બીજી ક્ષણે સમાધિમાં જડવત્ ઉભા રહેતા. નાચતી વખતે સંગીતના તાલ પ્રમાણે તેમના પગ ચપળતાથી આમતેમ ઉપડતા. તેમના નૃત્યની ઢબછબ, અને તેથી વ્યક્ત થતો દિવ્ય ભાવ અનુપમ હતાં. ગુરુદેવની હાજરીથી મંડળીનો ઉત્સાહ બહુજ વધી ગયો. ભક્તો હરિનામની ધૂન મચાવવા લાગ્યા. અર્ધા કલાક પછી ગુરુદેવને બાહ્યભાન આવ્યું. રાઘવ પંડિતની બેઠક જોઇને ગુરુદેવ જલદી હોડી તરફ પાછા ફરે એ હેતુથી ભકતોએ તેમને મંડળીથી વિખૂટા પાડવાનો યત્ન કર્યો, મંડળી તો તેમની સાથે સાથેજ ચાલી. ગુરુદેવ થોડાં ડગ દૂર ગયા હશે, ત્યાં તો તેઓ વળી પાછા સમાધિમાં આવી ગયા. એ પછી થોડા જાગ્રત થતાં પાછા ચાલવા લાગ્યા, એટલે વળી પાછા સમાધિમાં આવ્યા. આવું ચાલ્યાજ કર્યું, એટલે રસ્તો કાપતાં તેમને ઘણો વિલંબ થયો.

આ દિવસની સમાધિઅવસ્થામાં હમેશ કરતાં શ્રીરામકૃષ્ણનું શરીર આજે વધારે સુંદર અને ઉત્તમ લાગતું હતું. તેમની મુખમુદ્રાપર સ્વર્ગીય પ્રકાશ ઝળકી રહ્યો હતો; અને ભવ્યતા, દયા, શાંતિ અને આનંદની રેખાઓ સ્પષ્ટ તરી આવતી હતી. તેમની હાસ્યછટા તેમની પાછળ પાગલ બનેલા પ્રેક્ષકોનાં મનપર જાદુઇ અસર ફેલાવતી હતી. આ બધા ઉપરાંત, તેમણે પહેરેલું નારંગી રંગનું રેશમી વસ્ત્ર તેમના સૌંદર્યને અનેરી શોભા આપી રહ્યું હતું. પછી ધીમે ધીમે બીજી ભજનમંડળીઓમાં પણ ભાવાવેશનો ચેપ લાગ્યો, અને એ રીતે ભાવની ભરતીથી ઉભરાતો માનવસમુદ્ર રાઘવ પંડિતના ઘર તરફ ધીમે ધીમે રેલાવા લાગ્યો.

ત્રણ કલાકે એક માઇલનું અંતર વટાવીને શ્રીરામકૃષ્ણ

રાઘવની બેઠકે આવી પહોંચ્યા. અહીં તેમણે મૂર્તિઓનાં દર્શન કર્યાં અને થોડી વિશ્રાંતિ લીધી. ધીમે ધીમે મેદની વીખેરાતી ચાલી અને ભકતો ગુરુદેવને હોડીપર લઈ ગયા. હોડી ઉપડવાની અણીપર હતી, એટલામાં કોન્નગરનો નવાઇ ચૈતન્ય તેમના તરફ દોડી આવતો દેખાયો. ઉત્સવમાં ગુરુદેવના આવવાના સમાચાર મળવાથી તે તેમને શોધી રહ્યો હતો. હોડીમાં તેમની પાસે પહોંચી જઈ તેણે પ્રણામ કર્યા અને પછી તે કરુણભાવે રોવા લાગ્યો. તેણે ગુરુદેવના આશીર્વાદ માટે પ્રાર્થના કરી. શ્રીરામકૃષ્ણ તેનો આવેશ અને ભક્તિભાવ જોઇને પ્રસન્ન થયા અને તેની પીઠ થાબડી તેને શાંત પાડયો. નવાઇ ચૈતન્ય હવે આનંદમાં આવી નાચવા લાગ્યો. તે દિવસે તેને ધર્મનો નવીન અર્થ લાધ્યો, અને તેથી તેણે કુટુંબકબીલાનો સર્વ બોજો પોતાના પુત્રને સોંપી દઇ શેષ જીવન ગંગાકિનારે વાનપ્રસ્થી તરીકે પ્રાર્થના અને ધ્યાનમાંજ પૂરૂં કર્યું. આ પ્રસંગ પછી આ વૃદ્ધ નવાઇ ચૈતન્યને સંકીર્તન દરમિયાન ભાવસમાધિ થતી અને તેનો આવેશ તેના સંસર્ગમાં આવનારાઓમાં પણ ચિનગારી પ્રકટાવતો હતો.

સાંજે શ્રીરામકૃષ્ણ દક્ષિણેશ્વર પાછા ફર્યા. ભકતો રજા લઇને કલકત્તે આવ્યા. બીજે દિવસે સ્નાનયાત્રાનું પર્વ હોવાથી સ્ત્રીઓએ માતાજી સાથે રાતવાસો રહી જવાનો વિચાર રાખ્યો. રાતે વાળુ કરતાં ગુરુદેવે તેમાંની એકને કહ્યું કે "તે (માતાજી) આપણી જોડે ન આવી તે બહુ ઠીક થયું; કારણ કે મારી સતત ભાવસમાધિને લીધે એ મહાન મેદનીમાં સર્વની આંખ મારાપર ચોંટી રહી હતી, અને એ આવી હોત તો લોકો અમારી મશ્કરી કરીને હરખાયા હોત.× તેની સમજશક્તિપર હું આફ્રીન છું." પછી તેમણે આ કિસ્સો કહી સંભળાવ્યોઃ "મારવાડી ભક્ત લક્ષ્મીનારાયણે જ્યારે મને દશ હજાર રૂપિયા ભેટ કરવાની વાત કાઢી, ત્યારે મારા માથાપર કોઇ કરવત ફેરવી રહ્યું હોય એવું મને લાગ્યું હતું. મેં જગદંબાને પ્રાર્થના કરી કે 'મા! આટલે બધે વખતે તું મને ફરી લલચાવવા આવી છે!' પછી તેની (માતાજીની) મરજી જોવા ખાતર મેં તેને કહ્યું કે 'જો, તે મને આ નાણાં આપવા માગે છે. પણ મેં તો ના કહી એટલે તે તને ભેટ

× કેમકે ત્યાગમાં સ્ત્રી અને કુટુંબનો ત્યાગ પણ રૂઢિ પ્રમાણે સમાઈ જાય છે.

કરવાની વાત કરે છે; તો તું તેનો કેમ સ્વીકાર નથી કરતી?' તેણે તરતજ કહ્યું કે 'એમ કેમ બને? હું સ્વીકારૂં એ તો આપે સ્વીકાર્યા બરાબર છે મેં લીધા છતાં તેનો વાસ્તવિક ઉપયોગ તો આપનીજ સેવાનિમિત્તે થાય, અને એ રીતે પણ આપજ તેના આડકતરા માલિક બનો. લોકો આપના ત્યાગને લીધે આપને પૂજે છે, એટલે ગમે તેમ હોય છતાં આપણાથી તો તેનો સ્પર્શ સરખો પણ ન થાય.' તેના આ શબ્દો સાંભળીને મારો જીવ નચિંત થયો હતો."

તે રાતે ગુરુદેવને આખે શરીરે દાહ ઉપડયો. તેમને આખી રાત ખુલ્લી આંખે વીતાવવી પડી. બીજે દિવસ તહેવારનો હતો, એટલે તેમનાં દર્શન કરવા નિમિત્તે સ્ત્રીપુરુષોની ભીડ જામી. એમાં એક સ્ત્રી પોતાના ઘરસંસારના ખટરાગ વિષે સલાહ લેવાને આવી હતી. પોતાના જીદ્દી સ્વભાવને લીધે તે એ પ્રસંગના આનંદમાં બાધારૂપ થઇ. ભોજનસમયે તેમણે તેની સાથે ન તો કાંઇ વાત કરી કે અન્ય દિવસોની પેઠે ન તો તેઓ પૂરૂં જમી શકયા. પાછળથી તેમણે કહ્યું કે " ગત વર્ષોમાં આ દિવસે મને ભાવસમાધિ થતી. તેનો દિવ્ય આનંદ બે ત્રણ દિવસ સુધી ટકતો; પણ આજે તેવું થયું નહિ. અપવિત્ર વિચારના મનુષ્યોની હાજરીથી મનનો ઉન્નત વેગ કુંઠિત થઇ જાય છે."

પાણીહાટીના મેળામાં ગુરુદેવને જે શ્રમ પહોંચ્યો તેથી તેમને ગળાનું દર્દ પાછું થઈ આવ્યું.

બે માસ થયા છતાં કાંઇ ફેર ન પડયો. હવે કઠણ ખોરાક લેવો એ તેમને માટે અશકય થઇ પડયું. દાકતરોએ દર્દની ચિકિત્સા કરી, અને અમુક પ્રકારનો ગળાનો સોજો છે એમ જણાવ્યું. યોગ્ય દવા અને પથ્ય સૂચવાયાં. ગુરુદેવ બધી બાબતો પાળવા લાગ્યા, પણ બે અપવાદો તો રહ્યાજ—એક દિવ્ય આનંદની લૂંટ અને બીજો ગળાનો આરામ. તેઓ ઈશ્વર વિષે કાંઇ પણ બોલતા કે તરતજ શરીરભાન ભૂલીને સમાધિમાં આવી જતા. જગતપ્રપંચથી કંટાળેલા જે લોકો તેમની પાસે આશ્વાસન ખાતર આવતા, તેમની સાથે વાતચીત કરવાનું તેઓ છોડી શકતા નહિ. આવા લોકોની સંખ્યા બહુ હતી અને તે દિવસે દિવસે વધ્યા કરતી હતી.

૧૮૭૫માં કેશવ સાથે મુલાકાત થયા પછી તેઓ અવિરત શ્રમ લેતા, અને અન્ન તથા આરામની બાબતમાં બિલકુલ બેદરકાર રહેતા. તેઓ પૂરૂં પાધરૂં ઉંઘતા પણ નહિ, અને ધ્યાન

અથવા હરિકીર્તન કરવા માટે પરોઢિયે ચાર વાગતામાં ઉઠી જતા. આવા સંયોગોમાં તેમની તબિયત તૂટી પડે એમાં નવાઈ નહોતી.

જો કે આવી નાદુરસ્ત તબિયત વિષે તેમણે કદી પણ ઉચ્ચાર કર્યો નહોતો, પણ જગદંબાને તેઓ ફરિયાદ ગુજારતા હતા. દાખલાતરીકે આ બિમારી અગાઉ થોડા વખતપર એક દહાડો તેઓ જગદંબાને આવું કહેતાં સંભળાયા હતા કે "પાણી ઝોકાવેલા ભેળસેળિયા દૂધ જેવા આ નકામા લોકોને તું અહીં શું કામ લાવતી હોઇશ ? એ પાણીને બાળી નાખવા ખાતર દેવતાને ફૂંકતાં ફૂંકતાં મારી આંખો લગભગ જવા બેઠી છે, અને શરીર ખખળી ગયું છે. હવે એ મારાથી બની શકે તેમ નથી. તારે કરવાની ઇચ્છા હોય તો તુંજ તે કરી લે; નહિતર જેમને સહેજમાં સમજાવી શકું એવા માત્ર થોડાજ માણુસોને અહીં લાવ." બીજે દિવસે નવા આવનારાઓનો પ્રવાહ વધતો જતો જોઇને તેઓ પાછા એવાજ ભાવનું બોલ્યા કે "અહીં આવા પ્રકારના લોકોનાં ટોળાં તું કેમ મોકલે છે ? મને નાહવા કે ખાવાની પણ ફુરસદ રહેતી નથી. (પોતાના શરીરને બતાવીને) આ ઢોલ તો હવે કાણું થઇ ગયું છે; છતાં હજી પણ જો તું તેને રાતદિવસ પીટયા કરીશ તો તે કેટલા દિવસ ટકશે ?" વળી એક દિવસ તેમણે નવીન આવનારા પોતાની પાસે આવવા પહેલાં કંઇક દરજ્જે તૈયાર થાય એટલા ખાતર, વિજય અને બીજાઓને કેટલીક શક્તિઓથી નવાજવાને જગદંબાને પ્રાર્થના કરી હતી.

સાચેજ, ૧૮૮૪ના છેલ્લા ભાગના અરસામાં શ્રીરામકૃષ્ણનું નામ કલકત્તાની જનતામાં બહુજ વિખ્યાત થઇ ચૂકયું હતું, અને સેંકડો લોકો તેમના તરફ આકર્ષાયા હતા. શારીરિક વ્યથા હોવા છતાં તેઓ સત્યશોધકોને સહાય કરવામાં એકસરખો ઉત્સાહ બતાવતા. તેમની આંતરિક સ્થિતિ તેઓ આંતરિક પ્રેરણાથી સમજી જતા, અને જ્યારે પણ ઇશ્વરદર્શન માટે કોઇ સાચી ધગશવાળી વ્યક્તિને તેઓ જોતા, ત્યારે દિવ્ય આવેશમાં આવી જઈ તેને પરમ ધ્યેય તરફ આગળ વધારવા મથતા. આથી ઇશ્વરદર્શનની સાચી તાલાવેલીવાળો સાધક સહેલાઇથી પ્રગતિ કરી શકતો. શાસ્ત્રોમાં સૌથી મહાન અને ઉત્તમોત્તમ તરીકે વર્ણવેલી માનવસેવા આ પ્રમાણે છેવટ સુધી પૂર્ણ નિષ્કામભાવથી અને સાચા હૃદયપૂર્વક તેમણે બજાવી હતી.

વળી એક મહિનો પણ પૂરો થયો. દર્દ વધારે હઠીલું બનતું ગયું. હવે શું કરવું એની ભક્તોને ગમ પડતી નહોતી. એવામાં એક પ્રસંગ બન્યો, જે પરથી તેમણે પોતાના ભાવી કાર્યની રૂપરેખા યોજી કાઢી. એક દિવસ એક બાઈએ શ્રીરામકૃષ્ણના ભક્તોને વાળુ માટે નોતર્યા હતા. પોતાની શિથિલ પ્રકૃતિને લીધે તેના નિમંત્રણનો ગુરુદેવથી સ્વીકાર થઇ શકે તેમ નહોતું; છતાં એ બાઈએ થોડી મિનિટ પણ પોતાને ત્યાં લઇ આવવા માટે કોઇ માણસને મોકલ્યો. પણ ગળામાંથી લોહી વહેવાના કારણે ગુરુદેવ આવી શકશે નહિ, એવા સમાચાર તે માણસ લાવ્યો. નરેન્દ્ર, રામ, ગિરીશ, કાલીપાદ, દેવેન્દ્ર, મહેન્દ્ર અને બીજા જેઓ હાજર હતા, તેમને આ સાંભળી બહુ ચિંતા થઇ, અને તેઓ બધાએ મંત્રણા કરીને ગુરુદેવને સારવાર માટે કલકત્તામાં ભાડાના ઘરમાં આણવાનો નિશ્ચય કર્યો. વાળુ દરમિયાન નરેન્દ્રનાથ બેચેન રહ્યો. કોઈ મિત્રે પ્રશ્ન કરતાં તે બોલ્યો કે "જે વ્યક્તિ આપણા આનંદનું કેન્દ્ર આજ સુધી બની છે, તે કદાચ આપણી વચ્ચેથી સરી પણ જાય. વૈદ્યકીય પુસ્તકો જોવા ઉપરાંત કેટલાક ડાક્તર મિત્રોની સલાહ મેં લીધી છે. તેમનું કહેવું છે કે, આવા પ્રકારનું ગળાનું દર્દ આખરે કેન્સરનું રૂપ પકડે છે. આજની ખબરથી મારો સંશય દૃઢ થાય છે. આ જીવલેણ દર્દની હજુ કોઈ પણ દવા જડી નથી."

બીજેજ દિવસે, કેટલાક જુના ભક્તોએ દક્ષિણેશ્વર આવીને ગુરુદેવને સારવાર માટે કલકત્તે પધારવા વિનંતિ કરી, જેની સાથે તેઓ સંમત થયા. બાઘબજારમાં દુર્ગાચરણ મુખરજીવાળા મહોલ્લામાં બે મજલાનું મકાન ભાડે રાખવામાં આવ્યું. આ મકાનમાંથી ગંગાજીનાં દર્શન થતાં હતાં. ત્રણ દિવસ પછી ગુરુદેવ કલકત્તે આવ્યા. તેમણે એ ઘર જોયું, પણ દક્ષિણેશ્વરની ખુલ્લી હવાથી ટેવાયલા હોવાથી તેમને તે નજરમાં આવ્યું નહિ. "મરતા માણસને અંતઘડીએ લોકો જેમ ગંગાકાંઠે લાવે છે તેમ મને અહીં આણ્યો છે કે શું?" એવું કહીને તેઓ બારોબાર બલરામ બોઝને ઘેર ગયા. બલરામે તેમનો આદરસત્કાર કર્યો, અને અનુકૂળ મકાન મળતાં સુધી પોતાને ત્યાં રહેવાની વિનંતિ કરી. ગુરુદેવ સંમત થયા.

ભક્તો અનુકૂળ મકાન શોધવા લાગ્યા. દરમિયાન તેમણે દર્દની ચિકિત્સા માટે કલકત્તાના કેટલાક પ્રખ્યાત દેશી વૈદોને

આણ્યા. ગંગાપ્રસાદ અને બીજા કવિરાજાઓએ એકત્ર નિમંત્રણા કરી, અને 'કેન્સર' કે 'રોહિણી'નું દર્દ છે, એવું જાહેર કર્યું. વૈદોથી કાંઇ દહાડો નહિ વળે, એવું સમજીને ભકતોએ કોઈ હોમિયોપેથની× મદદ લેવાનું વાજબી ધાર્યું.

શ્રીરામકૃષ્ણના કલકત્તામાં આવવાની વાયકા તરતજ ચોમેર ફેલાઇ ગઈ. બલરામને ઘેર લોકોનાં ટોળાં ઉભરાવા લાગ્યાં. દાક્તરની ચેતવણી અને ભકતોની વિનંતિ છતાં ગુરુદેવ લોકો સાથે ઘણી વાર વાતો કરતા અને તેમની ગૂંચો ઉકેલતા. જે અધ્યાત્મપ્રેમી જિજ્ઞાસુઓથી દક્ષિણેશ્વર આવી શકાય તેમ નહોતું, તેમને હવે ખાસ અનુકૂળતા મળી હતી. તેઓ અસામાન્ય ઉત્સાહથી તેમની સાથે ધર્મચર્ચા કરતા હતા. સવારથી સૂતા સુધીમાં બપોરે બે કલાક વિશ્રાંતિના ગાળા સિવાય, તેઓ વાતે વળગ્યાજ રહેતા, પ્રશ્નોના ઉત્તર આપ્યાજ કરતા અને વારંવાર સમાધિમાં આવી જઇ અનેક ભકતોનાં હૃદયોમાં પ્રકાશનાં પૂર રેલાવ્યા કરતા. તેઓ ત્યાં એક અઠવાડિયું રહ્યા હતા, પણ તેમનું એ આખુંયે અઠવાડિયું આધ્યાત્મિક પ્રકાશના મહાન પર્વરૂપેજ વીત્યું હતું. આની પ્રતીતિ માટે અમે એક પ્રસંગ અહીં ટાંકીએ છીએઃ—એક દિવસ ઓરડામાં મળવા આવનારાઓની ભીડ જામી હતી. ગિરીશ અને કાલીપાદ, શ્રીચૈતન્યના મનુષ્યજાતિપ્રત્યેના નિઃસીમ પ્રેમને આલેખતું કોઈ ભજન ગાઇ રહ્યા હતા. ઓરડાના પછમાતે છેડે પૂર્વ તરફ મોં રાખીને ગુરુદેવ સમાધિમાં બેઠા હતા. સમાધિદશામાં સહજ રમી રહેતું સ્વર્ગીય સ્મિત તેમની મુખમુદ્રાપર તરવરતું હતું. સહેજ ઊંચો રાખેલો તેમનો જમણો પગ આગળ લંબાયો હતો, અને કોઇ ભકત વહેતાં આંસુ સાથે તે પગને ભાવપૂર્વક સ્પર્શી રહ્યો હતો. ભજન પૂરૂં થતાં શ્રીરામકૃષ્ણને થોડુંક બાહ્યભાન આવ્યું, અને તેમણે પોતાની આગળ બેઠેલા માણસને શ્રીકૃષ્ણ ચૈતન્યનું નામ ત્રણ વાર બોલી જવાની આજ્ઞા કરી.

થોડા દિવસોમાં શ્યામપુકૂર મહોલ્લામાં ગોકુલચંદ્ર ભટ્ટાચાર્યવાળું મકાન ભાડે રખાયું, અને ગુરુદેવને ડૉ. મહેન્દ્રલાલ સરકારની સારવાર હેઠળ મૂકવાનો નિશ્ચય થયો.

---

× રોગવિકૃતિ પ્રમાણે સામી વિકૃતિ ઉપજાવીને રોગમુક્ત કરનાર વૈદ.



# ૫૦–શ્યામપુકૂર

૧૮૮૫ના સપ્ટેમ્બરની શરૂમાં શ્રીરામકૃષ્ણ શ્યામપુકૂરમાં નવા મકાનમાં રહેવા આવ્યા. પહેલે મજલે બે મોટા અને બે નાના ઓરડા હતા. મોટા પૈકીનો એક બેસવા ઉઠવા માટે રાખી, બીજામાં ગુરુદેવ રહેવા લાગ્યા. નાનામાંથી એક ભક્તોને સૂવા માટે અને બીજો માતાજી ત્યાં આવે ત્યારે તેમને માટે અલગ રાખવામાં આવ્યો. છાપરાને અડીને એક ચોરસ કાતરિયું હતું, જેમાં માતાજી દિવસના વખતે રહેતાં, અને ગુરુદેવ માટે ભોજન તૈયાર કરતાં.

અગાઉ થયેલી ગોઠવણ પ્રમાણે ડૉ. મહેન્દ્રલાલ સરકારને ગુરુદેવની સારવારનું કામ સોંપાયું. ઘણા વખત પર મથુરની હયાતીમાં દક્ષિણેશ્વરમાં ડૉ. સરકારને શ્રીરામકૃષ્ણનો મેળાપ થયો હતો. તેમણે ગુરુદેવની સારી પેઠે ચિકિત્સા કરીને દવા આપી અને રોજ સવારે તેમની સ્થિતિનો અહેવાલ પોતાને જણાવતા રહેવાનું ભક્તોને કહ્યું. ગુરુદેવને કલકત્તે લાવનારા ભક્તો તેમની સારવારનો બધો ખર્ચ ઉઠાવે છે એવું જણાતાં, તેમણે પણ પોતાની સેવા નિષ્કામ ભાવે અર્પણ કરી.

આટલું છતાં આ હોશિયારમાં હોશિયાર દાકતરથી પણ ભક્તોની ચિંતા મટી નહિ. ગુરુદેવ માટે ખોરાકની તજવીજ રાખવા માટે, તેમજ રાતદિવસ તેમની સારવારમાં ખડા રહેવા માટે કુશળ માણસોની જરૂર તેમને જણાઇ, અને માત્ર નાણાં ખર્ચવાથીજ આ પ્રશ્ન ઉકેલાય એ અસંભવિત લાગ્યું. માતાજી અને યુવાન ભક્તોના સહકારથીજ એમ બની શકે તેમ હતું; પરંતુ એ રસ્તે પણ કેટલીક અગવડ હતી. પ્રથમ તો એ મકાનમાં સ્ત્રીઓ માટે જગ્યાની અનુકૂળતા નહોતી, એટલે માતાજીથી ત્યાં કેવી રીતે રહેવાય! બીજું ઘણા ખરા યુવાન ભક્તો વિદ્યાર્થી હોવાથી વડીલોની ખફામરજી વહોર્યા સિવાય

રાતનો વખત તેઓ કેવી રીતે ફાજલ પાડી શકે? વળી કેટલાક ભક્તો માતાજીના શરમાળ સ્વભાવથી માહિતગાર હોવાથી તેઓ શ્યામપુકૂર આવશે કે કેમ, એ વિષે શંકાશીલ હતા. પોતાની આવી મુંઝવણથી તેમણે ગુરુદેવને વાકેફ કર્યા. તેઓ માત્ર આટલુંજ બોલ્યા કે "અહીં પણ તે રહી શકે એવી તો છે; પણ આ બધી બાબતો તેને વિદિત કરો, અને જુઓ કે તેની આવવાની વૃત્તિ છે કે કેમ." પછી આ સમાચાર દક્ષિણેશ્વરમાં માતાજીને મોકલવામાં આવ્યા.

શરમાળ છતાં સંજોગોને લીધે સમાસ કરી લેવાની ગુરુદેવની અમૂલ્ય શિખામણ માતાજીએ પૂરેપૂરી હૃદયમાં ઉતારી દીધી હતી; એટલે રસોઇ માટે યોગ્ય માણસના અભાવે ગુરુદેવની માંદગી વધી પડે એમ છે એવું જ્યારે તેમના જાણવામાં આવ્યું, ત્યારે પોતાના સુખનો વિચાર કોરે મૂકી દઇ શ્યામપુકૂર આવી રાંધવાનું કામ બજાવવાને તૈયાર થયાં. અહીં વિપરીત સંજોગો વચ્ચે ત્રણ માસ સુધી તેઓ કેવી રીતે રહી શક્યાં, એ આશ્ચર્યકારક છે. ઘરમાં ફક્ત એકજ નાહવાની ઓરડી હોવાથી તેમને નાહવા માટે ત્રણ વાગ્યે ઉઠવું પડતું, અને તે પછી તેમને છાપરા પાસેના કાતરિયામાં રહેવું પડતું. અહીં તેઓ રસોઈ કરતાં; અને તૈયાર થાય એટલે મોટા ગોપાળ કે લાતુ દ્વારા ખબર કહાવતાં; અને પછી ગુરુદેવ પાસે તે જાતે લઈ જતાં, અને તેમ કરવાની સગવડ ન હોય ત્યારે કોઇ ભક્ત સાથે મોકલી આપતાં. તેઓ પોતે તો કાતરિયામાંજ જમી લેતાં અને રાત્રે બપોર પણ ત્યાંજ ગાળતાં. ઘરમાં જ્યારે બધા માણસો સૂઇ જાય, ત્યારે તેઓ થાકયાં પાકયાં પોતાના ઓરડામાં આવી થોડા કલાક નિદ્રા લેતાં. ગુરુદેવ સાજા થઇ જશે એવી આશાથી ધીરજ રાખીને તેઓ પોતાનું કામ મૂંગે મોઢે અને પ્રસન્નચિત્તે બજાવતાં. ગુરુદેવની મુખ્ય સારવાર કરનારતરીકે તેઓ પોતેજ શ્યામપુકૂરમાં ગુરુદેવની પાસે છે, એવી ખબર નિત્ય આવનારામાંના પણ થોડાકોનેજ પડી હતી.

આ રીતે ભોજનની સર્વ ગોઠવણ થઇ ગઇ; એટલે રાતની સારવાર માટે જરૂર હતી, તે કામ નરેન્દ્રનાથે માથે લીધું. તે શ્યામપુકૂરમાં રાતભર રહેવા લાગ્યો. એને પગલે ચાલીને નાનો ગોપાળ (નવો શિષ્ય), કાલી અને શશી જેવા થોડાક મજબૂત

ભકતો પણ મદદે આવ્યા. ગુરુદેવ માટે નરેન્દ્રનો ત્યાગ, તેની ચેતનાપ્રદ વાતો અને સંગતિની તેમનાપર ઉંડી છાપ પડી હતી. અને તેથી તેમણે ગુરુ અને ગોવિંદને ચરણે પોતાનું પણ સમસ્ત જીવન સમર્પણ કરવાનો સંકલ્પ કરતાં, પોતાનામાં છુપાયલી સ્વાર્થભાવનાને સંપૂર્ણ દેશવટો આપ્યો હતો. તેમના આવા નિશ્ચયની જ્યાંસુધી તેમના વડીલોને ખબર પડી નહિ, ત્યાંસુધી શ્રીરામકૃષ્ણની સારવાર માટે તેઓ જાય–આવે તેમાં તેમણે વાંધો લીધો નહિ; પણ ગુરુદેવની બિમારી લંબાઇ, અને અભ્યાસ કોરે મૂકી દઇ ભોજન માટે પણ ઘેર નહિ જતાં એ છોકરાઓ જ્યારે તેમની સેવામાંજ બધું ધ્યાન આપવા લાગ્યા, ત્યારે તેમના વડીલો ચોંકી ઉઠયા. આથી તેઓ તેમને ઘેર બોલાવી લેવાના અનેક પ્રયત્નો કરવા લાગ્યા; પણ એ છોકરાઓ સામે નરેન્દ્ર-નાથનો બોધપ્રદ આદર્શ હતો, એટલે તેઓ પહાડની પેઠે અચળ રહ્યા. શ્યામપુકૂરમાં વ્યાધિની શરૂઆતના દિવસોમાં આવી રીતે પ્રેમપૂર્વક શ્રમ લેનારાઓની સંખ્યા જો કે ચાર પાંચનીજ હતી, પણ પછી એવા કાર્યકર્તાઓની સંખ્યા વધીને વીસ સુધી પહોંચી ગઇ હતી.

આટઆટલો પ્રબંધ કર્યા છતાં, ભકતો તો ચિંતાતુરજ રહેતા. સારા સારા દાકતરોથી તેમણે સાંભળ્યું હતું કે, વ્યાધિ કદાચ મટે, તોપણ દરદ હઠીલું હોવાથી જલદી મટી જાય એવું તો નહોતુંજ. લંબાતી જતી સારવારને અંગે જોઇતાં નાણાં ક્યાંથી લાવવાં? સારવાર માટે ગુરુદેવને કલકત્તે લાવનાર જે ગૃહસ્થી ભકતો હતા, તેમાંનો એક પણ એવો સાધનસંપન્ન નહોતો, કે જે ગુરુદેવ અને તેમની શુશ્રૂષા કરનાર સેવકોનું ખર્ચ એકલે હાથે ઉપાડી શકે. અત્યાર સુધી જે ખર્ચ તેમણે ઉઠાવ્યો હતો, તે પણ તેમની એકંદર સ્થિતિ જોતાં તેમની ગુરુદેવપ્રત્યેની શ્રદ્ધા-અને ભક્તિભાવ દર્શાવતાં હતાં; અને હજી પણ એ શ્રદ્ધાભક્તિ કાયમજ હતાં. હવે વધુ વખત ખર્ચ ચાલુ રાખવાની જરૂર જણાઇ, એટલે એક ભકતે પોતાનું ઘર ગીરો મૂકવાનો વિચાર કર્યો, તો બીજો ઘરમાંનાં ઘરેણાં વગેરે વેચવાની પેરવીમાં પડયો. પૈસાની અગવડ હોય એટલે એ વિના બીજું કરી શકે પણ શું? ત્રીજો એક પોતાના દરરોજના ઘરખર્ચમાં કાપકૂપ કરીને જે બચે તે ગુરુદેવની સેવામાં અર્પણ કરવા લાગ્યો. સુરેન્દ્રે મકાન-

ભાડું આપવાની જવાબદારી લીધી અને બલરામ, રામચંદ્ર, મહેન્દ્ર, ગિરીશ અને બીજા ભકતોએ શ્યામપુકુર અને કાશીપોરમાં ગુરુદેવના ઘરખટલાનો બધો ખર્ચ માંહોમાંહે ફાળવી ઉઠાવી લેવાની ગોઠવણ કરી લીધી. આ પ્રમાણે ગુરુસેવાના નિઃસ્વાર્થ ઉત્સાહને પરિણામે ભકતોનાં અંતર એકબીજા પ્રત્યે પ્રેમ અને સદ્ભાવથી ગુંથાઇ ગયાં, અને દક્ષિણેશ્વરમાં બીજારોપણ થયા છતાં, 'શ્રીરામકૃષ્ણ બંધુમંડળ(બ્રધરહુડ)'નો અભ્યુદય મોટે ભાગે શ્યામપુકુર અને કાશીપોર બાગમાંનાં પવિત્ર સંસ્મરણોનેજ આભારી હતો. હકીકત આવી હોવાથી કેટલાક ભકતોએ ગુરુદેવની માંદગીનેજ આ પરસ્પર વચ્ચે એકતા જામવાના મુખ્ય કારણરૂપે માની લીધી હતી.

શ્રીરામકૃષ્ણની આ માંદગીને ભકતો જુદા જુદા અર્થમાં ઘટાવતા, અને તેથી તેઓ ત્રણ વિભાગમાં વહેંચાઇ ગયા હતા. પ્રથમ વિભાગનો અભિપ્રાય એવો હતો કે, આ બધી ઇશ્વરની લીલા છે. આ વર્ગનો અગ્રેસર ગિરીશચંદ્ર ઘોષ હતો. બીજો વર્ગ એવું માનતો કે, ગુરુદેવ પરમપિતાના કેવળ રમકડારૂપ છે, અને લોકકલ્યાણનો કોઇ ઉંડો હેતુ પાર પાડવા માટે તેણેજ તેમને આવી દશામાં મૂકયા છે; એટલે ગુરુદેવ પણ કદાચ એ કોયડો ઉકેલવાને અસમર્થ હોય. ત્રીજા વિભાગની સમજણ એવી હતી કે, બીજા બધા પાર્થિવ પદાર્થોની પેઠે શ્રીરામકૃષ્ણનું શરીર પણ કુદરતના કાનુનને આધીન છે; એટલે તેમની માંદગીને કોઇ ભેદભર્યા અર્થમાં ઘટાવવી એ મૂર્ખતા છે. જ્યાંસુધી પોતાને એથી ઉલટી કોઇ પ્રતીતિ થાય નહિ, ત્યાંસુધી એ વર્ગ કારણવાદનીજ દૃષ્ટિએ આ પ્રસંગનું એવું નિરાકરણ કરતો. આ વર્ગના ભકતો ગુરુદેવ રોગમુક્ત થાય એ ખાતર બની શકતા બધા ઉપાય અજમાવતા, અને જે ઉચ્ચ આદર્શો પાછળ ગુરુદેવે પોતાનું બધું જીવન ગાળ્યું હતું તેને પહોંચી વળવાને મથતા. ગુરુદેવના યુવાન શિષ્યોના અગ્રેસરતરીકે નરેન્દ્રનાથ આ છેલ્લા મતનું સમર્થન કરતો. આ વિષે આ પ્રમાણે એકબીજા વચ્ચે મતભેદ હોવા છતાં, ગુરુદેવના ઉપદેશોને અમલમાં મૂકીને, તેમજ અવિરત સેવાવડે તેમના કૃપાપાત્ર બનીનેજ, તેઓ પરમધ્યેયને પામી શકે તેમ છે, એ બાબતમાં તો બધાજ ભકતો સંમત થતા. આ પ્રમાણે આ બાબતમાં તેમજ આ પછીના બીજા

પ્રસંગોમાં પણ એક બીજા વચ્ચે મતભેદ હોવા છતાં તેમનો એક-બીજા પ્રત્યેનો સદ્ભાવ તો જેવો ને તેવોજ કાયમ રહી શકયો હતો. અપાર મુશ્કેલીઓની સામે થઇને હંકાર્યે જવામાં પોતાના ભકતોની શ્રદ્ધાને ઉત્તેજિત કરનાર ગુરુદેવની આધ્યાત્મિક શક્તિના કેટલાક અદ્ભુત ચમત્કારોનો હવે અમે ઉલ્લેખ કરીશું.

ગુરુદેવની સારવાર કરવાનો બોજો સાચા હૃદયથી દા૦ મહેન્દ્રલાલ સરકારે કેવી રીતે ઉપાડી લીધો હતો, તે આપણે જોઇ ગયા છીએ. પ્રથમ થોડા દિવસ તો તેઓ રોગની ગતિનું નિરીક્ષણ કરવાને દરરોજ ત્રણ વાર આવતા, અને તે કર્યા પછી ધર્મચર્ચા કરવા માટે કલાકો સુધી બેસતા હતા. આથી ગુરુદેવની અપાર આધ્યાત્મિકતા તેમને ઠીક સમજાઇ હતી, અને તેમના સંસર્ગમાં આવવામાં પોતાનું અહોભાગ્ય સમજવા લાગ્યા હતા. એક દિવસ ગુરુદેવે તેમને થોડાક આભારસૂચક શબ્દો કહેવાની શરૂઆત કરી, ત્યાં તો તરતજ દાકતર બોલી ઉઠયા કે "શું આપ એમ ધારો છો કે હું અહીં આટલો બધો વખત આપનીજ ખાતર ગાળું છું? એમાં મારો પણ સ્વાર્થ છે. આપની સંગતિથી મને બહુ લાભ અને આનંદ થાય છે. બીજી કડાકૂટ આડે મને આ પહેલાં આપને મળવાની તક મળી નહોતી. ખરૂં પૂછો તો, સત્યપર આપનો આટલો બધો પ્રેમ છે તેથી હું આપને ચાહું છું; બાકી કહે એક અને કરે બીજું, એવા માણસો તો મેં ઘણી વાર જોયા છે, અને મને તેમના પ્રત્યે ઘૃણા આવે છે. આપ એમ ન ધારતા કે, હું આપની ખુશામત કરૂં છું. મનુષ્યને મોટાભા ગણીને માન આપવાની વાતજ હું સમજતો નથી. કાંઇ ખોટું જોઉં તો હું સગા બાપને પણ મોઢાપર સંભળાવી દેનારો છું; અને તેથી હોળીના નાળિયેરતરીકે પણ હું ગવાઇ ચૂકેલોજ છું." ગુરુદેવ હસીને બોલ્યા કે "હા, મેં એ સાંભળ્યું છે, પણ તમે અહીં ઘણા વખતથી આવો છો, છતાં એમાંનું કશું મારા અનુભવમાં તો નથી આવ્યું." દાક્તર હસ્યા, અને બોલ્યા કે "આગણો દિનમાન સારો સમજીને આપણે બંનેયે આપણા પ્રારબ્ધને ધન્યવાદ દેવો ઘટે છે. આપની રીતભાતમાં કંઈ પણ દંભ જેવું મને લાગ્યું હોત તો તો મેં તેની પણ ઝાટકણી અવશ્ય કાઢી હોત."

એ પછી જે વાત ચાલી તેમાં ઈશ્વરને ટુંકી દૃષ્ટિથી જોનારને

દાકતરે ઉધડા લીધા. શ્રીરામકૃષ્ણ એ સાંભળીને પ્રસન્ન થયા અને બોલ્યા કે "તમે સાચું કહો છો. મારાથી પણ એવી મૂર્ખાઇભરેલી વાતો નથી સહન થતી." પછી તેમણે એક ભક્તને રામપ્રસાદનું ભજન ગાવાને કહ્યું, અને ગવાયા પછી તેનો અર્થ તેમણે દાકતરને સમજાવ્યો. ગાનારની કાંઇક સરતચૂક થવાથી ગુરુદેવ વચમાં બોલી ઉઠયા હતા કે "એમ નહિ, તું અવળી રીતે ગાય છે. આમ જોઇએ-'મારૂં મન સુસ્પષ્ટ તે જુએ, હાય! હૃદયની અતૃપ્તિથી રૂવે!' એ પછી એનો અર્થ સમજાવ્યો કે, મન ઈશ્વરને સમજવાનો પ્રયત્ન કરે છે, પણ સનાતન સત્યને પામવું એ પોતાની શક્તિ બહારની વાત છે, એવો તેને તરતજ અનુભવ થાય છે; પણ પામ્યા સિવાય તેના હૃદયને શાંતિ પણ વળે તેમ નથી; એટલે એ અતૃપ્તિ-ઉગ્ર આતુરતા-તીવ્ર મોક્ષેચ્છા-ને લીધે એ તો રડ્યાજ કરે છે. આ અર્થઉકેલ સાંભળીને દાકતર મંત્રમુગ્ધ થયા અને બોલી ઉઠયા કે "બહુજ સાચી વાત! સહેજ પણ મુશ્કેલી જણાતાં મન તો ગમારની પેઠે તરત પાછું હઠી જાય છે, પણ હૃદય તો દૃઢતાપૂર્વક સત્યની શોધમાં આગળજ ધસે છે."

ભજન સાંભળતાં સાંભળતાં બેએક યુવાન ભકતો સમાધિલીન થયા. દાકતરે તેમની નાડ તપાસી કહ્યું કે "તેમને બાહ્યભાન રહ્યું નથી એમ જણાય છે." શ્રીરામકૃષ્ણે પોતાનો હાથ હળવેથી તેમની છાતીપર ફેરવ્યો, અને તેમના કાનમાં હરિનામ બોલીને તેમને જાગ્રત કર્યા. દા૦ સરકારે ગુરુદેવને કહ્યું કે "આ બધી આપના હાથનીજ કારીગરી જણાય છે." ગુરુદેવે હસીને જવાબ આપ્યો કે "ના ના, એ તો પ્રભુની કૃપાથી થાય છે. આ જુવાનીઆઓનાં મન બીજા કરોડો માણસોની પેઠે ધન, ધામ, સ્ત્રી કે કીર્તિ પાછળ ભટકતાં નથી, એટલેજ તે ઇશ્વરના નામપર સહેજે એકાગ્ર થઇ શકે છે."

પછી પ્રસંગોપાત, દાકતરે જણાવ્યું કે અલ્પ જ્ઞાન એ ભયંકર વસ્તુ છે, અને જ્ઞાનની પરાકાષ્ઠા મનુષ્યને હમેશાં નમ્ર બનાવે છે. આનો જવાબ શ્રીરામકૃષ્ણે વાળ્યો કે "ખરી વાત છે, વ્યાવહારિક જ્ઞાનને લીધે મનુષ્ય હઠીલી પ્રકૃતિનો બને છે; અને તત્ત્વજ્ઞાનનો ગર્વ પણ મનુષ્યને એક જાતનું મોટું બંધન છે. તમે આટલું બધું ભણ્યા છો તોપણ ગર્વરહિત છો, એ ઈશ્વરકૃપાની વાત છે." દા૦ સરકાર આવેશમાં આવી બોલ્યા કે "એમ

કેમ ? હું કાંઈ એટલું બધું જાણતો નથી; અને તેથી બીજાઓ પાસેથી, અરે આ યુવકો પાસે પણ શીખવામાં મને કશી નાનમ જણાતી નથી. હું તો એમને પગે પણ પડું." ગુરુદેવે કહ્યું કે "હું પણ તેમને કહું છું કે, હું જયાં સુધી જીવું છું ત્યાં સુધી બીજાઓ પાસે કંઇ ને કંઈ શીખ્યાજ કરૂં છું." પછી દાકતરને ઉદ્દેશીને તેમણે ભકતોને કહ્યું કે "તમે જોયું ને ! કેટલા વિનયી છે ? મનુષ્યની કિંમત વિનયથી અંકાય છે." પછી દાકતરે રજા લીધી.

આ પ્રમાણે ક્રમે ક્રમે દા૦ મહેન્દ્રલાલ સરકાર શ્રીરામકૃષ્ણના પ્રસંગમાં આવતા થયા. ઇશ્વરાનુસંધાનમાં તેઓ રત થાય, એ જોવાને ગુરુદેવ આતુર હતા. તેમણે મહેન્દ્ર, ગિરીશ અને નરેન્દ્ર જેવા બુદ્ધિશાળી શિષ્યોને તેમના સંસર્ગમાં અવારનવાર આવતા રહેવાની આજ્ઞા કરી હતી. આને પરિણામે દાકતરે ગિરીશચન્દ્રનો "બુદ્ધદેવ"નો તેમજ બીજા કેટલાક ધાર્મિક ખેલો જોયા હતા. નરેન્દ્રનાથની વાતચીતથી ખુશ થઇને, તેમણે તેને એક દિવસ પોતાને ત્યાં જમવાને નોતર્યો હતો. તે પછી થોડે વખતે શ્યામપુકૂરમાં તેમની વિનંતિપરથી નરેન્દ્ર એક ભજન બોલ્યો. દાકતર મંત્રમુગ્ધ બન્યા, તેઓ તેને ભેટી પડયા અને અંતઃકરણથી આશિષ આપી. શ્રીરામકૃષ્ણને તેમણે કહ્યું કે "આવા અસાધારણ યુવકે ધર્મની ખાતર પોતાનું જીવન અર્પણ કર્યું છે, એ જોઇને મને બહુ આનંદ થાય છે. ખરેખર એ હીરો છે, અને મને ખાતરી છે કે તે ગમે તે રસ્તે પણ સંસારમાં આગળ આવી દીપી નીકળ્યા વિના રહેશે નહિ." એ સાંભળી સંમતિસૂચક દૃષ્ટિએ ગુરુદેવે નરેન્દ્ર તરફ જોયું.

બે માસ વીતવા છતાં દર્દ ઓછું ન થયું, દવાની ટીકી લાગી નહિ. દાકતર ગભરાયા. પથ્ય ભોજનપર તે વિશેષ ને વિશેષ ભાર મૂકવા લાગ્યા. ગુરુદેવના સંબંધમાં તેમને માત્ર ધંધાપૂરતોજ રસ નહોતો, પણ ઘણો વધારે રસ લેતા હતા. તેમના દરેક શબ્દમાં અને કાર્યમાં ગુરુદેવ પ્રત્યેનો સદ્ભાવ દેખાઈ આવતો હતો. ગુરુદેવનાં પ્રેમ, સરળતા અને આધ્યાત્મિકતાએ તેમનું હૃદય હરી લીધું હતું; અને હવે તેમનાં ભકતોપર પણ દાકતરનો પ્રેમ વિસ્તરવા લાગ્યો હતો. ગુરુદેવના સંબંધમાં જે પ્રસંગની દા૦ સરકાર ઉપર ઉંડી છાપ પડી હતી, તેનું વર્ણન

અમે અહીં આપીએ છીએ.

દુર્ગાપૂજાનું પર્વ હતું. સુરેન્દ્રનાથ એ પર્વની ઉજવણી પોતાને ઘેર કરતો. ગુરુદેવ માંદગીના સબબે નહિ પધારે, એ તેને ખટકતું હતું. ઉત્સવને બીજે દિવસે સાંજે, શ્રીરામકૃષ્ણના ઓરડામાં ઘણા લોકો ભેગા થયા હતા. નરેન્દ્રનાથ અને ડા૦ સરકાર પણ હતા. નરેન્દ્ર ગાતો હતો; પ્રત્યેક વ્યક્તિ તન્મય હતી. અને ગુરુદેવ ઉપરાછાપરી ભાવસમાધિ લઇ રહ્યા હતા. ઘડિયાળમાં સાડાસાતનો ટકોરો વાગ્યો, અને એ દિવસની પરમ માંગલિક પળ આવી પહોંચી. ડાક્તર જવાની તૈયારીમાં હતા. શ્રીરામકૃષ્ણ તેમને વિદાય કરવા ઉભા થયા. એવામાં એકાએક તેમને ભારે સમાધિ ચઢી આવી. ભકતોએ ધાર્યું કે, સંધિકાળની વિશેષ પવિત્રતાને લીધે આમ બનવા પામ્યું હશે. ડાક્તર ઉભા થયેલા તે પાછા બેસી ગયા, અને શું બને છે તે જોવા લાગ્યા. અર્ધા કલાક પછી શ્રીરામકૃષ્ણ જાગ્રત અવસ્થામાં આવ્યા. પોતાનો અનુભવ ભકતોને નિવેદન કરતાં તેઓ બોલ્યા કે "મેં અહીંથી તે સુરેન્દ્રના ઘરસુધી પ્રકાશ પથરાયેલો જોયો છે. સુરેંદ્રને ત્યાં જે મૂર્તિ પધરાવવામાં આવી છે, તેમાં તેની ભક્તિને લીધે સાક્ષાત જગદંબા વિરાજી રહી છે; તેના ત્રીજા લોચનમાંથી દિવ્ય પ્રકાશ વહી રહ્યો છે; તેની આગળ દીપકની હાર ઝગી રહી છે અને સુરેન્દ્ર ધ્રૂસકે ધ્રૂસકે રડતો ચોગાનમાં બેઠો છે; માટે તમે ત્યાં જાઓ તો ઠીક. તમે તેને દિલાસો આપો." આ પરથી નરેન્દ્ર અને બીજા ભકતો સુરેન્દ્રને ઘેર ગયા, અને જોયું તો ગુરુદેવે જોયા પ્રમાણેજ દરેક વસ્તુસ્થિતિ થઇ હતી.

આ સમાધિ દરમિયાન, ડા૦ સરકારે તેમજ ત્યાં હાજર રહેલા બીજા ડાક્તરે ગુરુદેવનું હ્રદય તપાસી જોયું હતું, અને તેમને હ્રદયના ધબકારા સંભળાયા નહોતા. ગુરુદેવના આંખના ડોળાને આંગળીથી સ્પર્શ કરતાં તેમાં પણ ચેતનની પ્રતીતિ તેમને થઇ નહોતી. આ બનાવનો ઉકેલ કરવામાં હાલનું વિજ્ઞાન કશુંજ કામ આવે નહિ, એમ બંનેને કબૂલ કરવું પડયું હતું. ત્રણ અઠવાડિયાં વહી જવા છતાં ગુરુદેવની પ્રકૃતિમાં કશો ફેરફાર થયો નહિ. પણ નબળી સ્થિતિ છતાં તેમની પ્રસન્નતા જેમની તેમ કાયમ હતી.

ગુરુદેવની બિમારી હવે દિવસે દિવસે વધતી જતી હતી, છતાં લોકો પોતાની આધ્યાત્મિક તૃષાની તૃપ્તિ અર્થે વધારે ને વધારે સંખ્યામાં આવ્યા કરતા હતા. તેમના નોખા નોખા સ્વભાવને લક્ષમાં લઇને આ નવા નવા આવનારાઓને માંદગીની કશી દરકાર ન કરતાં તેમણે જરૂરી સૂચનાઓ આપ્યા કરી હતી. એક દિવસ સાકાર ઇશ્વરનું ધ્યાન કરતી વખતે કેવી રીતે બેસવું જોઇએ તે બતાવ્યા પછી, નિરાકારની ઉપાસના માટેનું આસન બતાવવાનો પ્રયત્ન તેઓ કરી રહ્યા હતા; પણ તેમ કરવા જતાં તેઓ પોતે સમાધિમાં આવી ગયા. થોડી વારે ઉત્થાન થયા પછી તેમણે કહ્યું કે " હું તમને એ આસન હવે નહિ બતાવી શકું. એ આસનમાં હું બેસું છું કે તરતજ મન સમાધિમાં લય પામે છે. ગળા તરફ લોહીનું દબાણ વધી જવાથી પીડા થાય છે, તેથી દાક્તરે સમાધિથી દૂર રહેવાની ચેતવણી વારંવાર આપેલી છે." આ સૂચના જે યુવકને અપાઈ રહી હતી તે આથી દિલગીર થઇ બોલ્યો કે "દેવ! એ બધું આપ કરી બતાવો એવી હવે મારી પણ ઇચ્છા નથી." ગુરુદેવે કહ્યું કે "સાચું, છતાં થોડુંક દૃષ્ટાંતદ્વારા કહ્યા વિના મને સંતોષ વળતો નથી."

'ક્વેકર' પંથનો એક મહાન ખ્રિસ્તી ભક્ત, જેનું નામ પ્રભુદયાળ મિશ્ર હતું, તે શ્યામપુકુરમાં ગુરુદેવને મળવા આવ્યો હતો. (તા. ૩૧ મી ઑક્ટોબર, ૧૮૮૫) તે ઉત્તર હિંદુસ્થાનનો રહીશ હતો અને ઉંમર પાંત્રીસેક વર્ષની હતી. તે સાધુતરીકેનું જીવન ગુજારતો હતો. તેના બે ભાઈઓમાંથી એકનું લગ્ન જે દિવસે થવાનું હતું તેજ દિવસે એ બંને ભાઈ મરી ગયા. તેથી પ્રભુદયાળને એટલું બધું લાગી આવ્યું કે ત્યાં ને ત્યાંજ તેણે સદાને માટે ત્યાગ લઇ લીધો. અંગ્રેજી પહેરવેશ નીચે તે ભગવું કટિવસ્ત્ર પહેરતો હતો.

ગુરુદેવ સાથે તેને કેટલીક વાતચીત થયા પછી દા૦ સરકાર આવી પહોંચ્યા. તેમને જોઇને ગુરુદેવ સમાધિમાં આવી ગયા. પછી જાગ્રત થતાં તેઓ બોલ્યા કે " હું બેભાન નથી થયો."

દાક્તર—ના, આપ બેભાન નથી.

પછી ગુરુદેવે ઇશ્વરોન્મત્ત દશાનું વર્ણન કરતું એક ભજન

છોડયું, તેની દાક્તરપર ભારે અસર થઇ. વળી પાછા શ્રીરામકૃષ્ણદેવ મસ્ત દશામાં આવ્યા. તેમણે ડા૦ સરકારના ખોળામાં પોતાના પગ મૂક્યા. જાગ્રત થતાં તેમણે પોતાના પગ લઇ લીધા. પછી તેમણે દાક્તરને કહ્યું કે "તે દિવસે તેં કહ્યું હતું તે વાજબી હતું. હું શું જગદંબાનાજ ખોળામાં નથી સૂતો? એટલે મારી માંદગી વિષે હું પૂછું પણ બીજા કોને? મારે જો પ્રાર્થના કરવી હોય તો તેનેજ કરવી ઘટે!"

આ શબ્દો બોલતી વખતે તેમની આંખો આંસુથી ભરાઇ આવી. તેમણે દાક્તરને કહ્યું કે "તું બહુ પવિત્ર છે, નહિતર મેં તને સ્પર્શ કર્યો હોત નહિ." એ પછી–'સાધુ જન તો તેનેજ કહીએ, જેણે હરિરસ ચાખ્યો છે હૈયે;

તુચ્છ ઈન્દ્રિય ભોગ ગરવા, તેની કોણ કરે છે પરવા?'

એવા ભાવની ભજનની કડી ગાતાં ગાતાં તેઓ બોલ્યા કે "'હે મમ મન! તું હરિરસ પી'–એ ભજન સાંભળીશ, ત્યારે મૂળ સ્થિતિ પર આવીશ." પછી બીજા ઓરડામાં નરેન્દ્ર હતો, તેને એ ભજન ગાવાને બોલાવ્યો.

એક દિવસ રમુજી પ્રસંગ બન્યો. ગિરીશ જેનો મેનેજર હતો તે નાટકશાળાની કોઈ નટીએ 'ચૈતન્ય લીલા'ના નાટક દરમિયાન ગુરુદેવને એક વાર જોયા હતા. એ નટીની કુશળતાનાં ગુરુદેવે વખાણ કર્યાં હતાં, અને તેને પોતાના ચરણસ્પર્શ પણ કરવા દીધા હતા. તે દિવસથી તે નટી ગુરુદેવને ઈશ્વરતુલ્ય માનતી, અને તેમને ફરી મળવાની તકની રાહ જોતી. તેમની માંદગીની ખબર પડવાથી તેને ગુરુદેવને મળવાની ઇચ્છા થઇ આવી. તેણે પોતાને મદદ કરવા કાલીપાદ ઘોષને વિનંતિ કરી. કાલીપાદ જાણતો હતો કે, એ વાત બનવી અસંભવિત છે, એટલે બન્નેએ સેવકોને રમાડવાનું કારસ્તાન રચી કાઢયું. કાલીપાદ એ નટીને યુરોપીયન યુવકનો પોશાક પહેરાવીને શ્યામપુકુરવાળા ગુરુદેવના સ્થાનપર એક સાંજે લઈ આવ્યો. તેણે ગુરુદેવના પરિચારકો સાથે પોતાના મિત્રતરીકે તેની ઓળખાણ કરાવી. આથી બાકીનું કામ સહેલું થઇ ગયું. જ્યારે તેઓ શ્રીરામકૃષ્ણ પાસે આવ્યા, ત્યારે તેમણે તેમના આગળ એ કાવતરાનો ભેદ ખુલ્લો કર્યો. ગુરુદેવને એથી વિનોદ થયો. તેમણે નટીની

ચાલાકીની પ્રશંસા કરી. તેની શ્રદ્ધા અને ભક્તિથી પ્રસન્ન થઇને તેમણે તેને ઇશ્વરમાં શ્રદ્ધા રાખવા વિષે કેટલીક શિખામણ પણ આપી. એ પછી ગુરુદેવના ચરણમાં પોતાનું મસ્તક નમાવી તેણે વિદાય લીધી. પોતે કેવી રીતે છેતરાયા હતા, એ વાતની ખબર જ્યારે ભક્તોને ગુરુદેવદ્વારા પડી ત્યારે તેઓ ડઘાઇ ગયા. છતાં એ પ્રસંગથી શ્રીરામકૃષ્ણને વિનોદ થયો હતો, એટલે કાલીપાદને ઠપકો દેવાની વાત તેમને માંડી વાળવી પડી.

શ્રીરામકૃષ્ણ સાથેના સંસર્ગથી અને તેમની ભાવપૂર્વક સેવા કરવાથી ભક્તોમાં શ્રદ્ધા અને ભક્તિ ખીલ્યાં હતાં; પણ તેઓ અજાણતાં અવળે અને જોખમવાળે રસ્તે જઈ રહ્યા હતા. ત્યાગ અને આત્મસંયમ કેળવવાને બદલે ભાવાવેશ દર્શાવવામાં તેમાંના કેટલાક શ્રેષ્ઠતા માનવા લાગ્યા. ત્યાગ અને સંયમ વિનાના ભાવાવેશની કશી પણ કિંમત નથી, એ સત્ય હજી તેમને ગળે ઉતર્યું નહોતું. આ ભૂલ માટે કેટલાંક બહાનાં પણ બતાવાતાં. પ્રથમ તો મન સહેલે માર્ગે જવાનું પસંદ કરે છે, અને તે સાથે ઇશ્વર અને જગત વચ્ચે તથા ત્યાગ અને ભોગ વચ્ચે બાંધછોડ કર્યા કરે છે. લોકોનો મોટો ભાગ એ બન્નેમાં રહેલા વિરોધી તત્ત્વની ઉપેક્ષા કરે છે, અને અધ્યાત્મમાર્ગે થોડું ઘણું પ્રયાણ કરીને સંતોષ પામે છે. આ સંજોગોમાં શ્રીરામકૃષ્ણ દરેક નવા આવનાર પાસેથી ધર્મસંબંધમાં તેનો એવો સગવડિયો ખ્યાલ છે કે કેમ તે વિષે જાણી લેવાની કાળજી રાખતા. અને જ્યાં એવો ખ્યાલ દેખાતો તે જિજ્ઞાસુ આગળ ત્યાગના આદર્શનું પ્રતિપાદન તેઓ કદી પણ કરતા નહિ; પણ તેનાથી જેટલું જીરવી શકાય તેટલુંજ તેને બતાવતા. આમ તેમનો ઉપદેશ વ્યક્તિગત હતો, અને તે જિજ્ઞાસુની કક્ષા પ્રમાણે ઓછાવત્તા પ્રમાણમાં અપાતો. સંન્યાસજીવન માટે નિર્માયલા ભક્તો પ્રત્યે તેમનો ઉપદેશ ગૃહસ્થ ભક્તોના કરતાં જુદા પ્રકારનો હતો. આજ કારણથી હરિનામનો જપ કર્યા કરવો વગેરે દ્વારા નારદે ઉપદેશેલો ભક્તિમાર્ગ આ કલિયુગમાં સર્વશ્રેષ્ઠ છે, એમ તેઓ કહેતા લાગે છે; છતાં આ શબ્દોનું તાત્પર્ય ઘણા થોડાના સમજવામાં આવ્યું હતું. કેમકે એ માર્ગે પ્રયાણ કરવાથી સંસારાસક્ત મનુષ્ય પણ ધીમે ધીમે હલકી વાસના છોડતાં શીખે, એજ તાત્પર્ય તેમાં સમાયલું હતું.

શ્રીરામકૃષ્ણના જીવનસંકેતની પૂરેપૂરી ગમ નહિ પડવી એ ભક્તોના ભ્રમનું બીજું કારણ હતું. તેમના અદ્‌ભુત તપશ્ચર્યાના અને આત્મસંયમના પ્રયોગો શિષ્યોના આગમન પૂર્વે થઇ ચૂક્યા હતા, એટલે અસાધારણ ભાવાવેશ માટેની તેમણે જેવી પૂર્વતૈયારીઓ કરી હતી તે તરફ ભક્તોનું લક્ષ ગયું નહોતું. ગુરુદેવને ઇશ્વિરાવતારતરીકે માનનાર ગિરીશચંદ્ર ઘોષે જ્યારે પોતાનો નિશ્ચય પ્રકટપણે જાહેર કર્યો, ત્યારે આવી વસ્તુસ્થિતિ તરફ સર્વ કોઇનું ધ્યાન ખેંચાયું. ગિરીશનો કિસ્સો દરેક રીતે અપવાદરૂપ હતો, છતાં નવા મુંડાયલા જતિની પેઠે ધગશમાં ને ધગશમાં તે પોતાની અપવાદરૂપ સ્થિતિ ભૂલી ગયો હતો. તેણે દરેકને પોતાનો આદર્શ સ્વીકારીને પોતાને પગલે ચાલવાનું આવાહન કર્યું, તેનું પરિણામ ભયંકર આવ્યું. ગિરીશને પગલે ચાલનાર કેટલાક ભક્તોમાં ગિરીશ જેટલી આત્મનિરીક્ષણની ધગશ અને આદેશપાલનની તત્પરતા નહોતી. આ સંજોગોમાં પોતે શ્રીરામકૃષ્ણને 'મુખત્યારપત્ર' (ગુરુપદ) આપી ચૂક્યા છે, એટલે પોતાને કોઇ રીતે આત્મસંયમમાંથી પસાર થવાની જરૂર નથી, એવું તેઓ કહેવા લાગ્યા !

ગિરીશના વિચારોને તરતજ અપનાવી લેનારાઓમાં રામચંદ્ર પ્રથમ હતો. આપણે જોઇ ગયા છીએ તેમ તે વૈષ્ણવ હતો. શ્રીરામકૃષ્ણ, શ્રીકૃષ્ણ અને શ્રીગૌરાંગ ત્રણે એકસરખા છે, એવી તેની માન્યતા હતી. હવે તે શ્રીરામકૃષ્ણને યુગાવતારતરીકે જાહેર કરવા લાગ્યો, એટલુંજ નહિ પણ ગુરુદેવના ભક્તોને પણ બીજા અવતારોની કોટીમાં ગણવાની પ્રવૃત્તિ તેણે આદરી. જેમનામાં તેને ભાવાવેશનાં વિશેષ લક્ષણો દેખાતાં તેમને તે ઉત્તમ કોટીના કહેવા લાગ્યો.

એવામાં વિજયકૃષ્ણ ગોસ્વામી ગુરુદેવને મળવા ઢાકાથી આવી પહોંચ્યા. તેમણે પરમહંસદેવની પુષ્કળ તારીફ કરવાથી ઘણાઓ તો ગુરુદેવની નકલ કરી ભાવાવેશમાં આવતા જણાવા લાગ્યા; અને કેટલાકો શ્રીરામકૃષ્ણની દિવ્ય શક્તિના ચમત્કારો જોવા મળે તેની પણ રાહ જોવા લાગ્યા !

છતાં ગુરુદેવના ભક્તોમાં એક એવી વ્યક્તિ હતી, કે જેણે આવાઓના વિચારો અને બનાવટી ભાવાવેશનાં માઠાં પરિણામ આંખના પલકારાની સાથે જોઇ લીધાં હતાં. નરેન્દ્રનાથે

આ આગંતુક ભય જોઇ લીધો, અને તેને અટકાવવાને પોતે કમર કસી. જેઓ પોતાનું કહેવું સમજી શકશે એવું તેને લાગ્યું, તેમને પ્રથમ સંબોધવાની પોતે શરૂઆત કરી. તેની દલીલ આ હતી કે "ભાવાવેશથી ભક્તિનો ક્ષણિક અનુભવ થાય તોપણ તેથી માણસમાં જગતની લાલચોને જીતવાની શક્તિ આવતી નથી. વળી કેટલાકમાં એવું તેવું બનવાનું કારણ જ્ઞાન-તંતુઓની નબળાઇ પણ હોય છે. માટે એવા માણસે પુષ્ટિકારક ખોરાક લેતા રહી દાકતરની સલાહ લેવી જોઇએ. વળી લોકો ઘણે અંશે દંભવૃત્તિવાળા પણ હોય છે. આપણે તો જેટલી હદ સુધી આત્મસંયમ ખીલવીએ, તેટલેજ અંશે આપણામાં એ આત્માનુભવની સાચી યોગ્યતા આવે છે."

નરેન્દ્રનાથના એ શબ્દોમાં પ્રથમ તો થોડાનેજ વિશ્વાસ આવ્યો, છતાં ધીમે ધીમે સત્ય તરી આવ્યું. કેમકે કેટલાક દાખલાઓમાં આવો ભાવાવેશ દેખાવ પૂરતોજ થતો હતો; અને તે ખાનગી રીતે ઘેર ભજવેલા પાઠના પરિણામરૂપ હતો, એવું પણ જણાઇ આવ્યું. કોઈ ભકતને વારંવાર આવેશમાં આવતો જોઇને નરેન્દ્રનાથ તેની સાથે દલીલમાં ઉતરતો, અને તેને આત્મસંયમ સાધવાની તથા પુષ્ટિકારક ખોરાક લેવાની સલાહ આપતો, અથવા અમુક માણસ પરાણે એવી સ્થિતિ અનુભવવાને પ્રેરાય છે એવી ખાતરી થતી, ત્યારે તેની છેડતી કરીને તેને એ સ્થિતિમાંથી ઉગારી લેવાનો પ્રયત્ન કરતો. એ ઉપરાંત તે યુવકોસમક્ષ આદર્શોની સ્પષ્ટ રૂપરેખા દોરી બતાવતો, અને ભજનો તથા અસરકારક વાર્તાલાપદ્વારા તેમનામાં ભક્તિ અને ત્યાગની ચીનગારી પ્રકટાવતો. શ્રીરામકૃષ્ણની સાધનાના અસરકારક પ્રસંગોનું વર્ણન કરીને, અને એ પ્રકાશને આધારે તેમની મહત્તાનું તારતમ્ય દર્શાવીને તે અનેક વાર તેમને મંત્રમુગ્ધ કરતો. "ઇસુનું અનુકરણ" (ઇમીટેશન ઑફ ક્રાઇસ્ટ) માંથી ફકરા કહીને તે તેમને ગુરુદેવની અતિઉપકારક રહેણીનું અનુકરણ કરવાનો પાનો ચઢાવતો. તે કહેતો કે, ગુરુદેવને સાચી રીતે ચાહનારાએ તો તેમની રહેણી અને ઉપદેશ મુજબ પોતાનું જીવન ઘડવું જોઇએ. શ્રીરામકૃષ્ણદેવપ્રત્યે તેઓનો જે પ્રેમ હતો તેની ખરી કસોટીતરીકે તેણે આ વાત બધા સમક્ષ રજુ કરી હતી.

આમ જયારે નરેન્દ્રનાથ શ્રીરામકૃષ્ણના બાળકોના ચારિત્ર્યનું

ઘડતર કરી રહ્યો હતો, ત્યારે ગુરુદેવની શરીરસ્થિતિ દિનપરદિન કથળતી જતી હતી. જ્યારે સારવારની કશી ટીકી ન લાગી, ત્યારે ડૉ૦ સરકારે શહેર બહાર કોઇ બાગવાળા બંગલામાં હવાફેર માટે જવાની સલાહ આપી. બંગલાની શોધ તડામાર ચાલી. કાશીપોરમાં ગોપાળચંદ્ર ઘોષનો વિશાળ બંગલો ભાડે રખાયો. ૧૮૮૫ના ડિસેમ્બરની ૧૧મી એ શ્રીરામકૃષ્ણ એ નવા મકાનમાં પધાર્યા. કુદરતી શોભા, સ્વચ્છ હવા અને એકાંતને લીધે તેમને આ સ્થળ ગમી ગયું.





# ૫૦—કાશીપોર બાગ અને મહાસમાધિ

કાશીપોર બાગની સાથે શ્રીરામકૃષ્ણુદેવના જીવનના છેલ્લા પ્રકરણમાં હવે આપણે પ્રવેશીએ છીએ. સત્યના પ્રચાર માટે યોગ્ય સાધનરૂપે નરેન્દ્રનાથને પસંદ કરીને ગુરુદેવે કમાલ કરી હતી.

કાશીપોર બાગ સુંદર સ્થળ છે. વિસ્તારમાં તે પાંચેક એકર છે. તેમાં ફળવૃક્ષ અને ફૂલરોપ પુષ્કળ છે. કલકત્તાથી બરાણગોર જવાના ઓતરાતા માર્ગની જમણી બાજુએ તે આવેલો છે. આઠ માસ ઉપરાંત ગુરુદેવ અહીં રહ્યા હતા, અને શરીર ગળીને કાષ્ઠવત્ બની પ્રાણરહિત થયું, ત્યાંસુધી તેમણે દર્દની પીડા મૂંગે મોઢે સહન કરી હતી.

મુખ્ય મકાનને બે માળ હતા. નીચલે માળે ત્રણ અને ઉપલામાં બે ઓરડાઓ હતા. ઉપલા માળના વચલા દિવાનખાનામાં ગુરુદેવ રહેતા, અને ડાબે પડખે તેની જોડેની નાની ઓરડી તેમના સેવકો રાતે સૂવાના ઉપયોગમાં લેતા. દિવાનખાનાની જમણી બાજુએ ખુલ્લી અગાશી હતી, જ્યાં ગુરુદેવ બેસતા અગર હરતા ફરતા હતા. તેમના ઓરડા નીચેનો ઓરડો અને તેમના જમણા પડખાની નાની ઓરડી ભક્તો વાપરતા હતા. છેક ડાબે ખૂણે આવેલી નાની ઓરડીમાં માતાજીનો વાસ હતો. એ સિવાય કેટલાંક નાનાં મકાનો બાજુમાં હતાં. બે હોજ પણ હતા, જેમાંનો એક પ્રમાણમાં મોટો હતો. આજુબાજુ ફરવાની ખુલ્લી જગ્યા હતી. આ નવા વાતાવરણમાં ગુરુદેવ અને માતાજીને ઠીક ગમી ગયું હતું.

એ વખતે નરેન્દ્રનાથ કાયદાની પરીક્ષાની તૈયારી કરતો હતો. તેના અભ્યાસના કારણે, તેમજ સગાઓ સાથે ચાલતા મુકદ્દમાના કારણે કલકત્તામાં તેની સતત હાજરીની જરૂર હતી. આમ છતાં કાશીપોર બાગમાંજ નવરાશના વખતે પોતાનું

વાંચવાનું કામ ઉકેલી લેવાનો તેણે નિશ્ચય કર્યો. બીજાં થોડાં વર્ષમાં પોતાની માતા અને ભાઇઓના નિભાવ અર્થે અમુક રકમ પેદા કરી લીધા પછી ઈશ્વરની શોધ માટે જગતનો ત્યાગ કરવાની તેણે આશા રાખી હતી; પણ વિધાતાએ કંઇ બીજુંજ નિર્માણ કર્યું હતું.

કલકત્તા અને કાશીપોરમાં પોતાની સારવારમાટે ભક્તોને જે ભારે મુશીબત વેઠવી પડી હતી, તેથી શ્રીરામકૃષ્ણ અજાણ નહોતા. સારવાર માટે કલકત્તે આવવા અગાઉ એક દિવસ તેમણે બલરામને કહ્યું કે “લોકો મારા નિભાવ માટે ફંડ ઉભું કરે એ મને પસંદ નથી. હું એવી બાબતથી ટેવાયલો પણ નથી. અહીં વાત જુદા પ્રકારની છે. કાલીમંદિરના પૂજારીતરીકે રાણી રાસમણિએ માસિક સાત રૂપિયા બાંધી આપ્યા છે, તે ત્યાં રહું તોજ મળે; એટલે બહાર રહું ત્યાંસુધીનો બધો ખર્ચ તારે વેઠી લેવો પડશે.” વળી જ્યારે તેમણે સંભળ્યું કે, કાશીપોર બાગ ભારે ભાડાથી રાખ્યો હતો; ત્યારે પોતાના ગરીબ ભક્તો એવડી રકમ કેવી રીતે ભરશે એ વિચારથી તેઓ આશ્ચર્ય પામ્યા હતા. તેમણે સુરેન્દ્રને એ વિષે કહ્યું કે “જો, આ ભક્તો ઘણા ખરા કારકુની કરનારા છે. તેમને બહોળાં કુટુંબોનું પેટ ભરવાનું છે. એટલે આ બાગના મોટા ભાડાનો બોજો તેઓ કેવી રીતે ઉપાડી શકશે? માટે એ બધું તું પોતે આપજે.” સુરેન્દ્ર ખુશીથી સંમત થયો. વધતી જતી નબળાઇને લીધે જંગલપાણી માટે થોડા વખત પછી બહાર જવાશે નહિ, એ વાતની તેમને ચિંતા થતી જોઇને લાતુ ઉત્સાહમાં આવી જઇ બોલ્યો કે “દેવ! હું આપનો ભંગી થઇશ.” એવી શોકયુક્ત સ્થિતિમાં પણ વિચિત્ર બિહારી ઢબે ઉચ્ચારાયલા આ શબ્દોએ ગુરુદેવને તેમજ ભક્તોને હસાવ્યા હતા.

આગળ કહ્યું તેમ ધીમે ધીમે બધી વ્યવસ્થા ગોઠવાયા પછી યુવાન શિષ્યો દિવસ અને રાતનો મોટો ભાગ ગુરુદેવની સાથે રહેવા લાગ્યા. નરેન્દ્ર તેમનો નેતા બન્યો. ગુરુદેવની સેવામાં તેઓ ન હોય ત્યારે તે તેમને એકઠા કરીને ધ્યાન, અભ્યાસ, ચર્ચા કે ભજનમાં પરોવતો. આવી રીતે આખો વખત રોકાયલા રહેવાથી તેઓ ખુશમિજાજ રહેતા, અને વખત ક્યાં જતો તે જણાતું નહિ. શ્રીરામકૃષ્ણનો નિર્મળ અને નિઃસ્વાર્થ

પ્રેમ તથા નરેન્દ્રનાથના વ્યક્તિત્વ અને બંધુભાવથી એક પ્રકારનું બંધુમંડળ રચાઈ ગયું. આવી રીતે આ યુવકો વચ્ચે જે એકતા જામી તે કોઇ પણ કુટુંબની એકતાને કોરે મૂકે એવા પ્રકારની હતી. આવી રીતે આત્મભોગ આપનારા યુવકોની સંખ્યા બાર કરતાં વધારે નહોતી. તેમણે પોતાનું જીવન જે ઉદ્દેશથી અને જેમના નિમિત્તે અર્પણ કર્યું હતું, તેથી કરીને એમાંનો પ્રત્યેક યુવક જાણે અમોઘ સામર્થ્યના ભંડારરૂપ હોય એવું લાગતું હતું.

કાશીપોરમાં આવ્યા પછી થોડી મુદતમાં શ્રીરામકૃષ્ણ બાગમાં થોડું હરતા ફરતા થયા. આથી ભકતો ખુશી થયા. તેમણે વિચાર્યું કે, આ રીતે નિયમિત ફરતા રહેવાથી તેમનામાં કૌવત આવશે, પણ એથી તો તેમની નબળાઇ વધી પડી અને થોડા દિવસ સુધી તેઓ બહાર પણ નીકળી શકયા નહિ. દાક્તરોએ પુષ્ટિકારક ખોરાકની ભલામણ કરી. આથી કેટલાક દિવસ લગી સુધારો થતો રહ્યો. દા૦ સરકાર એ જોઇ પ્રસન્ન થયા.

બે યુવાન સેવકો દરરોજ કલકત્તે જતા, અને ત્યાંથી ખાનપાનની જરૂરી ચીજો લઈ આવતા; તથા દાકતરને ખબર પણ આપી આવતા. સારવારનું અને બીજું પરચુરણ કાર્ય બીજા યુવકોએ વહેંચી લીધું હતું. માતાજીને માથે રસોઈ તેમજ ગુરુદેવને જમાડવાનું કાર્ય હતું. જ્યારે કાંઇ ખાસ કરવાનું હોય ત્યારે તે વિષેની દાકતરની સૂચનાઓ મોટો ગોપાળ અને લાટુ માતાજીને કહેતા. શ્રીરામકૃષ્ણની ભત્રીજી લક્ષ્મીદેવી પણ અહીં માતાજીની સાથી અને સહાયક હતી. કેટલીક વાર ગુરુદેવની ભક્ત સ્ત્રીઓ એકાદ બે દિવસ માટે આવી જતી. ઘરખર્ચ સંબંધી તમામ નાણાંવહેવાર મોટા ભકતોએ ઉપાડી લીધો હતો. નવરાશના ગાળામાં તેઓ પણ આવી ગુરુદેવની અંગત સેવા કરી જતા. બધું કામ વ્યવસ્થિત થતાં સુધી ઘણા ખરા યુવક ભકતોએ ઘેર નહિ જતાં વડીલોને કહી દીધું હતું કે, હાલ અમારાથી ઘેર આવીને પ્રથમ માફક જીવન ગાળવાનું બનવાનું નથી. વડીલોએ પણ નમતું તોળવામાંજ સાર જોયો હતો. કેમકે એમ નહિ કરવાથી છોકરાઓ સમૂળગા હાથથી જશે એવી તેમને દહેશત રહેતી. વયોવૃદ્ધ અને યુવાન ભકતોના સહકારથી આ પ્રમાણે ગુરુદેવની સારવારનું કામ હવે સારી રીતે ચાલવાથી

નરેન્દ્રને કંઈક નિરાંત વળી, અને પોતાના કુટુંબની ખબર લેવાને એક બે દિવસ ઘેર જઈ આવવાનો વિચાર કર્યો. એક રાતે, ગુરુભાઈઓને એ વિષે વાત કરીને તે સૂતો. સૂવા છતાં ઉંઘ ન આવવાથી તે ઉભો થયો; નાનો ગોપાળ, શરત્ અને બીજા થોડા જાગે છે, એવું જોઇને તેમને કહ્યું કે "ચાલો, આપણે જરા બાગમાં ફરીએ." પછી ફરતાં ફરતાં નરેન્દ્રે સાથીઓને કહ્યું કે "ગુરુદેવનો વ્યાધિ ભયંકર છે. કદાચ તેઓ શરીર છોડવાનો પણ વિચાર કરતા હોય. માટે તેમની સેવા, પ્રભુ-પ્રાર્થના અને ધ્યાનભજન સારી પેઠે કરીને તમારી ઉન્નતિ સાધવાનો પૂરો પ્રયત્ન કરજો. કેમકે હજી પણ એ માટે સારી તક અને અનુકૂળ વખત છે; અને તેમના ગયા પછી, તમારા પશ્ચાત્તાપનો પાર નહિ રહે. "હાલ તો ઘરસંસારનું એક યા બીજું કામ કરી લઈને પ્રભુભજન તો એ પછી આગળ ઉપર કરી લેવાશે" એવા મૂર્ખતાના વિચારમાં આપણે વખત બરબાદ કરીએ છીએ; પણ એથી તો આપણે ઉલટા વાસનાના બંધનમાં આપણી જાતને ઉત્તરોત્તર વધારે જકડતા જઇએ છીએ. માટે એ તૃષ્ણાનેજ અધોગતિનું કારણ સમજીને એને એકદમ નષ્ટ કરવી જોઇએ."

રાત અંધારી હતી; ઠંડી પડી રહી હતી; આકાશમાં તારલિયા ટમટમી રહ્યા હતા; અને બધેજ શાંતિ વ્યાપી રહી હતી. નરેન્દ્રના અંતઃકરણપર આ શાંતિની અસર પહોંચી; અને તેને ધ્યાનમાં બેસવાની વૃત્તિ થઇ આવી. તે એક ઝાડ નીચે જઇ બેઠો; અને પાસે સૂકું ઘાસ અને ડાંખળીઓ પડી હતી, તે જોઇને કહ્યું કે "એને સળગાવો, આ વખતેજ સાધુઓ ધૂણી ધખાવે છે. આપણે પણ હવે ધૂણી ધખાવીને એમાં આપણી કામનાઓને હોમી દઇએ." અગ્નિ પ્રકટાવાયો. યુવાન ભક્તો અગ્નિમાં ઇંધણની આહુતિ આપતા ગયા, તેની સાથે સાથે મનવડે કામનાઓને પણ હોમતા ગયા. કેવળ આ મનોમય ત્યાગના વિચારથી પણ તેમનાં અંતર અપૂર્વ આનંદથી ઉભરાઈ રહ્યાં. તેમને લાગ્યું કે, ખરેખર હવે તેમના મનના મળ બળી રહ્યા છે, અને તેઓ પોતે ઇશ્વરની વધારે ને વધારે નજીકમાં જઇ રહ્યા છે. બે કે ત્રણ કલાક પછી એ અગ્નિને શાંત પાડીને તેઓ સૂઈ ગયા. એ પછી પ્રથમ કરેલી ગોઠવણ પ્રમાણે નરેન્દ્ર ઘેર

ગયો, અને બેએક દિવસમાં પાછો ફર્યો.

આ અરસામાં પંડિત શશધર ગુરુદેવને મળવા માટે કાશી-પોર બાગમાં આવ્યા. તેમણે કહ્યું કે " દેવ! શાસ્ત્ર કહે છે કે, આપના જેવા સંતો શારીરિક દર્દ કેવળ સંકલ્પબળથી મટાડી શકે છે. માત્ર દર્દવાળા ભાગપર આપનું મન એકાગ્ર કરીને તે મટવુંજ જોઇએ એવો નિશ્ચય કરો, એટલે અવશ્ય આપને મટી જશે. દેવ! એ પ્રયોગ આપ કેમ નથી અજમાવતા ?" ગુરુદેવે કહ્યું કે " તું પંડિત છતાં પણ આવી વિચાર વિનાની વાત કરે છે ! એક વખત જે મન ઇશ્વરને સોંપાઇ ચૂકયું હોય, તે આ નશ્વર શરીરને માટે તેની પાસેથી પાછું કેમ ખેંચી લેવાય ? " વ્યાધિના જોર વચ્ચે પણ તેમનો શરણભાવ આવો અપ્રતિમ હતો!

ઉપલા ઉત્તરથી ગુરુદેવે શશધરને બોલતા બંધ કર્યા, પણ નરેન્દ્ર અને બીજા ભકતોએ શશધર ગયા પછી એ અખતરો કરી જોવાનો શ્રીરામકૃષ્ણને ખૂબ આગ્રહ કર્યો અને " આપે આપનું દર્દ, કાંઇ નહિ તો અમારે ખાતર પણ મટાડવુંજ જોઇએ " એવી હઠ પકડી.

શ્રીરામકૃષ્ણ—તમે શું એમ ધારો છો કે, આ પીડા હું હાથે કરીને ભોગવી રહ્યો છું ? સાજા થવાની તો મને પણ ઇચ્છા રહે છે. પણ તે કેવી રીતે બને ? એ બધી વાતનો આધાર જગદંબા ઉપર છે.

નરેન્દ્ર—તો પછી આપને આરામ થાય એવી આપ જગદંબાને પ્રાર્થના કરો. આપનું સાંભળ્યા વિના તે રહેનાર નથી.

શ્રીરામકૃષ્ણ—તારે એ કહેવું સહેલ છે, પણ મારાથી એવા શબ્દો કદી બોલાય તેમ નથી.

નરેન્દ્ર—ના દેવ ! એમ નહિ ચાલે. કાંઇ નહિ તો અમારે ખાતર પણ આપે માને એ વિષે કહેવુંજ પડશે.

શ્રીરામકૃષ્ણ—વારૂ, બને તેમ હશે તો પ્રયત્ન કરી જોઇશ.

થોડા કલાક પછી તેમણે પ્રાર્થના કરી હતી કે કેમ, અને કરી હોય તો તેનું પરિણામ શું આવ્યું એ વિષે નરેન્દ્રે ગુરુદેવને પૂછી જોયું.

શ્રીરામકૃષ્ણ—મેં તેને કહ્યું કે 'આ દર્દને લીધે મારાથી કશું ખવાતું નથી; તો હું થોડું ખાઇ શકું એવી કૃપા કર.' ત્યારે તેણે તમને બધાને બતાવતાં કહ્યું કે ' એમ કેમ ? આટલાં બધાં મોઢાં

વડે તું જ ખાઇ રહ્યો છે ને !' એ સાંભળતાંજ હું ભોંઠો પડી ગયો. એક પણ શબ્દ મારાથી બોલાયો નહિ.

શરીરપ્રત્યે કેવી બેપરવાઈ! અભેદસિદ્ધાંતની કેવી ઉંડી સમજ!

હવે બીજા દાક્તરે ગુરુદેવની સારવારનું કામ હાથપર લીધું. દા. રાજેન્દ્રલાલ દત્ત કલકત્તાના સુપ્રસિદ્ધ 'હોમિયોપેથ' હતા. તેમણે ગુરુદેવની બિમારી વિષે સાંભળીને, પોતાના મિત્ર દા. સરકારની અનુમતિથી બીજી કોઇ દવા અજમાવી જોવાનું તેમણેજ કહાવી મોકલ્યું. એ દવાનું પરિણામ ટુંક મુદત માટે તો સારૂં આવ્યું, અને ભકતોને આશા પડી.

૧૮૮૫ ના ડિસેમ્બરની ૨૩ મીએ ગુરુદેવ કોઇ વિલક્ષણ આનંદાવસ્થામાં હતા. એ દિવસની સાંજે તેમણે મહેન્દ્રને કહ્યું કે "મારૂં ઉપદેશકાર્ય હવે લગભગ સમાપ્ત થયું છે–હવે હું લોકોને ઉપદેશ કરી શકીશ નહિ. હું જોઉં છું કે સર્વત્ર પ્રભુ સિવાય કાંઇજ નથી." નિરંજન ઘેરથી તરતમાંજ પાછો ફર્યો હતો એટલે તેની વૃત્તિ હાલ કેવી રહે છે, તે વિષે પૂછ્યું. નિરંજને કહ્યું કે "દેવ! પ્રથમ તો હું આપને માત્ર ચાહતો હતો, પણ હવે તો આપથી દૂર ખસવું પણ અશકય લાગે છે." મહેન્દ્ર બોલ્યો કે "દેવ! આ છોકરાઓએ અહીં આવવામાં અને આપની સારવાર કરવામાં શી શી જહેમત ઉઠાવી છે, તેનો ખ્યાલ મને ગયે દિવસેજ આવ્યો." આ શબ્દોથી ગુરુદેવની લાગણી તીવ્ર બની, અને તેઓ સમાધિમાં આવ્યા. પછી ઉત્થાન-દશામાં આવતાં તેઓ બોલ્યા કે "પ્રત્યેક પદાર્થ વ્યક્તમાંથી અવ્યક્તમાં સરી રહેલો જોઉં છું. કંઈક વધારે કહેવાની ઈચ્છા છે, પણ નહિ બોલું. પણ પ્રત્યેક પદાર્થ અવ્યક્તમાં દોડી રહ્યો છે, આ ઉપરથી શું ભાવી દેહવિલયની પ્રતીતિ નથી થતી?"

મહેન્દ્ર—કદાચ એમ પણ હોય !

શ્રીરામકૃષ્ણ—"હમણાં પણ હું જોઉં છું કે, નામરૂપ-રહિત સચ્ચિદાનંદ બ્રહ્મજ આવી રીતે વિલસી રહ્યો છે! (તેમણે હાથની ચેષ્ટા કરીને બતાવ્યું.)પણ મેં વૃત્તિઓને પરાણે અંકુશ-માં રાખી છે."

"આ રોગને લીધે બહિરંગ મંડળના ભકતોથી અંતરંગ મંડળના ભકતો છૂટા પડી ગયા છે. જેમણે જગતનો ત્યાગ કર્યો છે અને જેઓ અહીં રહેલા છે, તેઓ અંતરંગ મંડળના

છે; અને જેઓ અવારનવાર આવીને ખબર પૂછતા રહે છે, તે બહિરંગ મંડળના છે."

હવે અમે એક વિશિષ્ટ પ્રસંગનો ઉલ્લેખ કરીશું. એ પ્રસંગ ભક્તોપ્રત્યેના ગુરુદેવના વિલક્ષણ પ્રેમની, તેમજ તેમની અસાધારણ આધ્યાત્મિક શક્તિની સાખ પૂરે છે. તા. ૧ લી જાન્યુઆરી ૧.૮૮૬નો દિવસ હતો. શ્રીરામકૃષ્ણની પ્રકૃતિ વધારે ઠીક લાગતી હતી, એટલે તેમણે બાગમાં ફરવાની ઇચ્છા બતાવી. બપોરના ત્રણનો અમલ હતો અને તહેવારનો દિવસ હતો; એટલે આશરે ત્રીસ સામાન્ય શિષ્યો હાજર હતા. કોઇ દિવાનખાનામાં બેઠા હતા, તો કોઇ ઝાડ તળે બેઠા હતા. શ્રીરામકૃષ્ણદેવ નીચે આવતાંજ દિવાનખાનામાં બેઠેલાઓએ તેમને પ્રણામ કર્યા. પછી તેઓ ધીમે ધીમે દરવાજા પાસે ગયા, એટલે શિષ્યો પણ તેમની સાથે થોડે સુધી ગયા. ગિરીશ, રામ, અતુલ અને બીજા જેઓ ઝાડ તળે વાતો કરી રહ્યા હતા, તેઓ સામા આવીને ગુરુદેવને પગે લાગ્યા. શ્રીરામકૃષ્ણે એકાએક ગિરીશને કહ્યું કે "ગિરીશ! તેં મારામાં એવું શું જોયું છે કે તું મને બધેજ અવતારતરીકે ઓળખાવતો ફરે છે?" ગિરીશ આ પ્રશ્નથી બિલકુલ ડઘાયો નહિ. તે હાથ જોડીને ગુરુદેવને પગે પડયો, અને ગદ્ગદિત કંઠે બોલ્યો કે "વ્યાસ અને વાલ્મીકિ જેવા ઋષિઓ જેના મહિમાનો પાર પામી શકયા નથી, તેના સંબંધમાં મારા જેવો ક્ષુદ્ર પ્રાણી શું કહી શકે?" આ અત્યંત ભાવભીના શબ્દો સાંભળીને, શ્રીરામકૃષ્ણદેવનો પરમભાવ જાગ્રત થઇ આવ્યો. તેઓ બોલ્યા કે "વધારે શું કહું! તમે બધા પ્રકાશ પામો!" આટલું કહીને તેઓ અર્ધસમાધિમાં આવ્યા. ભકતો આ આશિર્વાદભર્યું ગંભીર વચન સાંભળીને આનંદમસ્ત થયા; અને તેમને નહિ અડકવાને કરેલો સંકલ્પ વીસરી ગયા. ભાવભક્તિના આવેશમાં તેઓ તેમની ચરણરજ લેવાને ઉલટયા; અને એક પછી એક દરેક ભકત પ્રણામ કરતો ગયો. ભક્તિનું આવું ભાવપ્રદર્શન જોઇને, શ્રીરામકૃષ્ણદેવના કૃપાસિંધુએ પણ માઝા મૂકી દીધી, અને તેમણે આશીર્વાદપૂર્વક એક પછી એક બધાને સ્પર્શ કર્યો. તેમના આ ચેતનપ્રદ સ્પર્શને પરિણામે તેમનાં અંતઃકરણે પલટો ખાધો. કેટલાક હસવા લાગ્યા તો કેટલાક રડવા લાગ્યા; કેટલાક ધ્યાનમાં બેઠા તો થોડાક બહાર ફરતા બીજાઓ-

ને આશીર્વાદ પામવાને બૂમો પાડીને બોલાવવા લાગ્યા. ગુરુદેવની સારવારમાં રહેવાથી તેમજ ધ્યાનભજનમાં બેસવાથી, પાછલી રાતના ઉજાગરાવાળો નરેન્દ્ર અને બીજા થોડા ભકતો ઉંઘતા હતા; તેઓ એ બૂમોથી જાગી ઉઠયા, અને ગુરુદેવ પાસે દોડી આવ્યા.

યુવાન શિષ્યો આવી પહોંચતાં ગુરુદેવ પોતાની સ્વાભાવિક અવસ્થાપર આવી ગયા અને ઓરડામાં પાછા ફર્યા. પછી ભકતોનો ભાવોદ્રેક શાંત પડતાં તેમણે જોયું કે, ગુરુદેવ કાંઇ પણ ભેદભાવ વિના પોતાની કૃપા બધા ઉપર એકસરખી વરસાવી રહ્યા હતા.

આ પ્રસંગે તેમને કેવા કેવા અનુભવ થયા હતા, તેના જવાબમાં કેટલાક કહેતા કે, તેમણે પોતે એક પ્રકારનો આહ્લાદક ઉન્માદ અનુભવ્યો હતો; બીજાઓ પોતાના ઇષ્ટદેવનાં પ્રથમ કરતાં વધારે સ્પષ્ટ દર્શન કરી શકયા હતા; અને કેટલાકને પ્રકાશદર્શનનો કે કોઇ અજબ ચેતનપ્રવાહ પોતામાં વહી રહ્યાનો અનુભવ થયો હતો. એક પ્રકારનો અવર્ણનીય આનંદ અનુભવાયો હતો, એવું તો સર્વ કોઇનું કહેવું થયું હતું. દરેકની ખાતરી થઈ હતી કે, આવાં અજબ દર્શન તો ગુરુદેવની કૃપાથીજ થઇ શકે. આ પ્રસંગે હરણચંદ્ર દાસ નામના ભકતનો ખાસ ઉલ્લેખ કરવા જેવો છે. તેના પર ગુરુદેવની ભારે કૃપા ઉતરી હતી. શ્રીરામકૃષ્ણદેવની આગળ પગે પડયો ત્યારે તેમણે સમાધિદશામાં તેના મસ્તકને સ્પર્શ કર્યો હતો.

ગુરુદેવનો ભત્રીજો રામલાલ ઉક્ત પ્રસંગનું વર્ણન કરતાં કહે છે કે " મારા ઇષ્ટની મૂર્તિના અમુક અવયવોનાંજ મને ધ્યાનમાં પ્રથમ દર્શન થતાં, પણ તે દિવસે તો તેનું સમગ્ર સ્વરૂપ દેખાયું હતું. વૈકુંઠ કહેતો કે " થોડાક ભકતો આશીર્વાદ પામ્યા પછી હું પણ આગળ વધ્યો, અને ગુરુદેવને પ્રણામ કરી આશીર્વાદ માગ્યો. તેઓ બોલ્યા કે 'તને દરેક ચીજ મળી ગઇ છે.' પછી મને તે બતાવો એવું મેં કહ્યું; એટલે તેમણે મારી છાતીપર હળવેથી સ્પર્શ કર્યો. એ સ્પર્શથી મારામાં ભારે પરિવર્તન થઇ રહ્યું. હું જે જે પદાર્થ જોતો તેમાં મને ઈષ્ટદેવની આનંદમૂર્તિજ દેખાતી. હું એ આનંદમાં ભાન ભૂલી ગયો હતો, અને બીજાઓને આવી આશીર્વાદ લેવાની બૂમોજ પાડતો રહ્યો હતો.

એમ કહેવાય છે કે, આ પ્રસંગ બન્યા પછી શ્રીરામકૃષ્ણને આખે શરીરે બળતરા થઇ આવી હતી. બીજાઓનો પાપભાર

પોતે વિંઢાળવાથી આમ બન્યું હોય એમ પણ બને. પછી તેમણે પોતા ઉપર થોડું ગંગાજળ રેડાવ્યું હતું, એટલે દાહની શાંતિ થઇ હતી.

આ અરસામાં નરેન્દ્રને સાક્ષાત્કાર કરવાની જબરી તાલાવેલી લાગી હતી. તેણે કાશીપોરમાં 'મ.'ને કહેલા કેટલાક અનુભવો અહીં રજુ કરીએ છીએ.

નરેન્દ્ર—ગયે શનિવારે ( તા. ૨૭ જાન્યુઆરી, ૧૮૮૬ )હું અહીં ધ્યાનમાં બેઠો હતો, એવામાં મારી છાતીમાં કોઇ વિલક્ષણ ભાવનો એકાએક અનુભવ થઇ આવ્યો.

મહેન્દ્ર—કુંડલિની જાગી ઉઠવાનો?

નરેન્દ્ર—કદાચ એમ પણ હોય. ઇડા અને પિંગલા નાડીનો તો સ્પષ્ટ અનુભવ થયો હતો, એટલે મેં હાજરાને મારી છાતી તપાસવાનું કહ્યું. ગઇ કાલે મેં ગુરુદેવને ઉપલે માળે જોયા, એટલે કહ્યું કે " દરેક જણને આપ સાક્ષાત્કાર કરાવી ચૂક્યા છો, તો મને પણ થોડો કાં ન કરાવો ? દરેકને જે મળ્યું છે, તેથી શું હું એકલોજ વંચિત રહું ? " તેઓ બોલ્યા કે "તારા કુટુંબ વાસ્તે કંઇક પ્રબંધ કરી લે, એટલે તને બધું મળી રહેશે. તારે શાની ઇચ્છા છે ?" મેં કહ્યું " ભોજન માટે ફક્ત વખતનો ગાળો પડે તે સિવાય ત્રણ ચાર દિવસ સુધી લાગલાગટ સમાધિમાં બેસી રહું, એવી ઇચ્છા છે." તેઓ બોલ્યા કે " તું તો મૂર્ખ છે. એ કરતાં પણ ઉંચી સ્થિતિ છે. "જે જે આ દશ્ય, પ્રભુ તે તે તું સ્પષ્ટ " એ ભજન તું નથી ગાતો ? તારા કુટુંબનો કાંઇક પ્રબંધ કરીને આવ, એટલે એથી પણ ઉચ્ચ સ્થિતિને તું પામીશ."

નરેન્દ્ર—"આજ સવારે હું ઘેર ગયો હતો. જ્યારે પરીક્ષાની તૈયારી કરવી જોઇએ, ત્યારે અભ્યાસને નેવે મૂકવા બદલ મને ઘરનાં માણસોએ ઠપકો આપ્યો. પછી મારાં દાદીમાને ઘેર હું વાંચવા સારૂ ગયો, અને વાંચવાની તૈયારી કરતો હતો તેવામાં વાંચવું એ જાણે કોઇ ભયંકર ચીજ હોય, એવી ફટક મારા હૈયામાં પેસી ગઇ ! મારા હૃદયમાં ભારે ઘમસાણ મચી રહ્યું ! મારી જીંદગીમાં હું તે વખતે જેટલું રડયો, તેટલું કદી રડયો નથી!"

"પછી તરતજ પુસ્તકો અને બધું છોડી દઇને અહીંજ દોડી આવ્યો. જોડા પણ રસ્તામાં ક્યાંક નીકળી પડયા. ઉતાવળે ચાલતાં મને ઝાંખરાં ઉઝરડાયાં, અને કેટલાંક વળગ્યાં પણ

ખરાં! હું તો દોડતોજ રહ્યો અને ઠેઠ અહીં આવીનેજ અટકયો!"

ચોથી જાન્યુઆરીના દિવસે રાતના નવ વાગી ગયા હતા. નિરંજન, શશી અને 'મ' ગુરુદેવ પાસે બેઠા હતા. થોડી નિદ્રા લીધા પછી ગુરુદેવ તાજાજ જાગ્યા હતા. રોગનું પાસું વધી ગયું હતું. પીડા બહુ થતી હતી, છતાં નરેન્દ્ર વિષે તેઓ ઇશારાથી અને ધીમેથી વાતો કરવા લાગ્યા. તેઓ બોલ્યા કે "નરેન્દ્રની વિલક્ષણ અવસ્થા જુઓ! ઈશ્વરના સાકાર રૂપને તે નહોતો માનતો એવો પણ વખત હતો; અને હવે જુઓ કે સાક્ષાત્કાર માટે કેવી આતુરતા જાગી છે!" પછી નરેન્દ્ર પોતાના ધ્યેયને સત્વર પામશે એવા સૂચક શબ્દો તેમના મુખમાંથી નીકળી પડયા.

એજ રાતે બેએક ગુરુભાઇઓને લઇ ધ્યાન ધરવા માટે નરેન્દ્ર દક્ષિણેશ્વર આવવવાને નીકળ્યો. ગુરુદેવની સૂચનાનુસાર તે આત્મસંયમની સાધના કરતો હતો, અને તેમાં સફળતા મળી રહી હતી. જે ભગીરથ કાર્ય ભવિષ્યમાં તેને ઉપાડવાનું હતું તેને માટે શ્રીરામકૃષ્ણ એ પટ્ટશિષ્યને યોગ્ય તાલીમ આપી રહ્યા હતા. એક દિવસ ગુરુદેવે યુવાન ભકતો વિષે તેને કહ્યું કે "હું તેમને તને સોંપું છું. તેઓ આત્મસંયમ કેળવે, અને જંજાળમાં ફસે નહિ, એ જોતો રહેજે." એક દિવસ તેમણે નરેન અને બીજા યુવાન ભકતોને પેટપૂરતું ભિક્ષાન્ન માગી લાવવા વિષે પૂછી જોયું. ભકતોએ એ વિચાર હર્ષપૂર્વક વધાવી લીધો, અને ભિક્ષાપાત્ર લઇ બહાર નીકળી પડ્યા. જુદી જુદી જાતનું જે કાચું અન્ન તેમને ભિક્ષામાં મળી આવ્યું, તેની તેમણે રસોઇ કરી, અને તેમાંથી થોડો ભાગ ગુરુદેવને અર્પણ કર્યો. ગુરુદેવ તેમાંથી ભાતના એક બે દાણા લેતાં બોલ્યા કે "ખૂબ કરી! આવું અન્ન બહુ પવિત્ર હોય છે." સંન્યાસીના ભગવા વેશે ભિક્ષાન્ન માટે ઘરઘર ભટકતા આ જુવાનીઆઓ, ધર્મના આનંદની ભરતી રેલાવીને મનુષ્યજાતિને તરબોળ કરી દેશે, એવો વિચાર કરતાં ગુરુદેવ ભારે આનંદમગ્ન થયા. તેમને નિરાંત વળી.

શિવરાત્રિની રાત યુવાન મંડળીએ હરિધૂન અને ધ્યાનભજનમાં ગાળી. નરેન્દ્રની તપશ્ચર્યાને લીધે તેનામાં આત્મશક્તિનાં ઝરણુ ફૂટી રહ્યાં હતાં. તેને પોતાની શક્તિનો પરિચય કરવાનો ઉમળકો થઈ આવ્યો. તેણે પોતાને સ્પર્શ કરવાનું કાલીને કહ્યું, અને થોડી મિનિટ સુધી તે ધ્યાનમાં ગરક રહ્યો.

આ થોડી મિનિટમાં તેણે શું કર્યું તેની ખબર પડી નહિ, પણ તેથી કાલી તો ઘણી ઉંડી ધ્યાનાવસ્થામાં આવી ગયો. કોઇ ને કોઈ રીતે શ્રીરામકૃષ્ણને આ વાતની જાણ થઈ, એટલે સંચય થવા પહેલાં શક્તિને આવી રીતે વેડફી નાખી, અને બીજાઓ ઉપર એવી રીતે પોતાના વિચારોની અસર પરાણે પેદા કરી, તે બદલ નરેન્દ્રને તેમણે ઠપકો આપ્યો.

શ્રીરામકૃષ્ણ હવે દિવસે દિવસે નરમ થતા હતા. તેમના શરીરમાં માત્ર હાડકાં અને પાંસળાંજ દેખાતાં હતાં. ખોરાક પણ બહુજ થોડો લઈ શકતા હતા. ભક્તોને હવે સમજાયું કે, તેમનો દેહસંબંધ હવે છૂટી જવાનો. ગુરુદેવને છાતીએથી લોહી તૂટી પડવાથી તે ગભરાઇ ગયા; પણ ગુરુદેવ તો હમેશની પેઠે પ્રસન્ન-જ હતા. દર્દ જોરથી ઉપડી આવતાં તેઓ ધીમેથી કહેતા કે " શરીરને અને દર્દને ફોડી લેવા દઇ, ઓ મન! તું તો આનંદમાં જ રહે!" એક રાતે (માર્ચની ૧૪ મીએ) તેઓ જાગતા હતા, ત્યારે મહેન્દ્રને ધીરેથી કહ્યું કે " હું આ બધું કષ્ટ આનંદપૂર્વક સહી રહ્યો છું; તમે બધા એમ કહો કે, આ શરીરને આટ-આટલું કષ્ટ પડે, તે કરતાં તે પડી જાય એ વધારે સારૂં, તો હું રાજી થાઉં."

એ પછી સવારે તેમને સહેજ ઠીક લાગ્યું; અને બીજી સવારે સહેજ ઠીક લાગ્યું. આશરે આઠેક થયા હશે. નરેન્દ્ર, રાખાલ, લાતુ, મહેન્દ્ર, મોટો ગોપાળ અને બીજાઓ ત્યાંમ્લાન વદને બેઠા હતા. શ્રીરામકૃષ્ણ બોલ્યા કે " મને શું દેખાય છે તે તમે જાણો છો? આ બધે રૂપે કેવળ પ્રભુજ વિલસી રહ્યો છે! મનુષ્યો અને પ્રાણીઓ તો કેવળ ચામડીથી મઢેલાં ખોખાંરૂપેજ લાગે છે. તેમનાં માથાં અને અન્ય અવયવોમાં તે પોતેજ હાલી રહ્યો છે!"

"વધ કરનાર, વધ્ય અને વધસ્થંભ પણ પ્રભુ પોતેજ છે!"

આમ બોલતા બોલતામાં તેમનું બાહ્યભાન જતું રહ્યું. પાછા થોડા ચેતનમાં આવતાં તેઓ બોલ્યા કે " હવે દર્દ નથી–બહુ આરામ છે!"

લાતુ તરફ જોઇને તેમણે કહ્યું કે " લમણે હાથ દઇને પણે લાતુ બેઠો છે; તે જોઇને મને એમ લાગે છે કે જાણે પ્રભુ પોતેજ એ રીતે બેઠો છે!"

તેઓ ભકતો તરફ જોતા ત્યારે પ્રેમથી જાણે પીગળી જતા. માતા બાળકને લાડ કરે, એવી રીતે તેમણે રાખાલ અને નરેન્દ્ર-ને મોઢે હાથ ફેરવ્યો. થોડી બીજી વાત કર્યા પછી તેમણે કહ્યું કે, “મા હવે ઉપાડી લેશે. જમાનો એવો છે કે ભક્તિનો ભાવ ઓછોજ પૂછાય એમ છે.”

રાખાલ (નમ્રભાવે)—આપ માને કહો કે તે આપનું આયુષ્ય લંબાવે.

શ્રીરામકૃષ્ણ—તે તો તેની મરજીની વાત રહી.

નરેન્દ્ર—આપની અને તેની ઇચ્છા એકજ છે.

શ્રીરામકૃષ્ણ (જરા વાર થોભીને)—એથી કશો લાભ નથી. મારી ઇચ્છાજ જ્યાં તેની ઇચ્છામાં ગળી ગઈ છે, ત્યાં કોઇ પણ ચીજ માટે તેને કેમ પૂછી શકાય?

ભક્તો શાંત બેઠા. શ્રીરામકૃષ્ણ તેમના તરફ પ્રેમભાવે જોઈ રહ્યા. તેઓ પોતાનો હાથ છાતીપર મૂકીને બોલ્યા કે “આ ઝાડમાં (હૃદયરૂપી વૃક્ષમાં) બે પક્ષીઓ છે; એક જગદંબા અને બીજો તેનો ભક્ત. એ બીજાએ પોતાનો હાથ ભાગ્યો અને તેજ બિમાર છે. સમજાય છે ને?”

શિષ્યો મૌન રહ્યા. ગુરુદેવ આગળ બોલ્યા કે “શિવ, શિવ! હું કોને આ બધું કહીશ? કોણ તે સમજશે?”

રાખાલ—આપ અમને તજી ન જાઓ.

શ્રીરામકૃષ્ણ (હસીને)—ઘરઆંગણે ગવૈયા અને બજવૈયાની ટોળી આવે તે ગાય છે, નાચે છે અને જેમ આવી તેમ પાછી જતી પણ રહે છે—એથી કોઈ નવાઇ પામતું નથી.

ગુરુદેવ અને ભકતો હસ્યા. પછી થોડી વારે તેમણે કહ્યું કે “શરીર છે, ત્યાંસુધી દર્દ અનિવાર્ય છે. ભકતોને ખાતર પ્રભુ શરીર નભાવે છે.”

પછી પ્રેમપૂર્વક નરેન્દ્ર તરફ જોઇને, સાક્ષાત્કાર પછી મનુષ્ય-ની કેવી અવસ્થા હોય છે તે વિષે ગુરુદેવે કેટલોક ઉપદેશ કર્યો.

નરેન્દ્ર—જ્યારે હું ત્યાગની જરૂરિયાત વિષે આગ્રહ કરૂં છું ત્યારે કેટલાક આડા ફંટાય છે.

શ્રીરામકૃષ્ણ (બહુ ધીમેથી)—માણસે ત્યાગ કરવોજ જોઇએ. ધારો કે એક ચીજ બીજી કોઇ ચીજ તળે મૂકી હોય, ને પહેલી ચીજ જો લેવી હોય તો બીજીને ખસેડયા વિના કેવી

રીતે લઇ શકાય? તેના અંતરાયકારક અનિત્ય પદાર્થ દૂર કર્યા વિના તે પરમ પદાર્થ કયાંથી મેળવાય!

નરેન્દ્ર—ખરેખર!

શ્રીરામકૃષ્ણ—જ્યાં દરેક ચીજ તેનાથીજ વ્યાપ્ત થયેલી જણાઇ, ત્યાં પછી બીજું કાંઇ પણ તને કેવી રીતે દેખાય?

નરેન્દ્ર—ત્યારે શું જગતનો ત્યાગ કરવો જરૂરી છે?

શ્રીરામકૃષ્ણ—મેં કહ્યું તેમ, જ્યાં દરેક ચીજ તેનાથી ભરપૂર જુએ, ત્યાં પછી કુટુંબ અને એવું બીજું કયાંથીજ દેખાય?

પછી શ્રીરામકૃષ્ણે નરેન્દ્રના ત્યાગભાવનાં વખાણ કર્યાં. પછી રાખાલ બોલ્યો કે "નરેન્દ્ર હવે આપની પૂરી કિંમત સમજે છે."

ગુરુદેવે કહેવાથી નરેન્દ્ર કેટલાંક ભક્તિપ્રધાન ભજન બોલ્યો, જે સાંભળીને ગુરુદેવ અને રાખાલનાં નેત્રોમાં આંસુ આવી ગયાં.

યુવાન ભક્તોનો—ખાસ કરીને નરેન્દ્રનાથનો—સાક્ષાત્કાર માટેનો ઉત્સાહ વધતો જતો હતો. એક દિવસ તે અને બીજા બે જણ તેના ગુરુભાઇઓના જોવામાં આવ્યા નહિ. પાછળથી જણાયું કે, ભગવાન બુદ્ધના અમર દ્દષ્ટાંતથી આવેશમાં આવી જઇને, તારક અને કાલીની સાથે ભગવાં વસ્ત્ર પહેરીને તે પણ તપશ્ચર્યા માટે બુદ્ધ-ગયા ગયો હતો. તે કદાચ પાછો નહિ ફરે, એવી બીક રહેવા લાગી. કાશીપોરમાં બીજા શિષ્યોને તેની ગેરહાજરી સાલી રહી હતી. પછી જ્યારે બીજાઓએ પણ તેને પગલે ચાલવાની ઇચ્છા બતાવી, ત્યારે એ વાત શ્રીરામકૃષ્ણને કાને પહોંચાડવામાં આવી. તેમણે કહ્યું કે, નરેંદ્ર થોડા વખતમાં પાછો આવશે. પછી બુદ્ધના નિર્વાણસ્થાનમાં વસવાનો આનંદ માણીને મંડળી થોડા દિવસમાં પાછી ફરી.

કાલી પણ પરમાત્મસાક્ષાત્કાર માટે મથતો હતો. એનાથી ઉતરતી વાત તેને ગમતી નહોતી. પણ પાછળથી તેના ઉપર શંકાનું પ્રબળ મોજું ફરી વળ્યું હતું. જ્યારે તેણે એ વિષે ગુરુદેવની સલાહ લીધી, ત્યારે તેને પૂછવામાં આવ્યું કે, "તું ઇશ્વરમાં માને છે?" કાલીએ કહ્યું કે "ના." "તું ધર્મમાં માને છે?" આનો પણ તેણે નિખાલસ જવાબ આપ્યો કે "ના. વેદો કે શાસ્ત્રોમાં પણ મને શ્રદ્ધા રહી નથી."

ગુરુદેવ આ વચનો શાંતિપૂર્વક સાંભળી રહ્યા. અને પછી કહ્યું કે "જો, નરેન્દ્રને પણ એવી શંકાઓ હતી, પણ હવે તે બધામાં

માનતો થયો છે. રાધા અને કૃષ્ણના નામ પર તો તે આંસુ સારે છે. તારી શંકાઓ પણ થોડા સમયમાં દૂર થઇ તું પણ માનવા જેવું બધું માનતો થશે.”

દરેક સેવકનો શ્રીરામકૃષ્ણ પ્રત્યે બહુ ભક્તિભાવ હતો, છતાં શશીનો ભાવ તો બહુ વધારે હતો. સેવાની તો એ સાક્ષાત્ મૂર્તિ હતો. તેને વસી ગયું હતું કે, ગુરુસેવા એ સર્વશ્રેષ્ઠ ધર્મ છે. તે બીજી કોઇ રીતે આત્મસંયમ નહોતો કેળવતો. તેને મન બીજી કોઇ તપશ્ચર્યા નહોતી. શારીરિક સુખ સગવડના ભોગે અને અન્ન કે આરામની પરવા વિના, તે ગુરુસેવામાંજ મચ્યો રહેતો. તેને એકજ વિચાર થતો, અને તે ગુરુદેવનું કષ્ટ ઓછું કરવાનો. પોતાના પ્રાણ આપવાથી ગુરુદેવ સાજા થશે એમ જો તેને જણાયું હોત, તો તેમ કરવાને પણ તે ચૂકયો ન હોત. આવી જગતવંદ્ય મહાપુરુષની સર્વભાવે એકનિષ્ઠ સેવા કરવાનું જેના ભાગ્યમાં આવ્યું હોય, અને પછી અન્ય પ્રકારના સંયમનું અને બીજી અનેક પ્રકારની પ્રક્રિયાઓનું શું પ્રયોજન હોય ? તેનાં અખૂટ ઉત્સાહ, સહનશીલતા અને ગુરુદેવ પ્રત્યેનો અગાધ પ્રેમ જોઈને દરેકને આશ્ચર્ય થતું.

સંન્યાસીઓને ભગવાં વસ્ત્રો અને રુદ્રાક્ષની માળાઓ વહેંચવાની પોતાની ઇચ્છા વિષે મોટા ગોપાળે ગુરુદેવને એક દિવસ વાત કરી. પોતાના યુવાન શિષ્યોને બતાવીને ગુરુદેવ બોલ્યા કે “ કોઇ ઠેકાણે એમના કરતાં વધારે સારા સાધુઓ તને જડનાર નથી. તારાં વસ્ત્ર વગેરે તેમને આપ.” ગોપાળે ગુરુદેવ સમક્ષ ભગવાં વસ્ત્રોનો ઢગલો વાળ્યો, એટલે તેમણે તે શિષ્યોમાં વહેંચી આપ્યાં. એક વસ્ત્ર વધ્યું, એટલે ત્યાગભાવમાં અગ્રણી ગિરીશને માટે તેને ઇલાયદું રાખી મૂકવાની ગુરુદેવે આજ્ઞા કરી. એક સાંજે ગુરુદેવે યુવકો પાસે અમુક ધર્મક્રિયા કરાવી હતી, અને ન્યાતજાતના ભેદ સિવાય કોઇ પણ ઘેરથી ભિક્ષાન્ન માગી લાવવાની તેમને છૂટ આપી હતી. આ રીતે ગુરુદેવે પોતેજ શિષ્યોને સાધુજીવનની દીક્ષા આપીને ભાવી રામકૃષ્ણ મઠનું બીજારોપણ કર્યું હતું.

પરમ સત્ય માટે નરેન્દ્રનાથના ઉત્સાહ અને પ્રયત્ન વિષે આપણે આગળ જાણી ચૂકયા છીએ. એક સાંજે તે ધ્યાનમાં બેઠો હતો, એવામાં એકદમ તેને તેની ઓચિંતી પ્રતીતિ થઇ આવી.

પ્રથમ તો પોતાના માથાની પાછળ જાણે કોઈ પ્રકાશ મૂકવામાં આવ્યો હોય એવું તેને જણાયું. પછી તેના મનમાંથી બધો બાહ્યભાવ લુપ્ત થયો, અને તે પરમપુરુષમાં વિલીન થયો. તેને નિર્વિકલ્પ સમાધિ પ્રાપ્ત થઇ હતી! સહેજ બાહ્યભાનમાં આવતાં તેણે જોયું તો તેને પોતાનું માથું દેખાયું, પણ શરીર-જ ન મળે! તે બૂમ પાડી ઉઠયો કે "મારૂં શરીર કયાં છે?" તેનો અવાજ સાંભળીને મોટો ગોપાળ ઓરડામાં દોડી આવ્યો, નરેન્દ્રે એને પણ એજ પ્રશ્ન પૂછયો. ગોપાળે જવાબ આપ્યો કે "જો, જો, નરેન્દ્ર! તે તો આ રહ્યું." પણ એમ કહેવાથી નરેન્દ્રને સંતોષ ન થયો, એટલે ગોપાળ ગભરાયો. તે ગુરુદેવને ખબર કરવા દોડયો. તેઓ એટલુંજ બોલ્યા કે "થોડો વખત ભલે એવી સ્થિતિમાં રહે! એને માટે તેણે મને બહુ વાર પજવ્યો છે."

ઘણી વારે નરેન્દ્ર પાર્થિવ ભાનમાં આવ્યો. તેણે જોયું તો પોતાના ગુરુભાઈઓ આસપાસ ભેગા થયા હતા. તેનો અંતરાત્મા અદ્‌ભુત શાંતિમાં સ્નાન કરી રહ્યો હતો. તે ગુરુદેવ પાસે આવ્યો, એટલે ગુરુદેવે કહ્યું કે "માએ હવે તને બધું બતાવી દીધું છે; પણ એ સાક્ષાત્કારસ્થિતિને હમણાં તાળું દઇ તેની ચાવી મારી પાસે રાખનાર છું. માનું કાર્ય પાર પાડી રહીશ, ત્યારે પછી એ ખજાનો તારે માટે ખુલ્લોજ રહેશે." પછી થોડા દિવસ સુધી તેની તબિયતની સંભાળ લેવાની અને ખાવાપીવામાં વિધિનિષેધ પાળવાની તેમણે તેને સલાહ આપી.

એપ્રિલની ૧૬મી આવી. ગુરુદેવને સહેજ સારૂં હતું. ગિરીશ તેમના દર્શને આવ્યો હતો. ગુરુદેવે તેની તબિયતના સમાચાર પૂછ્યા પછી તેને માટે પાન, તમાકુ અને થોડો નાસ્તો લાવવાનું લાટુને કહ્યું. કોઈ ભકતે ગુરુદેવને કેટલાક ફૂલહાર નજર કર્યા હતા, તે તેમણે એક પછી એક પહેરી દીધા. એમાંના બે હાર તેમણે ગિરીશને આપ્યા. નાસ્તો આવ્યો કે કેમ તેની પણ ભાળ કાઢતા રહ્યા. અને આવી પહોંચ્યો એટલે તેમાંથી પોતે સહેજ લઇને બાકીનો બધો સ્વહસ્તે ગિરીશને આપી દીધો. ગિરીશ તે તેમની હાજરીમાં ખાઇ ગયો. ઉનાળાના દિવસો હોવાથી ગુરુદેવ બોલ્યા કે "અહીં સારૂં પાણી છે." ઉઠી શકાય નહિ એવી નબળી તબિયત છતાં, પોતે ઉઠીને ગિરી-

શને પ્યાલામાં પાણી આપ્યું અને તે ઠંડું છે કે નહિ તે જોવા માટે થોડું પોતાની હથેળીમાં પણ લઇ જોયું. જોઇએ તેવું ઠંડું નહોતું, છતાં એથી વધારે ઠંડું બીજે કયાંય નહિ હોય એમ ધારીને ગિરીશને પોતે તેજ પાણી આપ્યું.

પછી તેઓ પોતાના બિછાનામાં પડયા પડયા ગિરીશ, મહેન્દ્ર અને બીજાઓ જોડે જુદા જુદા આધ્યાત્મિક વિષયોપર વાતો કરવા લાગ્યા. આ વાતો દરમિયાન, ગિરીશની શ્રદ્ધા ઝગારા મારી રહી હતી. ગિરીશ હાથ ધોવાને ગયો, એટલે ગુરુદેવે તેને તે સાંજે બીજું કાંઇ પણ નહિ જમવાનું કહેવડાવ્યું. આવા પ્રસંગોદ્વારા શ્રીરામકૃષ્ણની પોતાના ભકતો માટે કેવી કાળજી હતી તે જણાઇ આવે છે.

૨૨મી એપ્રિલનો દિવસ હતો. સિંધી ગ્રેજયુએટ અને બે પત્રોના તંત્રી હીરાનંદ શૌખીરામ ગુરુદેવનાં દર્શન માટે હૈદ્રાબાદથી આવ્યા હતા. હીરાનંદ કેશવચંદ્ર સેનના પ્રશંસક હતા, અને એ રીતે શ્રીરામકૃષ્ણદેવના પરિચયમાં આવ્યા હતા. કલકત્તામાં પોતાના કૉલેજના દિવસો દરમિયાન તેઓ ગુરુદેવને અવારનવાર મળ્યા હતા. તેમના વિશુદ્ધ હૃદયને લીધે ગુરુદેવની તેમનાપર પ્રીતિ હતી. તેઓ તેમને મળીને રાજી થયા.

મહેન્દ્ર તેમને ઓળખે છે કે નહિ, એ વિષે ગુરુદેવે તેને પૂછ્યું. તેણે હા કહી, એટલે તેઓ પરસ્પર વાત કરે એવી તેમણે ઇચ્છા દર્શાવી. મહેન્દ્ર મૌન રહ્યો, એટલે ગુરુદેવે નરેન્દ્રને બોલાવ્યો. હીરાનંદ સાથે વાર્તાલાપ કરવાની તેમણે તેને આજ્ઞા કરી. ઘણી આનાકાની પછી હીરાનંદે કહ્યું કે "વારૂ, ભકતોને કષ્ટ કેમ સહન કરવાં પડતાં હશે ?"

નરેન્દ્ર–જગતની રચનાજ માયાવી છે. આ કરતાં તો હું પોતેજ વધારે સારી સૃષ્ટિ સરજી શકયો હોત !

હીરાનંદ–દુઃખ સિવાય સુખનો અનુભવ થઈ શકે ખરો ?

નરેન્દ્ર–વિશ્વની ઘટના કેવી હોવી જોઈએ એ સંબંધમાં હું કાંઈ કહેતો નથી, પણ તે ચાલુ સ્થિતિમાં કેવી છે તે વિષેજ માત્ર મારો મત દર્શાવું છું. છતાં એમાંથી છટકવાની એક બારી છે, અને તે અદ્વૈતમત. હું તે સંબંધમાંજ વિચારી રહ્યો છું.

હીરાનંદ–કહેવા કરતાં કરવું વધારે મુશ્કેલ છે.

નરેન્દ્રે શંકરાચાર્યનું નિર્વાણસ્તોત્ર ગાવાની શરૂઆત કરી.

હીરાનંદ—બહુ સારૂં છે.

શ્રીરામકૃષ્ણે જવાબ આપવાનો તેમને ઇશારો કર્યો.

હીરાનંદ—ઓરડાને એક છેડેથી જોઇએ કે વચમાંથી જોઇએ એ સૌ સરખું છે. 'પ્રભુ! હું તારો દાસ છું,' એવા દ્વૈત-વચનથી જે સાક્ષાત્કાર થાય છે, તેજ 'સોऽहं' જેવા અદ્વૈત-વચનથી પણ થઇ શકે છે. એક નહિ તો બીજે દરવાજેથી પણ ઓરડામાં દાખલ થઇ શકાય.

બધા ચૂપ રહ્યા. હીરાનંદે નરેન્દ્રને કંઇક ગાવાની વિનંતિ કરી. નરેન્દ્રે શંકરાચાર્યનું કૌપિનસ્તોત્ર ગાયું, જે શ્રીરામકૃષ્ણ-ને બહુજ ગમી ગયું. 'પછી જે જે દ્રષ્ટ, ત્યાં તું સ્પષ્ટ!' વાળું ભજન ગુરુદેવે ગાવાનું કહ્યું. તેની એક લીટીપર ટીકા કરતાં હીરાનંદે નરેન્દ્રને કહ્યું કે "હવે જુઓ, અહીં 'તું બધું છે' त्वमेव सर्वं 'હું" નહિ, પણ 'તું.'"

નરેન્દ્ર—મને એકડો આપો, એટલે હું તમને દશલાખ આપી-શ. હું તે તું છે, અને તું તે હું છું. એ વિના બીજું કાંઈજ નથી.

હવે અષ્ટાવક્ર સંહિતામાંથી કેટલાક શ્લોકો ગાવાની નરેન્દ્રે શરૂઆત કરી.

શ્રીરામકૃષ્ણ (હીરાનંદને, નરેન્દ્રને બતાવતાં)—એ ખુલ્લી તલવાર લઇને ઘૂમતો હોય એમ લાગે છે. (મહેન્દ્રને, હીરા-નંદને બતાવતાં) જોયું? કેટલી નમ્રતા! જાણે મદારી આગળ લપાઈ બેઠેલો ફણીધર નાગ!

ગુરુદેવ અંતર્દર્શન કરી રહ્યા હતા. જાણે કશુંજ દુઃખ ન હોય એ રીતે તેમની મુખમુદ્રા ચમકી રહી હતી. કેટલાક ભકતો તેમને કાજે ફૂલહાર લઇ આવ્યા હતા. થોડાંક ફૂલ લઇને તેમણે પોતાને માથે, ગળે, હૈયે વગેરે સ્થળોએ સ્પર્શ કર્યો. પછી તેમણે મહેન્દ્ર સાથે વાત ઉપાડી.

શ્રીરામકૃષ્ણ—"તંતુપ્રવાહ ઊર્ધ્વગામી થઇ ચૂકયો છે. કયાર-થી થયો તેની મને ખબર નથી. સ્થિતિ બાળક જેવી થઇ છે, એટલે હું ફૂલો સાથે પણ આવી રમત કરૂં છું. હું શું દેખું છું તે તને ખબર છે? શરીર જાણે વાંસની મઢુલી હોય એવું લાગે છે, અને તે હાલે છે તેનું કારણ કે અંદર કોઇ હલાવવાવાળો બેઠો છે."

"તે ગર્ભ અને બીઆં વિનાની સૂકી તુંબડી જેવું છે,

અંદર રાગદ્વેષ જેવો કાંઇજ કચરો ન મળે. અંતર્ભાગ કેવળ સ્વચ્છ છે, અને—"

વાત કરતાં તેમને બહુ પીડા થતી હતી, એટલે મહેન્દ્રે વાક્ય પૂરૂં કર્યું કે "અને આપ તેમાં પ્રભુનાં દર્શન કરી રહ્યા છો."

શ્રીરામકૃષ્ણ–બહાર અને અંદર, બધેજ તે સચ્ચિદાનંદ પરમાત્મા વ્યાપી રહેલો છે; અને એ સચ્ચિદાનંદેજ આ સર્વ સર્જ્યું છે.

(જરા થોભ્યા પછી મહેન્દ્ર અને હીરાનંદને) "તમે બધા મારા સ્વજન હો એવા હું તમને જોઉં છું. તમારામાંથી એક પણ મને પારકો લાગતો નથી. જુદાં જુદાં સ્વરૂપે પ્રભુ પોતેજ વિચરી રહ્યો હોય એવું દેખાય છે. જ્યારે મન તેનામાં જોડાયલું હોય છે ત્યારે તેને પીડાનું ભાન પણ રહેતું નથી. હવે મને લાગે છે કે, જાણે પરબ્રહ્મ નારાયણેજ આ શરીરરૂપી વાઘો સજ્યો છે, અને ગળામાં પડેલી ચાંદી તેની એક બાજુએ બેસી રહી છે."

થોડી વારે તેઓ બોલ્યા કે "ચેતન અને પ્રકૃતિ કોઈ વાર ઉછીના વ્યવહાર જેવું રાખે છે. શરીર જ્યારે બિમાર પડે છે, ત્યારે આત્મા પોતે પણ બિમાર હોય એમ માની લે છે."

હીરાનંદને આ વિષે કંઇક વધારે જાણવાની ઇચ્છા થઇ. મહેન્દ્ર બોલ્યો કે "જ્યારે બળતા પાણીથી હાથ દાઝે છે, ત્યારે પાણીથી હાથ દાઝ્યો, એવું આપણે કહીએ છીએ. પણ ખરૂં જોતાં, આપણને દઝાડનાર પાણી નહિ, પણ પાણીમાં પેઠેલી ગરમી છે."

હીરાનંદ (ગુરુદેવને)–ભક્તને પીડા કેમ હોય, તેનો ખુલાસો કરવાની કૃપા કરો.

શ્રીરામકૃષ્ણ–પીડા કેવળ શરીરનેજ થાય છે. તું સમજે છેને?

× × × × ×

મે, જૂન અને જુલાઇ વીત્યા છતાં શ્રીરામકૃષ્ણની પરિસ્થિતિ ઠેકાણે નજ આવી. ઉલટી તે વધારે બગડતી ચાલી. ભક્તો સમજી ગયા કે હવે શરીરપીડામાંથી અંતિમ મુક્તિનો દિવસ નજીક આવતો જાય છે. તેમનાં હૃદય ચીરાઈ જવા છતાં પરમાત્માએ જે ધાર્યું હશે તે થશે એવો વિશ્વાસ રાખીને તેઓ બેઠા.

ગુરુદેવમાં કમતાકાત વધતી જવા છતાં તેમણે પોતાનું આધ્યાત્મિક કાર્ય છોડયું નહોતું. એક દિવસ તેમણે નરેન્દ્રને

રામનામની દીક્ષા આપી. નરેન્દ્રનો ઇષ્ટમંત્ર 'રામ' છે, એવું તેમણે તેને કહ્યું. આ મંત્રની જાદૂઇ અસર થઈ. નરેન્દ્રને પુષ્કળ આનંદ થયો. એ આનંદની મસ્તીમાં મકાનની આસપાસ રામનામ બોલતો તે ફરવા લાગ્યો. તે એટલો બધો આવેશમાં આવી ગયો કે તેની પાસે જવાની કોઇની પણ હિંમત ન રહી. તેની આવી સ્થિતિ કલાકોના કલાકો સુધી રહી, એટલે બીજા શિષ્યોએ ડરના માર્યા ગુરુદેવને વાત કરી. ગુરુદેવ આટલુંજ બોલ્યા કે "તે એ સ્થિતિમાં છો રહ્યો. વખત આવ્યે મૂળ સ્થિતિપર આવી જશે." આખરે, નરેન્દ્ર ચાર વાગતાં મૂળ સ્થિતિપર આવી ગયો.

ગુરુદેવ કાશીપોર રહ્યા હતા. તે દરમિયાન નાગ મહાશયે તેમની કેટલીક વાર મુલાકાત લીધી હતી. તે એટલા માટે ઝાઝું આવતો નહિ કે તેનાથી ગુરુદેવનું દુઃખ જોયું જતું નહિ. એક દિવસ શ્રીરામકૃષ્ણ તેને ઓરડામાં આવતો જોઇને બોલ્યા કે "નજીક આવ, મારી પાસે બેસ." કેટલીક પળ સુધી તેઓ નાગ મહાશયને ભેટીજ રહ્યા. બીજે દિવસે પોતાની પથારી આગળ તેને બેઠેલો જોઇને ગુરુદેવે કહ્યું કે "દુર્ગાચરણ! જો, દાકતરોએ હાથ ધોયા છે. તારી પાસે કંઈ ઉપાય છે?" નાગ મહાશયે પળેક વિચાર કરીને પછી ગુરુદેવનું દર્દ પોતે લેવાને નિશ્ચય કર્યો, અને પછી બળવાન અવાજે તે બોલ્યો કે "હા દેવ! આપને કેમ મટાડવું તે હું જાણું છું. આપની કૃપાથી હું જોતજોતામાં તેમ કરી શકીશ." આવું કહીને તે ગુરુદેવ પાસે પહોંચ્યો. શ્રીરામકૃષ્ણ તેનો ઇરાદો સમજી ગયા હતા; તેથી તેને હડસેલી મૂકતાં તેઓ બોલ્યા કે "હા, મને માલૂમ છે કે તું તે કરી શકે તેમ છે."

બીજે એક દિવસે–ગુરુદેવનો દેહ છૂટયો, તે અરસામાંજ–નાગ મહાશય ગુરુદેવના ઓરડામાં પેસતો હતો, એવામાં શ્રી-રામકૃષ્ણે લીલા આમળાની કોઇ ભક્તને તપાસ કરવા કહ્યું. ભક્તે તેની ઋતુ નહિ હોવાથી તે ક્યાંય મળી શકે એમ નથી, એવો ઉત્તર વાળ્યો. આ વાત નાગ મહાશયના સાંભળવામાં આવતાં, એક શબ્દ પણ બોલ્યા વિના તે કલકત્તાની આસપાસના બધા બાગ ખુંદી વળ્યો. બે દિવસ સુધી તે કોઈના જોવામાં આવ્યો નહિ પણ ત્રીજે દિવસે બે ત્રણ આમળાં લઇને શ્રી-

રામકૃષ્ણ આગળ તે હાજર થયો. તેને જોતાં ગુરુદેવ બહુ પ્રસન્ન થયા. દુર્ગાચરણ પૂર્વબંગાળાનો હતો. તેને જરા ચટાકાનો વિશેષ શોખ હતો, એટલે ગુરુદેવે તેને માટે ભાત અને ગરમ કઢી રાંધવાનું માતાજીને કહ્યું. ભોજન તૈયાર થયું, એટલે ગુરુદેવે પ્રથમ તેમાંથી થોડુંક ચાખ્યું. તેઓ જાણુતા હતા કે દુર્ગાચરણ પ્રસાદ થયા વિનાનું ભોજન લે તેમ નથી. મહાન વ્યથા છતાં, ગુરુદેવ આમ દરેક વાતનો ઝીણામાં ઝીણો વિચાર કરતા હતા.

પોતાનો દેહ છૂટવાની આઠ કે નવ દિવસ પહેલાં શ્રીરામકૃષ્ણે બંગાળી પંચાંગમાંથી શ્રાવણુની પચીસમી (૯ મી ઑગસ્ટ) પછીની તિથિઓ પોતાને વાંચી બતાવવાનું જોગીનને કહ્યું. મહિનાનો છેલ્લો દિવસ આવતાં સુધી જોગીન વાંચ્યે ગયો. પછી એથી વધારે સાંભળવાની જરૂર નથી એવો તેમણે ઇશારો કરીને તેને બંધ પાડયો.

આ પ્રસંગ પછી ચાર કે પાંચ દિવસે, ગુરુદેવે નરેન્દ્રનાથને પોતાની પાસે બોલાવ્યો. ઓરડામાં કોઈ નહોતું. તેમણે નરેન્દ્રને પોતાની પાસે બેસાડયો, અને તેના તરફ જોતા જોતા પોતે સમાધિમાં આવી ગયા. પોતાના શરીરમાં જાણે કોઈ વિદ્યુત્પ્રવાહ ફરી રહ્યો હોય એવો નરેન્દ્રનાથને અનુભવ થયો. ધીમે ધીમે તેનું પણ બાહ્યભાન જતું રહ્યું. પોતે ક્યાંસુધી ત્યાં બેઠો હતો તેની પણ તેને ખબર ન રહી. જાગ્રત થતાં તેણે જોયું તો શ્રીરામકૃષ્ણ આનંદાશ્રુ વહેવરાવી રહ્યા હતા. એનું કારણ પૂછતાં ગુરુદેવ બોલ્યા કે "હું તને સર્વસ્વ આપી ચૂકયો છું." આ પવિત્ર સમાગમનું જે પરિણામ આવ્યું તે આજે ઈતિહાસમશહૂર છે, એટલે તેનું પિષ્ટપેષણ કરવાની અહીં જરૂર નથી. એટલુંજ કહેવું બસ છે કે, ગુરુદેવના જીવનમાં વેદાન્તનું પરમ સત્ય સજીવન દશાને પામ્યું હતું, અને તેનો વારસો યોગ્ય શિષ્ય પર ઊતરતાં, જગદુદ્ધારનું મહાન કાર્ય પાર પાડવામાં નરેન્દ્ર નિમિત્ત બન્યો હતો.

આખરે એ યાદગાર દિવસ ઉગ્યો. ભકતોને માટે એ મહાન શોકસંતાપનો દિવસ હતો. શ્રાવણુની છેલ્લી તિથિ હતી. ૧૫ મી ઑગસ્ટને રવિવાર હતો. ગુરુદેવની પીડા અસહ્ય હતી. તેઓ લોથતા હતા. નાડી નિયમિત નહોતી. નાડીપરીક્ષક તરીકે ગુરુદેવ અતુલની વારંવાર તારીફ કરતા હતા, તેણે નાડી

તપાસી. તપાસતાં તે વર્તી ગયો કે, સ્થિતિ ભયંકર છે. તેણે બધી આશા છોડી, અને સેવકોને ચેતતા રહેવાની સૂચના કરી. સમીસાંજ પહેલાં થોડા વખત આગમચથી ગુરુદેવનો શ્વાસ રૂંધાવા લાગ્યો. ભકતોને બહુ શોક થવા લાગ્યો. લૌકિક દૃષ્ટિએ તેમનાં અંતરને અજવાળતો પ્રકાશ હવે હોલાવાની તૈયારીમાં હતો. તેઓ ગુરુદેવની પથારીની આસપાસ વિંટાઇ વળ્યા હતા. ગિરીશ અને રામને બોલાવવા મોકલ્યું, મધરાતે પોતાને બહુ ભૂખ લાગી છે એવું બોલ્યા. આથી તેમને ટેકો આપીને બેઠા કર્યા. કશી અડચણુ વિના તેમણે પ્યાલો ભરીને કાંજી પીધી. ઘણા દિવસ પછી આટલી સહેલાઇથી આજેજ કાંઈ તેઓ એ પ્રમાણે ખાઇ શકયા હતા. પોતાને હવે બિલકુલ આરામ છે એમ પોતે કહ્યું. પછી તેઓ હવે સૂએ તો ઠીક એવી નરેન્દ્રે સૂચના કરી. આ સાંભળીને ગુરુદેવ સ્પષ્ટ અવાજે ત્રણ વાર કાલીનું નામ લઇ ધીમે રહીને સૂતા. ગુરુદેવ શાંતિમાં સૂતા છે એ જોઇને નરેન્દ્ર નીચે આરામ લેવા ગયો.

એક વાગ્યા પછી ગુરુદેવનું શરીર એકાએક રોમાંચિત થયું. આંખો નાસાગ્રે ઠરી રહી, મુખપર સ્મિત છવાઈ રહ્યું અને ગુરુદેવ સમાધિમાં લીન થયા. આ મહાસમાધિ હતી. હવે તેમાંથી આ નશ્વર જગતમાં આંખ ઉઘડવા સંભવ નહોતો. તા. ૧૬ મી ઑગસ્ટ ૧૮૮૬ને સોમવારના બ્રાહ્મમુહૂર્તના મંગળ ચોઘડિયામાં અનેક ભકતો અને પ્રશંસકોને મૂકી શ્રીરામકૃષ્ણદેવનો મંગળ આત્મા પરમાત્મતત્ત્વમાં ભળી ગયો—ઓગણીસમી સદીને અજવાળનારી એ સર્વશ્રેષ્ઠ વિભૂતિ પરમધામને પ્રાપ્ત થઇ. રાત અજવાળી છતાં ભકતોના હૃદયમાં અંધારૂં થયું.

ગિરીશ અને રામ થોડી વારે આવી પહોંચ્યા. આ શોકપૂર્ણ સમાચાર વાયુવેગે આખા કલકત્તામાં પહોંચી ગયા. ગુરુદેવના એ ભવ્ય મૃતદેહનાં અંતિમ દર્શન માટે ચોમેરથી લોકોનાં ટોળાં ઉલટવા લાગ્યાં. આશરે આઠ વાગે કર્નલ વિશ્વનાથ ઉપાધ્યાય આવી પહોંચ્યા. તેમણે જોયું તો શરીર અક્કડ બની ગયું હતું, છતાં હજુ કંઇક ગરમીનો સંચાર હતો. તેમણે બરડાની કરોડ મસળવી શરૂ કરી. કેટલીક વારે તેમણે કહ્યું કે, ઉંડી સમાધિ અવસ્થા છે અને હજી બધું પતી ગયું નથી. તેમણે ભકતોને છેલ્લા સંસ્કાર કરવા પહેલાં રાહ જોવાની સલાહ આપી. બપોર-

ના અરસામાં ડા૦ મહેન્દ્રલાલ સરકાર આવ્યા. શરીર તપાસ્યા પછી તેમણે અભિપ્રાય આપ્યો કે, અડધા કલાકથી પ્રાણ પરવરી ચૂકયા હતા. પછી પાંચ વાગ્યે, ગુરુદેવના પવિત્ર શબપર ભગવું વસ્ત્ર ઓઢાડીને વાજતેગાજતે, શ્મશાનભૂમિપર લઇ ગયા. ત્યાં પણ ત્રૈલોક્યનાથ સંન્યાલે કેટલાંક સમયોચિત ભજનો ગાયાં. બે કલાકમાં અગ્નિસંસ્કારનું કામ પતી ગયું.

શ્મશાનભૂમિથી પાછા ફરતાં બધા ભકતોમાં શાંત ઈશ્વરાધીન વૃત્તિ રમી રહી. ગુરુદેવ પોતે તો જેવા દેહકાળે હતા તેવાજ વિદેહકાળે પણ હતા. ગુરુદેવના પોતાના શબ્દોમાં કહેતાં તેઓ માત્ર એકમાંથી બીજા ઓરડામાં અર્થાત્ સોપાધિક દશામાંથી સર્વાતીત સ્વરૂપમાં ગયા હતા એટલુંજ. તેઓ ગુરુદેવનાં પવિત્ર અસ્થિ કુંભમાં પધરાવીને "ભગવાન રામકૃષ્ણકી જય!"ની ગર્જના કરતા કરતા કાશીપોર બાગમાં પાછા ફર્યા.

## ૫૧–નિર્વાણ પછી

શ્રીરામકૃષ્ણદેવનાં પવિત્ર અસ્થિ સુયોગ્ય રીતે કેમ જળવાય એ પ્રશ્ન કાશીપોર બાગમાં ભકતોની સામે ખડો થયો. મોટા ભાગનો વિચાર એવો હતો કે, ગંગાકિનારે જમીન ખરીદીને ત્યાં અસ્થિને સમાધિ કરાવવી; પણ પૈસાની ટાંચને લીધે આ વિચાર પડતો મૂકાયો. કલકત્તા પાસે કંકુરગચ્છીમાં રામચંદ્ર દત્તની માલિકીના બાગમાં અસ્થિને સુરક્ષિત રાખવાં, એવો ગૃહસ્થી ભકતોનો નિશ્ચય થયો. કેમકે એ સ્થળે ગુરુદેવ એક વાર પધાર્યા પણ હતા; પરંતુ શ્રીરામકૃષ્ણના યુવાન ભકતોને એ વિચાર પસંદ ન આવ્યો. તેમણે અસ્થિનો મોટો ભાગ લીધો, અને તેની નિયમિત પૂજા થતી રહે, એવા ઇરાદાથી તેને બલરામ બોઝને ઘેર મોકલી આપ્યો. સાથે સાથે તેમની એવી પણ ઇચ્છા હતી કે, ગંગાકાંઠે કોઇ સ્થળે પહેલી તકે તે પધરાવી દેવાં. પછી બાકીનાં અસ્થિ કંકુરગચ્છી લઇ જવામાં આવ્યાં. જન્માષ્ટમીને દિવસે તેને ત્યાં આગળ ભંડારવાની ક્રિયા થઈ. ગુરુદેવના યુવાન શિષ્યોએ એ ક્રિયામાં સારી સહાય આપી હતી. શશીએ અસ્થિનો કુંભ પોતાને માથે લીધો હતો. ત્યાં પણ

અસ્થિની નિયમિત સેવા થાય એવો પ્રબંધ રામચંદ્ર તરફથી કરવામાં આવ્યો હતો.

કાશીપોર બાગની ભાડાચિઠ્ઠીની મુદ્દત પુરી થવાને હજી થોડા દિવસ બાકી હતા. ગુરુદેવના યુવાન શિષ્યો પૈકી કેટલાક ત્યાં રહ્યા હતા અને બીજા ઘેરથી દરરોજ ત્યાં જતા આવતા હતા. ત્યાં રહેનાર શિષ્યો જગતનો ત્યાગ કરી ચૂકયા હતા, અને જતા આવતા પૈકી પણ કેટલાક એમનેજ પગલે અનુસરવાની તૈયારી કરી રહ્યા હતા. પણ હવે આ સ્થળનો ખર્ચ ઉપાડી લેનારા ગૃહસ્થી ભકતોએ પોતાની મદદ બંધ કરી, અને તેમાંના કેટલાકે એ યુવકોને સલાહ આપી કે, હવે તેમણે ઘેર જઈને શહેરીતરીકેનું જીવન ગુજારવું. પરંતુ પોતાના ત્યાગનો જ્વલંત આદર્શ મૂકી દઇને તેઓ હવે જગતમાં પાછા ફરે એ અશક્ય હતું. સુરેન્દ્રનાથે તેમને કહ્યું કે “બંધુઓ! તમે બધા કયાં જશો? આપણે એક ઘર ભાડે લઇએ, ત્યાં તમે બધા રહેજો, અમે ગૃહસ્થાશ્રમીઓ પણ કામધંધાથી પરવારીને દુનિયાના તાપમાંથી શાંતિ મેળવવાને થોડો થોડો વખત ત્યાં આવતા જતા રહીશું. કાશીપોર બાગના ખર્ચ માટે હું સામાન્ય ફાળો આપતો, તે ચાલુ રાખીશ; એટલે તમને રહેવાના એક છાપરાની અને સાદું જીવન ગાળવા પૂરતી ચિંતા તો નહિજ રહે.” યુવાન સાધુઓએ આ વાતનો કૃતજ્ઞભાવે સ્વીકાર કર્યો.

બરણગોરમાં એક ઘર ભાડે રખાયું. શ્રીરામકૃષ્ણના સંન્યાસી શિષ્યોનો આ પ્રથમ મઠ હતો. યુવાન ભક્ત નાના ગોપાળે કાશીપોરથી ગુરુદેવની પથારી અને બીજી ચીજો ત્યાં આણી. રાતે તેને શરત્ આવીને મળ્યો. એ મઠમાં પ્રથમ નિયમિત રહેનાર મોટો ગોપાળ હતો. નરેન્દ્ર, શશી, શરત્, બાબુરામ અને નિરંજન અવારનવાર મઠમાં જતા આવતા. ટુંક સમયમાં તેઓ પણ ત્યાં કાયમને વાસ્તે રહેતા થયા. તારક, કાલી, રાખાલ, લાટુ અને જોગીન પ્રથમ વૃંદાવન ગયા. પહેલા ત્રણ થોડાક માસમાં મઠમાં પાછા ફર્યા, અને બીજા વર્ષ દરમિયાન આવી પહોંચ્યા. તેમના પછી શારદા અને સુબોધ આવ્યા. છેલ્લે ગંગાધર, હરિ અને તુલસી આવ્યા. એ બધા હવે મહત્ત્વાકાંક્ષી અને નવીન જીવનના આદર્શવાળા સાચા સંન્યાસીઓ× હતા;

× શાસ્ત્રવિહિત ક્રિયા જો કે પાછળથી થઈ હતી, છતાં તેઓ

અને શ્રીરામકૃષ્ણ તેમના વિચારોના કેન્દ્રતરીકે હતા. ગુરુદેવનાં પવિત્ર અસ્થિ બલરામને ઘેરથી આણીને મઠમાં પધરાવ્યાં, અને એ બંધુમંડળે ગુરુદેવ તરીકે તેમની નિત્યપૂજા થતી રહે તેની પણ ગોઠવણ કરી દીધી.

આ રીતે ગુરુદેવને વહાલા મઠવાસના આદર્શે તેમના નિર્વાણ પછી સક્રિય રૂપ લીધું.

ગુરુદેવના દેહવિલય પછી જે યુવકો ઘેર જઈને અભ્યાસમાં જોડાઈ ગયા હતા, તેમને એકત્ર કરવાની જવાબદારી કુદરતી રીતે નરેન્દ્રનાથના શિરપર આવી પડી. ગુરુદેવે પોતેજ તેમના વાલીતરીકે તેની નિમણુક કરી હતી. તે પોતાના ઘરના ખટરાગમાં ગૂંથાયો હતો, છતાં પોતાને સોંપાયલી પવિત્ર જવાબદારી ફેડવામાં તેણે જરા પણ વિલંબ કર્યો નહિ. તે યુવાન ભક્તોને ઘેર વારંવાર જવા લાગ્યો, તેમના અભ્યાસમાંથી તેમને વારવા લાગ્યો અને તેમનાં ભીરુ હૃદયમાં ત્યાગનો પ્રાણપ્રદ સંદેશ પહોંચાડવા લાગ્યો. તેમની ડગમગતી વૃત્તિની અવગણના કરીને, તે ગુરુદેવના ચેતનપ્રદ અનુભવો કલાકોના કલાકો સુધી તેમને કહી સંભળાવતો, વંટોળિયાની જેમ તેમના પર વારંવાર આક્રમણ કરતો, અને બરણગોર મઠમાં તેમને ખેંચી લાવતો. અહીં તેમની સાથે તે ચર્ચા, સંગીત કે મંત્રજાગરણમાં ઝાઝો વખત ગાળતો. આથી તેમનાં મન તરતજ ફેરવાઈ જતાં, અને ત્યાગેષણાની સાથે ભોગેષણામાં રહેલા અસંગતિદોષની પણ તેમને પ્રતીતિ થતી.

કોઇ વાર તેમના વાલીઓ આવીને તેમને ઘેર આવવાને સમ-

---

પાછળથી સંન્યાસીતરીકે જે જે નામથી ઓળખાયા હતા, તે અમે અહીં ગણાવીએ છીએ. નરેન્દ્ર સ્વામી વિવેકાનંદ બન્યો; રાખાલ અને જોગીન સ્વામી બ્રહ્માનંદ અને યોગાનંદ થયા; બાબુરામ અને નિરંજન પ્રેમાનંદ અને નિરંજનાનંદ; શશી અને શરત્ રામકૃષ્ણાનંદ અને શારદાનંદ; લાટુ અને હરિ અદ્દભુતાનંદ અને તુર્યાનંદ; શારદા અને મોટા ગોપાળ ત્રિગુણાતીત અને અદ્વૈતાનંદ; તારક અને કાલી શિવાનંદ અને અભેદાનંદ; અને ગંગાધર, સુબોધ અને તુલસી, અખંડાનંદ, સુબોધાનંદ અને નિર્મલાનંદ. કેટલાંક વર્ષો બાદ હરિપ્રસન્ન, સ્વામી વિજ્ઞાનાનંદનું નામ રાખીને ઉમેરાતાં આ નામાવલિ પૂરી થાય છે. એમાંના છેવટે કહેલા કેટલાક સ્વામીઓ હજી હયાત છે.

જાવતા, છતાં એ બધું વ્યર્થ જતું, અને સાધુઓ અડગજ રહેતા. કેટલાક વાલીઓએ આ બધો આરોપ નરેન્દ્રનાથ પર ઢાલવ્યો હતો. રાખાલે પોતાના પિતાને પરખાવી દીધું હતું કે " આપ અહીં આવવાની તસ્દી શાને લો છો ? હું કુશળ છું. કૃપા કરીને મને આશીર્વાદ આપો, સમૂળગો ભૂલી જાઓ, અને મને આપને પણ ભૂલી જવા દો." આવી મનોસ્થિતિ બધાની હતી. દિવ્ય આનંદની ઝાંખી કર્યા પછી જગતનો પોકળ દોરદમામ જોઇને તેમને ક્ષોભ થતો. કાં તો પરમાત્મસાક્ષાત્કાર કરવો કે કાં તો તેમ કરતાં મરવું, એ એકજ વાત તેમના હૃદયમાં વસી ગઈ હતી.

માતાજીએ હવે વૃન્દાવનમાં, કલકત્તામાં તેમજ પોતાના વતનમાં રહીને પ્રબળ સાધનાપૂર્વક વૈધવ્ય જીવન ગાળવા માંડયું.

ગુરુદેવના વિયોગ પછી સાક્ષાત્કાર માટેની તીવ્ર ઉત્કંઠાથી ગૃહસ્થી ભકતો પણ તલપાપડ થઈ રહ્યા હતા. ખાસ કરીને નાગ મહાશય તો તે પાછળ લગભગ પાગલજ બન્યો હતો. અન્ન કે ઉંઘ સિવાય પ્રાર્થના, ધ્યાન કે સેવામાંજ દિવસોના દિવસો એક-સામટા તે વીતાવતો. મિત્રોની સલાહ કારગત ન આવી. આ વાતની ખબર જ્યારે બરાણગોરના સાધુઓને પડી, ત્યારે હરિ અને ગંગાધરને લઇને નરેન્દ્રનાથ તેને મળવાને કલકત્તે આવ્યો. તેણે જોયું તો તે પોતાના ઝુંપડામાં ફાટી તૂટી રજાઇ ઓઢીને પડી રહ્યો હતો, અને ઈશ્વરવિયોગની પીડા ભોગવતો હતો. નરેન્દ્રે કહ્યું કે " આજે અમે તારા મહેમાન છીએ." આવું કહેવામાં તેનો ઇરાદો એવો હતો કે, તે પોતે કંઇક ખાય. નાગ મહાશય ઉઠી બેઠો થયો. તેણે હોંશમાં આવીને બજારમાંથી અન્ન ખરીદી આણ્યું-ઝુંપડામાં કંઇજ નહોતું; તેને રાંધ્યું, અને પોતાના મહેમાનોને તૃપ્ત કર્યા. છતાં તેને પોતાને ખાવાની તો બાધાજ રહી. નરેન્દ્રે પુષ્કળ કાલાવાલા કર્યા, એટલે તે રાંધવાના વાસણ સાથે પોતાનું માથું અફાળીને બોલ્યો કે " આ દુષ્ટ શરીરે હજી પણ ઇશ્વરદર્શન કર્યાં નથી, છતાં પણ શું હું તેને તૃપ્ત કરૂં !" આમ છતાં પોતે પાછો ફરે તે પહેલાં ગમે તે રીતે નરેન્દ્રે તેને ખવડાવ્યું હતું.

મહેન્દ્ર, બલરામ, ગિરીશ, દેવેન્દ્ર અને બીજાઓને પણ ગુરુદેવના મૃત્યુથી ભારે આઘાત પહોંચ્યો હતો. તેઓ એકાંતમાં આંસુ સારતા અને અવારનવાર આવીને નવા મઠના ગુરુભાઇઓને

મળી જતા. મઠમાંની એ બળવાન વ્યક્તિઓની આત્મજ્યોતિ, કાશીપોરમાં રહેતી વખતે જે પ્રમાણમાં પ્રકાશતી હતી, તેટલાજ પ્રમાણમાં અહીં પણ પ્રકાશી રહેલી જોઇને તેમને આનંદ થતો.

બાબુરામની માતાના નિમંત્રણને માન આપીને બરાહનગર મઠના એ બધા સભ્યો ૧૮૮૬ના ડિસેમ્બરના છેલ્લા ગાળામાં અંતપુર ગયા હતા. અહીં નરેન્દ્રે ગુરુદેવના બધા યુવાન શિષ્યોને ભેગા કર્યા હતા, એટલે આત્મચેતનનો જે ઉલ્લાસ અહીં રેલાયો હતો તેના પરિણામે એ બધા શિષ્યોમાં ભ્રાતૃ-ભાવની મજબૂત ગાંઠ બંધાઇ. નાતાલના દિવસની સમી સાંજે એ ઉલ્લાસની અવધિ વળી. આ પ્રસંગ આકસ્મિક રીતેજ બની ગયો. નરેન્દ્રે અને તેના ગુરુભાઈઓએ નાતાલની હોળી પ્રકટાવી, ત્યાં બેસીને તેમણે ક્રાઇસ્ટના જીવનના ત્યાગમહિમાનું સંકીર્તન કરીને રાત્રિજાગરણ પણ કર્યું. આને લીધે જેઓ પછાત હતા, તેમનો શિથિલ ત્યાગભાવ જાગ્રત થયો, અને તેઓ પાછા ફર્યા. એ પછી ટુંક મુદતમાં બરાહનગરના મઠમાં તપસ્વી જીવન ગાળવાની પ્રતિજ્ઞાવાળા સાધુઓની ભરતી થવા માંડી.

બરાહનગરમાં આ સાધુઓ જે કડક આધ્યાત્મિક જીવન ગાળતા હતા, તેને કોઇ પણ ઇતિહાસકાર પૂરતો ન્યાય આપી શકે તેમ નથી. તે દિવસો પ્રકાશ, આનંદ અને ઉલ્લાસના હતા. દેહભાવે જેમ જેમ તેમને ગુરુદેવની ગેરહાજરી સાલવા લાગી, તેમ તેમ પોતાની હૃદયગુફામાં તેમને સનાતન સત્યરૂપે પ્રત્યક્ષ કરવાની ઇચ્છા તેમનામાં વધારે ને વધારે તીવ્ર થતી ચાલી. ખરી રીતે કહેતાં આ યુવકો હવે ઇશ્વર પાછળ ગાંડા બન્યા હતા. ભારોભાર કષ્ટ, હાડમારી, અભાવ અને અવજ્ઞા વગેરેના પ્રતિકુળ પ્રસંગો તેમના માર્ગમાં આડખીલીરૂપે ડોકિયાં કર્યા કરતા હતા, છતાં તેઓ કશાને ગણકારતા નહિ. જગતની તેમણે બધીજ પરવા છોડી દીધી હતી. શંકા અને નિરાશાએ વારંવાર સતાવવા છતાં આત્મવિગ્રહના તોફાનમાં સૂર્યને આવરી લેતાં નાનાં વાદળોની પેઠે, તેઓ દેખાઈને પાછી અલોપ થઇ જતી.

શ્રીરામકૃષ્ણદેવની ઉગ્ર તપશ્ચર્યાની વાતો સંભારીને એ સાધુઓ આવેશમાં આવી જતા. તેઓ ખાનપાન, પહેરવેશ અને જીવનની અન્ય જરૂરિયાતોમાં મોટે ભાગે તેમનુંજ અનુકરણ કરતા. માણસ કેવળ ભાખરીથીજ જીવતો નથી, એવું તેમણે

સાબીત કરી આપ્યું હતું. આપણે ધારીએ તે કરતાંયે તેમનો ખોરાક વધારે સાદો હતો. ખાધેપીધે સુખી જીવન ગાળનારા આ યુવકો માત્ર ભાત અને બાફેલાં પાનવડે શરીરનિર્વાહ ચલાવતા; અને કોઈ કોઇ વાર એ પણ મળવાના સાંસા પડવાથી બારણાં બંધ કરીને તેઓ રાતદિવસ ભજનકીર્તનમાં લીન રહેતા. એક વસ્ત્ર અને બે લંગોટી એ તેમની દોલત રહેતી. આવા ખોરાક અને પોશાક ઉપર તેઓ સદા તૃપ્ત રહેતા અને મઠમાં કે અધરાત મધરાતે પાસેની શ્મશાનભૂમિમાં જઇને પ્રાર્થના અને ધ્યાનમાં કલાકોના કલાકો ગાળીને સાધના કરતા. જેમ જેમ તેમની આડે વધારે વિઘ્નો આવતાં જતાં, તેમ તેમ સાક્ષાત્કાર માટેનો તેમનો ઉત્સાહ વધ્યા કરતો હતો.

ઇશ્વરદર્શન ક્યારે થાય એ એકજ વિચાર તેમને આવતો હતો. ચારિત્ર્યસંગઠન અને ઇશ્વરદર્શન એ બે શબ્દો તેમના જીવનમંત્ર બન્યા હતા. ઉપદેશ કરવાની વાત નીકળતાં તેઓ ચીડાઇ જતા. અન્ન સિવાય માત્ર સતત ઇશ્વરધ્યાનમાંજ જીવન સમાપ્ત કરવાનો કેટલાકને વિચાર થઇ આવતો. આ વખતે તેઓ ઇશ્વરીય વાતાવરણમાં રમતા થકા જીવન વ્યતીત કરી રહ્યા હતા. નરેંદ્ર તેમનો નેતા હતો. ધર્મપંથે વિચરતાં પડતી મુશ્કેલીઓનો તેને ખ્યાલ હતો; એટલે એ સાધુઓનાં જીવન ઘડવામાં તેણે બહુજ સાવધાનીપૂર્વક કામ લીધું હતું. સર્વાત્મભાવને અનુરૂપ વિચારોથી તેમની મનોદૃષ્ટિને તેણે વિશાળ કરી હતી. તેણે તેમને વિજ્ઞાનની પણ જુદી જુદી શાખાઓથી પરિચિત કર્યા હતા. ચર્ચા માટે તે અનેક વિષયો પસંદ કરતો, જેમાં તુલનાત્મક ધર્મવિચાર અને તત્ત્વવિચારથી માંડીને ઇતિહાસ અને વિજ્ઞાન પણ આવી જતાં. નરેન્દ્રની સ્મરણશક્તિ અદ્ભુત હોવા સાથે તેનું વ્યક્તિત્વ પણ પ્રભાવશાળી હતું; એટલે ગુરુભાઇઓની તેના પ્રત્યે માનવૃત્તિ વધી ગઇ, અને તેઓ તેને શ્રીરામકૃષ્ણના મુખરૂપ ગણવા લાગ્યા. આમાં કાંઈ નવાઇ જેવું પણ નહોતું. પાછળથી તેણે સ્વામી વિવેકાનંદતરીકે જે ઉન્નત વિચારો જગત સમક્ષ રજુ કર્યા હતા તે આ તેના સાધુભાઇઓ માટે નવા નહોતા. એ વિચારો બરણગોરમાં, અથવા તો તેનીયે પહેલાં કાશીપોરમાં તેઓ સાંભળી ચૂકયા હતા. ફરક હતો માત્ર એ વિચારોને રજુ કરવાની શૈલીમાંજ.

શશી બધાની માતાની ગરજ સારતો. તેની બધી સાધના શ્રીરામકૃષ્ણની યથાવિધિ પૂજા કરવામાં અને ગુરુભાઇઓની સેવા કરવામાં સમાપ્ત થતી. તેને ઉદ્દેશીને સ્વામી વિવેકાનંદે કહ્યું હતું કે "શશી તો મઠનો આધારસ્તંભ હતો. તેના વિના મઠજીવન કદાચ અશક્ય થયું હોત. સાધુઓ ધ્યાન-ભજનમાં એટલા લીન રહેતા કે તેમને જમવાનો ખ્યાલ પણ નહોતો રહેતો. આવા સંજોગોમાં શશી તેમને માટે તૈયાર ભોજનથાળ લઇને ખડો ને ખડો રહેતો, અથવા તો તેમને ધ્યાન-માંથી જગાડતો." રાખાલ એ બધી મંડળીનો 'રાજા' હતો, અને તેને પણ તીવ્ર વૈરાગ્ય થઇ આવ્યો હતો. તે નર્મદાકાંઠા જેવા કોઇ પવિત્ર અને એકાંત સ્થળે પહોંચી જવાના વિચારો કરતો. મઠમાં સૌથી વધારે ખંતીલો અભ્યાસી કાલી હતો. આત્મ-સાધના કરવા ઉપરાંત તે પોતાની ખોલી અંદરથી વાસીને વેદાન્ત, ઉપનિષદો કે પાશ્ચાત્ય તત્ત્વજ્ઞાનનાં પુસ્તકો વાંચ્યા કરતો. બીજાઓ પણ પોતપોતાની રુચિ અનુસાર આત્મારૂપ મોતીની શોધમાં ભજનસાગરમાં ડૂબકીઓ લગાવ્યાજ કરતા. એક ક્ષણ પણ નકામી કેમ જાય?

કેટલાક વખત પછી બરાનગોર મઠનું પવિત્ર વાતાવરણ પણ તેમને ખૂંચવા લાગ્યું. વિશાળ જગતમાં કેવળ પ્રભુભરોસે રમતારામ જેવું જીવન વ્યતીત કરવાને તેઓ અધીરા બન્યા. આથી પુરાણપ્રસિદ્ધ સંત સાધુઓને પગલે ચાલી તપસ્વી અને ત્યાગીનું જીવન ગાળવાનો સંકલ્પ કરીને તેઓ એકે એકે મઠ છોડીને ચાલતા થયા. બધા ગયા,પણ શશી તો નજ ગયો—ગુરુ-દેવનાં પવિત્ર અસ્થિની સેવામાં રહેવાનું તેને વધારે ઉચિત લાગ્યું.

હિમાલયથી કેપ કોમોરિન સુધીનો બધો પ્રદેશ તેઓ કેવળ રામને આશરે ખૂંદી વળ્યા. તેમણે પોતાનાં સગાંસંબંધી છોડયાં હતાં; તૃષ્ણા અને કામનાઓને કચરી નાખી હતી; અને જે જે દુઃખો સંતસાધુઓને વેઠવાં પડે છે તે બધાંજ જીરવ્યાં હતાં. પણ આ અવસ્થાંતરની પછવાડે તેમના ચારિત્ર્યને ઘડનાર, તેમના ઉત્સાહનું નિયમન કરનાર, તેમની વૃત્તિઓની લગામપર કાબૂ રાખનાર, અને એમ કરીને તેમને પૂર્ણતાએ પહોંચાડનાર વિ-ભૂતિનો અચળ હાથ રહેલો હતો. ટુંકમાં જેમને ગુરુદેવે પોતાના ગણીને અપનાવી લીધા હતા, એવા આ યુવકોમાંના દરેકે ગુરુ-

દેવના અનેક વિભૂતિઓથી વિભૂષિત વ્યક્તિત્વના એક કે વધારે પાસ આપીને પોતાનું જીવન રસી દીધું હતું. અત્યાર અગાઉ દેહ છોડી ચૂકેલા, તેમજ હજી હયાત રહેલા આ આત્મરત મહાપુરુષો હૃદય અને મસ્તિષ્કના મહાન ગુણોની પ્રતીતિ આપી ચૂકયા છે; એટલે તે ઉપરથી, જે આદર્શરૂપ વિભૂતિમાં એ બધા ગુણો સર્વોત્તમ કક્ષાએ પહોંચેલા હતા, તે કેવી અદ્‌ભુત અને મહાન વ્યક્તિ હોવા જોઇએ તેનો આપણને કંઇક ખ્યાલ આવે છે. જે સમયે સ્વામી વિવેકાનંદ કીર્તિના શિખરની ટોચે પહોંચ્યા હતા, અને જે સમયે તેમનું સન્માન કરવાને પૂર્વ અને પશ્ચિમના દેશો હરિફાઇ કરી રહ્યા હતા; તે સમયે તેમણે પોતાના ગુરુદેવની પ્રશસ્તિનાં જે વચન ઉચ્ચાર્યાં હતાં તે આ રહ્યાં:-

"વિચાર, વાણી કે ક્રિયાદ્વારા હું જો કાંઈ પણ કરી શકયો હોઉં અને જગતમાં કોઇને પણ સહાયરૂપ થાય એવો એક પણ શબ્દ મારા હોઠમાંથી નીકળવા પામ્યો હોય, તો તે પર મારો દાવો નથી, પણ એનો બધો યશ તેમનેજ છે; અને જો મારાથી કોઇ કટુ વચન બોલાઇ ગયાં હોય, અને જો તેમાંથી કાંઇ પણ દ્વેષની ગંધ આવતી હોય, તો તેનો દોષ મને છે, તેને માટે હું જવાબદાર છું, તેઓ નહિ. જે જે ત્રુટી હોય તે તે બધી મારી છે, અને જે જે પ્રાણપ્રેરક હોય, બળપ્રદ હોય, શુદ્ધ અને પવિત્ર હોય, તે તે બધું તેમનીજ પ્રેરણાને આભારી છે, તેમના ઉપદેશોને આભારી છે, અને તેમને પોતાને આભારી છે. હા, મિત્રો! જગતે હજી એ મહાપુરુષને ઓળખવો બાકીજ છે."



## (સાંધણુ)

(આ પુસ્તકના શરૂ ભાગમાં આવેલા લેખ "પરમહંસદેવ અને તેમના ઉપદેશ વિષે જાણવા જેવા કેટલાક વિચાર"નું આ સાંધણુ છે.)

ત્યારે તેમનો ઉત્તર સાંભળીને પરમહંસદેવ ઉપર અમારી ભક્તિ હજારગણી વધી ગઇ હતી. તેમણે કહ્યું હતું કે "પરમહંસદેવ જે જે ઉપદેશ આપે છે, તે સર્વ ધર્મગ્રંથોમાં લખેલા હોય છે. છતાં તેમનું મહત્ત્વ નહિ માનવામાં આવે તો મનાશે કોનું ? તેઓ ગંગાતીરે પડયા પડયા જેવા પ્રેમથી 'મા ! મા !' કહીને અશ્રુપાત કરતા હતા તેવો પ્રેમ કોનામાં છે ? એવો પ્રેમ માત્ર ચૈતન્યદેવમાં હતો. તેઓ કૃષ્ણદર્શન માટે માથાના વાળ તોડી નાખતા અને પૃથ્વી સાથે મોઢું ઘસતા ! અહા, ધન્ય એ ભગવત્પ્રેમ ! એવો ભગવત્પ્રેમ ઇસુ ખ્રિસ્તમાં હતો. ભગવાનના દર્શન માટે તેણે ચાળીસ દિવસ અન્ન લીધું નહોતું. વળી એવોજ ભગવત્પ્રેમ મહંમદ સાહેબ (સલ૦) માં હતો. તેઓ ગુહામાં ભગવત્-ચિંતનમાં હતા; ત્યારે તેમન પત્નીએ ત્યાં જઇ ખલેલ પહોંચાડવાથી તેઓ તલવાર લઇને દોડયા હતા. ઈસુ ખ્રિસ્તના ભકતો તેને કહેતા કે "તમે અમારે માટે ભોજનમાં મીઠારૂપ છો." મતલબ કે, મીઠું હોય તોજ ખોરાકમાં સ્વાદ આવે છે; તેમ ઇષ્ટિસાધના અને? સાધનામાં-ચારિત્ર અને પ્રભુપ્રેમની ખીલવણીમાં જે જ્ઞાન, અનુભવ અને ઉત્સાહની જરૂર પડયા કરે છે; તે જરૂર સાચા સાધુના સત્સંગ અને કૃપાથી પૂરી પડે છે. એ સિવાય મુમુક્ષુ અને એનો માર્ગ નીરસ, ઉત્સાહહીન અને દુઃખદાયક થાય છે. પરમહંસદેવ પણ એવા સાચા સાધુ અને અનુભવસિદ્ધ હતા. એવા ધર્માત્મા જે દેશમાં જન્મે તે દેશમાં ધર્મનો લોપ થઇ શકતો નથી.

સર્વ પ્રકારના ધર્મમત ઉપર પરમહંસદેવનો અધિકાર હતો; કેમકે તેઓ સર્વ પ્રકારના ધર્મમત પ્રમાણે સાધના કરીને સિદ્ધ થયા હતા. જે ધર્મમત પ્રમાણે જે મનુષ્યે સાધનભજન કરવાનો ઉપાય પૂછયો, તેની ઇચ્છા તેમણે પૂર્ણ કરી હતી; અને જે સાધક સાધના કરવામાં અશકત જણાતો તેને તેમણે તે કાર્યમાં શકિતવાન કર્યો હતો. એવા સર્વદેશી સિદ્ધ પુરુષ અમે કોઈ દીઠા નથી અને સાંભળ્યા પણ નથી. તાત્પર્ય કે, શ્રીરામકૃષ્ણ પરમહંસદેવ સાધારણ સિદ્ધ પુરુષ નહોતા, પણ સર્વ ધર્મમતના અસાધારણ સિદ્ધ પુરુષ હતા.

એક વિદ્વાન પંડિત એક દિવસ રાણી રાસમણિના બાગમાં રામકૃષ્ણ પરમહંસ કેવાક છે, તે જોવા સારૂ ગયા હતા. પરમહંસદેવ ઉંચી ગાદી-પર બિરાજ્યા હતા અને નીચે ચોતરફ ગૃહસ્થો બેઠા હતા. એ જોઇ પંડિતજીએ કહ્યું કે "શું આપ પરમહંસ છો ? હાય ! હાય !" પછી પરમહંસદેવની પથારી તરફ જોઇને બોલ્યા કે "વળી આ મચ્છરદાની પણ છે !" એ સાંભળી પરમહંસદેવે આંગળી કરીને પોતાનાં ચળકતાં

પગરખાં પણ બતાવ્યાં. પંડિતજીએ તે જોતાંજ કહ્યું કે "ઓહો ! વાર્નિસના બૂટ પણ છે ને ! હોય, હોય !" પછી પરમહંસદેવે આંગળીવડે બીજી કેટલીક વસ્તુઓ બતાવી, એટલે પંડિતજીએ કહ્યું કે "હોય ભાઇ ! શા માટે ન હોય ? ફલાણું પણ છે ! ઢીંકણું પણ છે !" પછી પંડિતજીએ એક સંસ્કૃત શ્લોક બોલીને ત્યાં બેઠેલા સદ્‌ગૃહસ્થોને કહ્યું કે "તમે તો બધા બહુ વિશ્વાસુ અને ભોળા જણાઓ છો. કલકત્તાથી આટલે છેટે પરમહંસનાં દર્શને આવવામાં તમે ઠગાયા છો. પરમહંસ તે કાંઈ આવા હોય ! " એમ કહીને પછી પેલા શ્લોકનો અર્થ કહી બતાવ્યો. પછી સંધ્યાનો સમય થતાં પંડિતજી ગંગાકિનારે જઇ સ્નાન કરી ઇષ્ટદેવના ધ્યાનમાં બેઠા; પણ થોડીજ વારમાં ઇષ્ટિની પ્રેરણાથી પરમહંસદેવની યોગ્યતા સમજાતાં તેઓ ઓચિંતા ઉભા થઇ ગયા; અને દોડતા દોડતા પરમહંસદેવના ઓરડામાં પહોંચી ગયા. ત્યાં તેમને પરમહંસદેવ સમાધિસ્થ જણાયા. પછી પંડિતજીએ બે હાથ જોડીને તેમનાં દર્શન કર્યાં અને બ્રહ્મવેત્તા બ્રહ્મરૂપ છે, એવા ભાવથી મનવડે પણ પુષ્કળ સ્તુતિ-વંદન કરવા લાગ્યા.

---

## ૫–ગાંધીજીના બે બોલ
### (અંગ્રેજી ઉપરથી)

રામકૃષ્ણ પરમહંસનું જીવનવૃત્તાંત એટલે વ્યવહારમાં ધર્મની સજીવન કહાણી છે. તેમનું જીવન ઇશ્વરને પ્રત્યક્ષ કરવામાં આપણને શક્તિવાન બનાવે છે. માત્ર ઇશ્વરજ સત્ય છે, અને બીજું બધું આળપંપાળ છે; એવી પ્રતીતિ કોઇ પણ તેમનું જીવન વાંચનારને થયા સિવાય રહે તેમ નથી. શ્રીરામકૃષ્ણ પ્રભુતાના સાક્ષાત્ મૂર્ત સ્વરૂપ હતા. તેમનાં વચન એ કોઈ શુષ્ક પંડિતના પ્રલાપરૂપ નથી, પણ એ તો તેમના જીવનનું નૂર–હીર–ખમીર–જે કહીએ તે સર્વસ્વ છે. તેમને જે અનુભવો થયેલા તે સર્વનો નિચોડ તેમાં છે; તેથી વાચકના મનપર જે છાપ પડે છે તે ભૂંસી ભૂંસાય તેમ નથી. નાસ્તિકવાદના આ જમાનામાં શ્રીરામકૃષ્ણ જ્વલંત અને સજીવન શ્રદ્ધાના દૃષ્ટાંતરૂપ–મેરુદંડરૂપ છે; અને જે હજારો સ્ત્રીપુરુષો અધ્યાત્મ-પ્રકાશથી વંચિત રહ્યાં હોત, તેમને માટે તેમની એ અમોઘ શ્રદ્ધા આશ્વાસનરૂપ થઈ રહી છે. રામકૃષ્ણનું જીવન અહિંસાના તાદૃશ્ય દૃષ્ટાંતરૂપ–પદાર્થપાઠરૂપ હતું તેમનો પ્રેમ ભૌગોલિક કે અન્ય સીમાઓનાં બંધનમાં જકડાયેલો નહોતો. આ ગ્રંથ વાંચનાર દરેકમાં તેમના દિવ્ય પ્રેમની પ્રેરણા થાઓ–ચિનગારી પ્રકટો.

સાબરમતી,<br>
માર્ગશીર્ષ કૃષ્ણ ૧,<br>
વિક્રમ સંવત ૧૯૮૧ } **મોહનદાસ કરમચંદ ગાંધી**

---

# યુગાચાર્ય શ્રીરામકૃષ્ણ પરમહંસવિષે

રચનાર:—શ્રીયુત જયંતિલાલ મંગળજી ઓઝા

(વસંતતિલકા-અનુષ્ટુપ)

કોકિલકૂજન મૃદુ શ્રવણે પડીને,
વાયુ શીળો મધુભર્યો વપુને અડીને;
પ્રાણે નવીન કંઇ ચેતન રંગ પૂરે,
તંત્રી બજે હૃદયની કંઇ દિવ્ય સૂરે. ૧

સ્વપ્નમાં સાંભળેલાં શું ગાનો કર્ણે ફરી પડે,
રામકૃષ્ણ સુધા મૂર્તિ સહસા સ્મરણે ચડે. ૨

યુગો અનેક સુધી યોગ સમાધિ સાધી,
આવ્યો શું યોગી જગની હરવા ઉપાધી;
જ્ઞાનપ્રભાથી તમનો કરવા વિનાશ,
ઊગ્યો શું ઇન્દુ નભમાં કરતાં વિલાસ. ૩

અધ્યાત્મ વલ્લરી કેરી શી ખીલી રસમંજરી;
પ્રણવની અહો આ શું વાગે છે મધુબંસરી ૪

સંસારીનો શમવનાર ત્રિતાપદાહ,
બંગ પ્રદેશ થકી ગંગ તણો પ્રવાહ;
વ્હેતો અહો! ઉછળતો અતિ દૂર દેશે
ભક્તિરસે મનુજ સર્વ ઝબોળી દેશે. ૫

ત્રેતાદ્વાપરયુગોમાં રામ શ્યામ રૂપે કહી,
પ્રેમની સરિતા તેજ રામકૃષ્ણ રૂપે વહી. ૬

વેદાન્તના દિનમણિ! પ્રખર પ્રતાપી!
તેં એકતા વિવિધ ધર્મમતોની સ્થાપી;
સંકીર્ણ દૃષ્ટિ મનુબાળ તણી ઉથાપી,
બોધ્યું સુતત્ત્વ ગુરુ તેં રહ્યું વિશ્વવ્યાપી. ૭

વિશ્વની ફૂલવાડીમાં આર્યાવર્ત સરોવરે,
રામકૃષ્ણ મનોહારી પુંડરીક પ્રભા ભરે. ૮

ગીતા વિષે પ્રકટી કૃષ્ણ પ્રભુ પ્રસાદી,
તે તુજ જીવન વિષે થતી તાજી યાદી;
તેં જ્ઞાન ભક્તિ સહુ કર્મ વિરોધ કાપ્યો,
'સેવા તથા અનુપમ ત્યાગ'-સુમંત્ર આપ્યો. ૯

સુરસરિતને તીરે મંદિરે દક્ષિણેશ્વરે,
પાષાણમૂર્તિઓને તું સજીવ પ્રેમથી કરે. ૧૦

નારી વિષે જનની મંગલ મૂર્તિ ભાળી,
ને એજ મૂર્તિ નિજ પત્ની વિષે નિહાળી;
દામ્પત્ય જીવન અલૌકિક જીવનાર,
વંદુ જગદ્દગુરુ તને હું અનેક વાર. ૧૧

કાંચનકામિની બન્ધે બન્ધાયું વિશ્વ આ અરે!
અહો! વૈરાગ્ય ત્યાં ત્હારો અપૂર્વ ઝગતો ખરે. ૧૨

ત્હારી લીલા રસ અનેક થકી રસાળ,
એ તો અપાર કયમ પાર લહું હું બાળ;
વર્ણી વિભૂતિ ભગવન્ ઉર માંહી રાચું,
ત્હારૂં ગ્રહી શરણ હું શિર હસ્ત યાચું. ૧૩

ધર્મના સ્થાપનારા ને સર્વધર્મરૂપી પ્રભો,
આત્મદ્રષ્ટા ઋષિશ્રેષ્ઠ રામકૃષ્ણ નમોઽસ્તુતે. ૧૪

("કલાપિ" ત્રૈમાસિકમાંથી સાભાર ઉદ્ધૃત)

## ॥ श्रीरामकृष्ण—जयस्तवक ॥

रागिनी गौर सारंग, ताल त्रिताली

भवभयभंजन पुरुषनिरंजन रतिपतिगंजनकारी।
जतिजनरंजन मनमदखंडन जय भववंदनहारी॥१

जय जनपालक सुरदलनायक, जय जय विश्वविधाता ॥ चिर शुभसाधक मतिमल-पावक, जय चितसंशयत्राता ॥२॥

सुरनर वंदन द्विजारिविबंधन, चित मन नंदनकारी ॥ रिपुचयनंथन जय भवतारन, स्थळ जळ भूधरधारी ॥३॥

शमदम मंडन अभयनिकेतन, जय जय मंगलदाता ॥ जय सुख सागर नटवर नागर, जय शरणागत त्राता ॥४॥

भ्रम—तम—भास्कर जयपरमेश्वर, सुखकर सुंदर भासी ॥ अचल सनातन जय भवपावन, जय विजयी अविनाशी ॥५॥

भक्तविमोहन वरतनु धारन, जय हरि-कीर्तन भोला ॥ गद्‌गद् भाषण चितमन तोषण, ढल ढल नर्तनलीला ॥६॥

मति गति वर्धन कलि बल मर्दन, विषय विराग प्रसारी ॥ जडचितचेतक भव जल भेलक, जय नरमानसचारी ॥७॥

जय पुरुषोत्तम अनुपम संयम, जय जय अंतरयामी ॥ खरतर साधन नरदुःखवारन, जय रामकृष्ण नमामी ॥८॥

## ॥ श्रीरामकृष्ण स्मरण ॥

धर्मेण धर्मस्य विवादकाले ।
यो भारते धर्म समन्वयाय ॥
आविर्बभूव स्थितधीर्महात्मा ।
तं रामकृष्णं सततं स्मरामि ॥१॥

परोपकाराय सतां विभूति-
र्विधानमेतत् परिपालनीयम् ॥
सुयोगमासाद्य मतं हि यस्य ।
तं रामकृष्णं सततं स्मरामि ॥२॥

ज्ञानार्थि शिष्यो ललना विलासं।
त्यजेत्तथा रत्नहिरण्यलोभम् ॥
यस्यैतदासीदुपदेश वाक्यं ।
तं रामकृष्णं सततं स्मरामि ॥३॥

आकारयुक्तो जगतामधीश ।
आकारहीनः किमुवेति तर्के ॥
तुषारखण्डं तुलितं हि येन ।
तं रामकृष्णं सततं स्मरामि ॥४॥

यो मुक्तिपूर्णावयवस्वकीय ।
मतप्रकाशाद् भुवने वरेण्यः ॥
निरक्षरोऽप्यक्षरसंविधाता ।
तं रामकृष्णं सततं स्मरामि ॥५॥

(श्री हरिचरण काव्य-व्याकरण-तीर्थ)

## ॥ श्रीरामकृष्ण स्तोत्र ॥

ॐ ह्रीं ऋतं त्वमचलो गुणजित् गुणेड्यः।
नक्तं दिवं सकरुणं तव पादपद्मम् ॥
मोहंकषं बहुकृतं न भजे यतोऽहं।
तस्मात्त्वमेव शरणं मम दीनबन्धो ॥१॥

भक्तिर्भगश्च भजनं भवभेदकारि।
गच्छन्त्यलं सुविपुलं गमनाय तत्त्वं ॥
वक्त्रोद्धृतन्तुहृदि मे न च भाति किंचित्।
तस्मात्त्वमेव शरणं मम दीनबन्धो ॥२॥

तेजस्तरन्ति तरसा त्वयि तृप्त तृष्णाः।
रागे कृते ऋतपथे त्वयि रामकृष्णे ॥
मर्त्यामृतं तव पदं मरणोर्मि नाशं।
तस्मात्त्वमेव शरणं मम दीनबन्धो ॥३॥

कृत्यं करोति कलुषं कुहकान्तकारि।
ष्णान्तं शिवं सुविमलं तव नाम नाथ ॥
यस्मादहं त्व शरणो जगदेकगम्य।
तस्मात्त्वमेव शरणं मम दीनबन्धो ॥४॥

(स्वामी विवेकानंद)

એક અસામાન્ય મહાત્માનો જ્ઞાનભક્તિનાં દૃષ્ટાંતોથી ભરપૂર ઉપદેશ

# શ્રીરામકૃષ્ણકથામૃત

## ભાગ ૧–૨ ભેગા બીજી, આવૃત્તિ

કદ ૫ાા×૮, પૃષ્ઠ ૬૫૦, મૂલ્ય ૨ાા

સ્વામીશ્રી વિવેકાનંદજીના જગપ્રસિદ્ધ ગુરુદેવ શ્રીરામકૃષ્ણ પરમહંસ જેવા અદ્‌ભુત પુરુષની જુદા જુદા જિજ્ઞાસુઓ તથા વિદ્વાનો સાથેની અતિસરળ અને બોધપ્રદ વાતચીતો, તે દરમિયાન અપાયલાં સચોટ દૃષ્ટાંતો, ગવાયલાં અસરકારક ભજનો તથા વખતોવખત તેમને થઈ આવેલી ભાવસમાધિઓનું આબેહૂબ વર્ણન આ ગ્રંથમાં છે. પોતાની સહી પણ ન કરી જાણવા છતાં જીવનમુક્ત દશાને પ્રાપ્ત થયેલા આ પરમપૂજ્ય મહાત્માનાં કથનોમાં જે ઉપદેશામૃત, મીઠાશ અને અસર રહેલાં છે, તે વાંચવાથીજ સમજાય તેમ છે. **આમાંની થોડીક બાબતોનાં નામઃ**–પુસ્તકો વિના પણ જ્ઞાન થઈ શકે ? પ્રતિમાપૂજન કેવી ભાવનાથી કરવું જોઇએ ? શું કરીએ તો ઈશ્વરમાં ચિત્ત પરોવાય ? વિષયી લોકો નિંદા–મશ્કરી કરે ત્યારે શું કરવું ? દુષ્ટ લોકો ઈજા કરવા આવે તો શું કરવું ? ચાર પ્રકારના જીવ. સંસારી માટે મુક્તિનો ઉપાય. શ્રદ્ધાનું માહાત્મ્ય. સત્સંગનું વ્યસન. ત્રિગુણાત્મક પ્રકૃતિ પ્રમાણે ત્રિગુણાત્મક ભક્તિ. શરીરત્યાગ કે આત્મહત્યા ? સવિકલ્પ અને નિર્વિકલ્પ સમાધિ. નિષ્કામ કર્મ અને કર્મત્યાગ. ભગવત્સેવા અને કુટુંબસેવા. ત્રણ જાતના આચાર્ય. ખ્રિસ્તીધર્મ અને પાપનો સિદ્ધાંત. જ્ઞાનોન્માદ અને જીવનમુક્ત. અમલદારી અને અહંકાર. ત્યાગની પરાકાષ્ઠા અને સાચો સંન્યાસ. અનંતનું દર્શન. ઈશ્વરપ્રાપ્તિ અને દુનિયાદારી. કાચો અહંકાર અને પાકો અહંકાર. સાચી ભક્તિ અને દેખાડવાની ભક્તિ. ખરો દરિદ્રી કોણ ? હરિશ્ચંદ્રની કથા અને ભાવસમાધિ. ગુરુકૃપા અને અભયદાન. સંસારનું રામબાણ ઔષધ. ગૌરાંગ પ્રભુનું દર્શન. મહાન ભક્ત જયમલ્લનું ચરિત્ર. જનક ને શુકદેવ. પ્રારબ્ધ અને વામાચાર. જટિલ છોકરાની વાત. અનાહત શબ્દ. સિદ્ધિ અને અહંકાર. નાટકશાળામાં સમાધિ. શ્રીગૌરાંગનો પ્રેમોન્માદ. સર્વ પર પ્રેમ શી રીતે રાખવો ? માતાના પ્રેમની વાતો. સાધકે સ્ત્રી પ્રતિ કેમ વર્તવું ? દેવી ચૌધુરાણીની વાત. ઈશ્વરપ્રાપ્તિ એજ ખરી ચાતુરી. પૈસાનો, ઐશ્વર્યનો અને સિદ્ધિનો ઉપયોગ. કર્મબંધનનું અમોઘ ઔષધ. ખરો વૈષ્ણવ કોણ ? પ્રભુને જાણો એટલે બધું જણાઇ રહેશે. જુવાનીમાંજ ત્યાગવૈરાગ્યની જરૂર. સંસારી અને પ્રભુપ્રેમી વચ્ચેનો ભેદ. સાધના અને સાક્ષાત્કારવિષે ગુપ્ત વાતચીત. પરમહંસદેવના અદ્‌ભુત અનુભવ. ઈશ્વરને ઓળખ્યા પછીજ સંસારમાં પ્રવેશ કરો. ઈશ્વરી આનંદ અને સંસારસુખ વચ્ચેનો તફાવત.

# स्वामी विवेकानंदना सदुपदेश

## ग्रंथ १ लो—भाग १, २, ३.

પા।।×૮નાં પૃષ્ઠ ૫૭૫, મૂલ્ય રા

**આમાંના કેટલાક વિષયોઃ**—ધર્મ એટલે શું? તત્ત્વજ્ઞાનનાં પગથિયાં. અનુભવનો માર્ગ. અમેરિકાની સર્વધર્મપરિષદમાં વ્યાખ્યાન. અનેક માનપત્રો અને તેના બોધપ્રદ ઉત્તરો. ભારતની જડતાનું કારણ—આત્માપ્રતિ અવિશ્વાસ. તમારામાં અનંત સામર્થ્ય છે. મહાભારતના કૃષ્ણની પૂજા. પ્રાચીન સભ્યતાની વિશેષતા. ધાર્મિક ઉત્સવોની આવશ્યકતા. સ્ત્રીકેળવણીની રૂપરેખા. સંઘશક્તિ એજ મહાશક્તિ. સંકલ્પસિદ્ધ ઋષિઓનું સામર્થ્ય. અવતારી પુરુષોના અનુભવ. સેવાધર્મની ઉત્તમતા. ભોગ અને યોગ સાથે બને નહિ. સંન્યાસનો મહિમા અને કર્તવ્ય. અમેરિકાની વિજયકથા. સૂક્ષ્મ મનનું સામર્થ્ય. પાદરીઓનો ઉપદ્રવ. પ્રેતયોનિનું અસ્તિત્વ. એક પ્રેતાત્માનો ઉદ્ધાર. શક્તિ ખીલવવાનો માર્ગ. ઈશ્વરના કૃપાપાત્ર કેમ બનાય? મનને વશ કરવાનો માર્ગ.

## ग्रंथ २ जो—भाग ४ अने ५

ઇંચ પા।।×૮નાં પૃષ્ઠ ૬૦૦, મૂલ્ય રા

**આમાંના કેટલાક વિષયોઃ**—વેદાન્તનું મહાન કાર્ય. મારા યુદ્ધની વ્યૂહરચના. ભરતખંડના મહાન પુરુષો. ભરતખંડનું ભવિષ્ય. હિંદુધર્મનાં સામાન્ય મૂળ તત્ત્વો. સંન્યાસનો આદર્શ અને તેનું વ્યાવહારિક સ્વરૂપ. વર્તમાન હિંદના મહાન પ્રશ્નનું નિરાકરણ. પૌહારી બાબાનું વૃત્તાન્ત. પરોપકાર કર્મબંધનને તોડી શકે છે. પરોપકાર પોતાના કલ્યાણમાટેજ કરવાનો છે. કર્મયોગનો આદર્શ.

## भाग छठ्ठो तथा सातमो

૫×૬।।।નાં પૃષ્ઠ ૪૨૦, રૂ. ૧)

આ ગ્રંથમાં સ્વામીજીના પત્રો, મુલાકાતો, સંવાદો ઇત્યાદિરૂપે અનેક બોધપ્રદ વિષયો સમાયલા છે. જેમકેઃ—બાળકમાં જન્મથી ખોડ કોના પાપથી આવે છે? મૃત્યુ પછીની દશા. બાળલગ્નનિષેધ. દુષ્કાળોનો ગહન સવાલ. સ્વાત્માર્પણ કરનારા કાર્યકર્તાઓ. દરેક જણ વિવેકાનંદ થઈ શકે. બ્રહ્મચર્ય એજ બળની ચાવી. પૂર્વજન્મોનું જ્ઞાન. ગુરુકુળની પ્રાચીન પ્રથા. રાષ્ટ્રીય શિક્ષણની અગત્ય. સત્યકામની વાર્તા. ત્યાગીઓના હાથતળેનું શિક્ષણ. પાઠ્યપુસ્તકો કેવી રીતે તૈયાર કરવાં? જાપાનની મહત્તાનું રહસ્ય. અધિકારીવાદના અનર્થો.

## ભાગ આઠમો

૫×૬॥ાનાં પૃષ્ઠ ૫૮૦, રૂ. ૨)

**આમાંના થોડા વિષયો:**–પૂર્વ અને પશ્ચિમ. ભક્તિયોગ. મૂર્તિપૂજા. વૈદિક ધર્મના આદર્શો. થિયોસોફી વિષે વિચારો. જડભરતની વાર્તા. જગતના મહાન આચાર્યો.

## ભાગ ૯ મો–સંપૂર્ણ જીવનચરિત્ર

૫×૬॥ાનાં પૃષ્ઠ ૭૪૦, રૂ. ૨॥

અનેક ગ્રંથોને આધારે લખાયલા આ ચરિત્રમાં સ્વામીજીના જીવનની તમામ જાણવા જેવી બાબતો સમાયલી છે. **થોડી બાબતોનાં નામ:**–કુલવૃત્તાંત. બાલ્યાવસ્થા અને વિદ્યાર્થી અવસ્થા. આવી પડેલી વિપત્તિઓ. જાગ્રત થયેલી સત્યની જિજ્ઞાસા. શ્રીરામકૃષ્ણ પરમહંસ સાથે સમાગમ. સાધક દશા. નિર્વિકલ્પ સમાધિ. હિમાલયમાં અને બીજા ભાગોમાં પ્રવાસી સાધુતરીકેનું જીવન. અમેરિકાનો પ્રવાસ અને મુશ્કેલીઓ. સર્વ ધર્મપરિષદ્‌ના સર્વોપરિ ધર્મવક્તા અને વેદાન્તના અદ્ભુત ઉપદેશક. બેલૂર મઠ અને રામકૃષ્ણ મિશનની સ્થાપના. ભગિની નિવેદિતા વગેરે સાથેની ચર્ચાઓ. મરકી, દુષ્કાળ વગેરે પ્રસંગોમાં તેમની સેવાઓ. અનાથાશ્રમો, સેવાશ્રમો વગેરેની સ્થાપના. ફરીથી અમેરિકા જવું. બેલૂર મઠમાં જીવન. મહાસમાધિ. ઉપસંહાર.

## ભાગ ૧૦ મો–રાજયોગ

ક્રૌંચ ૫×૬॥ાનાં પૃષ્ઠ ૩૦૦, મૂલ્ય ૧।

આમાં રાજયોગ ઉપરનાં આઠ મહત્ત્વપૂર્ણ ભાષણો ઉપરાંત યોગદર્શનનાં તમામ મૂળ સૂત્રો અર્થ તથા વિવેચન સાથે આપેલાં છે, જેમાં યોગશાસ્ત્રનાં પણ અનેક રહસ્ય તથા ખુલાસા આવી જાય છે.

## ભાગ ૧૧ મો–જ્ઞાનયોગ

૫×૯નાં પૃષ્ઠ ૪૮૦, મૂલ્ય રૂ. ૧॥=

આમાં જ્ઞાનયોગ ઉપર આપેલાં વ્યાખ્યાનોનો સમાવેશ છે.

## ભાગ ૧૨–૧૩–દેવવાણી તથા પત્રો

આ ભાગ છપાય છે, અને તરતમાં બહાર પડશે.

# ઉત્તમ ચરિત્રોના ફાયદા

## ( અનુભવીઓના ઉદ્ગાર )

"જીવનચરિત્ર એ એક પ્રકારનું દર્પણ છે. જેમ અરીસામાં મનુષ્ય પોતાની મુખાકૃતિમાં ખાંપણ જુએ છે, ત્યારે તે ખાંપણને કાઢી નાખવા અને કાંતિમાં વધારો કરવામાટે પ્રયત્ન કરે છે, તેમ ચરિત્રરૂપી આરસીવડે પોતાના સ્વભાવમાં વળગેલાં ભૂષણદૂષણ–ગુણદોષ વગેરે તેના જોવામાં આવે છે; અને તેમ થતાં દૂષણનો ક્ષય અને ભૂષણમાં વૃદ્ધિ કરવાને તે જાગ્રત થાય છે. વળી જે કામ ઉપદેશ અથવા બોધ કરવાથી નથી બનતું, તે કામ જીવનચરિત્ર સહેલાઇથી પાર પાડી શકે છે. અતિશ્રમ લઈ વિદ્યા ભણો, દેશાટન કરો, સ્વદેશહિતેચ્છુ થાઓ, પ્રેમશૌર્ય દાખવો એવા એવા ઉપદેશો મુખે અથવા પુસ્તકદ્વારા કરવાથી જેવી અને જેટલી અસર થાય છે, તેના કરતાં એવા ગુણોથી અંકિત થયેલાં અસામાન્ય માનવીઓનાં ચરિત્ર વાંચવા સમજવાથી ઘણીજ વધારે અસર થાય છે–અર્થાત્ અંતઃકરણમાં તેની આબાદ અને ઉંડી છાપ પડે છે, અને પછી તે દિવ્ય માનવો બનવાને ઉત્તેજિત થઈ આગળ વધે છે."

* * *

"ચરિત્રોના વાચનથી આપણું ચૈતન્ય સતેજ થાય છે, આપણી આશામાં જીવન આવે છે; આપણામાં નવું કૌવત, હિંમત અને શ્રદ્ધા આવે છે; આપણે આપણા ઉપર તેમજ બીજાઓ ઉપર શ્રદ્ધા રાખીએ છીએ; આપણામાં મહત્ત્વાકાંક્ષા જાગે છે; આપણે રૂડાં કાર્યોમાં જોડાઇએ છીએ; અને મોટાઓનાં કામોમાં તેમની સાથે જોડાઇ ભાગીદાર થવાને ઉત્તેજાઇએ છીએ. આ પ્રમાણે ઉત્તમ જીવનચરિત્રોના સહવાસમાં રહેવું, જીવવું અને તેમના દાખલાદૃષ્ટાંત જોઇને સ્ફૂર્તિમાન થવું, એ તે તે ઉત્તમ આત્માઓના સમાગમમાં આવવા બરાબર અને ઉત્તમ મંડળના સહવાસમાં રહેવા બરાબર છે."

* * *

"ઉત્તમ ચરિત્રો તેના વાચકને બતાવી આપે છે કે, એક સામાન્ય મનુષ્ય પણ પોતાનું જીવન કેટલી હદસુધી ઉત્તમ બનાવી શકે તથા કેવાં ઉચ્ચ કાર્ય કરી શકે અને જગતમાં કેટલી બધી સારી અસરો ફેલાવી શકે."

* * *

"મહાન સ્ત્રીપુરુષોનાં જીવનચરિત્રોનું ચિંતન કરાય છે, ત્યારે આ વાત બરાબર સમજી શકાય છે કે, મહત્તાનો દરવાજો સર્વ કોઇ માટે ઉઘાડો છે."

* * *

આવું છે તેથીજ આ સંસ્થા તરફથી ઉત્તમ ચરિત્રો નીકળેલાં છે, જેની વિગત અન્યત્ર આપી છે.

# गीतानो उपयोग अने उपकारकता

ખરેખર ગીતાના જેવો દિવ્ય સંદેશ પહોંચાડનારો ગ્રંથ આજ-સુધી બીજો નથીજ રચાયો. ગીતાના સંબંધમાં માનવજાતિએ એટલી બધી આલોચના–પ્રત્યાલોચના કરી છે કે જેટલી આજસુધી બીજા કોઇ પણ ગ્રંથની થઇ નથી. ગીતાના કેવળ અંતરંગરૂપ ઉપરજ એટલું બધું લખાયું છે કે, જો તે બધાનો સંગ્રહ કરવામાં આવે તો મહાભારત જેવડા કેટલાય ગ્રંથ ભરાઇ જાય.

ગીતાના **કાવ્યમાધુર્ય** ઉપર કવિ વિમુગ્ધ થાય છે; ગીતાના **સાર્વભૌમ નીતિશાસ્ત્ર** ઉપર નીતિજ્ઞ ગળગળો થઈ જાય છે; ગીતાના **નિષ્કામ કર્મયોગ** ઉપર કર્મયોગી આફરીન થાય છે અને ગીતાની **વીર વાણી** ઉપર દૃઢપ્રતિજ્ઞ માનવી આસક્ત થાય છે. કોઇ ગીતાને **જ્ઞાનનો સાગર** કહે છે, તો કોઇ તેને **ઉપનિષદોનું હૃદય** કહે છે. કોઇ એને **કર્મયોગશાસ્ત્ર** કહે છે, તો કોઇ **ભક્તિસૂત્ર** કહે છે. વાસ્તવમાં ગીતા એ નટવર **શ્રીકૃષ્ણચંદ્રની** એક એવી **અલૌકિક ઝોળી** છે, અને એવું **સ્વર્ગનું કલ્પવૃક્ષ** છે, કે જેનાવડે માનવી જે કંઇ જોઇએ તે મેળવી શકે છે. જો એમ ન હોત તો ગીતામાંથી લોકોની ભિન્ન ભિન્ન રુચિ અનુસાર કર્મયોગ, ભક્તિયોગ, જ્ઞાનયોગ, પ્રવૃત્તિ, નિવૃત્તિ વગેરે ચિત્રવિચિત્ર ફળો ક્યાંથી નીકળી શકત?

એક દિવસે રોમન જાતિનું નામ સાંભળતાંજ યૂરોપની જાતિઓ ભીંજાયલી બિલ્લીની પેઠે ધ્રૂજતી હતી; એક સમયે બેબીલોનિયનોના ડરથી યૂરોપીયનો થરથર કંપતા હતા; એક જમાનામાં યૂરોપ, એશિયા અને આફ્રિકામાં ઇજીપ્શિયનોનો દમામ ચાલતો હતો અને એક કાળમાં ગ્રીકોની ધાક સમસ્ત યૂરોપમાં ફેલાઈ ગઇ હતી. પરંતુ એ જોરાવર જાતિઓ પણ કાળરૂપી સમુદ્રમાં ક્યાંની ક્યાંય વિલીન થઇ ગઇ; અને આ હિંદુજાતિ–કે જે કાસ્પિયન, ઝીલ, બલ્ક, હિરાત અને ત્રિવિષ્ટપ(તિબેટ)-માંની આગલી જાતિઓથી ઘણા કાળ પહેલાં ધર્મક્ષેત્ર કુરુક્ષેત્રમાં સુરસ શ્રુતિમંત્રોની લહરિમાં અવગાહન કરતી હતી તે–આજપર્યંત ટકી રહી છે એનું શું કારણ? અમારા અભિપ્રાય પ્રમાણે એનું જબરદસ્ત કારણ તેનું ઉદાત્ત સાહિત્ય (અને એ સર્વોત્તમ સાહિત્યના પાલન તથા કથાકીર્તનાદિ વડે તેનો પ્રચાર કર્યા કરનારાઓ) છે. વળી આ વાત પણ સત્ય છે કે, એ મહાન સાહિત્યનું મંથન કરીને તેનું હૃદય ગીતા-માં યોગેશ્વર શ્રીકૃષ્ણચંદ્રે એવી તો અજબ અને સુંદર રીતે ગોઠવી દીધું છે, કે જેથી આપણી આ હિંદુજાતિની પ્રતિષ્ઠા અને મહિમાનો સર્વત્ર પ્રચાર કરનારો એના જેવો બીજો એક પણ ગ્રંથ સમગ્ર સંસારમાં નથી.

આજે હિંદુજાતિ ગુલામ છે, દરીદ્ર છે, છિન્નભિન્ન છે અને ધૂર્ત જાતિઓ તો તેને "કપિલા ગાય" જેવી ભલી અને ભોળી માને છે. પરંતુ જ્યારે એ કપિલા ગાય–એ હિંદુજાતિ–ગીતાની અભય વાણી તરફ કાન માંડે છે; ત્યારે તો એને તેઓ ભૂખ્યા વાઘ જેવી ભયંકર જુએ છે અને તેમનાં એકેએક ગાત્ર ઢીલાં ઢબ થઇ જાય છે! જ્યારે એ જાતિઓ જુએ છે કે, એ ગરવી ગીતાના અનુવાદ ફૈઝીએ ફારસીમાં, અબુ સુલેહે અરબીમાં, સ્લેગને લેટિનમાં, ડિમિટ્રિયસે ગ્રીકમાં, બર્નુફે ફ્રેંચમાં, લોરિંજરે જર્મનમાં, સ્તાનિસલસ ગેર્ટાએ ઇટાલીમાં અને ટૉમ્સન, આર્નોલ્ડ, ડેવિસ, બિસેંટ તથા ચાર્લ્સ વિલ્કિન્સને અંગ્રેજી ભાષામાં કરીને ઘણી ખરી નીતિશૂન્ય જાતિઓમાં સદાચારશાસ્ત્રનો પ્રકાશ ફેલાવવાનો પ્રયત્ન કર્યો છે; ત્યારે એ પ્રજાઓ શરમાઇ જઇને હિંદુજાતિને મસ્તક નમાવે છે અને તેને આદિગુરુ, આદિસભ્ય, આદિવીર, આદિનીતિજ્ઞ અને આદિશાસક તરીકે માને છે.

બાલી અને જાવા બેટમાં ગીતાના કેટલાયે ગદ્યપદ્ય અનુવાદ હજી કાયમ છે અને ફિલ્મોમાં ગીતાનાં બધાં દશ્યો દેખાડવામાં આવે છે. આ વિશાળ ભારતમાં તો વેદો કરતાં પણ એ **ગીતામાતા**ની પ્રતિષ્ઠા વધારે છે.

તુલસીકૃત રામાયણ સિવાય ભારતવર્ષમાં કોઇ પણ ભાષામાં બીજો એવો કોઇ પણ ગ્રંથ નથી કે જેનો ગીતાના જેટલો પ્રચાર થયો હોય અને થતો હોય. પ્રત્યેક ધર્મપ્રેમી હિંદુ એનો નિત્યપાઠ કરે છે. મરણ વખતે પણ ગીતોપદેશ સંભળાવવાની અત્યંત પ્રાચીન પરિપાટી આપણે ત્યાં છે. વધારે તો શું, ભારતના જડચેતન સર્વમાં ગીતાઉપદેશના સંસ્કારો ભર્યા પડ્યા છે. અલબત્ત તે અવ્યક્ત છે, વ્યક્ત નથી; સુપ્ત છે, જાગ્રત નથી.

ગીતાના આ દિવ્ય કિંતુ અવ્યકત અને સૂઇ રહેલા ઉપદેશને વિકાસ અને જાગૃતિના નવીન સ્વાંગ સજાવવા એ હિંદુજાતિનું હાલનું પરમ આવશ્યક કર્તવ્ય છે. આપણે ગીતા વાંચીએ છીએ ખરા, પરંતુ તેનો સદુપયોગ કરવાનું જાણતા નથી! આપણે **"निर्वैरः सर्व भूतेषु"**નો પાઠ કરીએ છીએ, પરંતુ આપણા ઘરમાંજ વેરઝેરના દાવાનળ સળગી રહ્યા હોય છે! આપણે **"युध्यस्व विगतज्वरः"** નું રટણ કરીએ છીએ, પરંતુ ધર્મ અને જાતિની રક્ષાર્થે રણાંગણમાં કૂદી પડતાં ડરીએ છીએ! આપણે **"क्लैब्यं मा स्म गमः पार्थ"**નું પારાયણ કરીએ છીએ, પરંતુ મા–બહેનોની આબરૂ લૂંટાતી જોવા–જાણવા છતાંયે નપુંસકતા દર્શાવીએ છીએ! આપણે **"सुखिनः क्षत्रियाः पार्थ लभंते युद्धमीदृशम्"**નો દમ મારીએ છીએ, પરંતુ દેશની સ્વાધીનતાના સંગ્રામમાં નાગી તલવારોની ધારો ઉપર નાચતાં ડરીએ છીએ! આપણે **"क्षुद्रं हृदयदौर्बल्यं त्यक्त्वोत्तिष्ठ परंतप"**ની બુલંદ ગર્જના કરીએ છીએ, પણ વ્યવહારમાં તો હીજડાઓની પેઠે બીજાઓના

માર ખાયા કરીએ છીએ! આપણે **"नैनं छिंदन्ति शस्त्राणि नैनं दहति पावकः"**ની બડાઇ હાંકયા કરીએ છીએ; પરંતુ ધર્માત્માઓના તનતોડ પરિશ્રમ છતાંયે આત્મબળ ખીલવીને સંસારને ચકિત કરી શકતા નથી!

ગીતાનો નિત્યપાઠ કરો, તેને સમજો અને તે પ્રમાણે આચરણ કરો. જો તમે એ પ્રમાણે કરો, જો ગીતાનો વ્યાવહારિક ઉપયોગ કરો, તો તો એનો એકાદ શ્લોક પણ તમારી નસોમાં ચેતના જગવવાને પૂરતો છે. ગીતાનો એક એક શબ્દ અભય વાણીનો એક એક એવો અજબ નમુનો છે, કે જે અભય વાણીનો ભક્ત આદરી બેસે તો કૃતાંત કાળને પણ ધૂળભેગો કરી શકે તેમ છે; તો પછી મનુષ્યોના તે શા હિસાબ? હકીકત આવી હોવાથી પ્રત્યેક દેશાભિમાનીએ આ અભય વાણીને પોતાના હૃદયપટ ઉપર સુવર્ણાક્ષરે લખી લેવી જોઇએ. હિંદુ-સંગઠનના નિશામાં મસ્ત રહેનાર વ્યક્તિઓએ એવો પ્રખર પ્રયત્ન કરવો જોઇએ, કે જેથી પ્રત્યેક હિંદુગૃહમાં આ અભય વાણીનું—આ ગીતા-પનિષદનું રામનામની પેઠે રટણ થતું રહે. જેઓ સંસ્કૃતમાં ગીતા સમજી શકતા નથી તેઓ પોતાની માતૃભાષામાં વાંચે, અને જેઓ માતૃભાષા પણ જાણતા નથી તેઓ બીજાઓ પાસે વંચાવીને સાંભળે. આ રીતે જે દિવસે બધા હિંદુઓ ગીતાભક્ત થઈ તેનો વ્યાવહારિક ઉપયોગ કરીને (અથવા કરવા માટે) હિંદુજાતિ સમક્ષ જાગૃતિનો શંખનાદ ગજાવશે; તે દિવસે આ ભૂમંડળમાં એવી કોઇ પણ જાતિ નહિ રહે કે જે આપણી સામે આંખ પણ ઉંચી કરી શકે! જે દિવસે આપણે ધર્મરક્ષણ અને દેશાભિમાનને ખાતર વીરવ્યાઘ્ર અર્જુનની પેઠે ત્રિલોકવિજયી ગાંડીવનો વિજયટંકાર કરીશું, તે દિવસે આ સંસારમાં એવી તે કયી પ્રબળ શક્તિ છે કે જે ધુંટણીએ પડીને શિર નમાવે નહિ? ગીતાસિદ્ધાંતના પાયા ઉપર જે દિવસે આપણે સંગઠન કરી લઇશું, તે દિવસે વિશ્વની પ્રભુતામત્ત શક્તિઓ પણ ધ્રૂજી ઉઠશે અને મહા-ભયંકર કૃતાંત કાળ પણ કંપી ઉઠશે!!

(કલકત્તાના "હિંદૂપંચ" ઉપરથી સારાનુવાદ)

# ગીતા અને ઇંગ્લૅંડનો એક યહુદી

× × × હું પૂરેપૂરી રીતે એક ઇસાઇતરીકે ઉછરેલો છું અને મારી શક્તિ મુજબ બાઇબલનો મેં યથાર્થ અભ્યાસ કર્યો છે; છતાં મને કહેતાં હર્ષ થાય છે કે, એમાં જે લખવામાં આવ્યું છે તે માત્ર ભગવદ્‌ગીતાના સારરૂપે છે, એમજ મને લાગે છે. સાથે એ પણ મારે કહેવું પડે છે કે, × × × જે જ્ઞાન ગીતામાંથી મળે છે તે ઇસાઇ કે યહુદી ધર્મનાં બાઇબલોમાં મળતું નથી.

મને એજ આશ્ચર્ય થાય છે કે, ભારતીય નવયુવાનો શામાટે અહીં સુધી વિજ્ઞાન શીખવા આવે છે? નિ:સંદેહ એનું કારણ તેમનો પાશ્ચાત્ય દેશો પ્રત્યેનો મોહજ છે. તેમનાં ભોળાં હૃદયોએ હજુ નિર્દય અને અવિનયી પશ્ચિમવાસીઓનાં હૃદય ઓળખ્યાં નથી. વિદેશી શિક્ષણથી મળતી ભપકાદાર પદવીઓની લાલચે તેઓ એ સ્વાર્થીઓની ઇંદ્રજાળમાં ફસાય છે; બાકી જે દેશ યા સમાજને ગુલામીમાંથી છૂટવું હોય તેને માટે તો એ માર્ગ અધોગતિનોજ છે.

હું ઇસાઇ હોવા છતાં પણ ગીતાપ્રત્યે આટલું બધું માન શામાટે ધરાવું છું તે વિષે બે શબ્દ લખીશ. જે પ્રશ્નોનો નિકાલ હજુ પાશ્ચાત્ય વૈજ્ઞાનિકો નથી લાવી શક્યા, તેવા ગૂઢ પ્રશ્નોનો નિકાલ એ ગીતાગ્રંથમાં શુદ્ધ અને સરળ રીતે આપેલો છે.

× × × ×

એમાંનાં કેટલાંય સૂત્રો અમૂલ્ય ઉપદેશોથી ભરપૂર જણાયાં તેથીજ હું ગીતાપર મુગ્ધ થયો. મને માલમ પડયું કે, ગીતા તો સર્વોત્તમ જ્ઞાનથી ભરપૂર ખજાનો છે અને દરેકના જીવનને માટે માર્ગદર્શક ભોમીઆરૂપ છે. ટુંકામાં કહું તો તે સૂર્ય કરતાં પણ શ્રેષ્ઠ છે. કેમકે સૂર્ય જીવનદાતા છે તેમ સંહારકર્તા પણ છે; ત્યારે ગીતા તો પરમાનંદ આપનારી અને અનંત જીવન બક્ષનારી મહાન દેવી છે. મારે માટે તો એ સાક્ષાત્ યોગેશ્વરી માતા છે. એ ગીતા દુનિયાની અઢળક સંપત્તિવડે પણ ખરીદી શકાય નહિ, એવો ભારતવર્ષનો અમૂલ્ય-અલૌકિક ખજાનો છે.

**એફ. એચ. મોલેમ-લંડન**

શ્રીવિષ્ણુસહસ્રનામ–ગુજરાતી અર્થ સાથે.... ૦)–॥
પ્રભુમય જીવન–સુધારેલી નવી આવૃત્તિ .... ૦॥
શ્રીસુબોધ રત્નાકર–અસરકારક દૃષ્ટાંતો સાથે ૦॥।
અખાની વાણી–મનહર પદ સાથે .... .... ૧॥
પ્રીતમદાસની વાણી–ચરિત્ર સાથે મોટો સંગ્રહ ૧॥
છોટમની વાણી–ગ્રંથ ૧ લો ૧), બીજો ૧॥, ત્રીજો ૧)
શ્રીભજનસાગર–સાદું પૂંઠું ૦ાત, પાકું પૂંઠું ૦॥–
તામિલવેદ–એક મહાત્માનાં બોધવચનોનો સંગ્રહ છપાય છે.

| | |
|---|---|
| સ્વર્ગનું વિમાન ૧ાત | સ્વર્ગની કુંચી ૧ાત |
| સ્વર્ગનો ખજાનો ૧ાત | સ્વર્ગનો પ્રકાશ ૧ાત |

## उत्साह अने चेतनाप्रेरक पुस्तको

આર્યોના સંસ્કાર અથવા હિંદની વિદ્યાકળા ૦॥
શુભસંગ્રહ–ભાગ ૧ લો ૦।, ભાગ બીજો ૨॥, ભાગ ૩જો ૧॥
ભાગ ૪ થો ૧॥, ભાગ ૫ મો ૧॥, ભાગ ૬ ઠ્ઠો ૧॥।
આગળધસો ... .... ... ... .... ૧॥।
ભાગ્યના સૃષ્ટાઓ ... .... .... ... ૧॥
આદર્શ દૃષ્ટાંતમાળા–ભાગ ૧ લો ૧)ત, ભાગ બીજો ૧।
બંકિમ નિબંધમાળા–ધર્મતત્ત્વ સાથે ... ૧॥।

## बोधप्रद टुंकी वार्ताओ

ટુંકીવાર્તાઓ–ભાગ ૧ થી ૪ ભેગા ૬૬ વાતો... ૨)
ટુંકીવાર્તાઓ–ભાગ ૫ મો–૨૮ વાતો .... ૦॥।–
ટુંકીવાર્તાઓ–ભાગ ૬ ઠ્ઠો– ૨૭ વાતો ... ૧)
ટુંકીવાર્તાઓ–ભાગ ૭ મો–અનેક વાતો ... ૧॥
દયાળુ માતા અને સદ્દગુણી પુત્રી .... ૦।

## बोधदायक उत्तम जीवनचरित्रो

પરમહંસ શ્રીરામકૃષ્ણનું ચરિત્ર અને ઉપદેશો ૧॥
ભાસ્કરાનંદ અને વિજયકૃષ્ણ ગોસ્વામી ....૧॥
ભારતનાં સ્ત્રીરત્નો–ત્રણ ગ્રંથોમાં નવી આવૃત્તિ...૬)
મહાન સાધ્વીઓ–૧૫ અતિ ઉત્તમ ચરિત્રો ...૧।

[illegible] આપણે લૂંટીએ છીએ !" કાગડો પણ પોતાને 'ભારે ચતુર' સમજે છે; પણ ખરું જોતાં તો સવારથી સાંજ સુધી તે વિષ્ટાજ શોધતો ફરે છે અને તેની આંતરિક અશાંતિનો પાર નથી હોતો !"

"માણસ જો પ્રાણીમાત્રમાં રહેલા પ્રભુનીજ સેવા કરતો હોય, અને તેથી જો તે નામ, કીર્તિ કે સ્વર્ગની પણ ઈચ્છા ન રાખતો હોય; તથા જેમની સેવા કરે તેઓ પાસે પણ કશા બદલાની આશા રાખતો ન હોય, તો તો તે ખરેખર નિષ્કામ કર્મ કરે છે અને એ રીતે પોતાનો પરમ લાભ સાધી શકે છે. કર્મયોગ પણ એનેજ કહે છે. કેમકે એ પણ પરમાત્મદર્શન-પરમ ધામ અથવા મોક્ષપદ પામવાનો માર્ગ છે."

"બાળક જેમ પોતાની મા માટે રડે છે, તેમ પ્રભુ માટે પણ એટલી બધી આતુરતા--તાલાવેલી- જાગી ઉઠે કે જેથી મનુષ્ય રડી પડે, તો તે પણ જરૂર દર્શન આપી મળે."

"મોતીની ઇચ્છાવાળાએ તો ઉંડે ડૂબકી મારીને બહારથી ગુમ થવું જોઈએ. × × જેઓ સપાટી ઉપર લોકો જુએ તેમ તર્યા કરીને વાહવાહ બોલાવવા ઇચ્છે; તેમને પરમપદાર્થરૂપી મોંઘાં મોતી ક્યાંથી મળે અને સદા માટે દુઃખદારિદ્ર ક્યાંથી જાય ?"

"પરમાત્માના નામપર જે બધી વસ્તુઓ વારી જાય છે તેજ તેનાં દર્શન મેળવી શકે છે; પણ જે ત્યાગી ભૂખ તરસ જેટલીજ સેવા સ્વીકારીને એથી વધુ ભેટ વિંઢાળ્યા વિના ખાલી હાથે ચાલ્યો જાય છે તેજ ઈશ્વરની વધારે સમીપ રહી શકે છે."

"વહાલામાં વહાલાના [illegible] પેઠે, જે કોઇ પરમાત્મા માટે તલસે ને આક્રંદ કરે [illegible] આશ્ચર્ય તેનું દર્શન પામે છે."

"હું (રામકૃષ્ણદેવ) ખુ[illegible] [illegible]ડી પડતો અને પ્રાર્થના કરતો કે 'ઓ મા ! વેદમાં, [illegible]માં, પુરાણોમાં અને તંત્રોમાં જે જે લખ્યું હોય તે તે તું [illegible] મને શીખવ.' એટલે પછી તેણે એકેએક મને બધું [illegible] બતાવી દીધું."

